ઇમપિરિયલ ગેઝીટીઅર ઑફ ઇંડિયા.

# હિન્દ સામ્રાજ્ય.

## ( વૉલ્યુમ ચોથું. )

( પ્રથમ ભાગ, ૧ થી ૮ પ્રકરણો. )

હિન્દની રાજ્યપદ્ધતિ સંબંધી.

---

ભાષાન્તર કર્તા

સ્વ. રા. બ. દુર્લભજી ધરમસી વેદ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સન ૧૯૧૫.

કીમત એક રૂપિયો.

# પ્રસ્તાવના.

ઇમ્પિરિયલ ગેઝીટીઅર–વોલ્યુમ ૪ થાનાં પ્રથમ આઠ પ્રકરણો, પુસ્તકરૂપે બહાર પડે, તે પહેલાં, તેના ભાષાંતરકર્તા રા. બા. દુર્લભજી ધરમશી વૈદના મૃત્યુની નોંધ કરતાં અમને ખેદ થાય છે. ગયા માસમાં અમે તેમને મૂળ ઇંગ્રેજી પુસ્તક ઈ. સ. ૧૯૦૫–૦૬ માં પ્રસિદ્ધ થયા પછી, હિન્દુસ્તાન રાજવહિવટમાં, જે મોટા અને મહત્વના જાણવા જેવા ફેરફારો થએલા છે અને નામદાર હિંદી સરકાર તરફથી જાહેર હિતના પ્રશ્નોપર સરકારના રાજનીતિ અને ધોરણના ઠરાવો બહાર પડયા છે અને તે ઉપરાંત હાલ સન. ૧૯૧૧ ના વસ્તીપત્રકના સવિસ્તર આંકડાઓ અને ઉપયોગી હકીકત પ્રાપ્ત થયાં છે, તે બધાની નોંધ, છુટક દરેક પ્રકરણને અન્તે, નોટરૂપે, અથવા સામટી, એક સ્વતંત્ર ઉપોદ્ઘાત લખીને, આજપર્યંતની નવી અને વધારાની ઉપયોગી માહિતી, પ્રસ્તુત પુસ્તકમાં ઉમેરવાને, વિનંતિ કરી હતી. પણ તેના પ્રત્યુત્તરમાં, વૃદ્ધાવસ્થાની નબળાઈ અને બિમારીને લીધે તે કામ કરવાની તેમણે પોતાની અશક્તિ જણાવી હતી.

આ કાર્ય ઉપાડી લેવાને, પ્રથમ આખા પુસ્તકનો બરોબર અભ્યાસ અને તે સાથે એ વિષયને લગતાં પુસ્તકો અને રીપોર્ટો વગેરે વાંચી જવાને અને તેની પુરતી નોંધ કરી લેવાને સારો અવકાશ હોવાની ખાસ જરૂર છે. તેથી બીજા ભાગમાં ઉપર દર્શાવેલી, જરૂરી માહિતી પરિશિષ્ટરૂપે આપવાપર એ કાર્ય હાલમાં મૂલતવી રાખ્યું છે.

આવા પુસ્તકોમાં અશુદ્ધિ અને ભૂલો ન હોવાં જોઇએ છતાં આમાં રહી ગએલા ઘણા દોષો અને પ્રેસ ભૂલો માટે, ખરેખર અમે બહુ દિલગીર છીએ. શુદ્ધિપત્રક અને અનુક્રમણિકા બીજા ભાગમાં આપવાને બનતી વ્યવસ્થા કરવામાં આવશે.

તા. ૧૦–૧–૧૯૧૫.

આસિ. સેક્રેટરી.

# સાંકળિયું.

---

# હિંદ સામ્રાજ્ય.

## પુસ્તક ચોથું.

## રાજવહિવટ સંબંધી

## પ્રકરણ પહેલું.

### ઇન્ડિયા સરકાર.

ઇન્ડિયામાં બ્રિટિશ રાજવહિવટનો ઉદ્ભવ અને પ્રકાર એ આ પ્રકરણનો વિષય છે,-પરંતુ આગલા જમાનામાં હિંદુ અને મુસલમાનોએ રાજ્ય કર્યાં તેના સામાન્ય પ્રકારનો કેટલોક ખ્યાલ પ્રારંભમાં આપીએ છીએ.

**માનવ ધર્મ શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે હિંદુ રાજ્ય પદ્ધતિ.**

મુસલમાનની સર્વોપરિ સત્તાની પૂર્વેના લાંબા સમયમાં હિંદુઓનું સામાજિક બંધારણ મનુષ્ય સંસ્થાઓમાં રહેલા વિકાસ અને નાશની ધીમે ધીમે આવતી સ્થિતિઓમાં પસાર થયું. સિંધુના કિનારા ઉપર ફતેહ મેળવનારા અને વસનાઓને, ઇન્ડિઆના દ્વિપકલ્પના મ્હોટા ભાગમાં તે પછીના કાળની દરમિયાન થયેલાં હિંદુ રાજ્યોને, અને તે રાજ્યોની પડતી દિશાના દિવસોમાં તેઓના પછી જે રાજકર્તા થયા, તેઓ બધાને એક સરખી રીતે લાગુ પડે એવું વર્ણન આપવું એ શક્ય નથી. મધ્યનો વખત પસંદ કરવો એજ હાલના ઉદ્દેશ માટે બસ થશે; અને મનુના ધારામાં પ્રગટ કરેલો સમય ઘણો યોગ્ય

લાગશે. ક્રાઈસ્ટ પહેલાંની બીજી સદીએ, અને તેના પછીની બીજી સદીની વચ્ચેની તારીખ વર્તમાન રૂપના એ ધારાઓ માટે વિદ્વાનો અંકિત કરે છે. પોતાના વિદ્યાર્થીઓને ગોખવા સારૂં ભિન્ન ભિન્ન મતના સ્થાપનારાઓએ રચેલાં સમાન પુસ્તકોમાં વધારે પુરાણો ગદ્યાત્મક ધારો હતો તેનું છંદોબદ્ધ થયેલું પુસ્તક એ છે. મહાન્ સિકંદરના મૃત્યુ પછી પ્રસિદ્ધ અશોકના દાદા ચંદ્રગુપ્ત મૌર્યે વીસ વર્ષ સુધી બિહારથી પંજાબ પર્યન્ત સમગ્ર ઉત્તર હિંદુસ્થાન ઉપર રાજ્ય કર્યું; અને જો કે એ છંદોબદ્ધ ધારો કંઈક પછીથી તૈયાર થયેલ, તોપણ આ મહાન્ રાજા રાજ્ય કરતો હતો તે વખતની વર્તમાન સામાજિક સ્થિતિ તેમાં ઘણું કરીને ઠીક રીતે વર્ણવેલી છે. આરિઅન, સ્ટ્રાબો, અને બીજા યુનાની લેખકોએ એ જમાના ઉપર અધિક પ્રકાશ નાખ્યો છે, અને ચંદ્રગુપ્તના દરબારમાં સિકંદરના સામ્રાજ્યના પૂર્વ ભાગ ઉપરની ગાદીએ આવનાર સેલ્યુકસના એલચી મેગાસ્થેનેસે ખાસ કરીને અધિક પ્રકાશ પાડેલો છે.

એ ધારામાં સ્વતંત્ર એક રાજાધિપત્યના રાજ્ય વહિવટની પદ્ધતિ વર્ણવેલી છે, અને રાજ્યકર્ત્તાની સત્તા અને કીર્તિનું બયાન કરવા માટે ભભકાદાર કાવ્યાલંકારો વાપરેલા છે. *[1] બળાત્કારને અંકુશમાં રાખવો અને દુષ્ટને શાસન કરવું એ તેના મુખ્ય ધર્મો બતાવ્યા છે. તેણે દિવસ કેવી રીતે નિર્ગમન કરવો તે પણ જરા સૂક્ષ્મ રીતે દર્શાવ્યું છે. તેણે બ્રાહ્મી મૂહુર્તે બિછાનામાંથી ઉઠવું જોઇએ, પ્રાતઃયજ્ઞ કરવો, જાહેર કચેરી ભરવી, સ્ત્રીઓ અને વાત કરતાં પક્ષીઓને જેમાંથી સંભાળથી બહાર કાઢયાં હોય તેવી કોઈ એકાન્ત જગોમાં પોતાના મંત્રીઓ સાથે મસલહત કરવી, વ્યાયામ કરવો, સ્નાન કરી ભોજન જમવું, પોતાનું અને કુટુંબનું કામકાજ

---

*૧ મૌર્યના જમાનાની પૂર્વે ઉત્તર હિંદુસ્થાનમાં અમારોનાં પ્રજાસત્તાક રાજ્યો હતાં, તેની મનોરંજક હકિકત પ્રોફેસર રહીઝ ડેવિડના "બુદ્ધિસ્ટ ઇન્ડિયા" નામના પુસ્તકના બીજા પ્રકરણમાં આપેલી છે; પરંતુ તેમાં પણ ધીમે ધીરે સર્વોપરિ સત્તા વંશપરંપરાની અને સ્વતંત્ર થઇ.

આટોપવું, થોડો સમય આરામ લેવો, સૈન્ય તપાસવું, સૂર્યાસ્ત સમયે પોતાની ધર્મ ક્રિયાઓ કરવી, પોતાના દૂતો પાસેથી નવીન સમાચાર સાંભળવા, વાળુ માટે જનાનામાં જવું, અને થોડી વાર સંગીતનો આનંદ લઇ પોઢવું. દરબારમાં કેટલીક ભવ્યતા જાળવી રાખવામાં આવતી અને યુનાની લેખકો તો ભભકાદાર સ્વારીઓ અને પોશાકનું વર્ણન કરે છે. રાજ્યકાર્યભાર કરવામાં પોતાને સહાય્ય કરવા સાત મંત્રીઓ, અને તેઓ બધા કરતાં અધિક સુપ્રસિદ્ધ એક વિદ્વાન્ બ્રાહ્મણને રાજાએ નીમવો. વળી તેણે વસુલાત એકઠી કરવા માટે યોગ્ય પુરૂષો, અને પરરાજ્ય સાથેના કાર્યો જેણે પરિપૂર્ણ કરેલાં જણાતો હોય એવો એક "એલચી" પોતાની નોકરીમાં રાખવો. એક કસબા અથવા ગામના મુખી સુધીના મુલ્કી અમલદારોએ રાજ્યવહિવટ ચલાવવો. દેશના સનાતન રિવાજ મુજબ ગામો સ્થાનિક સ્વરાજ્યની સત્તા વિશાળપણે ભોગવતાં હતાં. ગ્રામ્યસમાજ વિષે મનુ ઇસારો કરે છે, પણ તેની મહત્ત્વની આવશ્યકતાનું અલ્પજ બયાન આપે છે. મેગાસ્થનેસને એ ધોરણ સંપૂર્ણ અમલમાં આવેલું માલૂમ પડયું, અને દરેક ગામ ગ્રીક લોકોને સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય ભોગવતું દૃષ્ટિગોચર થયું હતું. દરેક સાધારણ પ્રકારના કસ્બામાં તેનાં કામકાજ સારૂં એક અધ્યક્ષ રહેતો હતો. સ્થાનિક અમલદારો (પોતાની સત્તાનો) ગેરઉપયોગ કરવા વલણ ધરાવતા હતા ( એમ કહેવાય છે ) તેને પ્રતિબંધમાં રાખવા એ તે ( અધ્યક્ષ ) ની ફરજ હતી. મેગાસ્થનેસ લખે છે કે હિંદુસ્થાનના ૧૧૮ રાજ્યોમાં વિભાગ કરેલા હતા. હિંદુ રાજાઓ વારંવાર લડાઇઓમાં પણ ઉતરતા હશે, કેમકે મનુના પ્રબંધનો કેટલોક ભાગ સૈનિક યોજનાઓ, અને પર રાજ્યો સંબંધી રાજનીતિનાં સૂત્રો અને શિક્ષણથી ભરપૂર છે. અને ( વળી ) જબરાં સૈન્યો પણ રાખવામાં આવતાં હતાં. મેગાસ્થેનેસના લખવા પ્રમાણે તો સાંપ્રત કાળમાં સમગ્ર ઇન્ડિયાના સામ્રાજ્યના સંરક્ષણ અર્થે જે લશ્કર રાખવામાં આવે છે તેનાથી પણ બમણા કરતાં અધિક સૈન્ય ચંદ્રગુપ્ત પાસે હતું, અને તે હાથીથી, અને લડાઇના રથોથી સારી

રીતે સજ્જ થયેલું હતું. દેશના લશ્કરી વિભાગો કરવામાં આવ્યા હતા, તે દરેકમાં પસંદ કરેલા સરદારના તાબામાં લશ્કરી ટુકડીઓ રાખવામાં આવતી હતી. શત્રુ સામે યોજવાના ચાર ઉપાય છે, દામ, ભેદ, સામ અને દંડ; તેમાં સુજ્ઞ લોકો છેવટના બે એટલે સામ અને દંડ ને પસંદ કરે છે એમ કહેવાય છે. રાજાએ પોતાના નજીકના પડોશીઓને દુશ્મન ગણવા; એ સ્વાભાવિક દુશ્મનોની અડોઅડ રહેનારી સત્તાઓને મિત્ર ગણવી, અને સઘળી દુરની સત્તાઓને ત્રાહિત તરીકે માનવી. પર રાજ્યો સંબંધી રાજનીતિ અને યુદ્ધ એ બન્નેમાં દૂતોને માટે મ્હોટી અગત્યના લાગુ કરેલી છે. યુદ્ધ અને જયના નિયમો દયાર્દ્રભાવને માટે પ્રસિદ્ધ હતા. પેદાશમાં જમીનના ઉત્પન્નમાંથી ભાગ, વેપાર ઉપરની જગાત, વેપારી અને દુકાનદારો પાસેથી જુજ વાર્ષિક લાગો, અને કારીગર અને મજુરો પાસેથી દર મહીને એક દિવસ વેઠનો વારો લેવો એ હતાં. મનુના પ્રબંધમાં પ્રદર્શિત કરેલા નમુનાને ખરેખરો રાજવહિવટ અનુસરતો કરવાનો દરજ્જો ઘણે અંશે રાજાના સુલક્ષણ અને કાબેલિયત ઉપર આધારભૂત હતો. ગ્રીક અને ચીનાઇ મુસાફરો અને લેખકોની તવારીખો બતાવી આપે છે કે એકંદર રીતે પ્રજા સંતુષ્ટ અને સુરક્ષિત હતી.

**મોગલના જમાના-ની રાજ્ય પદ્ધતિ.**

હિંદુસ્થાનમાં જે મુસલમાન વંશોએ રાજ કર્યું તેમાં સર્વેથી શ્રેષ્ટ છેવટનો તૈમુરનો મોગલ વંશ હતો, અને મોગલ બાદશાહોમાં અકબર સર્વેથી શ્રેષ્ટ હતો. તેણે ઈ. સ. ૧૫૫૬ થી તે ૧૬૦૫ સુધી રાજ્ય કર્યું; અને તેણે કંદહારથી તે ઠેઠ બંગાળાની છેવટની સરહદ પર્યન્ત અને હિમાલયથી દક્ષિણ સુધીના વિસ્તારવાળા મુલ્ક ઉપર પોતાની સત્તા મજબૂત કરી. અકબરના દરબાર અને રાજ્યરીતિનો વિગતવાર હેવાલ આઇને અકબરી અથવા અકબરના ધારાઓમાં સંગ્રહીત થયેલો કાયમ છે, તે તેના મિત્ર અને મંત્રી અબુલ ફજ્લનો લખેલો છે. સમકાલિન બીજી તવારીખોમાં તથા એ "મહાન્ મોગલ"ના દરબારની મુલાકાતો લેનાર યુરોપવાસીઓના

બયાનમાં પણ તેનો હેવાલ આપેલો છે. એ દરબાર ખુદને ભારે ખર્ચે કરી જબરા ઠાઠથી રાખવામાં આવતો હતો. થોડી મુદત સુધી આગ્રા નજીક આવેલ ફતેહપુર સિક્રી અકબરનું પાયતખ્ત હતું. તેની મહેલાત-માંથી દ્રષ્ટિગોચર થતો ચોતરફનો દેખાવ જેવો પૂર્વની ભવ્ય શોભાનો આબેહુબ ચિતાર આપે છે તેવો કોઈ પણ ઇન્ડિયાનો બીજો દેખાવ આપતો નથી. સુશોભિત દિવાનખાનાં, વિશાળ ચોક અને તબેલો, રાણીઓના સુંદર આવાસો, લાવણ્યતાયુક્ત મસ્જીદો, અને કામકાજ અને મોજશોખ સારૂં બાંધેલી અન્ય સંખ્યાબંધ ઇમારતો એ બધાં તેમના પ્રારંભમાં તો એક મહાન રાજ્યકર્ત્તાને સારી રીતે યોગ્ય ગણાય એવાં રહેઠાણો બની રહ્યાં હશેજ, અબુલ ફઝલ કહે છે કે "એ ભલો નૃપતિ સૌથી નજીવી બાબતો પર પણ પોતાનો ખ્યાલ આપવાની ના પાડતો નથી." અકબરની જબરદસ્ત સંસ્થામાં એજ ધોરણ સંપૂર્ણ રીતે યોજિત કરવામાં આવતું હતું. રાજદરબારના દરેક ખાતાના વહિવટને લગતી સવિસ્તર વિગતો આઇને—અકબરીમાં સમાવિષ્ટ થયેલી છે. ખજાનો, તોષાખાનું, ટંકશાળ, જનાનખાનું, આબદારખાનું, બબરચીખાનું, મેવાખાનું, ખુશબોખાનું, જામદારખાનું, કિતાબખાનું, તસ્બીરખાનું, શીલીખાનું અને તબેલાખાતું એ સઘળાને માટે ચોકસ અને બારીક નિયમો તેમાં વિષયી કરેલા છે.

ધર્મ માટે તટસ્થપણું અને હિંદુ પ્રજાને ખુશ રાખવી તથા પોતાના ધોરણમાં સામીલ કરવી એ અકબરના રાજ્યકારોબારના મુખ્ય વિષયો હતા. રાજ્યવહિવટ માટે શેહનશાહતના પંદર સુબાહ અથવા પ્રાન્તોમાં વિભાગ પાડયા હતા, દરેક પ્રાન્ત ઉપર એક સુબો નિમવામાં આવ્યો હતો. શાહનશાહની નિઘેબાની તળે તેને સર્વોપરી મુલ્કી અને લશ્કરી અખત્યાર આપવામાં આવ્યો હતો. અકબરની વસૂલાતી પદ્ધતિનો આધાર અસલ હિંદુ રિવાજો ઉપર રાખવામાં આવ્યો હતો, અને તે ઘણો ખરો અદ્યાપિ સજીવન છે. પ્રથમ તો તેણે જમીન માપવાનું કામ કરાવ્યું. ત્યાર બાદ તેના અમલદારોએ જમીનના દરેક એકરની પેદાશ કાઢી; અને એકંદર

પેદાશના એક તૃતિયાંશ જેટલો રાજભાગ ઠરાવ્યો. છેવટ તેઓએ એ નીપજના ભાગ રોકડ નાણામાં આપવાનો દર મુકરર કર્યો. શરૂઆતમાં આ રીતે ફરી પ્રત્યેક શાલ કરવામાં આવતું હતું. પરંતુ ખેડૂતો પાસેથી બળાત્કારે કઢાવવામાં આવતું હોય તેમાંથી તથા વાર્ષિક તપાસથી તેઓને પહોંચતી હાલાકીમાંથી બચાવવા ખાતર પછીથી અકબરની જમાબંધી દસ વર્ષને માટે કરવામાં આવતી હતી. કુલ પેદાશનો ત્રીજો ભાગ અકબરના અમલદારો સખ્તાઈથી વસૂલ કરતા, અને હાલના જમાનામાં બ્રિટિશ રાજ્ય ( વધારે વિસ્તારવાળા મુલ્કમાંથી લે છે ) ઉત્તર હિંદુસ્થાનમાંથી જેટલી વસૂલ કરે છે તેના કરતાં અકબરના વખતની વસૂલાત વધારે હતી. *[1] એ જમાબંધી અકબરના મહાન્ હિંદુ મંત્રી રાજા ટોડરમલની આજ્ઞાનુસાર થઈ હતી. સ્થાનિક મુખ્ય વસૂલાતી અમલદાર " અમલગુઝાર " ( કહેવાતો ) હતો. વસૂલાતી કામ ઉપરાંત તે માજીસ્ટ્રેટ અને પોલીસનું પણ કામ કરતો, અને ખેડુત વર્ગના કલ્યાણ સંબંધી સઘળી બાબતોનો તેણે ખ્યાલ રાખવો જોઈતો હતો. જુજ અંશે બ્રિટિશ પરગણાના માજીસ્ટ્રેટ અને કલેકટરના જેવીજ ફરજો તેને માટે આઈને અકબરીમાં વર્ણવેલી છે તે જોઈ આપણે અજબ થવાનું છે. ખેડૂતના નિકટના મિત્ર તરીકે વર્તવા, કામમાં ઉદ્યોગી રહેવા અને સખ્ત રીતે સત્યનું પરિપાલન કરવા તેને આજ્ઞા આપેલી છે. ઉપદેશને ગણકારે નહિ એવા "લુચ્ચા અને હુકમ નહિ માનનારાઓ" ને શિક્ષા કરવી એ તેની ફરજ છે, અને ખૂન અગર બીજા દેહાન્ત ગુનાહના બદલામાં રોકડો દંડ લઈ તેણે સંતોષ માનવો નહિ. પડતર જમીન સાંથવા માટે તેણે પ્રયત્ન કરવો જોઈએ, અને સામાન્ય લાભ અને ઉપયોગની જણસોના વાવેતર વૃદ્ધિ માટે ચાલતા દરમાં છૂટ મૂકવા તેને પરવાનગી હતી. સગવડ પડતી મુદ્દતે પાછા ભરી દેવાની શરતે ગરીબ ગરજાઉ ખેડૂતને તગાવીનાં નાણાં આપી તેણે મદદ કરવાની હતી. સ્થાનિક ખજાનો તેના હવાલમાં સોંપરત થતો અને અમુક રકમ ઉપરાંત થાય કે

*[1] હન્ટર કૃત ઇન્ડિયન એમ્પાયર, ત્રીજી નવી આવૃત્તિ, પૃષ્ટ ૩૫૧—૨.

તુરત વસુલાત મથકને સ્થળે તેણે મોકલી આપવી જોઈતી હતી. ગેરહાજર લોકોની અને બિનવારસ ગુજરનારાની મિલ્કત તેણે સ્વાધીન લેવાની હતી. અને તે બાબત સુબા તરફ ખબર પણ લખી જણાવવાના હતા. લોક સ્થિતિ, માલના બજાર ભાવના નિરખ અને જાણવા જોગ બીજા બનાવો-ના માસિક ખબરો ( રિપોર્ટ ) તેણે મોકલવાના હતા. દરેક મ્હોટું ગામ એક માજીસ્ટ્રેટ, જેને કોટવાળ કહેતા, તેની સોંપરતમાં રાખવામાં આવતું. તે પોલીસનો ઉપરી હતો, અને સ્થાનિક કારોબારની બધી શાખાઓ ઉપર નિગ્રેગાની રાખતો હતો. કસ્બા સિવાયનાં બીજાં ગામોમાં પોલીસ રાખવામાં આવતી ન હતી, પરંતુ ત્યાં વંશપરંપરાના પસાયતા યાને ચોકી-યાતો રહેતા. માજીસ્ટ્રેટ સિવાય વળી એ મીરઅદ્દલ ( ન્યાયાધીશ ) અને મુસલમાની સરેહ જાણનાર કાઝીની એક અદાલત ઈનસાફ આપવાનું કામ કરતી. કાઝી તપાસ ચલાવી કાયદા ( ના આધાર ) બતાવતો, અને મીરઅદ્દલ, જે વધારે મ્હોટા દરજ્જાનો અમલદાર હોય એમ જણાતું હતું, તે ફેસલા કરતો.

. તૈમુરની ઓલાદમાં છઠ્ઠો ઔરંગઝેબ થયો. તે દિલ્હીના મહાન્ બાદશાહોમાં છેલ્લો હતો. અકબરની ડહાપણભરી અને તટસ્થ રાજપદ્ધતિ કેટલેક દરજ્જે તેના ધર્માન્ધપણાથી નાબુદ થવા પામી અને તેના રાજ્યે મરાઠાની સત્તાનો ઉદય નિહાળ્યો. ઇ. સ. ૧૭૦૭ માં તેનું મૃત્યુ થયું ત્યારે મોગલોની બાદશાહી અવ્યવસ્થા અને નાશની સ્થિતિમાં આવી પડી; અને કેટલીક મુદ્દત સર્વત્ર લડાઇઓ ચાલી; અને તેના બદલામાં બ્રિટિશ સામ્રાજ્ય સ્થપાયું.

**બ્રિટિશ ઇન્ડિયાની તવારીખની મુદ્દતો.**

સર સી. પી. ઇલબર્ટે પોતાના "ઇન્ડિયા સરકાર" ( નામના પુસ્તક ) માં લખ્યું છે તે પ્રમાણે બ્રિટિશ ઇન્ડિયાની તવારીખની ત્રણ મુદ્દતો છે. સતરમી સદીના પ્રારંભથી તે અરધી અઢારમી સદી પર્યન્ત ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું વેપારમંડળ હતું. તેના અસ્તિત્વનો આધાર

દેશી સત્તાઓની પરવાનગી ઉપર રહ્યો હતો. હોલૅન્ડ અને ફ્રાન્સના વ્યાપારમંડળો સાથે તે સ્પર્ધામાં આવી હતી. ને પછીની સદીમાં કંપનીએ મુલકો હાથ કર્યા અને તેને સુદૃઢ કર્યા, અને ( બ્રિટિશ ) તખ્ત સાથે રાજસત્તા અધિક થતા પ્રમાણમાં ભોગવી. છેવટે ધીરે ધીરે તે પોતાના વ્યાપારના હક્કો અને ફરજો ખોઈ બેઠી. સન. ૧૮૫૭ ના બંળવા પછી કંપનીની અવશિષ્ટ સત્તાઓ ( બ્રિટિશ ) રાજ્યના હસ્તક ગઈ. ત્યાર પછીથી સુલેહનો જમાનો પ્રવર્ત્યો છે. તેમાં ઇન્ડિયા નૂતન ચૈતન્ય અને પ્રગતિથી જાગૃત થયું છે. આ ઇતિહાસની સવિસ્તર હકીકતોમાં ઉતરવાનો આ પ્રકરણનો ઉદ્દેશ નથી, પરંતુ રાજકીય સંસ્થાઓ, તેના ઉદ્ભવના અભ્યાસ વગર, યથાર્થ રીતે સમજી શકાય નહિ. ઇન્ડિયામાં તો રાજવહિવટના ધોરણનો વિકાસ મુલકોની પ્રાપ્તિના ક્રમને એવો નિકટ રીતે અનુગત થયેલો છે કે બ્રિટિશ સત્તાના અભ્યુદયને લગતા મુખ્ય મુખ્ય બનાવોનું સંક્ષિપ્ત નિરીક્ષણ અવશ્યનું જણાશે.

**અઢારમી સદીનો મધ્ય સુધી ઇસ્ટ ઈન્ડિયા કંપની.**

રાણી ઈલીઝાબેથ અને અકબરના મૃત્યુ પહેલાં થોડે વર્ષે ૧૪ મી સપ્ટેંબર ૧૫૯૯ ના રોજ લંડનના વેપારીઓએ પૂર્વ સાથે સીધો વ્યાપાર સ્થાપવાના હેતુથી એક મંડળ નિમવા ઠરાવ્યું. સોળમી સદીના છેવટને દિવસે ( ૩૧ મી ડિસેંબર ૧૬૦૦) તે રાણીએ એક સનદ બક્ષી. તેમાં કમ્બરલાન્ડના અર્લ જોર્જ ને તથા ૨૧૫ નાઇટ, કસ્બાના કોટવાળો અને ફોજદારી અમલદારોને નિયુક્ત કર્યા, અને " ઇસ્ટ ઇન્ડિઝ સાથે વ્યાપાર ચલાવનાર ગવર્નર અને લન્ડનના વેપારીઓની કંપની " એવી તેની સંજ્ઞા રાખી. એ સનદથી એ કંપનીને કેપ ઓફ ગુડ હોપ્સ અને માગેલનની સામુદ્રધુની વચ્ચેના દેશો સાથે વ્યાપાર ચલાવવાનો તાહોદો મળ્યો. દોઢ સદી સુધી તો વ્યાપાર એજ પોતાના જીવનનો ઉદ્દેશ એમ કંપનીએ જાણ્યું. સ્ટુઅર્ટ વંશના રાજાઓએ તેમજ ક્રોમવેલે ઉત્તરોત્તર બીજી સનદો બક્ષી તેનો

તાહોદો કાયમ રાખ્યો, અને તેના સાહસની વૃદ્ધિ અને કોઠીઓની સ્થાપનાથી ઉત્પન્ન થયેલ જરૂરિયાતને પરિપૂર્ણ કરવા તેની સત્તાઓમાં પણ વધારો થયો. ૧૬૧૧ અને ૧૬૧૨ ની સાલોની દરમિયાન પૂર્વ કિનારા મસ્લીપટમ સાથે અને પશ્ચિમ કિનારા ઉપર સુરત સાથે વ્યાપાર કરવાના સંબંધો બાંધવામાં આવ્યા. ૧૬૩૯ માં એક સ્થાનિક રાજા પાસેથી મદ્રાસ ભાડે લેવામાં આવ્યું. ૧૬૬૧ માં કાથેરીન ઓફ બ્રાગન્ઝાના દાયજાના ભાગ તરીકે પોર્ટુગલે બ્રિટિશ ગાદીને મુંબઇ આપ્યું; અને ૧૬૬૮ ની સાલમાં તે (મુંબઈ) ઈસ્ટ ઇન્ડિયા કંપનીને "ગ્રીનિચની જાગીર વગર કિમ્મતે અને સામાન્ય હક્કોની સાથ કેટલાક કરારથી" બક્ષીસ તરીકે મળી. ૧૬૩૪ માં મોગલ બાદશાહ પાસેથી બંગાળા સાથે વેપાર કરવાની પરવાનગી મેળવવામાં આવી હતી. ૧૬૪૦ માં હુગલીમાં કોઠી સ્થાપવામાં આવી; અને સને ૧૬૮૬ ના બનાવોને લીધે જોબ ચાર્નકને ઔરંગઝેબના નાયબે હુગલી છોડવા ફરજ પાડી, અને તેને તે નદીથી નીચવાસ છેટે વસવું પડયું ત્યારથી કલકત્તાનો પાયો શરૂ થયો. ૧૬૮૮ ના રાજફેરફારને લીધે જુની અથવા "લન્ડન" ની કંપનીને સંકટ પ્રાપ્ત થયું. એક નવી 'ઇંગ્રેજી" કંપની સાથે તેને હક્ક માટે ફાંફાં મારવાં પડયાં, અને કેટલાંક વર્ષો સુધી તકરાર ચલાવ્યા બાદ ૧૭૦૨ ની સાલના લોર્ડ ગોડોલ્ફીનના લવાદી ઠરાવથી તે બને "વેસ્ટ ઇન્ડિઝમાં વેપાર ચલાવનારી ઇંગ્લાન્ડના વેપારીની સંયુક્ત કંપની" ના નામથી જોડાઇ ગઇ. આ મુદ્દતથી રાજ્યની સનદના બદલામાં પાર્લામેન્ટના ધારા પ્રમાણે તે કંપનીની સ્થિતિ નિયમિત થવા લાગી.

**ઇંગ્લાન્ડ અને ઇન્ડિઆમાં કારોબાર.**

રાણી એલિઝાબેથની સનદથી તે કંપનીને એકઠા મળી પોતાના કારોબાર સારૂ કાયદા બાંધવાના હેતુથી સભા ભરવાની સત્તા પ્રાપ્ત થઇ હતી; અને એક ગવર્નર અને ચોવીસ વાર્ષિક નિમાતા પુરૂષોના હસ્તક કાર્યવ્યવસ્થા સોંપરત થઇ હતી. સતરમી સદીને અંતે આ બંધારણ પ્રફુલ્લિત થઇ "જનરલ કોર્ટ ઓફ પ્રોપ્રાયેટર્સ એન્ડ ધી કોર્ટ ઓફ

ડિરેક્ટર્સ ” બની. ૫૦૦ પાઉન્ડના ભંડોળવાળાને કોર્ટ ઓફ પ્રોપ્રાયેટર્સમાં મત આપવા હક્ક હતો, અને ૨૦૦૦ પાઉન્ડના ભંડોળ વાળાને ડિરેક્ટર થવાની પાત્રતા મળતી. અધ્યાપિ ડિરેક્ટરોની સંખ્યા તો ચોવીશનીજ રહી, અને દર વર્ષે પ્રોપ્રાયટરોજ તેઓની નિમનોક કરતા હતા, અને તેઓને તેના ઠરાવો રદ કરવા સત્તા હતી. વોરન હેસ્ટિંગ્સના કારોબારને અંતે ડિરેક્ટરો અને આમની સભાના* ઠરાવો છતાં તેને (વોરન હેસ્ટિંગ્સને) હોદ્દા ઉપર કાયમ રાખી એ સત્તાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આ મુદ્દતને અંતે પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર, તથા બંગાળામાં કંપનીની કોઠીઓનો અને કારોબારી વહિવટ, થાણાનાં મુખ્ય સ્થળો—મદ્રાસ (ફોર્ટ સેન્ટ જોર્જ), મુંબઇ, અને કલકત્તા (ફોર્ટ વિલ્યમ) એ દરેકમાં પ્રમુખ (અથવા ગવર્નર) અને કંપનીના વડા નોકરોની સભા કરતાં હતા. તે પ્રમુખ અને સભા એકત્ર મળી તે સત્તાનો અમલ કરતાં હતા. વધારે મત પ્રમાણે હુકમો બહાર પાડવામાં આવતા હતા. ત્રણે હાતાઓ પરસ્પર સ્વતંત્ર હતા, અને માત્ર ઈંગ્લાન્ડના ડિરેક્ટરોનાજ તાબામાં હતા.

સૌથી નીચેની પંક્તિથી માંડીને કંપનીના નોકરોના વર્ગો પાડયા હતા, જેવા કે કારકુનો, કામદારો, વડા કામદારો, અને વેપારીઓ. નોકરીની મુદ્દત પ્રમાણે ઘણું કરીને પગાર વધારવામાં આવતો. પગાર અત્યન્ત ટૂંકા હતા, પરંતુ ખાનગી વ્યાપાર અને અપ્રતિષ્ઠિત સાધનોથી જબરી દોલત પ્રાપ્ત કરવામાં આવતી હતી.

**અઢારમી સદીની** અઢારમી સદીની મધ્યમાં જ્યારે ઇન્ડિયાના રાજકીય કામકાજમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની પ્રથમ પોતાનો ભાગ ભજવવા લાગી ત્યારે મોગલસત્તા પડી ભાગતી થઇ, અને

---

* ત્યારે નવીન નિમાયેલી અંકુશ રાખનારી સભાએ (બોર્ડ ઓફ કંટ્રોલે) મંજુર કરેલ કોર્ટ ઓફ ડિરેક્ટરના કામકાજો, રદ કરવા અથવા બદલવાની સત્તા પિટના ૧૭૮૪ ના ધારાથી કોર્ટ ઓફ પ્રોપ્રાએટર્સ પાસેથી ખૂંચી લેવામાં આવી, અને વસ્તુતઃ એ સભા માત્ર નિમનોક કરનારી થઇ ગઈ.

૫૫૩૮



**મધ્યમાં ઇન્ડિયાની રાજકીય પરિસ્થિતિ.** મહાન મરેઠાના એકસંપી રાજ્યો, સામ્રાજ્યના મુખ્ય અમલદારો, જુના હિંદુ રાજાઓ, અને નવીન રીતે ઉદય પામેલા નશીબદાર યોદ્ધાઓ તેના મુલકો ઉપર આધિપત્ય સંપાદિત કરવા નિરંતર લડાઇઓ મચાવતા રહ્યા. ઉત્તર હિંદુસ્થાનનો વધારે મોટો ભાગ અધ્યાપિ નામનોજ બાદશાહના હાથમાં હતો, પરંતુ એ મુલકના ઘણા ખરા ભાગ ઉપર તેનો અખત્યાર આગળની સત્તા કરતાં માત્ર આભાસરૂપે હતો. ૧૭૫૨ માં અફઘાની એહમદશાહે તેની પાસેથી પંજાબ ખૂંચવી લીધું; અને એ પ્રદેશ ત્યાર પછીનાં પચાસ વર્ષ સુધી રણજીતસિંહે અને તેના સીખોએ જીતી લીધો ત્યાં સુધી તે અફઘાની રાજસત્તા તળે રહ્યો. ઉપલી ગંગા નદી અને હિમાલયની વચ્ચે ખૂણામાં આવેલો રોહિલખંડનો પ્રદેશ અફઘાન ટેકરીઓમાંથી રોહિલાના નામથી પંકાયેલા હિમ્મતવાન સાહસિક લોકોએ સ્વાધીન કરી લીધો હતો. આઉધ અને બંગાળાના સુબાઓએ પોતાના પ્રાન્તો છેવટમાં સ્વતંત્ર રાજ્યોનાં રૂપમાં બદલાવી દીધાં હતાં. રાજપૂતાણાનાં રાજ્યો મરેઠાની સર્વોપરી સત્તા નીચે આવી પડયાં હતાં. રજપુત રાજાઓ પાસેથી તેઓ મરજી મુજબ મ્હોટાં મ્હોટાં ઉઘરાણાં લેતા. આ સમયે મરેઠાઓ ઇન્ડિયામાં અગ્રેસર સત્તા ધરાવનારા થઇ પડયા હતા. અને જો કે ત્યાં સુધી તેઓનું સામ્રાજ્ય પરિપૂર્ણ મર્યાદાએ પહોચ્યું ન હતું તથાપિ પશ્ચિમ કિનારેથી બંગાળાની સીમા સુધી, તેમજ દક્ષિણમાં તુંગભદ્રાથી તે ઉત્તરમાં જમના સુધી ( હિંદુસ્થાનના ) દ્વિપકલ્પમાં તેઓ ચોતરફ ફેલાઇ ચૂકયા હતા. મરેઠાઓના મુલકોની બહાર દક્ષિણમાં મોગલનો બાજો સુબો નિઝામ-ઉલ-મુલ્ક ઘણોજ બળવાન્ રાજકર્ત્તા હતો. તેણે દિલ્હીનો અંકુશ તોડી નાખ્યો હતો. તેનો ગાદીવારસ અધ્યાપિ હૈદ્રાબાદમાં રાજ્ય કરે છે. હાલ મદ્રાસ હાતાનો પૂર્વ ભાગ છે તે તરફના કિનારાના મુલ્ક ઉપર તેનો ( નિઝામનો ) નામનોજ તાબેદાર કર્ણાટકનો નવાબ રાજ્ય ચલાવતો હતો. દ્વિપકલ્પની દક્ષિણમાં જૂદાં જૂદાં હિંદુ રાજ્યો

હતાં. તેમાં એક અસલ વંશના હિંદુ રાજાના તાબામાં મૈસૂર સર્વથી મોટું હતું. તે કમનશીબે તુરતજ એક બહાદૂર મુસલમાન હૈદરઅલીની સત્તા તળે આવી ગયું. નાટકના મુખ્ય પાત્રોની પરિસ્થિતિ આ પ્રમાણે હતી. તેમાંના કોઇને પણ ખાત્રીલાયક રાજસત્તા હતી નહિ. અને યુદ્ધની બદલાઈ જતી તક મુજબ તેઓની સરહદોમાં પણ ફેરફાર થતો જતો હતો.

**લોર્ડ કલાઈવ ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો પ્રથમની ફતેહ.**

આ કજીઆકંકાસના ગરમાગરમ બિછાનામાં કંપનીને શાન્ત વેપારીનો ક્રમ જાળવવાનું અશકય માલૂમ પડયું. જ્યારે કાંઈ પણ વધારે વખત સુધી મધ્યસ્થ સત્તા તેનું સંરક્ષણ કરી શકે તેમ ન હતું ત્યારે તેણે સ્થાનિક સત્તાવાળાઓના તુરંગો અને લોભ સામે, તેમજ ફ્રેંચ લોકોની હરીફાઈ સામે જાતે હથિઆરબંધ થવું પડયું હતું. કર્ણાટકમાં ફ્રેંચ લોકોની હિલચાલને લીધેજ સત્તાને વાસ્તે યુદ્ધમાં બ્રિટિશ લોકોને પહેલી વખત ક્રિયાકારક ભાગ લેવો પડયો. આથી ઇન્ડિયાનો દક્ષિણ ભાગ હલહલી ગયો. ફ્રેંચ મુલકોના ગવર્નર ડુપ્લેને મોગલ શાહનશાહતની પડતીમાંથી ઉત્પન્ન થતી શકયતાઓનો ખરો ખ્યાલ હતો. તેણે ( જુદા જુદા ) પક્ષોની વચેની લડાઈમાં ભાગ લઇને અને પાશ્ચાત્ય રીત પ્રમાણે શસ્ત્રબંધ થયેલ અને કવાયત શીખેલ દેશી લશ્કર વડે ગ્રહણ કરેલ પક્ષને મદદ આપી યૂરોપિયન રાજસત્તા સ્થાપવાનો મનસુબો કર્યો. આ યુક્તિ તેણે એવી ચતુરાઇ અને ફતેહમંદીથી ચલાવી કે હૈદ્રાબાદ અને કર્ણાટકમાં તેણે ધારેલા નામવાળાઓનેજ સ્થાપિત કર્યા, અને ઇન્ડિયાના આ ભાગમાં સર્વોપરી લાગવગ મેળવી. પૂર્વ કિનારા પરના થાણાંઓમાંથી-કાઢી મૂકાવાની દહેશત જોઇ બ્રિટિશ લોકોને સામેના ઉમેદવારોના પક્ષને ટેકો આપવા ફરજ પડી. યુદ્ધની તે પછીની પ્રગતિ, તેમાં કલાઇવે લીધેલ શોભનીય ભાગ, અને ફ્રેંચ લોકોનો પરાજય થયો તેના કારણો એ બધું આ સ્થળે કહી શકાય તેમ નથી. મુખ્ય અણીની બિના એ છે કે ૧૭૬૧ માં, જ્યારે સર એયર કૂટે પોંડીચેરી હસ્તગત કર્યું અને ફ્રેંચ લોકોની સત્તા ધુળધાણી

થઇ ગઇ, ત્યારે ઇસ્ટ ઇન્ડિયા કંપની રાજકીય અને લશ્કરી ઉત્થુદયની સ્થિતિમાં આવી ગઇ હતી, અને એ નવીન સ્થિતિની જવાબદારીઓ તથા ફરજોને તેને સ્વીકાર કરવો પડયો હતો.

તેવીજ રીતે ઉત્તર ઇન્ડિયામાં બ્રિટિશ લોકોની પ્રગતિમાન્ રાજનીતિ ફ્રેંચ લોકો સાથેની હરીફાઇમાંથીજ આડકતરી રીતે ઉદય પામી. યૂરોપમાં લડાઈ જાગશે એવા ડરથી બંગાળાના નવાબ સુરાજ–ઉદ–દૌલાની મનાઇ છતાં તેઓએ કિલ્લે વિલ્યમના રક્ષણની મજબુતીનો પ્રારંભ કર્યો. પોતાની સત્તાના હક્ક ઉપર આ પેશકદમી થઈ, અને તેની સાથે નાખુશીનાં બીજાં કારણો મળ્યાં; તેથી તે નવાબ મોટા લશ્કર સાથે કલકત્તા તરફ કુચ કરવા દોરાયો. તેણે તે શેહેર લીધું, અને " બ્લેક હોલ " ( કારાગ્રહ ) નો શોકજનક બનાવ રચ્યો અથવા રચવા દીધો. તે પછીની લડાઇમાં કલાઇવે (૧૭૫૭) પ્લાસીના યુદ્ધમાં તે નવાબને હરાવ્યો, અને ઇન્ડિયામાંના સર્વેથી અધિક દોલતવાન્ પ્રાન્ત ઉપરતું છેવટનું આધિપત્ય પ્રાપ્ત કર્યું, તેથી કંપનીની સત્તાનું કેન્દ્રસ્થાન મદ્રાસથી કલકત્તે બદલાયું. ડુપ્લેના ધોરણનું અનુકરણ કરી કંપનીના લશ્કરે એક પુતળારૂપ નવાબ ઉભો કર્યો અને જારી રાખ્યો. આ યોજના અઠીક નિવડી. ગેરવ્યવસ્થા પસરી. તેને અંતે આઉધના નવાબ વઝીરે બંગાળાઉપર હુમલો કર્યો. તે દિલ્હીના નામના બાદશાહને પોતાની સ્વારીમાં સાથે ફેરવતો હતો. ૧૭૬૪માં ગંગા ઉપર આવેલ બક્ષર નજીક મેજર હેકટર મન્રોએ તેને શિકસ્ત ખવરાવી. થોડા વર્ષની ગેરહાજરી પછી કલાઇવ ઇન્ડિયામાં પાછો આવ્યો હતો. તેણે બાદશાહ પાસેથી બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાની યાને વસૂલાતી વહિવટની સત્તા મેળવી. મુલ્કી સત્તા પણ તે સાથે પ્રાપ્ત થઇ. નિઝામત યાને ફોજદારી અખત્યાર, અને પોલીસ અધિકાર નવાબના હસ્તક રહ્યાં. તો પણ ૧૭૭૨ સુધી બધો કારોબાર દેશીઓના અંકુશમાં હતો. ત્યારે કંપની દીવાન તરીકે ખડી થઇ ગઇ, અને વસૂલાતી ખાતાનો સીધો વહિવટ પોતાના હસ્તક લીધો. ત્યાર પછી તુરતમાંજ ફોજદારી હકુમત પણ સ્વાધીન કરી લીધી. આ પ્રમાણે બંગાળા ઉપરની મુલ્કી

સત્તાના પૂર્ણ હક્કો કંપનીને સંપાદિત થયા. બક્ષરના જયથી બ્રિટિશ શસ્ત્રો અલ્લાહબાદ જઇ પહોચ્યાં. આઉદ તેઓની દયા નીચે આવી રહ્યું હતું (તેનું તે ચાહે તે કરે તેવું હતું). કલાઇવ સાફ સમજ્યો હતો અને ચોખ્ખી રીતે કહેતો કે મોગલની શાહનશાહત આપણા પંજામાં છે. પરંતુ વિજયનો આ-મહાન્ મનસુબો બાંધવા તે કે કંપની રાજી ન હતાં. તે માટે તેઓએ ગંગાની ઉત્તર બાજુના મુલકો આઉધના નવાબ વઝીરને પાછા આપ્યા, અને એ રાજા સાથે સુલેહ કરી. તેથી ચાળીશ વર્ષની મુદત સુધી બંગા-ળાની સરહદ ઉપર શાન્તિ રહેવા પામી.

**વોરન હેસ્ટિંગ્ઝ.**
**બ્રિટિશ સત્તાનું અ-સ્તિત્વ ભયમાં આવી પડયું.**

દુનિયાના ઈતર વિભાગોની માફક ઇન્ડિયામાં બ્રિટિશ સત્તાને વાસ્તે વોરન હેસ્ટિંગ્ઝનો જમાનો (૧૭૭૨-૮૫) એક મોટા સંકટનો સમય હતો. મોટી મોટી દરિયાઇ સત્તાઓ—ફ્રાન્સ, હોલૅન્ડ, અને સ્પેઇન,—અને ઉત્તર અમેરિકામાંના પોતાના સંસ્થાનો સાથે બ્રિટનને લડાઈ જાગી. ઇન્ડિયાના દ્વિપકલ્પની દક્ષિણે એટલામાં હૈદરઅલીએ તો એક મોટું રાજ્ય કોતરી કાઢયું હતું, તેનો અને મરેઠાની ભયંકર સત્તાનો બ્રિટને સામનો કરવાનો હતો. અમે-રિકામાં કર્યું હતું તે પ્રમાણે ઘરનેપાગેથી બ્રિટિશ ફોજને દૂર કરવા ફ્રેંચ લોકો પ્રયત્ન કરતા હતા. તેની સાથે બન્નેએ (હૈદરઅલી અને મરેઠાઓએ) એક સંપ કર્યો હતો. પરંતુ ઇંગ્લિશ નૌકાસૈન્ય સમુદ્ર ઉપરનો કાબુ જારી રાખવામાં ફતેહ પામી; અને જ્યારે ૧૭૮૫ માં હેસ્ટિંગ્ઝે ગવર્નર—જનરલ ના હોદ્દાનું રાજીનામું આપ્યું ત્યારે દસ વર્ષની લડાઇ ચાલ્યા છતાં બ્રિટિ-શની સ્થિતિ જરા પણ ડગી ન હતી. એ મુદ્દતમાં નવીન રીતે પ્રાપ્ત થએલા મુલકોમાં બિહારમાં આવેલા કંપનીના સંસ્થાનોની નજીકનો બનારસના રાજાનો મુલ્કને અને મુંબઈના પડોશમાં આવેલ સાલ્સેટનો ટાપુ હતાં-ઉત્તરમાં રોહિલા સાથેના સંગ્રામને લીધે અફઘાન રાજકર્તા પાસેથી આઉધના નવાબ વઝીરને રોહિલખંડ અપાવી મરેઠાઓ સામે સરહદને મજબૂતી ઉપર

મૂકવામાં આવી હતી.

લોર્ડ કોર્નવાલિસ ૧૭૮૬ માં ગવર્નર જનરલના હોદ્દા ઉપર આવ્યો.

**લોર્ડ કોર્નવાલિસ–મરેઠા અને મેસુરની ગુંચવણો.**

શાન્તિ તથા નરમાશની રાજનીતિ ચલાવવી, એવી આજ્ઞા અને ઇચ્છા સાથે તે નિકળ્યો હતો. ૧૭૮૪ માં પાર્લામેન્ટે એક ધારો બહાર પાડી જાહેર કર્યું હતું કે “ ઇન્ડિયાની અંદર મુલકો જીતવાની અને વિસ્તૃત કરવાની યોજનાઓ ચલાવવી એ આ પ્રજાની મરજી આબરૂ અને રાજનીતિથી વિરૂદ્ધ છે. પરંતુ પાર્લામેન્ટનો કોઇ પણ ધારો બનાવોના પ્રચારને અટકાવે તેમ ન હતું. હૈદરઅલીનો પુત્ર ટીપુ સુલતાન ફ્રેન્ચ લોકો અને દરેક અન્ય સત્તા, જે તેને બ્રિટિશ ઉપર વેર લેવામાં મદદ કરે એવું ધારતો હતો તેની સાથે તરકટો રચવા મંડેલો લોર્ડ કોર્નવાલિસના જોવામાં આવ્યો. મરેઠા લોકો પોતાની સત્તાની શિખરે પહોંચ્યા હતા, અને ઇન્ડિયાના દરેક સંસ્થાનની સુલેહમાં વિઘ્ન નાખતા હતા અથવા એવો ભય ઉત્પન્ન કરતા હતા. એક સંપી રાજ્યોમાં સિંધિઆએ મુખ્ય સ્થળ મેળવ્યું હતું,—અને ઉત્તરમાં છેટે સુધી જય ઉપર જય મેળવતા હતા. આઉધનું રાજ્ય નિર્બળ અને અકાર્યસાધક થતું જતું હતું, અને સંપૂર્ણ રીતે અને અધિક દરજ્જે બ્રિટિશ રક્ષણ નીચે આવતું જતું હતું. મરેઠાની સાથે ખરેખરી દુસ્મનીમાં ઉતરવામાંથી લોર્ડ કોર્નવાલિસ દૂર રહેવામાં ફતેહ પામ્યો. પરંતુ ત્રાવણકોરનું રાજ્ય બ્રિટિશ રક્ષણ નીચે હતું તેના ઉપર વગર કારણે હલ્લો કરી ટીપુ સુલતાને તેને લડાઇમાં ઉતરવા ફરજ પાડી. ૧૭૯૨ માં કંપની, નિઝામ, અને મરેઠાની સંયુક્ત ફોજેએ તેને હરાવ્યો, અને કેટલાંક પરગણાં મદ્રાસ હાતામાં વધારવામાં આવ્યા તે સહિત તેના મુલકોનો મોટો ભાગ તેની પાસેથી ખૂસવી લેવામાં આવ્યો.

૧૭૯૨ થી તે ૧૭૯૬ પર્યન્ત બ્રિટિશોએ દરમિયાનગિરી ન કરવાની સખ્ત રીતિ નિભાવી રાખી. તેનું પરિણામ એ આવ્યું

**લોર્ડ વેલેસ્લી કંપનીની સત્તા તથા મુલ્કોનું વિસ્તૃત થવું.**

કે મૈસૂરના સુલતાન અને મરેઠા રાજકર્ત્તાઓએ પોતાનાં પડોશીઓને નુકશાન કરી પોતાનાં લશ્કરો અને મુલકો વિસ્તૃત કર્યાં. લોર્ડ મોર્નિન્ગટન (પછીથી વેલેસ્લી) ૧૭૯૮ ના અપ્રિલમાં ઇન્ડિયામાં ઉતર્યો. સાત વર્ષ સુધી તેણે જુદી રીતની રાજપદ્ધતિ ચલાવી. ઇન્ડિયાના સઘળાં અન્ય રાજ્યો ઉપર બ્રિટિશ સત્તાની ચઢતી સ્થાપિત કરવા તેણે નિશ્ચય કર્યો—તે એવી રીતનાં સહાયકારી તહનામાંઓ કરવાના ધોરણથી કે "બ્રિટિશ સામ્રાજ્યની નિર્ભયતાને જોખમકારક કાંઇ પણ કામ તેઓ ન કરે, અથવા તો દેશી રાજ્યો સંયુક્ત થઇ એકસંપ ન કરે; અને એશિયા ખંડનું દરેક રાજ્ય, જેની ખાશિયતમાં જોર-જુલમનો સતત જુસ્સો અને મહત્વાકાંક્ષા રહેલાં છે, તેને સર્વત્ર અંકુશમાં રાખીને ઇન્ડિયાની શાન્તિ જાળવી રાખવા આપણે શક્તિમાન્ થઇએ.* તેણે પોતાનો મનસુબો સંપૂર્ણ ફતેહથી પાર ઉતાર્યો; અને જ્યારે તેણે ઇન્ડિયા છોડયું, ત્યારે માત્ર પંજાબ, સિંધ અને નેપાળના મુલકોજ સર્વોપરી બ્રિટિશ દાબની બહાર સંપૂર્ણ રીતે અવશિક હતા. તે સાથે સીધા કબજાના મુલકોના વિસ્તારમાં મોટી મોટી વૃદ્ધિ થઇ હતી. નેપોલિયનના યુદ્ધોથી બનાવોની પ્રગતિ સપાટાથી ચાલુ હતી. ટીપુ સુલતાન પાસે હજી સુધી મલબાર કિનારા ઉપર એક બંદર હતું. તેણે ફ્રેંચ સાથે ઐક્ય કરવા ભાંજગડ ચલાવી, અને ફ્રેંચ વોલનટીયર્સ (સ્વયંસૈનિકો) ની એક ન્હાની ટુકડીને પોતાના પાયતખ્તમાં રાખી. તેની સામે યુદ્ધ જાહેર કરવામાં આવ્યું. સેરિંગાપટમના હલ્લામાં તે માર્યો ગયો, અને તેના મુલકો જપ્ત કરવામાં આવ્યા. તેનો ભાગ આપણા મિત્ર, હૈદ્રાબાદના નિઝામને આપવામાં આવ્યો. હાલ રાજ્ય કરનાર અસલી હિંદુ વંશને મૈસૂરનું રાજ્ય પાછું આપવામાં આવ્યું; અને બાકીનું મદ્રાસ હાતા સાથે જોડી દેવામાં

---

* સર આલ્ફ્રેડ લ્યાલ કૃત ઇન્ડિયાના બ્રિટિશ રાજ્યોના પ્રકરણ ૧૪માં હવાલો આપેલ વેલેસ્લીનાં લખાણો.

આવ્યું. ઘણાં વર્ષોથી કંપનીના ઉપર પૂર્ણ રીતે અવલંબિત થયેલ કર્ણાટક ને ૧૮૦૧ માં સીધા કારોબાર તળે લાવવામાં આવ્યું. આ પ્રમાણે થોડા માસની અંદરજ છૂટાં છૂટાં પરગણાંઓમાંથી મદ્રાસ હાતો તે નામના મોટા પ્રાન્તના રૂપમાં વિકાસ પામ્યો. આઉધની ગડબડભરી સ્થિતિ અને એ દિશા તરફ રહેતો મરેઠાનો ભય જોતાં ત્યાં ફરી વ્યવસ્થા કરવાનું કામ જરૂરનું લાગ્યું. રોહિલખંડ સહિત બધાં પરગણાંઓ નવાબે આપી દીધાં, અને એ રાજ્યના રક્ષણ માટે રાખેલ લશ્કરના બદલામાં આપવાની રકમ બરાબર, એ મુલકની ઉપજ ગણવામાં આવી. ઉત્તર ઇન્ડિયામાંના સિંધિઆના મુલકોની સમગ્ર સરહદ્દ ઉપર આ જોડાણને લીધે બ્રિટિશ અને સિંધિઆના મરેઠા રાજાને પરસ્પર સામનો થયો. મલબારથી લગભગ હિમાલય સુધી મરેઠાનાં રાજ્યો એકસંપ થયાં હતાં. બ્રિટિશ રાજ્ય ને માત્ર તેના તરફથી જ ગંભીર પ્રકારનો ભય રહેતો હતો; પરંતુ તે મોટાં રાજ્યો અને પેશવા ( એકસંપી રાજ્યોનો નામધારી મુખી ) પરસ્પર કજીઆકંકાસ કરતાં હતાં. તેમાં સિંધિઆ સર્વે કરતાં અધિક અગત્યનો હતો; અને મોગલ બાદશાહનું પિંડ તેના કબજામાં હતું. પેશવા તરફથી લોર્ડ. વેલેસ્લી વચમાં પડયો. ૧૮૦૩ માં લડાઈ જાગી; અને સંખ્યાબંધ ચુસ્ત સંગ્રામો થયા બાદ મરેઠાઓનો પરાજય થયો અને તેઓએ સુલેહ માટે માગણી કરી. પેશવાની રાજધાની પુનામાં હતી ત્યાં બ્રિટિશ લશ્કર રાખવામાં આવ્યું; અને ઉત્તરમાં મોટા ક્ષેત્રફળ વાળો મુલક કંપનીને આપવામાં આવ્યો. તે અને આઉધના નવાબ પાસેથી આગળ મેળવેલાં પરગણાં હાલમાં આગ્રા પ્રાન્તનો મોટો ભાગ છે.

**લોર્ડ હેસ્ટિંગ્ઝ.— છેલ્લી મરેઠાની સાથેની લડાઈ.**

ડિરેકટરોની ના છતાં લોર્ડ વેલેસ્લીની રાજરીતિનો અમલ કરવામાં આવ્યો હતો; અને જ્યારે તે ઇન્ડિયા છોડી ગયો ત્યારે પ્રતિક્રિયાની એક બીજી મુદ્દત શરૂ થઇ ચુકી હતી. બ્રિટિશો પોતાની સરહદમાંજ રહ્યા, અને દેશી રાજ્યોના કામકાજમાં વચ્ચે નહિ પડવું એમ તેઓએ જાહેર કર્યું. પરંતુ તેઓ સર્વોપરી સત્તાનો

દરજ્જો તો હાંસલ કરી ચૂક્યા હતા. અને તેઓની સીધી હકુમત બહારનું આખું ઇન્ડિયા જોરજુલમ અને અંધાધુંધીથી ભરપૂર થઇ ગયું હતું. તેના તે બેકાળજીવાળા પ્રેક્ષકો થઇ શકે તે બનવા જોગ ન હતું. લૂંટફાટ કરતાં પિન્ડારીઓનાં ટોળાંને દબાવી દઈ પુનઃ સુવ્યવસ્થા કરવા લોર્ડ હેસ્ટિંગ્ઝે પ્રયત્ન કર્યો. તેને, અંતે મરેઠાઓ સાથે બીજી લડાઇ પેદા થઇ (૧૮૧૭—૧૮), તેથી સંપીલા રાજાઓનું ઐક્ય છેવટને માટે ત્રુટી ગયું અને પેશવાની સત્તા અસ્તગત થઈ ગઇ. એક મોટો પ્રદેશ પશ્ચિમ ઇન્ડિયા સાથે સંયુક્ત કરી જોડી દેવામાં આવ્યો. આ પ્રમાણે બંગાળા અને મદ્રાસને પ્રથમથી સંપાદિત થયેલી હતી તેના જેવી મુલ્કી અગત્યતા મુંબઈ ઇલાકાને આપવામાં આવી. તેજ વખતે સાગર અને નર્મદાના મુલકો, જે હાલ મધ્યપ્રાન્તના વિભાગ છે, તે નાગપુરના મરેઠા રાજા પાસેથી લેવામાં આવ્યા. હિમાલયને લગતો એક પ્રદેશ નેપાળ પાસેથી અગાઉજ જીતી લેવામાં આવ્યો હતો; અને ગેરવ્યવસ્થાના પરિણામ તરીકે ૧૮૩૪ માં દક્ષિણમાં આવેલા કુર્ગના રાજ્યને જોડી દેવામાં આવ્યું હતું.

બ્રિટિશ રાજસત્તાનું પ્રધાનપણું વિવાદિત કરે એવી કોઈ પણ સત્તા સતલજથી બ્રહ્મપુત્રા સુધીમાં રહેવા પામી ન હતી.

**વાયવ્ય અને પૂર્વ તરફની સરહદો.** હવેથી વાયવ્ય અને પૂર્વ તરફની સરહદો રાજકીય અને લશ્કરી કાર્યચંચળતાના મુખ્ય સ્થાનો થયાં.

**બ્રહ્મદેશ અને સીખ સાથેનાં યુદ્ધો. સિંધ, પંજાબ, અને બલુચિસ્તાનની પ્રાપ્તિ.** બંગાળાની સરહદ ઉપર લૂંટ ફાટો ચાલી તેથી પ્રથમ બરમાના લોકો ઇન્ડિયા સરકાર સાથે અથડાઅથડીમાં આવ્યા ત્યાર પછી લડાઈ ચાલી તેને અંતે આસામ, આરાકાન અને તેનાસેરિમ પ્રાપ્ત થયાં. વાયવ્ય તરફ મધ્ય એશિયામાં રશિયન લોકોની પ્રગતિને લીધે એક બીજી મહાન્ પ્રજાને ઇન્ડિયાની રાજનીતિમાં સામીલ થવાનું બન્યું. અરબી સમુદ્રથી તે હિમાલય પર્યન્ત બ્રિટિશ સરહદને લગતાં બે દેશી રાજ્યો ફેલાઈ રહ્યાં હતાં. (તેની) દક્ષિણે

સિંધ ઉપર મુસલમાન અમીરો રાજ્ય ચલાવતા હતા; અને ઉત્તરે સીખ લોકોનું લડાયક અને ધાર્મિક મંડળ પંજાબ કબજે કરી રહ્યું હતું. ૧૮૪૩ માં સર ચાર્લ્સ નેપિયરે સિંધ જીતી લીધું; તેથી બ્રિટિશ હદ બલુચીસ્તાન સુધી આગળ ધસી. સીખ લોકો ભયંકર અને લડાયક સત્તા ધરાવતા હતા. તેઓએ વારંવાર અફ્ઘાનો સામે સંગ્રામો કરેલા હતા અને તેમાં તે ફાવ્યા હતા. "પંજાબના સિંહ" રણજીતસિંહના મૃત્યુ પછી અંધાધુંધી અને અવ્યવસ્થા ચાલી ત્યારે સીખની ફોજ સરહદ ઓલંગી ગઈ (૧૮૪૫), અને બ્રિટિશ મુલ્કના ઉપર હુમલો કર્યો. સંખ્યાબંધ મરૂમારૂની લડાઇઓ થયા બાદ તેઓને સતલજને પેલે કિનારે હાંકી કાઢવામાં આવ્યા; અને બે વર્ષ સુધી ઇન્ડિયા સરકારના સામાન્ય રક્ષણ અને દેખરેખ નીચે તે રાજ્યનો વહિવટ ચાલ્યો. ૧૮૪૮ માં તે લડાયક કોમોએ બળવો કર્યો અને એક બીજી સખ્ત લડાઈ થયા પછી તેઓનો છેવટનો પરાજય થયો. ૧૮૪૯ માં લોર્ડ ડાલહાસીએ પંજાબ જોડી દીધું; અને ત્યારથી સરહદની લીટી બ્રિટિશ ઇન્ડિયા અને અફ્ઘાનીસ્તાન વચ્ચે ચાલુ થઈ છે. અફ્ઘાની--સ્તાન સાથેની લડાઈઓ બ્રિટિશ ઇન્ડિયાની બહારની રાજ્યનીતિ સાથે તાલુક રાખે છે; તેથી અત્રે તેનું વિવેચન કરવાની આવશ્યકતા નથી. વાયવ્ય સરહદ ઉપર સુલેમાન પર્વતની પેલી બાજુએ માત્ર બલુચીસ્તાનનો ન્હાનો પ્રાન્ત હાથ આવ્યો. પ્રથમ ૧૮૭૬ માં રોકેલું કવેટાનું લશ્કરી સ્થળ તેમાં આવેલું છે. અફ્ઘાન લડાઈ (૧૮૭૮—૮૦) ની દરમિયાન કુરમની ખીણ પ્રથમ વસવાટ માટે રોકવામાં આવી હતી. તેને છેવટને વાસ્તે તુરી રહેવાશીઓની અરજ ઉપરથી હસ્તગત કરવામાં આવી (૧૮-૯૩). અને ૧૮૯૨થી માંડી ધીમે ધીમે વઝીરસ્તાનનો મુલ્ક બ્રિટિશ રાજકીય વહિવટ તળે લાવવામાં આવ્યો છે.

૧૮૫૨ માં બીજી બ્રહ્મદેશની લડાઈ ને પરિણામે પેગુ જોડાઈ ગયું.

**નીચલા બરમા,** આરાકન અને તેનાસેરિમ સાથે તે નીચલા બર્માનો પ્રાન્ત થયું. ૧૮૫૩માં હૈદ્રાબાદના નિઝામે પોતાના

**નાગપુર, આઉધ, અને ઉપલા બર્માની પ્રાપ્તિ.**

રક્ષણમાટે રાખેલા લશ્કરના પગારને બદલે બિહાર નામનાં અમુક પરગણાંઓ સોંપરત કર્યાં. ("ટ્રસ્ટ" તરીકે ઇંગ્રેજ સરકારને સોંપ્યાં) નિઝામે જાથુનો ભાડાપટો કરી આપી બ્રિટિશનો તે ઉપરનો કબજો હાલમાંજ (૧૯૦૨માં) મંજૂર કર્યો છે. રાજાના બિનવારસે ગુજરવાના કારણસર ૧૮૫૪ માં નાગપુર ગળિત થયું, અને મધ્ય પ્રાન્તોનું ગર્ભસ્થાન બન્યું. જાથુની ગેરવ્યવસ્થા અને જુલમમાંથી પ્રજાનું સંરક્ષણ કરવાને અર્થે ૧૮૫૬ માં આઉધનું રાજ્ય જોડી દેવામાં આવ્યું હતું. ૧૮૫૭ માં બળવો થયો. તે પછીની સાલમાં ઇન્ડિયાનો રાજકારોબાર કંપની પાસેથી લેઈ (બ્રિટિશ) તાજ હસ્તક રીતસર સોંપાયો. તે ફેરફાર સાથે રાણીના સુપ્રસિદ્ધ ઢંઢેરાથી વચન આપ્યું કે દેશી રાજાઓના હક્ક જાળવવા તથા સખ્ત રીતનું ધર્મ સંબંધી તટસ્થપણું રાખવું; વળી એવું પણ જાહેર કર્યું કે "બને તેટલું, ગમે તે જાત કે ધર્મની અમારી રૈયત હશે તેને પોતાની કેળવણી, કાબેલિયત, અને પ્રમાણિકપણાથી યોગ્ય રીતે બજાવી શકે તેવી ફરજોવાળી નોકરીમાં છુટી અને નિષ્પક્ષપાત રીતે દાખલ કરવામાં આવશે. આ સમય બાદ ઇન્ડિયાની તવારીખને મુખ્યત્વે કરીને રાજકીય સુધારા અને સુલેહના હુન્નરની ખિલવણી સાથે નિસ્બત રહી છે. ઉપરોક્ત વાયવ્ય દિશાની સરહદના વધારા સિવાય, ગદર પછી સામ્રાજ્યમાં માત્ર એકજ અગત્યનો વધારો થયો, તે ૧૮૮૬ માં ઉપલો બ્રહ્મદેશ જીતથી પ્રાપ્ત થયો તેજ છે.

**બ્રિટિશ ઇન્ડિયાનું વહિવટી ધોરણ. પ્રકરણના શેષ ભાગની ગોઠવણ.**

આ ઉપર ઉપરનું વિવેચન હવે સંપૂર્ણ થયું. તે ઉપરથી દ્રષ્ટિગોચર થતું બ્રિટિશ ઇન્ડિયાની તવારીખનું એક નોંધ લેવા લાયક લક્ષણ એ છે કે વિજયની ભરતી કદાપિ પણ કંપનીની સામે ફરી વળી નહિ. કોઈ પણ પ્રાન્ત તેણે પોતાના સીધા વહિવટમાં એકવાર લીધો તો પછી તેની રૈયતને માટે જાથુની શાન્તિ કરી દેવા તે શક્તિમાન થઈ. તેના તાબામાં નહિ લાવેલા

ઇન્ડિયાના અન્ય ભાગોમાં પછી ગમે તેવી ગડબડાટ-વાળી સ્થિતિ હોય ( તેની તેણે પરવા રાખી નહિ ). આ અગત્યની બિનાથી સાબીત થાય છે કે કંપનીની સર્વેથી પ્રથમની જીતોના વખતથી વગર અંતરાયે રાજવહિવટના ધોરણના બંધારણનું કાર્ય આગળ ચાલ્યા કર્યું.

હવે આપણે હાલના બંધારણ વાળી ઇન્ડિયા સરકાર અને તેના તાબાના રાજવહિવટોની ખિલવણીનું બયાન આપી શકશું. ત્યારપછી "હોમ ગવર્નમેન્ટ" ના અંકુશના ધોરણને હાથમાં લેશું. છેવટ સનદી નોકરી (સિવિલ સર્વિસ)નું ટુંકામાં બયાન આપશું; અને પ્રાન્તના અંદરખાનાના વહિવટની બાબત આવતા પ્રકરણ માટે રાખશું.

**કારોબારી સરકાર. ૧૭૭૩નો નિયમિત કરનારો ધારો. ( રેગ્યુલેટિંગ આક્ટ ).**

ઇલાકાના મુખ્ય શેહેરોમાં પરસ્પર સ્વતંત્ર અને કાર્યદક્ષ વેપારીની સભાઓના * રાજ્યવહિવટના ધોરણથી ગંભીર ખોટાં પરિણામો ઉત્પન્ન થયાં. એક વેપારી મંડળનાં સ્થાનિક કામકાજોની વ્યવસ્થા માટે તે ભાગ્યેજ લાયક હતી. વળી કંપનીને માથે વધારે અગત્યનું કામ આવી પડ્યું ત્યારે તો તે અશક્ત બની ગઈ. ક્લાઇવના વિજયોથી અને બંગાળાનો દોલતવાળો પ્રાન્ત મળવાથી લોકોનું ધ્યાન ઇન્ડિયા ઉપર ચોંટ્યું. તે વખતે કંપનીની નાણાં સંબંધી બાબતો અવ્યવસ્થામાં આવી પડી. અને તેના નોકરો-" નવાબો "-સાંભળ્યા પ્રમાણે ઘણી શંકાયુક્ત રીતે મ્હોટા તાલેવર બની ઘેર પાછા ગયા. પાર્લામેન્ટ વચ્ચે આવી. ઘણી તપાસો ચાલી અને કાયદાઓ ઘડાયા, છેવટ ૧૭૭૩માં લોર્ડ નોર્થના જમાના દરમિયાન નયમિત કરવાનો ધારો બંધાયો ( રેગ્યુલેટિંગ આક્ટ પસાર કર્યો. ) "યૂરોપ તેમજ ઇન્ડિયામાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો કાર્ય-વહિવટ વધારે સારી રીતે ચલાવવો," (એ તેનો ઉદ્દેશ હતો ). આ અને તે પછીના ધારાઓથી હોમ

*૧ આ સભાના મેમ્બરોની સંખ્યા બારથી સોળ સુધી રહેતી. ( ઉપર લખ્યા પ્રમાણે ) વડપણ મુજબ ઘણું કરી નિમણોક થતી.

ગવર્નમેન્ટમાં સુધારા થયા. તે બાબત આ પ્રકરણના હવે પછીના ભાગમાં આવશે. ઇન્ડિયામાં ફોર્ટ વિલયમનો ઇલાકાનો (બંગાળાનો ) રાજ્ય વહિવટ કરવા માટે એક ગવર્નર—જનરલ અને ચાર સભાસદો નિમવામાં આવ્યા, અને તે ઇલાકાની મદ્રાસ અને મુંબઈ ઉપરની સર્વોપરી સત્તાને પ્રથમ વખતે જાહેર કરવામાં આવી. તુરતની જરૂરયાત સિવાય * બંગાલાના ગવર્નર—જનરલ—ઈન્ કાઉન્સિલની પહેલેથી કબુલત લીધા વગર લડાઇ કરવાની અથવા તહનામાં કરવાની તાબાના ઇલાકાઓને મના કરવામાં આવી હતી. ગવર્નર—જનરલ—ઇન્—કાઉન્સિલ જે હુકુમો કરે તેને માન્ય કરવા અને અગત્યની બાબતો વિષે તેને ખબર મોકલવા સામાન્ય શબ્દોમાં ઇલાકાના ગવર્નરોને આજ્ઞા થઇ હતી. પરંતુ તે વખતે ત્રણે ઇલાકા દૂરને પલ્લે હોવાથી બંગાળાની સરકારનો અંકુશ સાચાને બદલે માત્ર કલ્પિતજ રહેતો હતો. ૧૭૭૫—૮૨ ની મરેઠાઓએ આપેલી તકલીફોમાં મુંબઈના સત્તાધીશોની મુંઝવણથી આ વાત તુરતજ સાબીત થઈ. તે ધારામાં વળી તે વખતે ચાલતી અનીતિ અટકાવવાનાં ફરમાનો હતા. કંપનીના નોકરોને માટે ખાનગી વેપાર અને બક્ષીસ લેવાનું બંધ કર્યાં હતાં.

ઇંગ્લાંડમાં અંકુશ રાખનાર મંડળ ( બોર્ડ આફ કન્ટ્રોલ ) સ્થાપિત કરનાર સને ૧૭૮૪નો પિટનો ધારો પસાર થયો.

**૧૮૭૪ નો પિટનો ધારો.** તેથી ત્રણે ઇલાકાનો રાજવહિવટ, એક ગવર્નર અને તે ઇલાકાની ફોજના સેનાપતિ સાથે ત્રણ સભાસદોના હાથમાં આવ્યો. તે વખતે, જેમ ફરીથી ૧૭૯૩ ના ચાર્ટર આકટથી થયું હતું તેમ, મદ્રાસ અને મુંબઈ ઉપરના ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલના અંકુશમાં કિંચિત્ વધારો થયો. પરંતુ છેટાને લીધે થોડી વધારે મુદત સુધી તાબાના ઇલાકાઓ પોતાનું કામકાજ કરવાનું સ્વતંત્રપણું કાયમ રાખી શકયા;—અને જેમ જેમ બ્રિટિશ મુલકો

* ૧૭૮૪ની સાલના પિટના ધારાથી ગવર્નર-જનરલ-ઈન કાઉન્સિલના સંબંધમાં ડિરેક્ટરોની કોર્ટને એવાજ પ્રકારનો અંકુશ રાખવા સત્તા મળી હતી.

નજીક થતા ગયા, અને વ્યવહારનાં સાધનો ખીલ્યાં, તેમજ મધ્યસ્થ સરકારનેજ માત્ર તાબે રહેવાની આજ્ઞા થઈ, તેમ તેમ તે સ્વતંત્રતામાં છેવટની કાપાકુપી થઇ. લોર્ડ વેલેસ્લીની કાર્કિર્દી દરમિયાન (૧૭૯૮–૧૮૦૫ ) કંપનાના મુલ્કોમાં વૃદ્ધિ થઈ. તેથી કંપનીનું વ્યાપારી સ્વરૂપ રાજકર્ત્તાની સત્તાના સ્વરૂપમાં મોટી પ્રગતિથી બદલાઈ ગયું. તે સાથે દૂરના અને અજાણ્યા દેશમાં પરદેશી હરીફો સામે બ્રિટિશ વેપારનું બંધારણ બંધાઈ જઇ શકે તે માટે એલિઝાબેથના જમાનામાં જે તાહોદો જરૂરનો હતો તે એ સમયને માટે અયોગ્ય થયો હતો; અને પૂર્વના વ્યાપારમાં સામીલ થવા સારુ વેપારીઓનું સામાન્ય મંડળ ગડબડાટ કરી રહ્યું હતું. પોતાના હક્કો માટે કંપનીએ ભારે લડાઇ મચાવી. તોપણ મુલ્કોની પેદાશ કરતાં વેપારનો લાભ અધિક હતો નહિ એમાં જરાએ શંકા નથી. બનાવોનો પ્રચાર અટકાવવાને તે જોઇએ તેવી રીતે શક્તિમાન્ ન હતી. ૧૮૧૩ ના ચાર્ટર આકટથી ચાહ અને ચીનના વેપાર સિવાયનો તેનો ઇજારો પાછો ખેંચી લેવામાં આવ્યો. તે પછી વીશ વર્ષે ૧૮૩૩ ના ચાર્ટર આકટથી કંપનીને બનતી ત્વરાથી તેનું વ્યાપાર સંબંધી કામ બંધ કરવા આજ્ઞા થઈ. કંપની આ પ્રમાણે ચોખ્ખી રીતે રાજકીય અને કારોબારી મંડળી થઈ ગઈ. રાજ્યના તરફથી જ તેના હસ્તકમાં મુલ્કોનો કબજો માત્ર સોંપરત થયેલા હવાલાનો ( ટ્રસ્ટનો ) રહ્યો. એજ આકટથી ગવર્નર—જનરલ–ઇન્–કાઉન્સિલને તમામ મુલ્કી અને લસ્કરી વહિવટ અને કાયદા બાંધવાની અનન્ય સત્તા પ્રાપ્ત થયાં. ( ઇન્ડિયાનો ગવર્નર–જનરલ–એમ આ વખતે પ્રથમ લખવામાં આવ્યું હતું ). તેજ આકટે વળી તાબાની સરકારો ઉપર રાખવાના અંકુશનો પ્રકાર અને વિસ્તાર નિશ્ચિત કરી આપ્યાં હતાં. તાબાની સરકારોમાં અદ્યાપિ મદ્રાસ અને મુંબઇ જ હતાં. આગ્રાનો ઇલાકો ઉત્પન્ન કરવા માટે તે આકટમાં ફરમાવ્યું હતું. સને ૧૮૩૬ માં ફેરફારવાળું સ્વરૂપ આપી વાયવ્ય પ્રાન્તોના લેફ્ટેનન્ટ ગવર્નરનો હોદ્દો બાંધ્યો. ત્યાર બાદ ૧૮૫૪માં બંગાળા ( બિહાર અને ઓરિસા સહિત ) વાસ્તે એક લેફ્ટેનન્ટ–ગવર્નર નિમાયો.

ત્યાં સુધી તો સીધી રીતે ગવર્નર–જનરલ* તેના ઉપર રાજ્યકારોબાર ચલાવતો. પછી ઇન્ડિયા સરકારે સામાન્ય અંકુશ રાખનાર અખત્યારનું તેનું હાલનું સ્વરૂપ ગ્રહણ કર્યું.

**(બ્રિટિશ) તાજ પ્રત્યે રાજનું હસ્તગત થવું, ૧૮૫૮.**

ત્રણ વર્ષ બાદ બળવો થયો. ૧૮૫૮ માં એક ધારો પસાર કરી ઇન્ડિયાનું રાજ કંપની પાસેથી લેઇ લઇ (બ્રિટિશ) તાજને સ્વાધીન કર્યું. આ ધારાથી ઇન્ડિયાના રાજ વહિવટમાં કાંઇ અગત્યનો ફેરફાર થયો નહિ, પરંતુ ગવર્નર–જનરલ તાજનો પ્રતિનિધિ હોવાથી "વ્હાઈસરોય" તરીકે જ્ઞાત થયો. બાદશાહી ફરમાનના લેખિત હુકુમથી તે નિમાય છે; અને તે ઘણું કરીને પાંચ વર્ષની મુદત સુધી હોદ્દા ઉપર રહે છે. જો કે "વ્હાઇસ્રોય"ની સંજ્ઞા સાધારણ રીતે વારંવાર વપરાય છે તોપણ તે કાયદાના આધાર–વાળી નથી. પાર્લામેન્ટ તો તેનો કદાપિ પણ ઉપયોગ કરતી નથી. તાજ તરફથી ઇન્ડિયાનો કારોબાર સ્વહસ્ત કરવાનું સને ૧૮૫૮ના સુપ્રસિદ્ધ ઢંઢેરાથી જાહેર થયું ત્યારથી તેનો ઉદ્ભવ થયો, અને એમ કરવાની સાથે લોર્ડ કેનિંગ, જેને મર્હુમ બોર્ડ ઓફ ડિરેકટર્સોએ "પહેલો વ્હાઇસ્રોય અને ગવર્નર–જનરલ અગાઉથી જ નિમ્યો હતો, તેના નામનો હવાલો આપ્યો. લોર્ડ કાનિંગ પછી હોદ્દા ઉપર આવ્યા તેમાંના કોઇને વાસ્તે નિમણોકના હુકુમોમાં "વ્હાઇસ્રોય" શબ્દ વાપર્યો નથી. એ ઇલકાબ વારંવાર અગ્રસ્થાનાધિકારના હુકુમોમાં, ઇન્ડિયન ઓડરોના નિયમોમાં, અને જાહેરનામાંઓમાં પ્રયુક્ત કરવામાં આવે છે. તે ફક્ત ક્રિયાસૂચક છે. રાજ્યકર્તાના પ્રતિનિધિનાં રાજ્યો અને જનમંડળને લગતી ક્રિયામાં તે યોગ્ય રીતે વપરાય છે. કેમકે ગવર્નર–જનરલ ઇન્ડિયામાં (બ્રિટિશ) તાજનો અનન્ય પ્રતિનિધિ છે. વ્હાઇસારેયનો પગાર દર સાલ અઢી લાખ રૂપૈઆનો છે.

---

*૧ આહિયાં પણ મૂળ ઈરાદો ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલ હોવાનો હતો, પરંતુ તેનો કોઇ દિવસ અમલ થયો ન હતો.

**પ્રાન્તોની સરકાર સાથે ઇન્ડિયા સરકારના સંબંધો.**

ગવર્નર–જનરલ–ઇન્–કાઊન્સિલ બ્રિટિશ ઇન્ડિયાના તમામ રાજવહિવટ માટે અને દેશી રાજ્યો ઉપર જૂદે જૂદે દરજ્જે રખાતા અંકુશ માટે જવાબદાર છે. તોપણ રાજકારોબારનું ખરેખરૂં કામ ઇન્ડિયા સરકાર અને સ્થાનિક સરકારો વચ્ચે વહેંચાયેલું રહે છે. ઇન્ડિયા સરકાર એટલે ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલ પરરાજ્યો સાથેના સંબંધની બાબતો, દેશના સંરક્ષણોની બાબતો, સામાન્ય કર નાખવાનું કામ, ચલણ, કરજ, મ્હેસૂલ, ટપાલ ખાતુ, તારખાતુ અને રેલવે ખાતુ એ બધાંને સ્વહસ્તગત રાખે છે. સાધારણ રીતનો અંદરનો રાજકારોબાર, વસૂલાત નક્કી કરવાનુ અને ઉઘરાવવાનું; કેળવણી ખાતું, વૈદક અને આરોગ્યતા માટેની ગોઠવણો કરનારૂં ખાતું, પીત ખાતું, ઇમારતીખાતું, અને સડકોનું ખાતું, એ સઘળાં સ્થાનિક સરકારોને ભાગે આવે છે. પરંતુ આ સર્વ બાબતોમાં ઇન્ડિયા સરકાર સામાન્ય અને સતત અંકુશ રાખે છે. સામાન્ય રાજનીતિ કેમ ચલાવવી તેનો દોર તે બતાવી આપે છે, અને સ્થાનિક સરકારોના તાબાનાં મુખ્ય ખાતાં વિષે રાજ્ય કારોબારના રીપોર્ટો, જે તેની પાસે દરસાલ નિયમ મુજબ રજુ કરવામાં આવે છે, તે ઉપરથી તે ( બતાવેલો ) દોર કેવીરીતે લાગુ કર્યો છે તેની પરીક્ષા કરે છે.[1] જે ખાતાઓનો તે સીધી રીતે વહિવટ કરે છે તેને માટેના અંકુશ રાખનાર અમલદારો સિવાય ( જેવાં કે રેલવે, પોસ્ટ ઓફીસ, તાર, ઇન્ડિયાની સરવે, અને ભૂસ્તર વિદ્યા ) તે સ્થાનિક સરકારોના હસ્તક પ્રથમ દરજ્જે રાખેલાં ખાતાંઓ માટે તપાસણી કરનારા અથવા સલાહકાર અમલદારોની મોટી સંખ્યા કામે લગાડે છે. તેમાં ખેતીવાડી ખાતાનો, જંગલ ખાતાનો, વૈદક–ખાતાનો, કેળવણી ખાતાનો, અને પુરાતન વસ્તુ વિદ્યા ખાતાનો સમાસ થાય છે. સ્થાનિક સરકારોના વાર્ષિક આમદ ખર્ચના અડ-

---

*૧ છાપેલાં પ્રોસિડિંગ્ઝની માસિક નકલો પણ સ્થાનિક સરકારો ઇન્ડિયા સરકારને મોકલી આપે છે.

સટા તે ફક્ત મગાવે છે, અને જરૂર હોય ત્યારે તેમાં ફારફેર કરે છે એટલુંજ નહિ, પણ મહત્વની દરેક નવીન નિમનોક, અને ન્હાનાં ખાતાઓમાં પણ મ્હોટો વધારો થાય તે માટે તેની ખાસ મંજૂરી મેળવવી પડે છે. વસ્તુત: તેનુ પરિણામ એ છે કે તેની પ્રથમથી સંમતિ લીધા વગર રાજવહિવટમાં કાંઇ પણ નવીનતા દાખલ કરવાનું થઇ શકતું નથી. વળી સ્થાનિક સરકારના કામકાજથી નારાજ થયેલા હોય એમ ગણનાર અમલદારો તથા ખાનગી સખ્સોને ઇન્ડિયા સરકારમાં અપીલ કરવા માટે વિશાળ ક્ષેત્ર છે. મદ્રાસ અને મુંબઇ સિવાય પ્રાન્તિક રાજકારોભાર માટે શ્રેષ્ટતમ અમલદારોની નિમણૂંકો કરવા ઇન્ડિયા સરકાર ( ગવર્નર–જનરલ ) ની પસંદગીની આવશ્યકતા રહે છે.

મોટા મોટા પ્રાન્તોને તો પોતાના ખુદના કરેલા આમદ ખર્ચના અડસટ્ટા હોય છે; અને સ્થાનિક સરકારને પ્રાન્તની વસૂલાતની અમુક બાબતોના હિસ્સા, જેમાં મુખ્યત્વે જમીનના આમદ અને નાના નાના કરો, આબકારીની, સ્ટાંપની, જંગલની અને કમાઇ ઉપરના કરની ( ઈનકમટાક્ષની ) પેદાશો છે, તે હદ બાંધીને આપવામાં આવે છે. અમુક મુદ્દતને માટે (ઘણું કરી પાંચ વર્ષ માટે ) આગળના વખતમાં તો ગોઠવણ થતી. તેને અંતે સર્વોપરી સરકાર ( ઇન્ડિયા સરકાર ) તે ગોઠવણ ફરીથી કરતી હતી. પણ હાલનો ઈરાદો તેને વધારે જાથુની કરવાનો છે. અને તે પ્રમાણે ઘણી ખરી સ્થાનિક સરકારો સાથે ગોઠવણ પરિપૂર્ણ થઈ ચૂકી છે. ( ૧૯૦૬ ) વધારે અગત્યના પ્રાન્તોમાં કાયદા બાંધનાર સભાઓ છે, પરંતુ તેની સત્તાનો વિસ્તાર સખ્ત રીતે પ્રાન્તને લગતી સ્થાનિક બાબત માટે મર્યાદામાં રાખેલો છે, અને તેના ધારાઓ માટે ગવર્નર–જનરલજ મંજૂરી લેવી પડે છે. ઇન્ડિયામાંનાં ઘણાં અગત્યનાં દેશી રાજ્યો ઉપરની દેખરેખ સીધી રીતે ગવર્નર–જનરલ—ઈન–કાઉન્સિલના હસ્તક છે. તોપણ કેટલીક બાબતોમાં ત્રાવણકોર, કોલાપુર, અને પતિઆલાનાં અગત્યનાં રાજ્યો સાથેના સંબંધો ઐતિહાસિક સંલગ્ન કારણોસર સ્થાનિક સરકારોના તાબામાં છે.

વળી પ્રાન્તોની અંદર આવી ગયેલા અથવા તેની નજીકના મુલ્કોવાળાં છોટાં રાજ્યો ઉપર પણ સ્થાનિક સરકાર દેખરેખ રાખે છે.

**ગવર્નર-જનરલની સભા.**

૧૭૭૩ ના ધારામાં ફરમાવ્યા પ્રમાણે લોર્ડ હેસ્ટિંગઝની સભામાં ચાર મેમ્બરો ( અંગભૂતો ) હતા, તેઓ પાંચ વર્ષ સુધી હોદ્દા પર રહેવાના હતા.[1] પછીથી નિમનોકો કરવાની સત્તા કંપનીના હાથમાં રહેતી હતી. પિટના ઉક્ત ( ૧૭૮૪ ના ) ધારાથી સેનાપતિ સહિત સાધારણ મેમ્બરોની સંખ્યા કમી કરી ત્રણની ઠરી હતી. ૧૭૯૩ માં સાધારણ મેમ્બરોની સંખ્યા ત્રણની મુકરર કરવામાં આવી હતી, અને સેનાપતિ ને તેમાં વધારવાની બાબત ખાસ નિમનોકની શરત ઉપર આધારભૂત રાખવામાં આવી હતી. ૧૮૩૩ ના ચાર્ટર આકટથી કાયદા કાનુન ઘડવામાં મદત કરવા માટે ચોથો મેમ્બર વધ્યો; પરંતુ ૧૮૫૩ પર્યન્ત કારોબારી કામકાજમાં ભાગ લેવા તેનો અધિકાર આપવામાં આવ્યો નહિ. બળવા પછી નાણાં પ્રકરણ ગડબડાટમાં પડયું. તેથી ઇંગ્લાન્ડમાંથી એક કુશળ માણસની નોકરી હાથ કરવા જરૂર પડી, અને તેને લીધે ૧૮૬૧ માં સભામાં પાંચમો મેમ્બર વધ્યો. ૧૮૭૪ માં ફક્ત જાહેર બાંધકામો માટે છટ્ઠો મેમ્બર નિમવા સત્તા મળી; પણ આ સત્તા હમેશાં અમલમાં આવતી ન હતી. અને ૧૯૦૪ માં જાહેર બાંધકામોનો અંકુશ દૂર કરવામાં આવ્યો. તેથી હાલની સભામાં (૧૯૦૬) ૭ સાધારણ મેમ્બરો છે. અને સેનાપતિને અસાધારણ મેમ્બર તરીકે નીમી શકાય છે, અને વસ્તુતઃ તે હમેશાં નિમાય પણ છે. સાધારણ મેમ્બરો બાદશાહી લેખી હુકમથી નિમાય છે. તેઓ ઘણું કરીને

૧ "એવું માનવામાં આવે છે કે આ થોડી મુદ્દતના ધારામાંથી ગવર્નર-જનરલ, ગવર્નર, લેફ્ટેનન્ટ-ગવર્નર, અને સભાના મેમ્બરના જેવા ઇન્ડિયાની અંદરના હોદ્દાની મુદ્દત પાંચ વર્ષની કરવાનો રિવાજ ઉત્પન્ન થયો, આ મર્યાદા કોઇ કાયદા કે નિમનોકના લેખથી સ્થાપિત કરવામાં આવી નથી. તેનો આધાર માત્ર રિવાજ ઉપર છે"—ઇલ્બર્ટ, ઇન્ડિયા સરકાર, પૃષ્ઠ ૪૭.

પાંચ વર્ષ હોદ્દા ઉપર રહે છે. તેમાંના ત્રણ ઇન્ડિયામાં સરકારી નોકરીમાં કમમાં કમ દશ વર્ષ સુધી રહેલા હોવા જોઇએ; અને એક પાંચ વર્ષથી કમતી ન હોય તેટલી મુદ્દતનો ઇંગ્લાન્ડ અથવા આયર્લાન્ડનો બારિસ્ટર અથવા સ્કોટલાન્ડના એડવોકેટોના મંડળનો મેમ્બર હોવો જોઇએ; સભાના મેમ્બરના પગારની હદ દર સાલ રૂપૈયા ૮૦,૦૦૦ ની રાખી છે, અને સેનાપતિ માટે એક લાખની છે.

મૂળમાં તો સભા મસલહતી મંડળ તરીકે કામ કરતી હતી, અને બધા પ્રશ્નોનાં નિર્ણયો બહુમતે થતા હતા. વોરન હેસ્ટિંગ્ઝ, જેને ફિલિપ ફ્રાન્સિસથી દોરાયેલો વધારે મત ધરાવનારો સામો પક્ષ ડરાવતો હતો, અને તેનું ચાલવા ન દેતો હતો, તેની કાર્કિદી દરમિયાન આ પદ્ધતિથી ઉત્પન્ન થયેલ મુસિબતો સુપ્રસિદ્ધ છે. ૧૮૮૬ માં જ્યારે લોર્ડ કોર્નવાલિસ ગવર્નર–જનરલ નિમાયો, ત્યારે તેણે પોતાની સત્તાઓમાં વધારો થવા માટે કરાર કર્યો. તે માટે ગવર્નર–જનરલ પોતાની સભાના બહુ મતને કોરણે મૂકી શકે એવો અખત્યાર આપનારો ધારો પસાર થયો. વળી તેથી તેને ગંભીર અગત્યની બાબતોમાં પોતાની જવાબદારી ઉપર કામ કરવા સત્તા મળી. પછીના ધારામાં આ કરારને ફરી ફરીને કાયમ રાખવામાં આવ્યો હતો. પરંતુ વોરન હેસ્ટિંગ્ઝના જમાનામાં જે હકીકતો પ્રવર્તી હતી તે કદાપિ પાછી આવી નહિ. તેથી ગવર્નર–જનરલની આ ખાસ સત્તા કોઈ દિવસ અમલમાં આવી નથી. લોર્ડ કોર્નવાલિસના પ્રારંભેલા રાજકારોબારના "બોર્ડ" ( મંડળ ) ના ધોરણ પ્રમાણે સભા માત્ર સલાહ આપનારનું કામ કરતી, તેમની પાસે રજુ થયેલ બાબતો પર અભિપ્રાય આપતી, પરંતુ પ્રત્યેક મેમ્બર એક વ્યક્તિની જવાબદારી માથે લેતો નહિ. આ ધોરણથી જૂદા પડી કાયદાકાનુન અને નાણાં ખાતાના મેમ્બરોની નિમનોક થતી હતી. જેમ જેમ કામનો વિસ્તાર અને ગુંચવાડો વૃદ્ધિંગત થતાં ગયાં તેમ તેમ એક મંડળ ( બોર્ડ ) તેની વ્યવસ્થા કરે એ મુશ્કેલ થતું ગયું. લોર્ડ કેનિંગના જમાનામાં જૂદાં જૂદાં ખાતાઓનાં કામ સભાના મેમ્બરો વચ્ચે

વહેંચી દેવામાં આવ્યાં હતાં. વધારે અગત્યની બાબતો જ ગવર્નર-જનરલ કે સમગ્ર સભાને સોંપવામાં આવતી હતી. ૧૮૬૧ માં "સભાના ધારાથી" આ રીતિ કાયદેસર થઇ. તેમાંની એક કલમથી કામકાજ સગવડ પડતી ત્વરાથી કરવાના ગોઠવણ સારૂ ગવર્નર—જનરલને સત્તા પ્રાપ્ત થઇ. એ પ્રમાણે હુકમ થયેલ જ કૃત્ય થતું તે ગવર્નર—જનરલ—ઇન્—કાઉન્સિલનું કૃત્ય ગણાતું હતું.

પોતાની સભામાંથી ગેરહાજર રહેવા માટે ગવર્નર—જનરલ સારૂ ૧૭૯૩ના ચાર્ટર આકટ તથા તે પછીના આકટોમાં ખાસ યોજના ફર-માવવામાં આવી છે. એમ બને ત્યારે સભાની બેઠકોમાં ગવર્નર—જનરલની સત્તાઓનો અમલ કરવા સભાના એક મેમ્બરને અધ્યક્ષ નિમવો હોય તો નિમાય; અને સભામાં થયેલા હુકુમ પ્રમાણે ગવર્નર-જનરલ-ઇન્—કાઉન્સિલ-ની સાધારણ સત્તાઓમાંની કોઇ પણ સત્તા ગવર્નર-જનરલ ( એકલા ) ને તેના ડહાપણ પ્રમાણે ચલાવવા માટે આપી શકાય. બળવા પછી થોડા વર્ષો સુધી આ યોજનાઓનો વારંવાર ઉપયોગ કરવામા આવ્યો હતો; અને ગવર્નર-જનરલ તેના હોદ્દાની મુદ્દતના ઘણા ખરા ભાગની દરમિયાન કલકત્તા-માંથી ગેરહાજર રહેતો, કેટલાક સેક્રેટરીઓ તેમની સાથે જતા, અને દેશનું ઘણું ખરૂં અગત્યનુ કામકાજ સભા વગર કરી નાખવામાં આવતું. આ ધોરણ વધારે ને વધારે પ્રતિકૂળ થતું ગયું; અને ધીમે ધીમે અમલમાં આવતું બંધ પડયું. ઉપલા બ્રહ્મદેશને જોડી દેવામાં આવ્યો ત્યાર બાદ જ્યારે લોર્ડ ડફરિન તે દેશની મુલાકાત લેવા ગયો ત્યારે અધ્યક્ષ નિમવાની છેલ્લી તક આવી હતી. ૧૮૩૩ ના ચાર્ટર આકટ મુજબ સભાની સાધારણ બેઠકો ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ ઠરાવે તે સ્થળે ભરી શકાય. વસ્તુતઃ શિયા ળામાં કલકત્તા ખાતે બેઠકો થાય છે, અને ઉનાળામાં સિમલા ખાતે થાય છે. ટુંકી મુસાફરીઓનાં કામ પ્રસંગે ગવર્નર-જનરલ સભામાંથી ગેરહાજર રહે છે. તે દરમિયાન ઝપાટાવાળી ટપાલ અને તારનાં સાધનો હોવાથી કાંઇ ખાસ ગોઠવણની જરૂર પડતી નથી.

લોર્ડ કેનિંગે મુકરર કરેલ ધોરણ અનુસાર ઇન્ડિયા સરકારની કાર્યાધિકૃતિ યુરોપદેશીય "કાબીનેટ" ( પ્રધાનમંડળ ) ના કારોબાર સમાન છે. સભાના મેમ્બરો ( જુદાં જુદાં ) ખાતાંનાં દફતરો રાખનારા મંત્રીઓ સમાન છે; અને નોકરીની બધી શાખાઓ ઉપર ગવર્નર-જનરલ ઘણે દરજ્જે અંકુશ ચલાવે છે.

**કાર્યાધિકૃતિ.**

કારોબારના વિભાગ કરી તેનાં પરરાજ્ય સંબંધી, સ્વરાજ્ય સંબંધી, વસુલાત અને ખેતી સંબંધી, કાયદા કાનુન બાંધનાર, નાણાં પ્રકરણી, જાહેર બાંધકામ, વેપાર અને ઉદ્યોગ, લશ્કરી અને યુદ્ધ સામગ્રી પૂરૂં પાડનાર ખાતાંઓ પાડેલાં છે. ગવર્નર-જનરલ જાતે પરરાજ્યો સંબંધી ખાતું ચલાવે છે. વસુલાતી અને જાહેર બાંધકામ ખાતાં સાથેજ એક અમલદારના હવાલામાં છે; અને બીજું દરેક ખાતું સભાના બાકી રહેલા સાધારણ મેમ્બરના હવાલામાં રહે છે. ૧૯૦૫ સુધી સ્વરાજ્યનું અને વસુલાતી ખાતાં હમેશાં ઇન્ડિયાની સનદી નોકરીમાંથી પસંદ કરેલા એક મેમ્બરના હવાલામાં રહેતાં હતાં. નાણાં પ્રકરણી ખાતાનો મેમ્બર કોઈ વખત ઇંગ્લાન્ડમાં પસંદ કરેલો ખાસ અનુભવવાળો અને તે ખાતાનું જ્ઞાન ધરાવનારો માણસ હોય છે, અને કોઇ વખત ઇન્ડિયાની સનદી નોકરીનો એક અંગભૂત હોય છે. કાયદાકાનુન ખાતાનો મેમ્બર કાયદાનું જ્ઞાન ધરાવતો હોય તેજ થઈ શકે છે; અને લશ્કરી સામગ્રી પૂરી પાડનાર મેમ્બર બ્રિટિશ અગર ઇન્ડિયાની ફોજમાંથી કોઇ અમલદારને ઠરાવવામાં આવે છે. સેનાપતિ હોય તે અસાધારણ મેમ્બર તરીકે સભાના કામકાજ વિષેના વિચારો કરવામાં ભાગ લે છે. તે સાથે તે લશ્કરી ખાતાનું કામ પોતાના હસ્તક રાખે છે. દરેક ખાતાને માથે એક સેક્રેટરી નિસ્બત સરકાર હોય છે. તેના તાબામાં તે ખાતાના કામના પ્રમાણમાં નાયબો, તાબાના સેક્રેટરીઓ, અને મદદનીશ સેક્રેટરીઓ આપવામાં આવે છે. સેક્રેટરીના દરજ્જાનો મુકાબલો ઇંગ્લાન્ડમાં જાયું અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટના દરજ્જાની સાથે થઈ શકે છે. કામકાજનો નિકાલ કરવાના નિયમો અનુસાર વિચાર કરવાની બાબતોના

કાગળો લાગતા વળગતા ખાતા તરફથી તૈયાર થાય છે, અને પછી જેના હવાલામાં તે ખાતું હોય તેની સમક્ષ રજુ થાય છે. નાની બાબતોમાં મેમ્બર હુકુમો પસાર કરે છે. અગત્યની બાબતો, અને ખાસ કરીને એ ખાતાંઓના મત જૂદા પડયા હોય તે, અથવા જેમાં સ્થાનિક સરકારનો મત ઉડી ગયો હોય, તે ગવર્નર–જનરલ હજુર પુછાય છે. અને તેના ઉપર તે અથવા સમગ્ર સભા હુકુમો પસાર કરે છે. સામાન્ય રાજનીતિના અગત્યના મુદ્દાઓ જેમાંથી ઉત્પન્ન થતા હોય તેવા પ્રશ્નો, અથવા જે માટે ઇન્ડિયા સરકારને કાયદા બાંધવાની જરૂર હોય, તેવાનો નિર્ણય હમેશાં સભામાં થાય છે. ઘણું કરીને અઠવાડિયામાં એક વખત સભા મળે છે. પરંતુ ગમે તે વખત તેની ખાસ બેઠકો ભરાઈ શકાય છે. તે બેઠકો ખાનગી છે; અને તેમાં થયેલા ઠરાવો સભાના હુકુમો કહેવાય છે. જે ખાતાનું કામ હોય તે ખાતાનો સેક્રેટરી તેની ચર્ચા વખત હાજર રહે છે, અને હુકુમ થાય તેની નોંધ લે છે. મત જુદા પડે તો બહુ મત જે તરફ હોય તે ફાવે છે, પરંતુ અપવાદિક બાબતોમાં સભાના મતને કોરાણે મૂકવા ગવર્નર—જનરલને સત્તા છે.

. જુદાં જુદાં ખાતાઓના કામકાજની ચાલતી વહેંચણી ( ફોજ અને લશ્કરી સામગ્રી પૂરી પાડનાર એ બે ખાતાં શિવાય)

**૧૯૦૫ માં થયેલ ફેરીની વહેંચણી** ૧૯૦૫ માં જ્યારે છઠ્ઠો સાધારણ મેમ્બર વધારવામાં આવ્યો હતો, અને તેથી દફતરોની જબરી ફરી વહેંચણી કરવી પડી હતી ત્યારે થઇ હતી. તે સમયે પરરાજ્યનું, સ્વરાજ્યનુ ( હોમ ડિપાર્ટ મેન્ટ ), વસુલાતી, કાયદા બાંધનારૂં, નાણાં પ્રકરણી, જાહેર બાંધકામનું અને લશ્કરી, એટલાંજ ખાતાં હતાં. આને લીધે લશ્કરી, કાયદા સંબંધી અને પરરાજ્ય સંબંધી ખાતાંઓમાં કાંઇ પણ ફેરફાર થયો નહિ, પરંતુ વ્યાપાર અને ઉદ્યોગનું એક નવીન ખાતું ઉત્પન્ન થવાથી બીજાં ખાતાંઓમાં ફરીથી ગોઠવણ કરવામાં આવી. વસુલાતી અને ખેતીવાડીના ખાતાને હોમ ડિપાર્ટમેન્ટથી અલગ કરવામાં આવ્યું, અને હવે તેને માટે સભામાં પોતાનો મેમ્બર છે. તે વળી જાહેર બાંધ કામ ખાતાનો કારો-

બાર પણ કરે છે. વેપાર અને ઉદ્યાગના નવીન ખાતાને અને નવા રેલવે બોર્ડને લીધે રેલવેના કામકાજથી તેને છૂટો કર્યો છે. હવે તેના હસ્તકમાં પીતખાતું, રસ્તા અને ઈમારતો અને પરચૂરણ જાહેર બાંધકામો રહ્યાં છે.

**પરરાજ્ય સંબંધી ખાતું.**

પરરાજ્ય સંબંધી ખાતું બહારની રાજનીતિ, સરહદ્ ઉપરની કોમો ( તાઇફા ), અને ઇન્ડિયાના દેશી રાજ્યો સંબંધી કારોબાર ચલાવે છે. તે વળી અજમેર–મેરવાડા, વાયવ્ય સરહદના પ્રાન્તો અને બ્રિટિશ બલુચીસ્તાનના સામાન્ય રાજવહિવટને અંકુશમાં રાખે છે. સરકારના સૌથી અગત્યના બહારના સંબંધો વાયવ્ય સરહદ ઉપર અફઘાનીસ્તાન અને ઇરાન, અને તેથી પણ છેટે દક્ષિણ અર્બસ્તાન, અને ઉત્તર અને પૂર્વમાં ટિબેટ, ચીન તથા સિયામ સાથે જોડાયેલા છે.

(બ્રિટિશ ) તાજની સીધી રાજસત્તા નીચેના મુલ્કો શિવાય ઇન્ડિયાની અંદર લગભગ ૭૦૦ દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. તેનો વિસ્તાર ૭૭૦,૦૦૦ ચોરસ માઇલનો છે. તેની વસ્તી ૬૪,૦૦૦,૦૦૦ માણસોની છે. *વિસ્તારમાં અને અગત્યતામાં તેઓ એક બીજાથી ઘણાં જુદાં પડે છે.

હૈદ્રાબાદનો નિઝામ ૮૩૦૦૦ ચોરસ માઇલના વિસ્તાર ઉપર રાજ્ય કરે છે. કાઠિયાવાડમાં નાના નાના તાલુકદારો છે તેના મુલકો થોડા થોડા

* નેપાળ, જેનો વિસ્તાર અને વસ્તીની સંખ્યા ઘણી અચોક્સ છે તે બાદ કરતાં.

દેશી રાજ્યોની વસ્તીની ગણતરીના આંકડા કરતી વખત ૬૭૯૩૯૩ ચોરસ માઈલનો વિસ્તાર અને ૬૨૪૬૧૫૪૯ માણસો બતાવ્યાં હતાં, પણ તેમાં બરમાના શાન રાજ્યો, ખાસી અને જઇનતિઆની ટેકરીઓ અથવા મણિપુર ગણ્યાં ન હતાં, તે બધાંને બ્રિટિશના આંકડાના એકંદરમાં સામિલ કરવામાં આવ્યા હતાં.

તેમજ ભૂતાન સુધી વસ્તીની ગણતરીનું કામ વિસ્તારવામાં આવ્યું ન હતું.

એ કરનાજ છે. "દેશી રાજ્ય" એ શબ્દો ઉપરથી એમ ન સમજવું કે જે મુલક ઉપર રાજા રાજ્ય કરતો હોય તે તે રાજ્યની રૈયતનીજ જાત કે ધર્મનો હોય. હૈદ્રાબાદનો નિઝામ મુસલમાન છે, અને જે રૈયત ઉપર તે રાજ્ય ચલાવે છે તે ઘણે અંશે હિંદુ છે. કાશ્મિરનો હિંદુ મહારાજા ઘણી-ખરી મુસલમાન વસ્તી ઉપર રાજ કરે છે. રજપુતસ્થાનની બહાર તો રાજ્ય કરતાં કુટુંબો ઘણે અંશે અસલની ઉત્પત્તિનાં નથી. અઢારમી સદી અને મોગલ બાદશાહી તુટયા બાદ તકલીફોનો જમાનો આવ્યો તેના પહેલાનાં તો કોઈક જ છે. આમાંનાં ઘણાં અગત્યનાં રાજ્યે તો શરૂના વખતમાં કંપનીના દોસ્તો અગર હરિફો હતાં; અને તેની સાથે તેઓએ બરાબરીના કરારોથી તહનામાં કર્યાં હતાં. પરંતુ મોગલ બાદશાહીની સર્વોપરી સત્તા ધીમી રીતે જેમ જેમ બ્રિટિશ સરકારને આવતી ગઈ તેમ તેમ જ્યાં સીધી રીતે રાજ્ય સ્વહસ્ત ન કર્યું ત્યાં તેને સર્વોપરી સત્તા મળી. જ્યારે જાનેવારીની તારીખ ૧ લી સને ૧૮૭૭ ના રોજ રાણીએ સામ્રાજ્ઞિ થયાનો ઢંઢેરો બહાર પાડયો ત્યારે આ ધોરણનો પ્રસિદ્ધ અંગીકાર થયો. રાજાઓની સત્તાઓ ભિન્ન ભિન્ન છે. કેટલેક અંશે તહનામાથી કે કંઈક કમ વિધિપૂર્વક થયેલા કરારથી, કેટલેક અંશે સનદો અથવા ચાર્ટરોથી, પણ વિશેષે કરીને રિવાજથી તે નિયમતિ થઈ છે. દેશી રાજાઓની સૌથી વધારે સત્તા જોવી હોય તો તે હૈદ્રાબાદના નિઝામ જેવા રાજાની છે. તે સિક્કા પાડે છે, પોતાની રૈયત ઉપર કર નાખે છે, અને અપીલ વગર દેહાન્ત શિક્ષા કરે છે. કમમાં કમ રાજસત્તાનો દાખલો જોવો હોય તો કાઠિયાવાડમાં થોડા એકરવાળો ગરાસદાર છે. તે બ્રિટીશ કર આપવાની ફરજમાંથી મુક્ત છે. અને છાયારૂપી ઇન્સાફ કરવાનો અખત્યાર ભોગવે છે.[1] સૌથી મોટાં રાજ્યોમાં પણ ઇન્ડિયા સરકાર વિસ્તીર્ણ અખત્યાર ચલાવે છે. બહારના સંબંધો ઉપર તે અનન્ય અંકુશ રાખે છે. બ્રિટિશ રૈયતની અને પર રાજ્યોની રૈયતની સલામતી અને કલ્યાણ માટે તે ખાસ પ્રકારની

૧ ઇલબર્ટ, ઇન્ડિયા સરકાર, પૃષ્ઠ ૧૪૨.

જવાબદારી માથે રાખે છે; અને બળવાથી કાઢી મૂકાવાના જોખમ સામે તે દેશી રાજાને જામીનગિરી આપે છે. તેથી તેઓની પોતાની રૈયતને જુલમ અને અવ્યસ્થિત રાજ્યવહિવટમાંથી મુક્ત રાખવાની જામીનગિરીનો તેમાં સમાવેશ થાય છે. ઉક્ત જવાબદારીને લીધે કોઈ વાર કોઈ નાલાયક દેશી રાજ્યકર્ત્તાની સત્તામાં ઘટાડો કરે છે, અને પ્રસંગોપાત તખ્ત બરખાસ્ત પણ કરે છે. મોટાં મોટાં સર્વ રાજ્યોમાં સર્વોપરિ સત્તાના પ્રતિનિધિ તરીકે સ્થાનિક પોલિટિકલ અમલદારો પોતાના તાબાના માણસો સાથે રહે છે. તેમાં ઘણા અગત્યના હૈદ્રાબાદનો રેસિડેન્ટ, તેમજ મૈસૂર, કાશ્મિર, નેપાળ અને વડોદરાના રેસિડેન્ટો છે; અને રજપુતાણા અને મધ્ય ઇન્ડિયા એજન્સીના નામથી ઓળખાતાં રાજ્યોના સમૂહોને વાસ્તે એજન્ટ ટુ ધી ગવર્નર-જનરલો [૨]પોલિટિકલ ખાતાના અમલદારો ચઢતા ઉતરતા દરજ્જાની નોકરીમાંના છે. ઇન્ડિયાની ફોજમાંથી તે ખાતાની ભરતી થાય છે.

ઉપરોક્ત પ્રાન્તો ( અજમેર–મેરવાડા ઇત્યાદિ ) ના અંદરના રાજવહિવટના સંબંધમાં જેમ હોમ ડિપાર્ટમેન્ટ મારફત સામાન્ય પ્રાન્તો ઉપર અંકુશ રખાય છે, તેમ ફોરેન ડિપાર્ટમેન્ટ (પરરાજ્ય સંબંધી ખાતા) તરફથી તેઓના ઉપર રખાય છે. પરરાજ્યના ખાતાંને વળી ક્રિયાઓના સવાલો સાથે સંબંધ છે. ઇન્ડિયામાં અપાતા ઇલકાબોનું કામ પણ તેમના તાલુકનું છે. ઈમ્પીરિયલ સર્વિસ ટ્રુપ, ઈમ્પીરિયલ કાડેટ કોર, અને રાજાઓની કોલેજો ઉપર તે દેખરેખ રાખે છે. ફોજ અને કેળવણીનાં પ્રકરણોમાં એનું વિવેચન કરવામાં આવશે.

સામાન્ય રાજકારોબાર કરવો એ હોમ ડિપાર્ટમેન્ટનું કામ છે. તે અંદરનો રાજવહિવટ, કાયદા અને ઈન્સાફ, જેલ, પોલિસ, કેળવણી, ઈસ્પીતાલ, લોકલ બોર્ડો, ધર્મ સંબંધી બાબતો, હથિયારના ધારાનો અમલ, અને

**હોમ ડિપાર્ટમેન્ટ.**

---

૨. રજપુતાણા અને મધ્ય ઇન્ડિયાના એજન્ટોના તાબામાં એજન્સીઓનાં અંગભૂત રાજ્યો માટે નિમાયેલા રેસિડેન્ટો અને એજન્ટો છે.

અનેક બીજી બાબતો સાથે સંબંધ રાખે છે. પ્રથમ દરજ્જે આ બાબતો સ્થાનિક સરકારોની હકુમતોની છે. માટે હોમ ડિપાર્ટમેન્ટનું કામ મ્હોટે અંશે પ્રાન્તોના કારોબારો ઉપર અંકુશ રાખવાનું છે. અને વળી તે એન્ડામનના ટાપુઓમાં આવેલ પોર્ટ બ્લેરના સંસ્થાનો, જ્યાં કાળાપાણીની શિક્ષા થયેલા કેદીઓને મોકલવામાં આવે છે, તેના ઉપર સીધો રાજવહિવટ કરે છે. તેને વળી પરચૂરણ પ્રકારનું ઘણું સીધું કામ કરવું પડે છે. સ્થાનિક સરકારોના તાબાના કેટલાંક ખાતાના ઉપલા દરજ્જાના અમલદારો બાદશાહી નોકરીઓવાળા છે; દાખલા તરીકે ઇન્ડિયાની સિવિલ સર્વિસ. એ બધી નોકરીઓ હોમ ડિપાર્ટમેન્ટના અંકુશમાં છે. ૧૮૧૩ અને ૧૮૩૩ ના ચાર્ટર આક્ટોથી કલકત્તા, મદ્રાસ, અને મુંબઈના બિશપો (વડા ધર્મગુરૂઓ) નિમવાનું પ્રબંધિત થયું તેથી તેઓને ધર્મસંબંધી હકુમત અને પવિત્ર વર્ગમાં દાખલ કરવાની સત્તા પ્રાપ્ત થઈ. વળી કલકત્તાનો બિશપ ઇન્ડિયાનો ધર્માધ્યક્ષ છે, લાહોર, રંગુન, લખનૌ અને નાગપુર ખાતે બિશપો નિમાયેલા છે. પરંતુ પાર્લામેન્ટના કાયદા વડે તેઓને અધિકાર મળ્યો નથી. પગાર, રજા, અને પેન્શનના સંબંધમાં તેઓનો દરજ્જો વડા "ચાપલેઇન" જેટલો છે. રાજ્યની જન્મથી બ્રિટિશ હોય તેવી રૈયતને અને ખાસ કરીને સોલજરો અને તેનાં કુટુંબોને—(તેઓ એંગ્લિકન, પ્રેસ્બિટેરિયન વેસ્લેયન કે રોમન કાથલિક હોય) ધર્મ સંસ્કાર કરવા સરકાર ચાપલેઇનોને રાખે છે; અથવા બીજા પાદરી લોકોને લવાજમ આપે છે* સર્વોપરિ સરકારના ધાર્મ ખાતાના હોદ્દેદારો ઉપરનો

* ઇન્ડિયાના સ્વદેશીઓ સાથે બ્રિટિશ સરકારની રાજનીતિ હમેશાં ધર્મ સંબંધી ચુસ્ત તટસ્થપણાની છે. (ક્રિશ્ચન) ધર્મનો પસાર કરનારાં મંડળો તદ્દન પોતાની જવાબદારીથી અને પોતાના પૈસાથી કામ કરે છે. કેળવણીને વાસ્તે તેઓની નિશાળો નાણાંની મદદ માટે પાત્ર છે, તોપણ તે તદ્દન સંસારોપયોગી ભણતરને માટે છે. એવીજ રીતના કરારથી તે કોઇ પણ ધર્મની નિશાળોને મળી શકે છે. વધારામાં કહેવું જોઇએ કે હિંદુ અને મુસલમાન ધર્મની પૂજાઓ નિભાવવા આગળના દેશી રાજકર્તાઓએ કરેલી ભંડોળની નિમણોકો બ્રિટિશ સરકાર સંભાળથી જારી રાખે જાય છે.

ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલનો અધિકાર હોમ ડિપાર્ટમેન્ટ મારફત ચલાવવામાં આવે છે. વળી કલકત્તાની રાષ્ટ્રીય પુસ્તકશાળા અને રાષ્ટ્રીય દફતરખાના ઉપર તે દેખરેખ રાખે છે, અને અસલની સ્મર્ણીય વસ્તુઓ અને પુરાતનકાળની શોધોના રક્ષણાર્થે ચાલતો વહિવટ સામાન્ય રીતે નજર તળે રાખે છે.

**વસૂલાતી અને ખેતીવાડી ખાતું.**

વસૂલાતી અને ખેતીવાડી ખાતું, જે ૧૮૭૧ માં ખોલવામાં આવ્યું હતું અને ૧૮૭૯ માં કાઢી નાખવામાં આવ્યું હતું, તે પાછું દુષ્કાળ કમિશનની ભલામણ અનુસાર ૧૮૮૧ માં ખોલવામાં આવ્યું. તે વખતે તેની મુખ્ય ફરજો જણાવવામાં આવી હતી તે પ્રમાણે જમીનનું મ્હેસૂલ, ખેતીવાડીનો તપાસ ખેતીવાડીનો સુધારો, અને દુષ્કાળ સંકટ–નિવારણ એ બધાંને લગતો કારોબાર કરવાનો હતો. ઇન્ડિયામાં સનાતન રિવાજને લીધે સરકારને જમીનની પેદાશમાં ભાગ લેવાનો હક છે, અને જમીનનું મ્હેસૂલ એ સરકારની મ્હોટી મિલ્કત છે. આ ખાતાના વસૂલાતી વિભાગને અનેક સિદ્ધાન્તો ઉપર સતત લક્ષ આપવું પડે છે; તેમાંના થોડાક સિદ્ધાન્તો એ છે કે જમીનની વસૂલાત નક્કી કરવાનું કામ સરળતા ઉપર લાવવું, પોતાના હિતનો અયોગ્ય ભોગ આપ્યા વગર રાજ્યની માગણીઓમાં ન્યાયવૃત્તિ અને મધ્યમતા રાખવી, ખેડુતોને જમીન કબજે રાખવાની નિર્ભયતા કરવી, અને ખેડુતોની શાખ સુધારવી. દુષ્કાળનું સંકટ–નિવારણ કરવા માટેનાં કાર્યો પણ ઉપર અંકુશ રાખવાની જવાબદારીઓ પણ આ ખાતા ઉપર કાંઈ ઓછી ગંભીર અને અગત્યની નથી. તોપણ પ્રથમતઃ તે બાબતો સ્થાનિક સરકારો જોઇ લે છે. એટલે એના સંબંધમાં આ ખાતાને માત્ર અંકુશ રાખવાનું અને રસ્તો બતાવવાનુંજ રહે છે.

આર્થિક અને વૈજ્ઞાનિક શોધખોળની યોજના અને ખેતીવાડી સંબંધી સુધારણાના ઉપાયો યોજવાવાનું એ એ ખાતાના કામની અગત્યતા ધરાવનારી શાખા છે. ૧૮૭૮ ના દુષ્કાળ કમિસનરોએ દેશને ખોરાક પૂરો પાડવામાં ધીમે ધીમે વધારો થાય અને ખેતીની પેદાશનું અધિક સ્થાયીપણું થાય તેવી યોજનાદર્શક વૈજ્ઞાનિક શોધખોળ અને પ્રયોગો ઉપર અતિશય

બાર મૂકયો. તોપણ પ્રથમતઃ ગામોને લગતી નોંધો અને કૃષિકારો સંબંધી આંકડા રાખનાર સ્થાનિક ખાતાંઓ ગોઠવી તેને વિકાસ કરવાનું પસંદ કરવા જોગ ગણાયું હતું કે તેથી કરીને વિસ્તીર્ણ પાયા ઉપર વૈજ્ઞાનિક શોધખોળનું કામ માથે લીધા પહેલાં મુકરર કરેલી હકિકતોનો ચિરસ્થાયી આધાર મળી શકે. હાલમાં આ પદ્ધતિનો અમલ ઘણી પ્રગતિને પામી ચૂકયો છે; અને તાજેતર વર્ષોમાં કૃષિવિદ્યાના શોધખોળનાં યંત્રોની સુધારણાના અને દેશના ઔદ્યોગિક અને આર્થિક સાધનોનો વિકાસ કરવાના ઉપાયો લેવાનું શક્ય માલૂમ પડયું છે. આ યોજના હાલ સુધી જેટલી વિકાસિત થઇ છે. તેમાં શોધખોળની ઘણી બાબતો સમાવિષ્ટ થાય છે. વસૂલાતી અને ખેતીવાડી ખાતાના સામાન્ય દોર અને નિયામકપણા નીચે રહી તાબાનાં ભિન્ન ભિન્ન ખાતાંઓ શોધખોળનું કાર્ય કરે જાય છે. જો કે સઘળાં નહિ, તોપણ તેમાંના કેટલાંક ખાતાં ૧૯૦૫ માં વ્યાપાર અને ઉદ્યોગના ખાતાને સોંપવામાં આવ્યાં હતાં. માપણી ખાતું, ભૂગોળવિદ્યા સંબંધી, સ્થાનવર્ણન સંબંધી અને વૈજ્ઞાનિક તપાસણી અને કેટલાક પ્રાન્તોમાં જમીનની પેદાશના આંકડા નક્કી કરવા માટે કેડેસ્ટ્રલ માપણીનું પણ કામ કરે છે; વાયુચક્રશાસ્ત્રનું ખાતું, વાયુચક્રશાસ્ત્રના ખાસ કામ ઉપરાંત સૂર્ય અને ખગોળનાં અવલોકનો કરવાનું કામ માથે લે છે, વનસ્પતિ સંબંધી તપાસ કરનારૂં ખાતું વનસ્પતિના ગુણ ધર્મ તથા છોડની આર્થિક અને કૃષિ ઉપયોગીતા સાથે તાલુક રાખે છે, કૃષિકર્મની રીતિઓની સુધારણાર્થે શોધખોળ અને પ્રયોગોનું કાર્ય ખેતીવાડીના ઈન્સ્પેકટર–જનરલના હસ્તક સોંપરત કરેલું છે. જુદા જુદા પ્રાન્તોમાં ખેતીવાડી ખાતાના ડિરેકટરો સાથે મસલહત કરી કામ કરનારા કુશળ માણસો તેને મદદ આપે છે. ઘોડાની,* ટટ્ટુઓની, ખચ્ચરોની અને ઢોરની જાતો સુધારવાનું કામ, તેમજ ઘોડા અને ઢોરમાં થતાં દરદો અટકાવવાનું કામ સિવિલ વેટરિનરી (પશુ વૈદ્ય) ખાતાને સોંપેલાં છે; અને તેના હોદ્દેદારો પ્રાન્તોમાં વહેંચાયલા રહે છે. દેશી

---

* ઉત્તર ઇન્ડિયા અને મુંબઇમાં ફોજ માટે ઘોડાં ઉછેરવાના કામની દેખરેખ હાલમાં આર્મી રિમાઉન્ટ ખાતું રાખે છે.

પશુવૈદ્ય મદદનીશોને શિક્ષણ આપવા માટે એક પૂર્ણ રીતે સજ્જ થયેલ સૂક્ષ્મ જંતુપરીક્ષણશાળા અને કેટલીક નિશાળો અને કોલેજો છે. જંગલ ખાતું મ્હોટા સરકારી જંગલોમાં ઝાડોનું સંરક્ષણ કરવાનું કાર્યદક્ષ ધોરણ પૂરૂં પાડે છે. દરેક પ્રાન્તમાં જંગલનો કારોબાર સ્થાનિક અધિકારીઓના હસ્તક છે; પરંતુ જે ધોરણ અને મૂળતત્ત્વો ઉપરથી જંગલની વિદ્યાનો પ્રયોગ કરવામાં આવે છે તેને પ્રફુલ્લિત કરવામાં ઈન્સ્પેક્ટર-જનરલની સહાયતાદ્વારા સર્વોપરિ સરકારનો મ્હોટો હાથ છે.

**નાણાં પ્રકરણી ખાતું.**

નાણાં પ્રકરણી ખાતું રાષ્ટ્રીય અને પ્રાન્તિક નાણાંના કારોબાર, સાથે સામાન્ય નિસ્બત ધરાવે છે; તેમજ તે જાહેર અમલદારોના પગાર, રજા, અને પેન્શનો તથા ચલણ, અને બેન્કો ચલાવવાના સવાલો સાથે તાલુક રાખે છે. "જૂદી આમદનાં" ખાતાં, જેમકે અફીણ, નિમક, સ્ટાંપ, આબકારી અને મુકરર થયેલા કરો તેની દેખરેખ અને નિયામકપણા નીચે છે. પણ આ બધી બાબતો તાબાની સરકારોના સ્થાનિક વહિવટમાં ઘણું કરીને રહેલી છે. અને ટંકશાળ પણ તે (નાણાં પ્રકરણી ખાતું) ચલાવે છે. લશ્કરી હિસાબ ખાતું નિયમિત રાખવા, અને ફોજનું નાણાં પ્રકરણી કામકાજ કરવા માટે લશ્કરી નાણાં પ્રકરણી નામની અલાહેદી શાખા કાઢવામાં આવી છે. આગળ કહી ગયા પ્રમાણે સાધારણ પ્રાન્તિક નોકરીઓનું ખર્ચ, અને તેની બરાબરનો સામાન્ય આમદનો હિસ્સો અમુક મર્યાદા સાથે સ્થાનિક સરકારોને સોંપરત કરવામાં આવેલો છે; પરંતુ ફોજ, જાહેર કરજ, અને બીજી રાષ્ટ્રીય બાબતોનું ખર્ચ અંકુશમાં રાખવાનું કામ સર્વોપરિ સરકારના હસ્તક છે. સર્વોપરિ અને પ્રાન્તિક સરકારો એ બન્નેના મુલ્કી (સિવિલ) હિસાબો એક કારોબારી અમલ કરનારૂં ખાતું ચલાવે છે. આ ખાતાના ઉપર એક કંટરોલર અને ઓડિટર-જનરલ છે. તેની કચેરીમાં બધા હિસાબો લાવી રાખવામાં આવે છે. તેના તાબામાં પ્રાન્તિક એકાઉન્ટન્ટ જનરલો છે. તેઓ પોતપોતાના પ્રાન્તોમાં રાષ્ટ્રીય આમદ

ખર્ચનો, તેમજ સ્થાનિક સરકારોનો હિસાબ રાખે છે. દરેક પરગણાના મથકમાં સરકારી ખજાનો રહે છે. તે આમદ લે છે, અને તે સ્થળેથી નાણાં આપવાનાં હોય છે તે આપે છે. બાંધકામ ખાતાનો હિસાબ એક જૂદાજ ખાતા તરફથી રાખવામાં આવે છે. તે કેટલેક દરજ્જે કંટ્રોલર-જનરલની દેખરેખમાં છે, અને તે જાહેર બાંધકામ ખાતા સાથે જોડી દીધેલું છે. કંટ્રોલર-જનરલ વળી "પેપર કરન્સિ" (કાગળ એટલે નોટોનું ચલણ) નો હેડ કમિસનર છે; અને તે દરજ્જે તે ઇંગ્લાન્ડની બેન્કના જેવી ફરજો અદા કરે છે. ઇન્ડિયા સરકારની ટંકશાળો કલકત્તા અને મુંબઇમાં છે. તેમાં સોનારૂપના સિક્કાઓ પાડવામાં આવે છે. વળી કેટલાંક દેશી રાજ્યો તથા પૂર્વ તરફનાં અમુક સંસ્થાનો માટે સિક્કા પાડવાનું પણ તે માથે લે છે.

**વ્યાપાર અને ઉદ્યોગ સંબંધી ખાતું.**

ઇન્ડિયા સરકારનું દરરોજ વધી જતા કામને ઓછું કરવા અને દેશના વ્યાપાર તથા બનાવટની ચીજોને લગતા સવાલો એક ખાતાના તાબામાં સાથે હોય તો તેનો નિકાલ સરળતાથી થાય તે સારૂ ૧૯૦૫ માં વ્યાપાર અને ઉદ્યોગનું ખાતું સ્થાપવામાં આવ્યું છે. તે વખતે ત્રણ મેમ્બરોનું એક બોર્ડ પણ નિમવામાં આવ્યું છે. જાહેર બાંધકામ-ખાતું જે કામ કરતું હતું તેમાંનું ઘણુંખરૂં તેના તરફ સોંપવામાં આવ્યું છે. ઇન્ડિયા સરકારના નિર્ણય માટે રેલવેનીજ બાબતો હજી બાકી રાખવામાં આવેલી છે, તેના નિર્ણય વ્યાપાર અને ઉદ્યોગનું ખાતું કરે છે; અને વળી તે સરકાર અને રેલવે બોર્ડ વચ્ચે મધ્યસ્થ વ્યવહારનું સાધન છે. કારખાનાં, પેટ્રોલિયમ (ગ્યાસતેલ-ભૂમિ તેલ), અને અવાજ કરનારા પદાર્થોને લગતાં કાયદાના અમલ સંબંધી કામ હોમ ડિપાર્ટમેન્ટ પાસેથી તેણે સંભાળી લીધું છે. નાણાં પ્રકરણી ખાતા પાસેથી ટપાલનું કામ, જગાત, દેશસ્થિતિ વગેરેને લગતા આંકડાનાં પત્રકો, છાપખાનાનું કામ, અને લેખન-સામગ્રી, તેમજ સામાન્ય રીતે બંદરો, વહાણો અને વ્યાપારને સંબંધ રાખનાર દરેક બાબત તેને હવાલે કરવામાં આવેલ છે. પોસ્ટ ઓફિસ એ એક રાષ્ટ્રીય

ખાતું છે. તેના ઉપર ડિરેક્ટર–જનરલ છે, અને પોતાના પોસ્ટ–માસ્તર–જનરલો તેના તાબામાં મૂકાયેલા છે. એ ખાતાના તાબામાં સીધી રીતે મૂકાય એવું એક ખાસ જગાતખાતું ખોલવા માટે ૧૯૦૫ માં યોજના મંજૂર કરવામાં આવી હતી. વ્યાપાર સમાચાર ખાતાનો ડિરેક્ટર–જનરલ દેશસ્થિતિના આંકડા ઉપર નિગેબાની રાખે છે. વળી એ ખાતા અને વ્યાપાર કરનારી આલમ વચ્ચેના મધ્યસ્થ તરીકેનું તેની પાસે વધારે અગત્યનું કામ રહે છે. વ્યાપારની ચીજો ઉપરનાં ચિન્હો અને વર્ણનના રક્ષણ માટે, અને દરિયાઈ વેપારના ધારાઓના અમલ માટેનો કારોબાર પણ સીધી રીતે વેપારને લગતી ફરજો છે. જુના જાહેર બાંધકામ ખાતા પાસેથી હસ્તાંતર થયેલી શાખાઓમાં તાર અને કોયલાની ખાણો આવી જાય છે. તાર ખાતું એ રાષ્ટ્રીય નોકરીમાં ગણાય છે. તેનો વહિવટ ડિરેક્ટર–જનરલ કરે છે. તે સીધી રીતે વ્યાપાર અને ઉદ્યોગ ખાતાના તાબામાં છે. વસૂલાતી અને ખેતીવાડી ખાતાએ મજુરીને લગતા બધા પ્રશ્નો સોંપી દીધા છે. પર રાજ્યોમાં અને આસામના ચાહની પેદાશવાળાં પરગણામાં જવાના નિયમો બાંધવાનું, ખાણો ખાતાના કુશળ માણસો ઉપર દેખરેખ રાખવાનું, (એ માણસો ખાણનો તપાસ રાખે છે, અને ખાણનું કામ અને ખાણીયાની સલામતીના ધારાનો અમલ જોતા રહે છે), ભૂસ્તરવિદ્યાના શોધખોળ આર્થિક પેદાશો અને હુન્નરો, તેમજ હુન્નરો માટેના પરવાના, એ બધુ એમાં આવી જાય છે.

**કાયદા બાંધનારૂં ખાતું.**

કાયદા બાંધનારૂં ખાતું (જે ઇંગ્લાન્ડની પાર્લામેન્ટના કાયદાના સલાહકારના જેવું કેટલેક દરજ્જે કામ કરે છે) ગવર્નર–જનરલની સભામાં કાયદા બાંધવા સંબંધી બાબતો માટે જવાબદાર છે. ધારાના મુસદ્દા કરવાનું, લેખિત કાયદાઓ બહાર પાડવાનું અને તેનું પુનરાવર્તન કરવાનું કામ તેમાં સમાવિષ્ટ થાય છે. સ્થાનિક સરકારોની સભામાં બંધાતા કાયદાનું નિરીક્ષણ અને નિયંતાપણું તેનીજ દ્વારા થાય છે. કાયદા (ની

કલમોના ) ના અર્થ કરવાના અને તેના ધોરણના પ્રશ્નો માટે સલાહ આપી ઇન્ડિયા સરકારનાં ઇતર ખાતાઓને તે સહાયતા આપે છે, અને કાયદાની બરાબર પ્રાબલ્ય ધરાવનારા પેટા–નિયમો બહાર પાડયાં પહેલાં તેની સાથે મસલત કરવામાં આવે છે.

**જાહેર બાંધકામ ખાતું.**

૧૯૦૫ થી જાહેર બાંધકામ ખાતાને લગતું બધું કામ વસૂલાતી અને ખેતીવાડી ખાતાના મેમ્બરના તાબામાંનો એક સેક્રેટરી કરે છે. યાંત્રિક ( ઇજનેરી ) ખાતાની ઉપલા દરજ્જાની નોકરીના બે ભાગ છે ( ૧ ) રાષ્ટ્રીય અને ( ૨ ) પ્રાન્તિક. પહેલા નંબરનીમાં કુપર્સ હિલ રોયલ ઇન્ડિયન ઇજનેરી કોલેજમાંથી, અને બીજા નંબરનીમાં રૂર્કિની અને ઇન્ડિયાની બીજી ઇજનેરી કાલેજમાંથી અને તાબામાંના ઉપલા દરજ્જાના નોકરોમાંથી ઘણે ભાગે હાલ સુધી ભરતી થાય છે. પીત કામ, ઇમારતો અને રસ્તા (પરચૂણ કામ સહિત) કામ માટે રાખેલા ખાતાના પ્રાન્તો તરફથી વિભાગ કરવામાં આવે છે, અને તે સ્થાનિક સરકારોના તાબામાં છે. ધોરી સડકો ઘણું કરીને પ્રાન્તના જાહેર બાંધકામ ખાતાના હવાલામાં છે, અને સ્થાનિક સડકો કરવા તથા સમારવાનું મ્યુનિસિપાલીટિઓ અને લોકલબોર્ડો સંભાળે છે. જાહેર બાંધકામ ખાતાનું તમામ ખર્ચ એક હિસાબી શાખા તપાસે છે, અને દફતરમાં સંગ્રહ કરીને એકઠું રાખે છે. થોડે અંશે ગ્રેટબ્રિટનમાંથી અને થોડે અંશે ઇન્ડિયામાંથી તેમાં ભરતી કરવામાં આવે છે.

**ફોજી અને લશ્કરી સામગ્રી પૂરું પાડનાર ખાતું.**

ફોજ ઉપરની સર્વોપરિ સત્તા ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલના હસ્તક છે, ઇન્ડિયાનો સેનાપતિ તેનો મુખ્ય કારોબારી હોદ્દેદાર છે, આગળ બંગાળા, મદ્રાસ અને મુંબઈ ઇલાકાઓ માટે જુદી જુદી ફોજો હતી, પરંતુ જેમ જેમ કેન્દ્રસ્થાનિક સરકાર વડે ઇન્ડિયા એક સંયુક્ત દેશના રૂપમાં વિકાસને પામતું ગયું તેમ તેમ તે ધોરણ

અધિક દરજ્જે અગવડતાવાળું થવા લાગ્યું. ધીમે ધીમે તેને ફેરવી નાખ્યું. છેવટે ૧૮૯૩ માં પાર્લામેન્ટે પસાર કરેલા અને ૧૮૯૫ માં ચાલુ કરેલા ધારાથી તે કાઢી નાખવામા આવ્યું. ૧૯૦૬ સુધી ફોજ અને વોલન્ટીયરો સંબંધી, તેમજ બાદશાહી ઇન્ડિયન નૌકાસૈન્યનું કામકાજ લશ્કરી ખાતા તરફથી ચાલતું હતું. ઇંગલન્ડની મદદ–ઓફિસને તે કેટલેક અંશે મળતી આવે છે. તેના કાર્યક્રમમાં તે સાલમાંજ અગત્યના ફેરફારો કરવામાં આવ્યા હતા; અને લશ્કરી ખાતાના બદલામાં ફોજનું, અને લશ્કરી સામગ્રી પૂરી પાડનાર, એવાં બે ખાતાં થયા. આમાંનું પ્રથમનું સેનાપતિના હવાલામાં છે; અને છાવણીઓ, વોલનટીયરો અને લશ્કરી સામગ્રી પૂરી પાડવાના ખાતાને સોંપેલા કામ સિવાય બીજું સઘળું ફોજને લગતું કામ તે કરે છે. મિલિટરી સપ્લાઈ ડિપાર્ટમેન્ટ ખોરાક વગેરે મેળવવા અને સાંચવવાનું, તોપખાનાનું, રિમાઉન્ટ ખાતાનું ( ઘોડા ખરીદી સંભાળથી રાખનાર ખાતાનું ) કામ કરે છે. તે ઉપરાંત ઇન્ડિયાની વૈદકી નોકરી, બાદશાહી નૌકાસૈન્યનું અને દરિયાઈ માપણીનું ખાતું ચલાવે છે. તે બન્ને ખાતાંના સેક્રેટરીઓ તથા તાબાના બીજા અમલદારો સામાન્ય રીતે ફોજનાં જ માણસો હોય છે. ફોજ ખાતા ઉપર અંકુશ રાખવા ઉપરાંત ફોજ સંબંધી સમગ્ર કારોબારી વહિવટ, એ સેનાપતિની પ્રથમ પ્રકારની ફરજ છે. તેના ખાતાના મુખ્ય અમદારોમાં ચીફ ઓફ ધી સ્ટાફ, એડ્જુટન્ટ–જનરલ, કવાટર–માસ્તર–જનરલ, અને વડો મેડિકલ હોદ્દેદાર, એટલા છે. ઉત્તરનો, પૂર્વનો, અને પશ્ચિમનો, ( લેફ્ટેનન્ટ–જનરલના તાબામાં ), બરમાનો અને દક્ષિણનો એવા પાંચ મ્હોટા વિભાગોમાં ફોજની હાલ વહેંચણી થયેલ છે [1]. દરેક વિભાગની બ્રિગેડો ( ટુકડીઓ ) કરવામાં આવી છે. જે સ્ટેશનો (કાંપો) માં ફોજને ખરેખરી રીતે રાખવામાં આવે છે તે વિસ્તાર અને અગત્યતામાં ભિન્ન ભિન્ન હોય છે. આ સ્ટેશનો, અથવા ઇન્ડિયામાં જેને છાવણીઓ કહે છે,

---

૧ પૂર્વ તરફના વિભાગ સાથે દક્ષિણ ઇન્ડિયાનો વિભાગ (સિકંદરાબાદવાળો) જોડી દેવા ધારણા બંધાઇ છે.

તેનો વહિવટ ખાસ કરીને " છાવણીઓના ધારા " અનુસાર ચાલે છે. છાવણીના લશ્કરી માજીસ્ટ્રેટોના ખાતાં તે ધારાનો અમલ ચલાવે છે. તે માજીસ્ટ્રેટો બધાં મિલિટરી અથવા ફોજની નિસ્બતનાં કારોબરી કામકાજમાં તે સ્ટેશનોના કમાન્ડિંગ અમલદારોના તાબામાં છે.

**પ્રાન્તો.** બ્રિટિશ ઈન્ડિયા અથવા ગવર્નર જનરલ-ઇન્-કાઉન્સિલના રાજતંત્ર નીચેના મુલ્કોનો વિસ્તાર આઠ મ્હોટા પ્રાન્તો અને પાંચ ન્હાના પ્રાન્તોમાં વહેંચાયેલો છે. તે દરેકને સ્થાનિક સરકારની સંજ્ઞા આપવામાં આવેલ છે. આઠ મ્હોટા પ્રાન્તોની અંદર મદ્રાસ અને મુંબઇના ઈલાકાઓ છે; બંગાળાનો, સંયુક્ત કરેલા અથવા જોડાયેલા આગ્રા અને આઉધનો, પંજાબ, બ્રહ્મદેશનો આસામ સાથે પૂર્વ બંગાળાનો, એ પાંચ લેફ્ટેનન્ટ ગવર્નર શીપો છે. (આ-ઠમો પ્રાન્ત) મધ્ય પ્રાન્તોના ચીફ કમીશનરના તાબાનો છે. ન્હાના પ્રાન્તો તે વાયવ્ય સરહદ ઉપરના પ્રાન્તો, બ્રિટિશ બલુચીસ્તાન, કુર્ગ, અજમેર-મેર-વાડા અને અન્ડામન્સના ટાપુઓનું શિક્ષા ભોગાવવાનું સંસ્થાન છે. મદ્રાસ અને મુંબઈના પ્રાન્તોમાં એ ઈલાકાની સાથે મૂળથી જોડી દીધેલા મુલ્કો છે. ૧૮૪૩ ના વિજય પછી તરતજ સિંધને મુંબઇની નીચે વધારવામાં આવ્યું હતું. ફોર્ટ વિલ્યમના ઇલાકાને તોડી આગ્રા, (વાયવ્ય પ્રાન્તો કહે-વાય છે તે) અને બંગાળાના પ્રાન્તો કર્યાં; અને તે દરેકને લેફ્ટેનન્ટ-ગવ-ર્નરના તાબામાં મૂકયા. એ બિના આગળ લખાઇ ગઇ છે. પંજાબ ખાલસા થયા બાદ તે પ્રથમનો એક બોર્ડના કારોબાર તળે હતું, અને પછી ચીફ કમીસનરના હવાલામાં હતું. બળવા પછી વાયવ્ય પ્રાન્તોમાંથી દિલ્હી અને તે નજીકનો મુલ્ક તેની સાથે સંયુક્ત કરવામાં આવ્યાં, અને ૧૮૫૯ માં તે લેફ્ટેનન્ટ-ગવર્નરના તાબામાં મૂકાયાં. ૧૮૫૬ માં આઉધને ખાલસા કરી તેના ઉપર કારોબારી રાજતંત્ર ચલાવવા એક ચીફ કમીસનર મૂકયો; અને ૧૮૭૭ માં તેને વાયવ્ય પ્રાન્તોના લેફ્ટેનન્ટ-ગવર્નરના તાબામાં સામેલ કરી દીધો. પંજાબ ખાલસા કર્યા પછી "વાયવ્ય પ્રાન્તો" એ સંજ્ઞા અર્થ રહિત

થઇ ગઇ હતી. તેથી ઇન્ડિયાના આ ભાગનું નામ "આગ્રા અને આઉધના સંયુક્ત અથવા જોડીયા પ્રાન્તો" એવું તાજેતર રાખવામાં આવ્યું છે. તે પછી બ્રહ્મદેશની લેફ્ટેનન્ટ–ગવર્નરની પદ્દી ઉત્પન્ન કરવામાં આવી. આરાકાન, તેના-સેરિમ, અને પેગુ, પ્રથમ તો ઇન્ડિયા સરકારના સીધા રાજતંત્ર નીચે જુદા જુદા કમીસનરોના તાબામાં હતાં. ૧૮૬૨ માં બ્રિટિશ બરમાના નામથી ઓળખાતા પ્રાન્તો સાથે તેઓને મેળવી દેવામાં આવ્યા; અને તેઓને એક ચીફ કમીસનરની સોંપરતમાં રાખવામાં આવ્યાં. ૧૮૬૬ માં ઉપરનું બર્મા જીતાયું, અને તે ચીફ કમીસનરના તાબામાં વધારવામાં આવ્યું. ત્યારથી આખા પ્રાન્તનું નામ બર્મા પાડયું, અને ૧૮૯૭ માં તેને લેફ્ટેનન્ટ–ગવર્નરની પદ્દીએ ઉંચું ચઢાવ્યું. ૧૮૬૧ માં મધ્ય પ્રાન્તોનો કારોબાર એક ચીફ કમીસનરના તાબામાં અલગ પાડયો તે વખત સાગર અને નર્મદાના મુલ્કોને વાવ્ય પ્રાન્તોમાંથી અલગ પાડીને ૧૮૫૪ માં નાગપુરના રાજાના મૃત્યુથી ગળિત થયેલાં પરગણાં સાથે તેને સંયુક્ત કરવામાં આવ્યો. ૧૮૨૬ માં આસામ ખાલસા થયું તેને બંગાળા સાથે સામિલ કર્યું. ૧૮૭૪ માં તેને અલગ પાડીને એક ચીફ કમિસનરની નીચે મૂકવામાં આવ્યું ૧૯૦૫માં બંગાળાના બીજા ભાગ સાથે આસામ માટે એક નવીન લેફ્ટેનન્ટ–ગવર્નર નિમ્યો; અને " પૂર્વ તરફનું બંગાળા અને આસામ " એવી તેની સંજ્ઞા રાખી. ૧૯૦૧ માં વાયવ્ય પ્રાન્તને ઉત્પન્ન કરવામાં આવ્યો હતો. પંજાબમાંથી અલગ પાડેલાં કેટલાંક પરગણાંઓને તેની અંદર નાખેલાં છે, તે અલગ પાડવાનો હેતુ એ હતો કે ૧૮૯૨થી આપણી વગસગ જે સરહદી પ્રદેશો ઉપર વિસ્તૃત થઈ છે તેની સાથે સિમાડાના સવાલો પેદા થાય તેનો ઇન્ડિયા સરકાર વધારે સીધી રીતે રાજતંત્ર ચલાવી શકે. બ્રિટિશ બલુચીસ્તાન માટે ૧૮૮૭ માં ચીફ કમીશનર નિમ્યો. ઉપર કહ્યા પ્રમાણે ૧૮૩૪ માં ખાલસા કરેલા કુર્ગના છોટાસા મુલ્કને મૈસૂરના રેસિડેન્ટના વહિવટ તળે રાખ્યો છે. રજપુતાણાનાં રાજ્યોનો એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ મેરવાડાના બ્રિટિશ મુલ્કનો ચીફ કમીસનર છે. તેનો મ્હોટો ભાગ ૧૮૧૮ માં મહારાજા સિંધિયાએ આપી

દેવાથી તે હસ્તગત થયેલો હતો. ૧૮૫૮ થી પોર્ટ બ્લેરને શિક્ષા થયેલા કેદીઓ માટે સંસ્થાન તરીકે ઠરાવવામાં આવ્યું છે. તેની દેખરેખ પણ આન્ડામન્સ અને નિકોબારના દ્વાપુઓનો ચીફ કમિસનરજ રાખે છે. (પૂર્વે હૈદ્રાબાદનાં સોંપેલા પરગણાં કહેવાતું ) બિહાર ( વરાડ પ્રાન્ત ) અદ્યાપિ નિઝામનું છે; પણ ૧૮૫૩ થી હૈદ્રાબાદના રેસિડેન્ટ દ્વારા બ્રિટિશ સરકાર તેનો રાજતંત્ર ચલાવે છે. તેની આમદમાંથી પચીશ લાખની વાર્ષિક રકમ નિઝામને મળે એવે જાથુને ભાડાપટે તે હાલમાં સ્વાધીન કરવામાં આવેલ છે. ૧૯૦૩ ના અક્ટોબર માસથી રાજ્યકારભાર માટે તેને મધ્ય પ્રાન્તો સાથે જોડી દેવામાં આવેલ છે.

**સ્થાનિક સરકારોનો દરજ્જો.**

બધી સ્થાનિક સરકારો ગવર્નર—જનરલ-ઇન્-કાઉન્સિલની એક સરખી દેખરેખ અને અંકુશ નીચે છે. તેની તરફથી મળતા હુકમો તેઓએ માનવાજ જોઇએ; અને પોતપોતનાં કામકાજોના ખબર તેઓએ તેમના પ્રત્યે મોકલવાજ જોઇએ. કેટલેક અંશે પાર્લામેન્ટના કાનુનોથી અને કેટલેક અંશે લેફ્ટનન્ટ-ગવરનરો અને ચીફ કમિસનરોને ગવર્નર-જનરલે સ્વાધીન કરેલી સત્તાથી એ તાબેદારી ઉત્પન્ન થવા પામી છે; પરંતુ ચીફ કમિસનર સહિત દરેક સ્થાનિક સરકાર પોતપોતાના પ્રાન્તની અંદરમાં રાજવહિવટ કરવા માટે મુખત્યાર છે. સ્થાનિક સરકારોના કેટલાક વર્ગના દરજ્જા વચ્ચે અગત્યના તફાવતો છે. રિવાજ અનુસાર ચીફ કમિસનર સિવાય સ્થાનિક સરકાર માટે તમામ નિમણોકો પાંચ વર્ષની મુદ્દત માટે થાય છે.

**મદ્રાસ અને મુંબઇ.**

મદ્રાસ અને મુંબઇ એ બન્ને પ્રાન્તો એ નામના જુના ઇલાકાઓનાં પુર્વરૂપ હોવાથી, અને એક જમાનામાં બંગાળાથી બિલકુલ સ્વતંત્ર હોવાથી, ઉંચ સ્થિતિ રોકી રહ્યાં છે. તે દરેકનો મુલ્કી રાજતંત્ર ગવર્નર-ઇન્-કાઉન્સિલના હસ્તક છે. તેની સત્તા અને ફરજો પાર્લા-

મેન્ટના ધારાથી નિયમિત થાય છે. તાજ તરફથી ગવર્નરની નિમણોક થાય છે. ઇગ્લન્ડમાંથી (મ્હોટી ) પંક્તિ અને અનુભવવાળો સખ્સ ઘણું કરીને હોદ્દા ઉપર નિમાય છે. તેમજ તાજ તરફથી કાઉન્સિલના બે મેમ્બરો નિમાય છે. તેણે ઇન્ડિયામાં કમમાંકમ બાર વર્ષ સુધી નોકરી કરેલી હોવી જોઇએ, અને ઇન્ડિયન સિવિલ સર્વિસમાંના તેઓ હોવા જોઈએ. અડાકડીની બાબતોમાં જેમ ગવર્નર-જનરલને સભાના મત અલગ રાખવા સત્તા છે તેમ ગવર્નરને પણ છે; અને ગવર્નર-જનરલની સભામાં, જે સામાન્ય ધોરણ અનુસાર કામકાજની બાંટણી થાય છે, તેજ રીતે તેમાં પણ થાય છે. ઇલાકાઓની ફોજો કાયમ હતી ત્યાં સુધી મદ્રાસ અને મુંબઈના સેનાપતિઓ પણ સભાના મેમ્બરો હતા. પરંતુ બે વર્ષ પહેલાં એક ધારો પસાર થયેલો હોવાને લીધે જ્યારે ઇન્ડિયાની ફોજ એકત્ર કરી ત્યારે સભાના આ અધિક મેમ્બરો બંધ થયા, અને ગવર્નર-ઇન્-કાઉન્સિલે પ્રથમ ભોગવેલો લશ્કરી વહિવટનો લાભ ખોયો. સેક્રેટરી ઓફ સ્ટેટની સાથે સીધો વ્યવહાર રાખવાનો હક્ક અદ્યાપિ તેને છે. વળી ગવર્નરોને એક બીજો હક્ક એ છે, કે જો તેઓના ઇલાકામાં ગવર્નર-જનરલની સભા બોલાવવાની કોઈ વખત તક આવે, તો તેમાં તેઓ અસાધારણ મેમ્બરો તરીકે બેસી શકે છે. ગવર્નર-જનરલની માફક તેઓ પણ "હિઝ એક્ષેલન્સી" લખાય છે. વળી તેઓની સાથે અંગરક્ષકો ( બોડી ગાર્ડ) પણ રહે છે. પાર્લામેન્ટના ધારાથી ગવર્નરના પગારની રકમ વધારેમાં વધારે ૧૨૦૦૦૦ ની અને સભાના મેમ્બરની રૂપૈયા ૬૪૦૦૦ ની ઠેરવેલી છે.

**લેફ્ટેનન્ટ-ગવર્નરના હોદ્દાઓ.** બીજા બધા પ્રાન્તો કાંતો જુના બંગાળા ઇલાકાના, યાતો ગવર્નર-જનરલના સીધા વહિવટ તળેના મુલ્કના ટુકડા તરીકે ગણાય છે; પણ લેફ્ટેનન્ટ-ગવર્નરના પ્રાન્તો પાર્લામેન્ટના ધારાથી બંધાયેલા હોવાથી તેનો દરજ્જો ચીફ કમીસનરના હોદ્દાથી કિંચિત્ જુદો છે. બ્રિટિશ રાજસત્તા ઝપાટાથી વૃદ્ધિંગત થતી ગઈ તેથી એવો અંગીકાર કરવામાં

આવ્યો કે બંગાળા સાથે જોડી દીધેલા નવા પ્રાપ્ત થયેલા મુલ્કોનો અસરકારક વહિવટ બંગાળા સરકારની સત્તાની બહારનો હતો. કેમકે ખાસ કરીને તે વખતે તે સરકાર આખા ઇન્ડિયાના રાજ વહિવટની દેખરેખ માટે જવાબદાર હતી. તેથી કરીને "ઇન્ડિયાનો ગવર્નર–જનરલ" એવી સંજ્ઞા ઠરાવનાર ૧૮૩૩ ના ચાર્ટર આકટથી ફરમાવવામાં આવ્યું કે ગવર્નર–ઈન્–કાઉન્સિલના વહિવટ તળે આગ્રાનો નવીન ઇલાકો ઉત્પન્ન કરવો, અને ગવર્નર–જનરલને સત્તા પણ આપી કે તે બંગાળાના ડેપ્યુટી ગવર્નર તરીકે પોતાનીજ સભાના એક મેમ્બરને નિમે. મુખ્યત્વે કરીને નાણાંની મુસીબતોને લીધે આગ્રાનો નવીન ઇલાકો કોઈ દિવસ પરિપૂર્ણ સ્થપાયો નહિ. અને બે વર્ષ બાદ એક સુધારણા કરનાર ધારાથી તેના બદલામાં વાયવ્ય પ્રાન્તો માટે એક લેફ્ટેનન્ટ–ગવર્નર નિમવા તેમજ તેના અખત્યારની હદ બાંધવા સારૂ ગવર્નર–જનરલને સત્તા પ્રાપ્ત થઈ. (૧૮૫૩ ના) તે પછીના અને છેલ્લા ચાર્ટર આકટથી એવીજ દરખાસ્ત મૂકાઈ હતી. વળી તેથી ગવર્નરના તાબામાં બંગાળાનો અલાયદો ઇલાકો ઉત્પન્ન કરવાની અને વળી એક નવીન ઇલાકો ઉત્પન્ન કરવાની પણ સત્તા હાંસલ થઇ, પરંતુ એવી સરતે કે દરમિયાનની મુદ્દત સુધી દરેક માટે એક લેફ્ટેનન્ટ–ગવર્નર નિમવો. આ કાયદાના આધારથી જ ૧૮૫૪ માં બંગાળા માટે એક લેફ્ટેનન્ટ–ગવર્નર નિમાયો, અને ૧૮૫૯ માં પંજાબના ચીફ કમિસનરની પદવીને લેફ્ટેનન્ટ–ગવર્નરને ચઢતે દરજ્જે ચડાવી. ઇન્ડિયાની સભાના ૧૮૬૧ ના ધારાથી લેફ્ટેનન્ટ–ગવર્નરનો હોદ્દો સ્થાપિત કરવા તાજી સત્તાઓ આપવામાં આવી. તેથી જેને પ્રથમથી સભા નથી એવો પ્રાન્ત હોય તેને કાયદાકાનુન બાંધનારી સભા સ્થાપવા, અને એવા પ્રાન્ત માટે લેફ્ટેનન્ટ–ગવર્નર નિમવા અખત્યાર વાપરવાનું શક્ય થાય છે. આ કાયદાને આધારે બરમાના ચીફ કમિસનરના હોદ્દાને ૧૮૯૭ માં લેફ્ટેનન્ટ–ગવર્નરના હોદ્દા ઉપર ચઢાવવામાં આવ્યો; અને ૧૯૦૫ માં પૂર્વ બંગાળા અને આસામના લેફ્ટેનન્ટ-ગવર્નરનો નવો હોદ્દો કાઢવામાં આવ્યો. તાજની પસંદગીની સરતે ગવર્નર–જનરલ લેફ્ટેનન્ટ–

ગવર્નરોને નિમે છે. ઇન્ડિયામાં કમમાં કમ તેઓએ દસ વર્ષની નોકરી કરેલી હોવી જોઇએ. સેક્રેટરી ઓફ સ્ટેટની મંજૂરીથી ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલ તેમના અધિકારનો વિસ્તાર જાહેર કરે છે, અને તેની મર્યાદા બાંધી આપે છે. પાર્લામેન્ટના ધારાથી તેમનો વધુમાં વધુ પગાર ( રૂપૈયા ૧૦૦૦૦૦ નો ) ઠરે છે.

**ચીફ કમિસનરોના હોદ્દાઓ.** ચીફ કમિસનરો ગવર્નર–જનરલના મોકલેલા અમલદારો હોવાથી અને પાર્લામેન્ટના ધારાના કાંઈ પણ હવાલા વગર નિમાયેલા હોવાથી નીચેની પંક્તિ ઉપર સ્થિતિ કરનારા છે. કલ્પનાની અનુસાર તો ગવર્નર જનરલ–ઇન્–કાઉન્સિલના ઈલાકાની અંદર ન હોય, અથવા તો લેફ્ટેનન્ટ–ગવર્નરના પ્રાન્તમાં ન હોય, એવો ઇન્ડિયાની અંદરનો સર્વે મુલ્ક ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલના સીધા અખત્યાર અને રાજતંત્ર નીચે છે. તે સઘળા જરૂરી હુકુમો અને રાજ્યકારોબારનાં સંબંધમાં આજ્ઞાઓ આપવા મુખત્યાર છે. તેટલા માટે ચીફ કમિસનર ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલ ( જે પોતાની આપેલી સત્તા પાછી ખેંચી લઈ શકે છે, અગર તો તેમાં ફેરફાર કરી શકે છે ) ના બંદલામાં વહિવટ-ચલાવતો રહે છે એવુ ગણાય છે. પ્રથમના જમાનામાં રાજકારોબારની આવી ફરજો સોંપાયેલો અમલદાર કમિસનર ગણાતો. ૧૮૧૮ માં પેસ્વા પાસેથી જીતી લીધેલા દક્ષિણના મુલ્કોનો કારોબાર ચલાવવા, જ્યારે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિનસ્ટન નિમાયો હતો, ત્યારે પણ આજ રીતે થયું હતુ. ૧૮૫૩ માં, જ્યારે અધ્યક્ષના તાબાની અંદર રાજવહિવટ માટે બોર્ડ હતું તેના બદલામાં પંજાબનો કારોબારી અમલ ચલાવવા જ્હોન લોરેન્સને નિમ્યો, ત્યારે "ચીફ કમિસનર" ના હોદ્દાનું નામ પ્રથમ ઉપયુક્ત કરવામાં આવ્યું હતું. [1]૧૮૫૬ માં આઉધ ખાલસા થતાં તેવીજ રીતે તેનો રાજકારોબાર

૧ તે સમયે નિમાયેલા નાણાં પ્રકરણી અને ન્યાય પ્રકરણી કમિસનરોથી જુદા ઓળખાવા માટે રાજ્યકારોબારના મુખ્ય અમલદારને માટે આ હોદ્દાનું નામ દેખીતી રીતે ગ્રહણ કરવામાં આવ્યું હતું.

એક ચીફ કમિસનરને સોંપવામાં આવ્યો હતો; અને બળવા બાદ થોડી મુદ્દતે મધ્ય પ્રાન્તો (૧૮૬૧ માં) અને બ્રિટિશ બર્મા (૧૮૬૨ માં) એજ ધોરણ પ્રમાણે સંસ્થાપિત થયાં હતાં. વધારે તાજતરમાં (૧૮૫૪) ના પાર્લામેન્ટના એક આ ધારાનો આધાર લેવામાં આવ્યો હતો. તે ધારો સેક્રેટરી ઓફ સ્ટેટની મંજૂરીથી બ્રિટિશ ઇન્ડિયાનો કોઈ પણ મુલ્ક પોતાના સીધા વહિવટમાં લઇ તેને ચલાવવાનો બંદોબસ્ત કરવા ગવર્નર–જનરલ–ઈન–કાઉન્સિલને સત્તા આપે છે. આ ધારાને આધારે જ ૧૮૭૪ માં બંગાળામાંથી આસામને જૂદું પાડયું, અને ૧૯૦૧ માં પંજાબમાંથી વાયવ્ય સરહદ ઉપરના પ્રાન્તો ને જુદા પાડયા, ગમે તેમ બંધારણ થયું હોય તો પણ ચીફ કમિસનરનો હોદ્દો એ એક સ્થાનિક સરકાર છે. જો કે ગવર્નર–જનરલ પોતામાં રહેલી સત્તામાંથી કાંઈ પણ સત્તા છોડી દેતો નથી, તોપણ ઇન્ડિયાના કાયદા પ્રમાણે ચીફ કમિસનર કારોબારી અમલ કરનારો હોદ્દેદાર છે.

૧૮૭૦ ના ધારામાં પાર્લામેન્ટે ચોખ્ખી રીતે ચીફ કમિસનરોના હોદ્દાઓનો અંગીકાર કરેલો છે. તે ધારાથી ગવર્નર–ઈન–કાઉન્સિલને, લેફ્ટેનન્ટ–ગવર્નરને અથવા ચીફ કમિસનરને "પત્રકમાં નોંધાયેલાં" પરગણાંઓ માટે નિયમોના મુસદ્દા સૂચવવા સત્તા પ્રાપ્ત થઇ છે. ચીફ કમિસનરોને ગવર્નર–જનરલ નિમે છે. તેના ડહાપણના ઉપયોગને અટકાવવા માટે કોઇ પણ કાયદાથી પ્રતિબંધો નથી. પ્રચલિત રીતે જોતાં મધ્ય પ્રાન્તોના ચીફ કમિસનરને સોંપરત થયેલ સત્તાઓ એક લેફ્ટેનન્ટ–ગવર્નરની સત્તાઓ જેટલી વિસ્તીર્ણ છે. મ્હોટો તફાવત માત્ર એ છે કે તેને કાયદો બાંધનાર સભા નથી. ચીફ કમીસનરનો (વાર્ષિક) પગાર ૫૦૦૦૦ રૂપૈયાનો છે, પરંતુ મધ્ય પ્રાન્તવાળાનામાં તો, તેના કારોબારમાં વરાડ પ્રાંત વધવાથી, વધારો કરી તે રૂપૈયા ૬૨૦૦૦ નો કરવામાં આવેલ છે.

ઇન્ડિયાના કાયદા કાનુનનો વિકાસ અને તેનાં વર્તમાન કાર્યો જૂદા પ્રકરણમાં વર્ણવામાં આવશે, પરંતુ આ સ્થળે નોંધ

**નિયમની અંદરના** લેવી જોઇએ કે ૧૮૩૪ પર્યન્ત કાયદા બાંધવાની મૂળ

**અને નિયમની બહારના પ્રાન્તો.** રૂઢી એવી હતી કે ફોર્ટ વિલ્યમ, ફોર્ટ સેન્ટ જ્યોર્જ, અને મુંબઈની કારોબારી સભાઓએ નિયમો બહાર પાડવા. પ્રથમના કેટલાક નિયમો ઘણે પ્રકારે ગુંચવણ ભરેલા અને સેળભેળ થયેલા હતા તેથી ઇન્ડિયાની સર્વે જાતિઓ માટે અનુકૂલ ન હતા, એમ તરતજ અનુભવમાં આવ્યું હતું. વાયવ્ય તરફના પ્રાન્તો સાથે પાછળથી સંયુક્ત કરેલા જુદા જુદા મુલ્કો જ્યારે ખાલસે થયા ત્યારે બંગાળાના ઇલાકામાં તેઓને સમાવિષ્ટ કર્યા હતા, અને તેનો રાજવહિવટ બંગાળાના કાયદા અનુસાર થતો હતો; પરંતુ પાછળથી પ્રાપ્ત થયેલા ઓછા પ્રગતિવન્ત પ્રાન્તો ઉપર વધારે સાદા કાયદા પ્રમાણે વહિવટ કરવામાં આવતો હતો. તે કાયદાનો પાયો નિયમોના ઉદ્દેશ ઉપર આધારભૂત રાખવામાં આવતો હતો, પણ દરેક ખાસ બાબતની હકીકતોને અનુકૂળ થાય એવી રીતે તેમાં ફેરફાર કરવામાં આવતા હતા. આ પ્રમાણે ચાર્ટર આકટો પ્રમાણે બાંધેલા નિયમોથી મૂળથી ચાલતા પ્રાન્તો અને ક્રમની વિધિપૂર્વક બાંધેલા કાયદાથી ચાલતા પ્રાન્તોમાં તફાવત હોઈ તે ઓળખાઇ આવતા.[1] પરંતુ આર્થિક પ્રગતિ અને કાયદા બાંધવાની ચંચલાઇને લીધે વધારે આગળ પડેલા નિયમોની બહારના પ્રાન્તો અને તેની નિયમની અંદર રહેલી ભગિનીઓ વચ્ચેનો તફાવત વસ્તુતઃ અદૃશ્ય થઇ ગયો છે. માત્ર તફાવત રાજવહિવટની ગોઠવણમાં અમુક રીતે રહેલો છે એટલોજ અપવાદ છે. આવતા પ્રકરણમાં એનો ખુલાસો કરવામાં આવશે. કાયદા બાંધવાની બાબતમાં તો એ બંને વચ્ચે કશો તફાવત રહેલો નથી. જે તફાવત રહ્યો છે તે જે પાછળ પડેલા પ્રદેશો વાસ્તે ઇન્ડિયા સરકાર અમલ કરવાના ધારા બાંધી શકે છે તેની અને અવશિષ્ટ બ્રિટિશ ઇન્ડિયા, જેમાં કાયદા બાંધનારી સભાની જરૂર છે, તેની વચ્ચેનો છે.[2]

પૂર્વે કહી ગયા છીએ કે મૂળમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીનાં કામકાજે

---

૧ બંગાળા, મદ્રાસ, મુંબઇ અને આગ્રા નિયમની અંદરના પ્રાન્તો છે.

૨ જુઓ પ્રકરણ પાંચમું–ધારાબંધન અને ન્યાય,

**હોમ ગવર્નમેન્ટ.** ઇંગ્લન્ડમાં કોર્ટ ઓફ ડિરેક્ટર્સ, અને જનરલ કોર્ટ ઓફ પ્રોપ્રાયેટર્સ કરતી હતી, ૧૭૭૩ નો "રેગ્યુલેટિંગ આક્ટ" આ ધોરણની વચ્ચે આવ્યો નહિ, પરંતુ તેનાથી પ્રોપ્રાયેટરોની મત આપવાની લાયકીમાં અને ડિરેક્ટરોના હોદ્દાની મુદ્દતમાં કેટલોક ફેરફાર થયો. ડિરેક્ટરોના હોદ્દાની મુદ્દત ચાર વર્ષની હતી, અને તેમાંના એક–ચતુર્થાંશ પ્રતિવર્ષે નવા નિમાતા હતા. વોરન હેસ્ટિંગ્ઝના કારોબાર જે પાછળની તકરારો ઉપસ્થિત થઇ, તેથી પ્રજાને ખાત્રી થઈ કે ઇન્ડિયાનાં કામકાજોની દેખરેખ રાજ્યે હાથમાં લેવાની આવશ્યકતા હતી. ૧૭૮૪ માં પિટના ધારાથી એક અંકુશ રાખનાર પરિષદ્ (બોર્ડ ઓફ કંટ્રોલ) સ્થાપિત થઈ હતી. તેને મુલ્કી, લશ્કરી, અને વસૂલાતી વહિવટ ને સંબંધ રાખનાર વિધાનો (coperations) અને કામકાજે ફરમાવવા સંપૂરણ સત્તા અને કુલ અખત્યાર આપવમાં આવ્યો હતો. એક સેક્રેટરી ઓફ સ્ટેટ અને ચાન્સેલર ઓફ ધી એક્ષીચેકર (ખજાનચી) સહિત એ પરિષદ્‌માં છ કરતાં અધિક પ્રિવી કાઉન્સિલરો (સભાસદો) ન હોવા જોઇતા હતા. ધીમે ધીમે એ સંખ્યામાં ન્યૂનતા કરવામાં આવી હતી. તે બોર્ડની તમામ સત્તાઓ ખરૂં જોતાં તેનો અધ્યક્ષજ અમલમાં લાવતો હતો. (તે અધ્યક્ષ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિયાનો અનુક્રમે ચઢતા દરજ્જાનો પૂર્વગામી હતો). ૧૮૪૧ પછી તે એકલોજ મેમ્બર રહ્યો હતો. કંપનીના કારોબાર ઉપર અંકુશ રાખવા માટે એ બોર્ડને પુષ્કળ સત્તાઓ આપવામાં આવી હતી. કોર્ટ ઓફ ડિરેક્ટર્સના દફ્તર અને પત્ર વ્યવહાર તેને માટે સંપૂર્ણ રીતે ખુલ્લાં હતાં; અને ઇન્ડિયા તરફ અને ઇન્ડિયા તરફથી ગયાં આવેલાં તમામ લખાણોની નકલો તેને પૂરી પાડવામાં આવતી હતી. બોર્ડને રજુ કર્યા વગર ઇન્ડિયામાં કોઇ પણ હુકુમ મોકલી શકાતો ન હતો. યોગ્ય લાગ્યા પ્રમાણે હુકુમમાં કાંઇ પણ ફેરફાર કરવા તેને સત્તા હતી. કોઈ પણ બતાવેલી બાબતનાં લખાણો તૈયાર કરવા ડિરેક્ટરોને ફરમાવવાની પણ તે બોર્ડને સત્તા હતી. (તેમાં કસુર થાય તો) બોર્ડ જાતે કરેલાં લખાણો પોતાના નામથી ડિરેક્ટરો

મોકલી આપે એવો હુકુમ કરવાની પણ સત્તા હતી. બોર્ડે કાઢેલા સઘળા "ગુપ્ત" હુકુમો કોર્ટ ઓફ ડિરેક્ટરોની ગુપ્ત કમિટીએ (પ્રમુખ અને ઉપ-પ્રમુખની બનેલીએ) પોતાના ગણી મોકલી દેવા તે બંધાયેલી હતી. તેવીજ રીતે ઇન્ડિયાથી આવતાં "ગુપ્ત" લખાણો ગુપ્ત કમિટી લેતી, અને બીજા ડિરેક્ટરોના જોયા વગર બોર્ડને સ્વાધીન કરતી હતી. આ નિયમોથી અખત્યારનું સત્ત્વ કંપની પાસેથી તાજના હવાલામાં આવ્યું; પરંતુ કોર્ટ ઓફ ડિરેક્ટરો તરફથી અદ્યાપિ સઘળા હુકુમો નિકળતા એમ સમજવામાં હતું, તેથી એ ફારફેરની અગત્યના સાર્વજનિક ઓળખથી દૂર રહેવા પામી હતી. પ્રારંભ કરવાનું ડિરેક્ટરોના હાથમાં હતું તેથી સામાન્ય કાર્યો ચલાવવામાં તેઓને ઘણી સત્તા રહી હતી. જો કે ગવર્નર–જનરલ, ગવર્નરો, અને સેનાપતિની નિમણૂકો માટે તાજની પસંદગી લેવા જરૂર રહેતી તથાપિ નોકરી આપવાની સત્તા તે કોર્ટના હાથમાં કાયમ હતી.[1] કંપની પાસે જ્યાં સુધી વ્યાપાર સંબંધી કાંઇ પણ સત્તા હતી ત્યાં સુધી બોર્ડ ઓફ કંટ્રોલને પૂછ્યા વગર તે તેનો અમલ કરતી હતી.

આપણા પોતાના મુલકો અને આપણા દોસ્તોના મુલકોના રક્ષણાર્થે સિવાય અથવા તો કોઇ દેશી રાજ્યને અભંગ રાખવા જામિનગિરીના નવીન તહનામા કરવાં હોય તે પ્રસંગો સિવાય બોર્ડ ઓફ ડિરેક્ટરો અથવા ગુપ્ત કમિટીની ચોખી હા વગર લડાઇ જાહેર કરવા ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલને પ્રતિબંધ હતો. હકીકતોના દબાણને લીધે લોર્ડ વેલેસ્લીએ આ સરતોનો વસ્તુતઃ અનાદર કર્યો તેથી જ તેની અને ડિરેક્ટરોની વચ્ચે એટલું બધું ઘર્ષણ પેદા થયું હતું.

બોર્ડ ઓફ કંટ્રોલના સર્વોપરિ અખત્યારના તાબામાં કોર્ટ ઓફ ડિરેક્ટર્સને વિશાળ સત્તાઓ આપનારૂં રાજકારોબારી

૧ મરજી પડે ત્યારે કોર્ટ ઓફ ડિરેક્ટર્સ આ અમલદારોને પાછા બોલાવી શકતી, અને બોર્ડ ઓફ કંટ્રોલની નાપસંદગી છતાં લોર્ડ એલેનબરોના બાબતમાં તે સત્તાનો અમલ કર્યો હતો.

**તાજ તરફ રાજ-કારોભારની સોંપણી.** દ્વિધા ધોરણ ૧૮૫૮ સુધી ચાલુ રહ્યું. તે પહેલાં થોડા વખતથી આ ધોરણની વિરૂદ્ધતા વિષે સ્વીકાર કરવામાં આવ્યો હતો; અને જો કે કંપની તો પોતાના હક્કો માટે સજ્જડ લડી રહી હતી, તથાપિ ફેરફાર કરવો એ અવશ્યનું છે એમ ચોતરફ લાગતું હતું. છેવટને માટે આ હક્કો પુનઃસજીવન કર્યા ત્યારે ૧૮૫૩ માં ચાર્ટર આાકટથી એવું ફરમાન થયું કે આગલા પ્રસંગો પ્રમાણે જ વીશ વર્ષની મુકરર મુદ્દતને બદલે "પાર્લામેન્ટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી" તેઓએ કાયમ રહેવું. તોપણ બળવાના સંકટે બળાત્કારે ખાત્રી કરીકે કંપનીની રાજ્યકારોબારી ફરજો સજીવન રહેતી બંધ પડવીજ જોઇએ, અને ઇંગ્લંડ માફક ઇન્ડિયામાં પણ રાજકર્ત્તા એકલાએજ રાજ્ય કરવા પ્રસ્થિત થતું જોઇએ. આ ફેરફાર બર લાવવાને વાસ્તે જોઇતા કાનુની ઇલાજો ૧૮૫૮ ના ધારામાં સમાવિષ્ટ થયેલા છે. તેને આધારે કંપની પાસેથી તાજને રાજકારોબાર, મુલકો અને આમદ સ્વાધીન થયાં; રાજકર્તા તરફથી અને તેના નામથી ઇન્ડિયાનો રાજકારોબાર ચાલે એમ જાહેર થયું, એક વંચારાનો મુખ્ય સેક્રેટરી ઓફ સ્ટેટ નિમવા અખત્યાર સંપાદિત થયો, અને ઇન્ડિયાની કાઉન્સિલની ઉત્પત્તિ થઇ.. આ ધારો પસાર થયો કે તુરત "ઇન્ડિયાના રાજાકર્ત્તાઓ, રાજાઓ, અને રૈયતને" રાણી વિકટોરીઆએ એક ઢંઢેરો બહાર પાડી જાહેર કર્યું કે જે રાજ પોતાના સોંપવાથી કંપની પ્રથમ ચલાવતી હતી તે રાજ તેણીએ પોતાના હસ્તક લીધું છે.[1] (તે વખતે) ગવર્નર-જનરલ તરીકે (લોર્ડ કૅનિંગને) પ્રથમનો વ્હાઇસ્રોય નિમ્યો, અને ઇન્ડિયાના દેશી રાજકર્તાઓ સાથે કંપનીએ જે તેડનામાં અને કોલકરારો કર્યા હતા તેનો તેણીનો અંગીકાર જાહેર કર્યો. ૧૮૭૬ માં, જ્યારે "બાદશાહી" તાજની સંજ્ઞા અને ઇલકાબ

---

૧ ૧૮૩૩ ના ચાર્ટર આાકટના દિબાચામાં પ્રથમથીજ એવું જાહેર થઇ ચુક્યું. હતું કે કંપનીના રાજકારોબાર તળેના મુલ્કો તાજ તરફની સોંપણતની રૂએ (ટ્રસ્ટ દાખલ) તે કંપનીના હસ્તક છે.

વધારવા સારૂ પાર્લામેન્ટના કાયદાથી રાજકર્ત્તાને સત્તા પ્રાપ્ત થઇ, ત્યારે આ રાજ્યબદલા અને ઇન્ડિયા ઉપરના તાજના ખાસ દરજ્જાનો અધિક અંગીકાર થયો. તે ઉપરથી રાણી વિક્ટોરિઆએ ઇન્ડિયાની સામ્રાજ્ઞીનો ઇલકાબ ધારણ કર્યો, અને ૧ જાનેવારી ૧૮૭૭ ના રોજ દિલ્હીમાં ભરાયેલ દરબારમાં એ પ્રમાણે ઢંઢેરાથી જાહેર કરવામાં આવ્યું. ત્યારથી ઇન્ડિયામાં "રાણી-સામ્રાજ્ઞી અને રાજા-સમ્રાટ" એવા ઇલકાબો વાપરવા રિવાજ થયો છે. તોપણ એ પ્રચાર માટે કાંઈ પણ ચોકસ અધિકાર જણાતો નથી.

**સેક્રેટરી ઓફ સ્ટેટ.** ૧૮૫૮ ના ધારા પ્રમાણે સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન્ડિયા સંબંધી બધાં કામકાજોનો રાજકર્ત્તાનો સુયોજિત સલાહકાર છે. બીજા સેક્રેટરીઓની નિમણૂક થાય છે તેમ તેની નિમણૂક થાય છે તેમ તેની નિમણૂક પણ ઓફિસની મ્હોરછાપો તેને સ્વાધીન કરવાથી થાય છે. ઇન્ડિયાના રાજકારોબાર અને આમદ સંબંધી ઘણે અંશે બધી સત્તાઓ અને ફરજો, જે આગળ બોર્ડ ઓફ કંટ્રોલ અગર કંપનીને, ડિરેક્ટરોને અને ગુપ્ત કમિટીને હસ્તગત હતી, તે બધી તેનામાં ઉતરી છે. ગવર્નર-જનરલ સહિત ઇન્ડિયામાંના દરેક હોદ્દેદારને આજ્ઞાઓ આપવાની, અને યુનાઇટેડ કિંગડમ ( ઇંગ્લન્ડના રાજ્યમાં ) થતાં ઇન્ડિયાને લગતાં બધાં કામકાજોનો દોર બતાવવાની તેને સત્તા છે. ઇન્ડિયામાં મોકલવાના દરેક હુકુમ અથવા કાગળમાં તેની સહી જોઇએ, અથવા તેની ગેરહાજરીમાં બીજા કોઈ સેક્રેટરી ઓફ સ્ટેટની સહી જોઇએ.[1]. અને તેના જ નામનાં હોવાં જોઇએ. આ વિશાળ સત્તાઓ અને ફરજોમાંની ઘણી તો તેની અંગત જવાબદારી ઉપર આધારભૂત રહે છે. બીજાં કામકાજે કાઉન્સિલનો મત લીધા પછીજ થાય છે. તેમાં કેટલાક માટે કાઉન્સિલના બહુ મતની સંમતિની જરૂર રહે છે. "સેક્રેટરી ઓફ સ્ટેટ-ઇન્-કાઉન્સિલ" તરીકે કામ કરવા માટે જે બાબતોમાં કાયદાથી જરૂર ન હોય તેની સઘળી

---

૧ બંધારણની ધારણા અનુસાર પાંચે મુખ્ય સેક્રેટરી ઓફ સ્ટેટનું એક મંડળ થાય છે. તેથી તેમાંનો કોઇ એક કોઈ પણ બીજાનાં કામ કરવા અધિકૃત છે.

બાબતો માટે કાઉન્સિલને પુછ્યા વગર સેક્રેટરી ઓફ સ્ટેટ એકલો કામ કરી છે. રાજકર્ત્તા તરફથી નિમણૂકો તેની સલાહ લઇ ખાસ રીતે કરવામાં આવે છે. અલગ નહિ રાખેલાં શિરસ્તાનાં કામકાજો કાઉન્સિલને પૂછી કરી નાખવામાં આવે છે. તેમાં તેના મેમ્બરોની કાર્યદક્ષ સહાય્યતા લેવામાં આવે છે; પરંતુ સામાન્ય દિગ્દર્શન કરવાનું તેના હસ્તક રહે છે. પત્ર વ્યવહારને માટે એ અલગ વર્ગો છે. તેની-અંદર નહિં આવી જતા કાગળપત્રો જે ઇન્ડિયામાં મોકલવાના હોય તે કાઉન્સિલની સમક્ષ મૂકવા જોઇએ. એ બે પ્રકારના અલગ (રિઝર્વ) રાખવાના કાગળપત્રોમાં એક પ્રકાર એ છે કે જે કોર્ટ ઓફ ડિરેક્ટરર્સની ગુપ્ત કમિટીદ્વારા બોર્ડ ઓફ કંટ્રોલના હુકુમથી આગળ ઇન્ડિયામાં મોકલાતા હતા. આવા કાગળપત્રો તે કારણસર અદ્યાપિ "ગુપ્ત" લખાણો તરીકે ઓળખાય છે. તે બધા લડાઈ કે સુલેહ, પર રાજ્યો સાથેની ભાંજગડ અને દેશી રાજ્યો સાથેના સંબંધોથી બહુધા પ્રકારે તાલુક રાખે છે. આ પ્રકારના સઘળા કાગળો, જે ઇન્ડિયામાં મોકલવાના હોય અગર ત્યાંથી આવ્યા હોય, અને તેના ઉપર "ગુપ્ત" લખ્યું હોય, તે બિલકુલ કાઉન્સિલની જાણમાંથી અલગ રાખી શકાય, બીજા પ્રકારના કાગળપત્રો જે સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાની અંગત જવાબદારી ઉપર ઇન્ડિયામાં મોકલે છે, તે જે "જરૂરી" ધારે છે તે છે. પરંતુ એવા કાગળો "જરૂરી"ધારવા માટે પોતાનાં કારણોની નોંધ કરવા તેને જરૂર પડે છે. જે કામમાં કાઉન્સિલના વધારે મતની સંમતિ હોવાની આવશ્યકતા છે તેને "ગુપ્ત," કે "જરૂરી" ગણી શકાય નહિ. જે ચાલતાં કામોમાં કાઉન્સિલના બહુ મતોની જરૂર નથી તેમાં કાઉન્સિલની સલાહને અનુસરવા સેક્રેટરી ઓફ સ્ટેટ બંધાયેલો નથી. જે બાબતોમાં હાજર અથવા મત આપનારા મેમ્બરોના વધારે મતની સંમતિની જરૂર છે તેમાં ઇન્ડિયામાં અને અન્ય સ્થળે ઇન્ડિયાની આમદમાંથી કાંઇ રકમ આપવી અથવા કોઇ કાર્ય માટે લેવી હોય તે ઘણીજ અગત્યની છે. વસ્તુતઃ ઇન્ડિયા સરકારને દરમાસે રૂપૈયા ૨૫૦ કરતાં વધારે ન હોય એવા પગારની નોકરી ઉપર નવીન નિમણૂક કરવા, અને દર વર્ષે રૂપૈયા

૨૫૦૦૦ કરતાં વધારે ન હોય એવું કોઈ ખાતું ફરી બાંધવા માટે અધિક ખર્ચ કરવા સામાન્ય અધિકાર સ્વાધીન કરવામાં આવ્યો છે.

**ઈન્ડિયા કાઉન્સિલ (સભા)**

મૂળ બંધારણ પ્રમાણે ઈન્ડિયા કાઉન્સિલ ૧૮૫૮ ના ધારાથી નિમાઈ હતી. તેમાં પંદર મેમ્બરો હતા; તેમાં આઠની નિમણોક તાજ તરફથી થતી. અને બાકીનાની પોતાનામાંથી જ કોર્ટ ઓફ ડિરેક્ટર્સ કરતા હતી. "સારી વર્તણુક સુધી"ની મુદત રહેતી ભવિષ્યમાં ખાલી પડતી જગાઓ જે માત્ર પસંદ કરેલા મેમ્બરો માટેજ હોય, તો તેની નિમણોક કાઉન્સિલ જ કરતી હતી. પાછળથી ધારા બાંધી આ રૂઢીને બદલવામાં આવી છે. હાલ સેક્રેટરી ઓફ સ્ટેટ બધા મેમ્બરોને નિમે છે. સાધારણ રીતે હોદ્દા ઉપર રહેવા માટે દશ વર્ષની મુદ્દત છે. "જાહેર લાભના ખાસ કારણો માટે" તેમાં પાંચ વર્ષનો વધારો થઇ શકે છે.[1] સેક્રેટરી ઓફ સ્ટેટને વાજબી લાગે ત્યારે મેમ્બરોની સંખ્યા દસ સુધી કમી કરી શકાય છે. કમમાં કમ નવ મેમ્બરો ઈન્ડિયામાં દસ વર્ષ સુધી રહેલા અગર નોકરી કરેલી અગર નોકરી કરેલી હોય એવા હોવા જોઇએ, અને તેઓની નિમણોક વખતે દસ વર્ષ સુધી ઈન્ડિયા છોડેલું ન હોવું જોઇએ. એ મેમ્બરોને પાર્લામેન્ટમાં બેસવા માટે કે મત આપવા માટે પાત્રતા રહેતી નથી. અમર્યાદિક મુદ્દત માટે "ધંધામાં કુશળતા અગર બીજી ખાસ લાયકાતવાળા" ત્રણની સંખ્યા સુધી મેમ્બરો નિમવા સેક્રેટરી ઓફ સ્ટેટને ખાસ સત્તા રહેલી છે. પરંતુ ઘણાં વર્ષો થયાં આ સત્તા અમલમાં લાવવામાં આવી નથી. ઈન્ડિયાના કારોબારને લગતું યુનાઇટેડ સ્ટેટ્સમાં કામકાજ કરવું, અને એ દેશ સાથે પત્ર વ્યવહાર ચલાવવો, એ બધું સેક્રેટરી ઓફ સ્ટેટના બતાવેલા દોર પ્રમાણે કાન્સિલે કરવાનું છે. દરેક અઠવાડીઆમાં કાઉન્સિલે એક વખત સભા ભરવી જોઇએ, અને પાંચ મેમ્બરો હાજર હોય તો કામ ચલાવી શકાય છે. પ્રમુખ તરીકે સેક્રેટરી ઓફ સ્ટેટ બેસે છે. તેને મત આપવાની

---

૧ હાલમાં (૧૯૦૬ માં) સભાના મેમ્બરોની સંખ્યા અગિયારની છે.

અને (જરૂર પડે ત્યારે) એક અધિક મત આપવાની સત્તા છે. પોતાની ગેરહાજરીમાં પોતાની સત્તાનો અમલ કરવા તે વ્હાઇસ પ્રમુખની નિમણોક કરી શકે છે[1] પરંતુ તેની ગેરહાજરીમાં કરેલા દરેક કૃત્ય માટે તેની લિખિત વાર મંજૂરીની જરૂર રહે છે. "ગુપ્ત" અથવા "જરૂરી" શિવાયના ઇન્ડિયામાં મોકલવાનો બધા સરકારી કાગળો અને યુનાટેડ કિંગડમમાં ઇન્ડિયા માટે થતા સઘળા હુકુમો કાઉન્સિલની સભા સમક્ષ રજુ થવા જોઇએ, અથવા તેઓને બહાર પાડ્યા પહેલાં તેને સાત દિવસ સુધી મેમ્બરોના વંચાણ સારૂ સભાના ટેબલ ઉપર રાખવા જોઇએ. "ગુપ્ત" એ શબ્દથી ચિન્હિત થયેલા સરકારી કાગળો સિવાયના બીજા ઇન્ડિયામાંથી આવેલા કાગળો જોવા કાઉન્સિલને એની સમાન હક્ક છે. પ્રથમ કહ્યા પ્રમાણે અને કેટલીક બીજી બાબતોમાં સભામાં હાજર હોય, અથવા મત આપતા હોય તે મેમ્બરોના મતની સંમતિ સિવાય કાંઈ પણ કામ થઈ શકતું નથી. બીજી બધી બાબતો, જેમાં સેક્રેટરી ઑફ સ્ટેટને કાઉન્સિલના મતનું માન રાખવાનું બંધન નથી, તેમાં તેની સાથે મસલહત કરવાની જરૂરયાત રાખવાનો હેતુ એ છે કે (તે બાબતો ઉપર) સંપૂર્ણ વિચાર થયો છે એવી ખાત્રી મળી આવે છે. કામ વધારે સગવડતાથી થાય માટે કાઉન્સિલના કમિટીઓમાં વિભાગ કરવા સેક્રેટરી ઑફ સ્ટેટને અધિકાર છે, અને તેના પોતાના દોર નીચે જુદી જુદી કમિટીઓ સારૂ તે કામનાં ખાતાંઓ ગોઠવી આપી શકે છે. સભાની સાત કમિટીઓ હાલમાં છે. તેનાં નામ—નાણાં પ્રકરણી, રાજકીય, લશ્કરી, વસુલાતી, અને દેશસ્થિતિના પત્રકો રાખનારી, ઇનસાફી અને જાહેરાંત ખાતાની, જાહેર બાંધકામની, અને સંગ્રહો ખાતાની છે.

**ઇન્ડિયા ઑફિસનું** ૧૮૫૮ ના ધારાથી સેક્રેટરી ઑફ સ્ટેટ-ઇન્-કાઉન્સિલના ખાતાની ઉત્પત્તિ વાસ્તે પણ પરવાનગી હાંસલ થઇ. તે ખાતું સામાન્ય રીતે "ઇન્ડિયા ઑફિસ" ના નામથી પ્રસિદ્ધ

---

૧ રિવાજને અનુસરીને કાઉન્સિલના દરેક મેમ્બરને વડપણના અનુક્રમ પ્રમાણે એક વર્ષ સુધી વ્હાઇસ-પ્રેસિડેન્ટ નિમી શકાય છે.

ખાતું. છે. તે ખાતાના મૂળ અંગભૂતોને બોર્ડ ઓફ કંટ્રોલ અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીમાંથી લેવામાં આવ્યા હતા. ત્યાર પછી તેઓની સંખ્યા અને પગારની બાબતો પાર્લામેન્ટ પાસે રજુ કરી કાઉન્સિલના હુકુમથી નકકી કરવામાં આવી હતી. તેજ વિધિ કર્યા સિવાય તેમાં કશો ફારફેર થઇ શકતો નથી. સેક્રેટરી ઓફ સ્ટેટને તેના હોદ્દાની રૂએ બે અન્ડર-સેક્રેટરી ( મદદનીશો ) છે. તેમાં એક જાથુકનો અને બીજો પાર્લામેન્ટ સંબંધી કામકાજ કરનારો છે. તેનાં કેટલાંક ન્હાનાં ન્હાનાં કામકાજો તેઓને સોંપવામાં આવે છે. વળી એક વધારેનો મદદનીશ આસિસ્ટન્ટ સેક્રેટરી પણ છે. તે કાઉન્સિલના કલાર્કનું ( કારકુનનું ) કામ પણ કરે છે. કાઉન્સિલના, જે કમિટીઓમાં વિભાગ પડેલા છે, તેને લગતા દરેક કામકાજના ખાતા સારૂ એક એક સેક્રેટરી અને મદદનીશ સેક્રેટરી અને તાબાના કારકુનો છે. સંગ્રહોનું ( સ્ટોર્સનું ) ખાતું એક ડિરેકટર-જનરલના તાબામાં રાખેલું છે. બાકીનાં બીજાં ખાતાંઓ રહ્યાં તે એકાઉન્ટન્ટ-જનરલ, રજીસ્ટ્રાર, અને દફતરના ઉપરી, અને ફન્ડઝના ડિરેકટારેનાં છે. ઇન્ડિયન સિવિલ સર્વિસના અમલદારોને તપાસવાનું મેડિકલ બોર્ડ, કાયદાના સલાહકાર, સેક્રેટરી ઓફ સ્ટેટના સોલિસિટર અને લાઇબ્રેરિયનની પણ નોંધ લેવી જોઇએ. ખાતાંઓમાં નિમણોકો કરવાનું સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન્ કાઉન્સિલના હાથમાં છે. પરંતુ "ન્હાની ન્હાની જગાઓ તો હોમ સર્વિસમાં દાખલ કરવાના નિયમો અનુસાર ભરવી જોઇએ. ઓડિટર ( હિસાબ તપાસનાર ) કાર્યિક ખાતાની બહારનો ગણાય છે. તાજ તરફથી તે નિમાય છે, અને ચાન્સેલર ઓફ ધી એક્ષચેકર ( ખજાનચી ) ની સહી તેની નિમણોકના હુકુમ ઉપર સામી બાજુએ લેવાય છે ઓડિટર ખુદ પોતાના મદદનીશોને નિમી લે છે. પરંતુ ઓડિટર અને તેના મદદનીશોના પગાર, તેમજ ઇન્ડિયા ઓફીસના પગાર, પેન્શનો, અને સમગ્રખાતાનાં બીજા ખર્ચો ઇન્ડિયાની આમદાનીમાંથી અપાય છે.

જેમ બ્રિટિશ તાજના સમગ્ર રાજ્યો ઉપર પાર્લામેન્ટ સર્વોપરિ છે

પાર્લામેન્ટનો અંકુશ.

તેમ ઇન્ડિયા ઉપર પણ છે. બાદશાહી અખત્યારમાંથી ઉત્પન્ન થતાં રાજસત્તાના ચિન્હો, અગર તો મોગલ બાદશાહત પાસેથી મળેલા વિશેષાધિકારો ઉપરાંત (તેમને અલગ રાખતાં) ઇન્ડિયા અને ઇંગ્લંડ બનેમાં રાજકારોબારનું સામાન્ય બંધારણ પાર્લામેન્ટેજ ઉત્પન્ન કરી નિયમિત કરેલ છે. ગવર્નર-જનરલની ફરજો, તેમાં ખાસ કરીને તેની સભા અને ઈતર ઇલાકાઓ તેના તાબામાં છે તે ઉપર અંકુશ રાખવાની ફરજો, સઘળી સ્થાનિક કાયદા બાંધનારી સભાઓની સત્તા, અને તેના ઉપરનો અંકુશ, જુદી જુદી હાઇકોર્ટોનાં બંધારણ અને હકુમત, સેક્રેટરી ઓફ સ્ટેટ અને તેની કાઉન્સિલનું અસ્તિત્વ એ બધાંનો પાયો કાયદા કાનુનના ઉપર એક સરખી રીતે આધારભૂત છે. ઇન્ડિયાનું નામ ખાસ કરીને ન લખ્યું હોય તોપણ કેટલાક સામાન્ય કાયદા ઇન્ડિયાને લાગુ કરવામાં આવે છે. પરંતુ ચાલતા સામાન્ય ક્રમ પ્રમાણે તો રાજકીય બંધારણ સારૂ, અને લોન (કરજ) ઉપર નાણાં લેવા સારૂ સેક્રેટરી ઓફ સ્ટેટને સત્તા આપવા માટે પાર્લામેન્ટ ઇન્ડિયાને સંબંધે કાયદા ઘડે છે. ઇન્ડિયાની આમદાની પાર્લામેન્ટના અંકુશમાં નથી. પણ પાર્લામેન્ટની બન્ને સભા (હાઉસ ઓફ લોર્ડ્ઝ અને હાઉસ ઓફ કોમન્સ)ની મંજૂરી સિવાય ઇન્ડિઆની સરહદ બહારનાં લશ્કરી કાર્યોનાં ખરચો તેમાંથી ચૂકવી શકાતાં નથી. માત્ર અપવાદ અને છૂટ એટલાંજ છે કે ખરેખરો હુમલ્લો થાય તો તે અટકાવવા, અને તેને પાછો હઠાવવા, અથવા તો કાંઈ બીજી અચાનક કે તાકીદની જરૂરયાત આવી પડે તો તેવાં ખરચો ચૂકવી શકાય છે. જ્યારે હોમ ચાર્જીસ (હોમ-ડીપાર્ટમેન્ટનું ખર્ચ) ઇન્ડિયાની આમદાનીમાંથી ચૂકવાય છે ત્યારે પછી હાઉસ ઓફ કોમન્સ (આમની સભા) મંજુર કરે છે. તે વાર્ષિક અડસટ્ટામાં સેક્રેટરી ઓફ સ્ટેટનો પગાર અને તેના ખાતાને લગતું ખર્ચ એની અંદર ગણતા નથી. તોપણ એવું ઠરાવવામાં આવ્યું છે કે ઇન્ડિયા અને ઇંગ્લન્ડના જમા ખર્ચનો વિગતવાર હિસાબ, અને તે સાથે ઇન્ડિયાની નૈતિક અને

આર્થિક પ્રગતિ બનાવનારો રિપોર્ટ દર વર્ષે પાર્લામેન્ટની સમક્ષ રજુ થવા જ જોઇએ. વળી હોમ ડીપાર્ટમેન્ટ ખાતાનો હિસાબ એક સ્વતંત્ર ઑડિટરે તપાસવો જોઇએ, અને તેનો રિપોર્ટ પ્રત્યેક વર્ષે પાર્લામેન્ટ પાસે રજુ થવો જોઇએ. છેવટ સુપ્રબંધિત રિવાજને લઇને સેક્રેટરી ઓફ્ સ્ટેટ તાજનો મંત્રી હોવાથી ગુણદોષ વિવેચનનો જવાબદાર રહે છે. પાર્લામેન્ટની બન્ને સભાઓમાં તેનાં દૂષણો કાઢવાનો પ્રસંગ આવે તોજ એમ બને છે. તે પ્રધાનમંડળનો હમેશનો અંગભૂત હોવાથી આ જવાબદારીનો હિસ્સો તેના પર છે.

**ઇન્ડિયન સિવિલ સર્વિસ.**

ઇસ્ટ ઇન્ડિયા કંપનીના કારકુનો કામદારો અને વેપારીઓ વિષે પ્રથમ નોંધ લેવાઇ ગઈ છે. સાંપ્રત સમયના ઇન્ડિયાની સિવિલ સર્વિસના નોકરો તેના સીધા અનુગામીઓ છે, કલાઇવના જમાના પછીથી જે રાજકારોબારી કામ તે કરતા હતા તેની યોગ્યતાના પ્રમાણમાં તેઓને કેળવણી કે પગાર મળતાં નહિ હતાં. એ રાજકારોબાર સુધારવા માટે કલાઇવ અને વોરન હેસ્ટિંગ્ઝ બનેએ ઇલાજો દાખલ કર્યા હતા ખરા, પણ એ નોકરીને કાર્યદક્ષ સ્થિતિ ઉપર પુનઃ સ્થાપિત કરવાનું માન લોર્ડ કોર્નવાલિસને ઘટે છે. પેટભરાઇ માટે અપૂરતો પગાર હતો. તેમાં પ્રથમ તો પરવાનગીથી ખાનગી વેપાર કરી વધારો થતો. કેટલીક વખત શક પડતા સાધનો વાપરી કમાણી કરી તેમાં વધારો કરવામાં આવતો. તે બધાનું સાટું વાળવા લોર્ડ કોર્નવાલિસે પોતાની લાક્ષણિક પ્રમાણિકતા વાપરી, અને ઉદાર ચિત્તથી પગારનું ધોરણ સ્થાપ્યું, તેથી દેશના સુવ્યવસ્થિત રાજકારોબાર માટે નેકીની પ્રૌઢ પ્રતિષ્ઠા થઈ. સનંદી સિર્વિશ માટે ડિરેક્ટરો નિમણોકો કરતા હતા. અને ૧૭૯૩ ના ચાર્ટર આક્ટથી સ્વાર્થપરાયણતા શામે સાવચેતી તરીકે કાઉન્સિલના મેમ્બરની પદ્દવી નીચેની બધી મ્હોટી મુલ્કી જગો એ સર્વિસને માટેજ અલગ રાખી હતી. એને કોવેનેનટેડ " સિવિલ સર્વિસની સંજ્ઞા આપવાનું કારણ એ હતું કે તે દરેક નોકર સાથે એક કોવેનન્ટ ( કરારપત્ર ) કરવામાં આવતું. તેમાં

તેઓ વેપાર નહિ કરવા, બક્ષિસ નહિ લેવા, પેન્સન માટે ફાળો ભરવા વગેરે વગેરે માટે બંધનમાં આવતા હતા. "કોવેનેનટેડ સિવિલયન્સ" ને વિરૂદ્ધ મુકાબલે બીજા બધા મુલ્કી નોકરો "એનકોવેનેનટેડ સર્વિસ"ના અંગભૂતો કહેવાતા હતા; પરંતુ આ સંજ્ઞાઓ (હવે) અનુપયુક્ત થઇ ગઇ છે.

૧૮૦૦માં લોર્ડ વેલેસ્લીએ ઇન્ડિયામાં આવતા યુવક મુલ્કી નોકરોને શિક્ષણ આપવા માટે ફોર્ટ વિલ્યમમાં એક કોલેજ સ્થાપી તે કોલેજ કોર્ટ ઓફ્ ડિરેક્ટર્સે મંજૂર ન રાખી; અને ૧૮૦૫ માં તેઓએ હેર્ટફર્ડ નજીક હેલેબરીમાં એક પોતાની કોલેજ ખોલી. ત્યાં ઇન્ડિયામાં આવ્યા પહેલાં બે વર્ષ સુધી સિવિલ સર્વિસ માટે નિમાયેલાઓએ શિક્ષણ લેવું પડતું હતું. "કોવેનેનટેડ" નોકરી માટે ૧૮૫૩ સુધી ડિરેક્ટરો નિમણૂકો કરતા હતા. ત્યાર પછી પાર્લામેન્ટે એક ધારો બહાર પાડી તે હક્ક ખૂંચવી લીધો; અને જાહેર હરિફાઈ માટે નિમણૂકો ખુલ્લી રાખી. તે પ્રમાણે પહેલી પરીક્ષા ૧૮૫૫ માં લેવામાં આવી હતી અને ૧૮૫૮ માં હેલેબરી કોલેજને બંધ કરવામાં આવી હતી. વખતો વખત ઉમ્મરની હદ અને પરીક્ષા માટેના બીજા પેટા કરારોમાં ફેરફારો કરવામાં આવેલા છે, પરંતુ તે તાજની વતની રૈયતને માટે હમેશાં ખુલ્લી રાખવામાં આવેલી છે. ઉમ્મરની હદ હાલમાં એકવીશથી તે ત્રેવીશ વર્ષસુધીથી રાખવામાં આવી છે.[1] પસંદ કરેલા ઉમેદવારો ઇંગ્લાન્ડમાં એક વર્ષ સુધી ખાસ શિક્ષણ લે છે. તે વર્ષ કોઈ વિશ્વવિદ્યાલયમાં ગાળવા માટે શિષ્યવૃત્તિનું વેતન બાંધી આપી તેઓને ઉત્તેજન આપવામાં આવે છે.

ઇન્ડિયામાં આવતાંજ યુવક સિવિલયનને કામના શિક્ષણાર્થે એક પરગણાના મથકે રાખવામાં આવે છે. અને સૌથી નીચા દરજ્જાના માજીસ્ટ્રેટની જગો તેને આપવામાં આવે છે. ઠેરવેલી પરીક્ષા પસાર કર્યા પછી (મુખ્યત્વે કરીને કાયદા, ભાષાઓ, અને વસૂલાતી રીતિઓમાં) તે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ થાય છે, અને તેથી પણ ચઢીઆતા દરજ્જા માટે લાયક ગણાય

૧ ૧૯૦૬ થી ઉમ્મરની મર્યાદા બાવીશથી ચોવીશ વર્ષની રહેશે.

છે. ૧૭૯૩ ના ધારાથી કોવેનેન્ટેડ સિવિલ સર્વિસ માટેજ મ્હોટી મ્હોટ મુલ્કી નિમણોકો અલગ રાખવામાં આવી હતી તે ધારો નિયમ બહારના પ્રાન્તોને લાગુ કર્યો નહિ. વળી નિયમની અંદરના પ્રાન્તોમાં પ્રસંગોપાત જાહેર જરૂરયાતોને લીધે બહારની નિમણોકો કરવા ફરજ પડતી હતી. ૧૮૬૧ના ઇન્ડિયન સિવિલ સર્વિસના ધારાથી આ અનિયમિત નિમણોકો કાયદેસર ઠરી. તેથી કોવેનેન્ટેડ સર્વિસ માટે ભવિષ્યમાં અલગ રાખવાના હોદ્દાઓનું એક પત્રક બનાવ્યું. આ ધારો અદ્યાપિ અમલમાં છે. પરંતુ તેમાં એક અગત્યનો ફેરફાર કરવામાં આવેલ છે. તેનો ખુલાસો તુરત-જમાં આપીશું.

**સિવિલ સર્વિસમાં દેશીઓને રાખ-વાની યોજના.**

ઇન્ડિયાનો રાજકારોબાર કેટલે દરજ્જે તે દેશના વતનીઓની દ્વારા વિસ્તારથી ચાલે છે અને યૂરોપિયન અમલદારોની સંખ્યા કેટલી ન્હાની છે તેનો હમેશાં પૂરો ખ્યાલ કોઇ પણ કરતું નથી. અટકળે કહીએ તો લશ્કરી અમલદારો અને બીજાઓ મળી આશરે ૧૨૦૦ અંગ્રેજોને ૨૩૦૦૦૦૦૦૦ લોકો ઉપર મુલ્કી રાજકારોબાર કરવાને અને ૬૦૦૦૦૦૦૦ વધારે લોકો ઉપર થોડા અંશનો અંકુશ રાખવાને સારૂં નોકરીમાં રાખેલા છે. *લોર્ડ કોર્નવાલિસના જમાનામાં ( ઇન્ડિયાના વતનીઓનો ) નોકર વર્ગ નકામો અને અને પ્રસિદ્ધ રીતે બગડેલો હતો.

* ઇન્ડિયાની સિવિલ સર્વિસના નોકરોના હાથમાં ૮૬૪ મુલ્કી જનો છે તે, અને દેશીઓના હવાલામાં ઘણું કરીને જે ઓછા અગત્યતા ધરાવનારી નિમણોકો છે તે બાદ કરતાં આસરે ૩૭૦૦ સખ્સો કારોબારી અને ઇન્સાફી ઉંચા દરજ્જાની નોકરીમાં છે. તેની અંદર આશરે માત્ર ૧૦૦ યૂરોપયનો છે....વસૂલાતી શાખા અને જમીનસંબંધી અનેક હકક સાથે સંબંધ ધરાવતા ઘણાં ખરાં કામકાજ દેશી અમલદારો કરે છે. ફોજદારી કામ પણ ઘણે અંશે દેશીઓ જ ચલાવે છે. આખા ઇન્ડિયામાં અપીલ કોર્ટોના સિવાય દિવાની અદાલતોની ફરજો બજાવવાનું ઘણું કરીને સંપૂર્ણ રીતે દેશી ન્યાયાધીશોના હસ્તક સોંપવામાં આવેલ છે,...કદાચિત ઇંગ્લાન્ડ સિવાય

તેથી જાહેરાત નોકરી પોતાની પુનર્યોજના વખતે અગત્યના સઘળા હોદ્દાઓ તેણે યૂરોપિયનોને જ સોંપ્યા. કેળવણીના પ્રસાર અને બ્રિટિશ અમલદારોના દાખલા અને અંકુશથી નેટીવ સિવિલ સર્વિસમાં ફેરફાર થવા પામ્યો છે. તે બ્રિટિશ રાજ્યના અત્યન્ત સંતોષકારક પરિણામો માંહેનું એક પરિણામ છે. દેશના વતનીઓની કાર્યદક્ષતા અને પ્રમાણિકપણાની વૃદ્ધિ સાથે રાજ્યકારોબારના કામમાં તેઓને અધિકતર ભાગ અપાતો જાય છે. અને હાલમાં તેઓના હાથમાં કારોબારી અમલની, માજિસ્ટ્રેટોની, અને ન્યાયખાતાની નોકરીની વધારે સંખ્યા છે. એ ફેરફાર અનેક રસ્તેથી ઉત્પન્ન થવા પામ્યો છે. દેશના વિકાસ અને સુધારાના પ્રસાર સાથે રાજકારોબાર કરનારાઓની સંખ્યામાં પણ અલબતાં ઘણો વધારો થયો છે. આ નવીન જગોઓનો વધારે મ્હોટો ભાગ દેશના વતનીઓને ભાગ પડયો છે. તેથી ખાતાંઓની ઉચ્ચતમ શાખાઓ સિવાયની બીજી શાખાઓમાં યૂરોપિયનોનું પ્રમાણ ઘટી જઈ મુકાબલે નજીવું થઈ ગયું છે. ૧૮૭૯ માં સ્વીકારેલા એક નિયમથી આ ફેરફાર ત્વરિત ગતિથી થઇ ગયો. એ નિયમ એ હતો કે દર માસે રૂપૈયા ૨૦૦ ના કે તેથી વધારેના પગારની ઇન્ડિયામાં કરવાની નિમણોકો સામાન્ય રીતે તે દેશના વતનીઓ[1] માટે અલગ રાખવી, અને ખાસ મંજુરી લીધા વગર આ નિયમની વિરૂદ્ધ કોઇ પણ નિમણોક કરવી નહિ. આ પ્રમાણે યૂરોપિયનો માટે અલગ રાખેલી નિમણોકો સિવાયનીમાંથી તદ્દન તેઓનો બહિષ્કાર થઈ ગયો છે. દેશના વતનીઓને ઉચ્ચતમ હોદ્દા ઉપર અધિક અંશે દાખલ કરવામાં આવેલ છે. ૧૮૫૫ માં હરીફાઇનું ધોરણ દાખલ થતાં ઇન્ડિયન સિવિલ સર્વિસ તેઓને માટે ખુલ્લી થઇ પડી. પરંતુ ઇંગ્લન્ડના

---

યૂરોપમાં એવો કોઈ પણ દેશ નથી કે જેમાં ઇન્સાફી અને કારોબારીખાતાંના અમલદારોને ઇન્ડિયાની ( ચઢતા દરજ્જાની ) નેટીવ સિવિલ સર્વિસના નોકરોની બરાબર પગાર મળતો હોય ! સર. જે. સ્ટરચી, ઇન્ડિયા ( ત્રીજી આવૃત્તિ ) પૃષ્ટ ૮૩–૪.

૧ આ કામને માટે "ઇન્ડિયાના વતનીઓમાં એ દેશમાં જન્મેલા અને વસેલા યુરોપિયનોનો સમાવેશ થાય છે.

પ્રવાસની સહગામી ધર્મ સંબંધી મુશીબતોને લીધે આ સર્વિસમાં એ સાધન-દ્વારા ઇન્ડિયનોની દાખલ થયેલી સંખ્યા મ્હોટી કે ઇન્ડિયાના પ્રતિરૂપ યુક્ત નથી. તેથી ૧૮૭૦ માં પાર્લામેન્ટે એક ધારો પસાર કરી એવું ઠરાવ્યું કે આજ પર્યન્ત સિવિલ સર્વિસને માટે અલગ રાખેલી જગાઓ વાસ્તે ઇન્ડિયાના યોગ્ય રીતે ચૂંટી કઢાયેલા વતનીઓને લાયક ગણવા. આ ધારાને અમલમાં લાવવા માટેના નિયમો લાંબા વખતના પત્ર વ્યવહારનો વિષય થઈ પડયા, અને ૧૮૭૯ સુધી તે બહાર પાડવામાં આવ્યા ન હતા. તેને આધારે "સ્ટાચ્યુટરી સિવિલ સર્વિસ" નામનું ધોરણ સ્થાપિત થયું. ઇન્ડિયા સરકારની અને સેક્રેટરી ઑફ સ્ટેટ પસંદગી લઈને સ્થાનિક સરકારો નિમણૂંકો કરે, પોતાનાજ પ્રાન્તમાં ચૂંટાએલા અમલદારને નોકરીમાં દાખલ કરવો, અને ઇન્ડિયન સિર્વિસની એકંદર સંખ્યાના એકશષ્ટાંશ નિમણૂંકો સ્ટાચ્યુટરી સિવિલિયનોને છેવટ આપવી; એ આ ધોરણની મુખ્ય ખાશિયતો હતી. તોપણ આ નવીન ધોરણ સિદ્ધ ન થતાં નિષ્ફળ ગયું. (લોકોના) ઉંચ વર્ગો આગળ પડયા નહિ, અને પસંદ કરેલા ઉમેદવારોમાં ઘણા તો નાની ઉમ્મરના હતા, અને જેઓ આ તકને અભાવે તાબાની નોકરીથી સંતુષ્ટ થઈ રહે. એ ધોરણ દાખલ થયા બાદ સાત વર્ષની મુદ્દતમાં એ નોકરીમાં આશરે સાઠ સખ્સોને નિમવામાં આવ્યા હતા. ત્યાર પછી તે ધોરણનો ત્યાગ કરવામાં આવ્યો. અને તે વખતના પંજાબના લેફ્ટેનન્ટ સર ચાર્લ્સ એચિસનના અધ્યક્ષપણા તળે ૧૮૮૬–૭ માં બેઠેલ પબ્લિક સર્વિસ કમિસને સૂચવેલું ધોરણ ગ્રહણ કરવામાં આવ્યું. આ કમિસનની સલાહ અનુસાર સિવિલ સર્વિસના ત્રણ શાખામાં વિભાગ કરવામાં આવ્યા. તેનાં નામઃ-(૧) ઇગ્લન્ડમાંથી ભરતી થતી ઇન્ડિયન સિવિલ સર્વિસ, (૨) ઇન્ડિયાના વતનીઓથી ભરતી થતી પ્રાન્તિક સિવિલ સર્વિસ, અને (૩) ઇન્ડિયાના વતનીઓથી ભરતી થતી તાબાની સિવિલ સર્વિસ છે. ઉંચતમ હોદ્દાનો ઘણો મ્હોટો ભાગ ભરી દેવાને, અને યુવકો માટે તાલીમનો ક્રમ પુરો પાડતી ક્રમ અગત્યની જગો ભરી દેવાને ઇન્ડિયન સિવિલ સર્વિસના અંગભૂતોની

સંખ્યા જોઇએ તેના કરતાં અધિક નથી. બંગાળાની સિવિલ સર્વિસ, મદ્રાસની સિવિલ સર્વિસ ઇત્યાદિ સંજ્ઞા ધરાવનારી પ્રાન્તિક નોકરીઓ અવશિષ્ટ અને અગત્યની કારોબારી, ઇન્સાફ ખાતાની અને વહિવટી નિમણોકોનો લાભ ભોગવે છે. તાબાની નોકરીમાં નાની નાની જગો ઉપરના માણસોનો સમાસ થાય છે. આ ધોરણ દાખલ થયું ત્યારથી "કોવેનેનટેડ" અને "અનકોવેનેનટેડ" ની સંજ્ઞાઓ કાઢી નાખવામાં આવી છે. સ્થાનિક સરકારના બાંધેલા નિયમો ઇન્ડિયા સરકાર મંજુર કરે છે તે પ્રમાણે પ્રાન્તિક નોકરીઓ બાબતનો વહિવટ ચાલે છે. કોઈ વખત નિમણોકોથી, કોઈ વખત પરીક્ષાથી અને કોઈ વખત તાબાની નોકરીમાંથી ચઢાવવામાં આવે છે. પ્રાન્તિક અને તાબાની નોકરીમાંના ઘણા અમલદારો ઇન્ડિયાની વિશ્વવિદ્યાલયોના ગ્રાજ્યુએટો છે. આગળના સ્ટાચ્યુટરી સિવિલિયનો માફક પ્રાન્તિક નોકરીના અંગભૂતો આજ સુધી કોવેનાનટેડ સર્વિસ માટે અલગ રાખેલી જગાઓ મળવા લાયકાત ધરાવે છે. તેઓને માટે ખુલ્લી રાખેલી જગોઓના પત્રકો ૧૮૮૨–૩ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. કલેક્ટર, ડેપ્યુટી કમિસનર, અને ચુઢના દરજ્જાના ન્યાયાધીશોના હોદ્દા પોતપોતાના પ્રાન્તોમાં મળે એવી ત્રાણું ઉંચા દરજ્જાની નિમણોકો તેમાં સમાવિષ્ટ થયેલી હતી. (ત્યાર પછી તેમાં કેટલોક વધારો થયેલ છે.) એકંદર રીતે જોતાં ઇન્ડિયાના વતનીઓએ કારોબારી કામના કરતાં ઈન્સાફી કામમાં અધિક બુદ્ધિબળ દાખવ્યું છે; અને કેટલાક શ્રેષ્ટ ઈન્સાફ ખાતાના હોદ્દાઓ આપી તેઓની ખાસ કુશળતાની બૂઝ કરવામાં આવી છે.

**ખાસ ગણાયેલાં ખાતાંઓ.**

સંખ્યાબંધ ખાસ ગણાયેલાં ખાતાં અને નિમણોકોની ઉત્પત્તિ એ વળી ઇન્ડિયાની સિવિલ સર્વિસમાં એક બીજો ચમત્કારી ફેરફાર છે. ઇન્ડિયા સરકારનાં ભિન્ન ભિન્ન ખાતાંઓના સંબંધમાં તે વિષે આગળ હવાલો અપાઇ ગયો છે. જ્યારે જનમંડળની કેળવણી અને દેશના વિકાસ બાલ્યાવસ્થામાં હતાં ત્યારે રાજકારોબારની સઘળી શાખાઓનો અંકુશ કોવેના-

નૃટેડ સર્વિસના અંગભૂતોના હસ્તક હતો. બ્રિટિશ રાજસત્તાને મજબૂત પાયા ઉપર મૂકવાનું પૂરૂ થયા બાદ, અને સરકારે રાજ્યવહિવટ સુધારવા, લોકોને ભણાવવા, અને સડકો, રેલ્વે તથા પાણીના કામો કરવાનું શરૂ કર્યા બાદ સર્વ પ્રકારની ખાસ તાલીમ અને અનુભવવાળા અમલદારો માટે ખપતી જાગી. વખતોવખત જુદાં જુદાં ખાતાઓ સ્થાપવામાં આવ્યા, તેઓ ઇન્ડિયા સરકારની અનેક ફરજો બજાવવામાં સિવિલ સર્વિસ સાથે ભાગીયા છે. આ નોકરીઓમાંની વધારે મ્હોટી નોકરીઓ જાહેર બાંધકામ ખાતા, ઇન્ડિયાની માપણી ખાતા, અને ટપાલ, તાર, કેળવણી, પોલીસ, નિમક, તંદુરસ્તી, જેલ અને સિવિલ મેડિકલ ખાતાની છે. સામાન્ય સિવિલ સર્વિસને જે નિયમો લાગુ છે તેજ પ્રમાણે આ નવીન ખાતાંઓમાં વતનીઓને નોકરી આપવા માટે લાગુ થાય છે. ઇંગ્લાન્ડમાં નિમાયેલા અમલદારોથી બનેલું યૂરોપીયન તત્ત્વ કાર્યદક્ષતા અને દિગ્દર્શન માટે જરૂર પડતી મર્યાદાની અંદર દરેક સ્થળે રાખવામાં આવ્યું છે. કામના પ્રકારના પ્રમાણમાં યૂરોપિયનોને નોકરો તરીકે રાખી લેવાના ક્ષેત્રનો જૂદો જૂદો વિસ્તાર છે. ખાસ જ્ઞાન અને કાબેલિયતની જરૂર હોય ત્યાં તેની સંખ્યા અધિક રાખવામાં આવે છે. તે ઇન્ડિયાના લોકોમાં હજી થોડાં છે. અથવા પોલીસ ખાતાની માફક જ્યાં યૂરોપિયન લોકોના દાબની વધારે જરૂર છે તેમાં પણ યૂરોપિયોની વધારે સંખ્યા રખાય છે.

* આ પુસ્તક તૈયાર થયા પછી, પાર્લામેન્ટથી થયેલો હિન્દુસ્તાનનની કાઉન્સીલને લગતો કાયદો તથા નવી કાઉન્સીલોનું વિસ્તૃત બંધારણ–એ વિશેની નવી હકીકત પુસ્તકને છેડે પરિશિષ્ટ અ માં આપવામાં આવી છે.



# આધાર લીધેલાં પુસ્તકોનાં નામ.

---

આર. સી. દત્ત—ઇન્ડિયાનો શરૂઆતનો સુધારો (કલકત્તા, ૧૮૯૪).
રીઝ ડેવિડ્ઝ—બુદ્ધિસ્ટ ઇન્ડિયા (૧૯૦૩) પ્રજાઓની વાર્તા.
એસ. લેઇન-પુલ—મધ્યકાળનો ઇન્ડિયા (૧૯૦૩). ,,
સર એ. સી. લ્યાલ—ઇન્ડિયામાં બ્રિટિશ સત્તાનો ઉદય (૧૮૯૪)
સર ડબ્લ્યુ. હન્ટર—ઇન્ડિયાનું સામ્રાજ્ય. (૧૮૯૬) હિંદુસ્તાનના લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ.
સર સી. પી. ઇલ્બર્ટ—ઇન્ડિયા સરકાર (ઓક્ષફર્ડ-૧૮૯૮)
સર જી. ચેસ્ને—ઇન્ડિયાની રાજનીતિ. (૧૮૯૪)
સર જે. સ્ટ્રાચે—ઇન્ડિયા (૧૯૦૩).
સર ડબલ્યુ લીવોર્નર—હિંદુસ્તાનના રક્ષિત રાજાઓ (૧૮૯૪). ઇન્ડિયાનો નાગરિક (૧૯૦૦).
માર્કિવસ ડિ. લા. મઝેલીર—ઇન્ડિયાના સુધારાનો વિકાસ ઇત્યાદિ
ઇન્ડિયાના રાજકર્ત્તાની સીરીઝ (કલારેનડન પ્રેસ.)
ઇન્ડિયાનો નૈતિક અને આર્થિક પ્રસાર (ઇન્ડિયા ઓફિસ).

---

# પ્રકરણ બીજું

## રાજવહિવટ માટે કરેલા વિભાગ.

**મ્હોટા પ્રાન્તો.** ઇન્ડિયાના આઠ પ્રાન્તોનું તેઓના વિસ્તારને અનુક્રમે કરેલું પત્રક નીચે પ્રમાણે છે.

આધારભૂત દેશી રાજ્યો સિવાયનાનાં તેમાં તેઓનાં ક્ષેત્રફળો અને વસ્તીની સંખ્યા બતાવેલાં છે:

| | કેટલા હજાર ચોરસ માઈલનો વિસ્તાર. | વસ્તીની સંખ્યા કેટલા દસ લાખની |
|---|---|---|
| બર્મા, બ્રહ્મદેશ | ૧૭૦ | ૯ |
| બંગાળા[1] | ૧૫૧ | ૭૫ |
| મદ્રાસ | ૧૪૨ | ૩૮ |
| મુંબઇ | ૧૨૩ | ૧૯ |
| જોડીયા પ્રાન્તો | ૧૦૭ | ૪૮ |
| મધ્ય પ્રાન્તો (બિહાર સહિત) | ૧૦૪ | ૧૩ |
| પંજાબ | ૯૭ | ૨૦ |
| આસામ[1] | ૪૯ | ૬ |

બર્માનો વિસ્તાર સ્વિડન જેટલો છે. તેની વસ્તી તેનાથી બમણી છે. તેમાં ઝાડી જંગલના મ્હોટા પ્રદેશો છે. બંગાળાના લેફટેનન્ટ-ગવર્નરના રાજ કારોબાર તળેના મુલ્કો બર્મા કરતાં વિસ્તારમાં નાના છે, તોપણ તેની વસ્તી આઠ ગણી કરતાં વધારે છે; અને પ્રાન્તનો વિસ્તાર ફ્રાન્સથી ત્રણ-ચતુર્થાંશ.

---

૧ ૧૯૦૫ માં બંગાળાના મ્હોટા ભાગ સાથે આસામને સંયુક્ત કરી નવીન લેફટેનન્ટ-ગવર્નર નિમવામાં આવ્યો હતો. તેનું નામ પૂર્વ બંગાળા અને આસામ રાખ્યું છે.

નો છે, છતાં તેની વસ્તી ફ્રાન્સ કરતાં લગભગ બમણી છે. આગ્રા અને આઉધના જોડી પ્રાન્તો બંગાળાના જેવા ઘટ્ટ વસ્તીથી ભરપૂર છે; અને જો કે ઓસ્ટ્રિઆ એકલા કરતાં તેનું ક્ષેત્રફળ ઓછું છે, તોપણ ઓસ્ટ્રિયા–હંગરી કરતાં તેની 'વસ્તી વધારે છે. મદ્રાસની વસ્તી અને મુંબઇનો વિસ્તાર યુનાઇટેડ કિંગડમની વસ્તી અને વિસ્તારની લગભગમાં છે.

**નિયમ નીચેના અને નિયમ બહારના પ્રાન્તો.**

નિયમની અંદરના અને નિયમની બહારના પ્રાન્તો વચ્ચેનો તફાવત નિરૂપયુક્ત થયો છે તેનો છેલ્લા પ્રકરણમાં ખુલાસો અપાઈ ગયો છે, તોપણ રાજ્યકારોબારના ધોરણો કેટલીક બાબતોમાં અદ્યાપિ જુદાં પડે છે. પ્રથમતઃ નિયમની અંદરના પ્રાન્તોના રાજવહિવટનું વર્ણન કરવું વધારે સગવડતાવાળું છે. તાજેતર મળેલા મુલ્કોના રાજવહિતટની ખાશીયતોનું વિવેચન પાછળથી કરવામાં આવશે. મદ્રાસ, મુંબઈ, બંગાળા, અને આગ્રા, એ ચાર પ્રાન્તો નિયમોની અંદરના છે.[1] નિયમો બહારના પ્રાન્તોમાં પંજાબ, બર્મા, આઉધ, મધ્ય પ્રાન્તો, અને આસામ મુખ્ય છે.

**નિયમની અંદરના પ્રાન્તોમાં મથકની ઓફિસો.**

છેવટના પ્રકરણમાં કહી ગયા પ્રમાણે મદ્રાસ અને મુંબઈના જૂના ઇલાકાઓમાં અદ્યાપિ ગવર્નરો-ઇન્-કાઉન્સિલ છે. બંગાળા, જોડીયા પ્રાન્તો, તથા પૂર્વ તરફના બંગાળા, અને આસામનો કારોબાર લેફ્ટેનન્ટ–ગવર્નરો કરે છે. જેમ ગવર્નર–જનરલની કાઉન્સિલમાં કામ ચાલે છે તેવીજ રીતે મદ્રાસ અને મુંબઈની કારોબારી કાઉન્સલોમાં ચલાવવામાં આવે છે.

ગવર્નર અને તેનાં બે સોબતીઓની વચ્ચે કામની વહેંચણ કરવામાં

---

૧. સિંધ મુંબઇ હાતાનો એક ભાગ છે, તોપણ તે નિયમની બહારનો પ્રદેશ છે. વિભાગોના સામાન્ય કમિશનરો કરતાં તેને કાંઈક અધિક સત્તાઓ છે. તે નીચે જણાવવામાં આવશે.

આવે છે. અગત્યની બાબતો સમગ્ર સભાના હાથમાં રાખવામાં આવે છે. ખાસ બાબતોમાં કાઉન્સિલનો મત કોરાણે મૂકવા ગવર્નરને હક છે. લેફ્ટેનન્ટ ગવર્નરો પોતપોતાના પ્રાન્તના રાજકારોબાર માટે એકલાજ જવાબદાર રહે છે. તેની સત્તાઓ ઉપર માત્ર કાયદા અને સર્વોપરિ સરકારનો અંકુશ છે. આગલા પ્રકરણમાં કહી ગયા પ્રમાણે રાજપ્રકરણી અને ખાસ અગત્યના સવાલો ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સિલના હુકમો માટે મોકલવામાં આવે છે; અને સ્થાનિક સરકારોની નાણાં પ્રકરણી સત્તાઓ ઉપર ચોકસ અને સખ્ત નિયમોનો અંકુશ છે. પ્રાન્તિક સરકારોના સેક્રેટરીઓનાં ખાતાંના વિભાગ કરેલા હોય છે. જેમ સર્વોપરિ સરકારને છે, તેમ દરેક ખાતું એક સેક્રેટરીના તાબામાં રાખેલું છે. તેના તાબામાં બીજા અમલદારો હોય છે. મુલ્કી કામના સંબંધના દરેક મુખ્ય ખાતા ઉપર એક અમલદાર રહે છે. તે સ્થાનિક સરકાર સાથે જોડાયેલો રહે છે, અને તેને સલાહ આપે છે. તપાસણી માટે તે વારંવાર મુસાફરી કરે છે. તેથી તે પોતાના કામનો સુજ્ઞાત રહે છે. બધા પ્રાન્તોમાં વસૂલાતી અને સામાન્ય રાજકારોબારના ખાતાં સિવાય ખાતાના મુખ્ય કારોબારી અમલદારો મ્હોટા પ્રાન્તોમાં ઘણું કરી એક સરખાજ છે. બંગાળામાં પોલીસના, જેલના, રજીસ્ટ્રેશનના ઈન્સ્પેક્ટર–જનરલો, ડાઈરેક્ટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન, સિવિલ ઇસ્પીતાલોનો ઇન્સ્પેક્ટર–જનરલ, સેનિટરી ( તંદુરસ્તી ખાતાનો ) કમિશનર, અને સિવિલ વેટરિનરી ( ઢોરનાં વૈદકી ખાતાનો ) સુપરિન્ટેનડેન્ટ છે. પી.ત ખાતા, દરિયાઈ ખાતા, ઇમારત અને રસ્તા ખાતા માટે મુખ્ય ઇજિનિયરો છે. તેઓ સરકારના સેક્રેટરીઓ પણ ગણાય છે. નિયમોની અંદરના લગભગ સઘળા પ્રાન્તોમાં વસૂલાતી વહિવટ ગવર્નમેન્ટના ( સરકારના ) તાબામાં રહી રેવેન્યુ બોર્ડ કરે છે. બંગાળામાં, અને તજિતર મુદ્દત સુધી જોડીયા પ્રાન્તોમાં બોર્ડમાં બે મેમ્બરો હતા, અને ૨૭ પણ છે.[1] તેઓ રાજવહિવટના સર્વેથી ઉંચા

---

૧. માત્ર સમાધાની અર્થે ચાર વર્ષની મુદ્દત માટે જોડીયા પ્રાન્તના બોર્ડમાં એક ત્રીજો મેમ્બર ૧૯૦૧ માં આવ્યો હતો.

દરજ્જાના અમલદારો ગણાય છે. આમાંનો એક બંગાળાના જમીનના મ્હેસૂલના મ્હોટા ખાતા ઉપર છે. અને બીજો સાયર (એક્ષાઈસ) અફીણ, ઇનકમટાક્ષ વગેરે ખાતાં ઉપર છે. અને અમુક બાબતની અપીલો સાંભળવા બોર્ડ તરીકે તેઓ માત્ર એકઠા મળે છે. જોડીયા પ્રાન્તનું બોર્ડ એકત્ર થઇનેજ મળે છે, કેમકે સઘળા અગત્યના સવાલો આખા બોર્ડને વિચારમાં લેવા પડે છે. બંને પ્રાન્તોમાં બોર્ડના તાબામાં ડિરેક્ટર ઓફ લેન્ડ રેકર્ડઝ એન્ડ એગ્રીકલચર અને સાયર જગાત ખાતાનો (એક્ષાઇઝ ખાતાનો) કમિશનર છે. બંગાળામાં જગાત ખાતાનો કલેકટર અને અફીણ ખાવાના એજન્ટો છે. [1]મદ્રાસનાં રેવેન્યુ બોર્ડમાં ચાર મેમ્બરો છે, તેમાં બે જમીનની મ્હેસૂલના કમિશનરો છે. એક સેટ્લમેન્ટ કમિશનર છે, અને ચોથો જકાત, નિમક, એક્ષાઈઝ, અને ઈનકમટાક્ષ કમિશનર છે. મુંબઈમાં રેવેન્યુ બોર્ડ નથી. ડિરેકટર ઓફ લેન્ડ રેકર્ડઝ એન્ડ એગ્રિકલચર, તેમજ જકાત, નિમક, અફીણ, અને એક્ષાઇઝ ખાતાનો કમિશનર સ્થાનિક સરકારના ખુદના તાબામાં છે. દરેક સ્થાનિક સરકાર પોતાને કાયદાના સવાલ માટે સલાહ આપવા અને તેનું હિત હોય તેવાં કામો ચલાવવા સારૂ કાયદા જાણનાર અમલદાર રાખે છે.

**મુલ્કોના પેટા વિભાગો.**

નિયમની અંદરના તેમજ નિયમ બહારના બન્નેમાં રાજકારોબારનું ધોરણ મુલ્કોના પુનઃ પુનઃ થતા પેટા વિભાગો ઉપર આધારભૂત છે. કેમકે એક નીચેનો અમલદાર એની ઉપરના દરજ્જાના બીજા અમલદારના તાબામાં રહી પોતાના હવાલામાં મૂકેલા મુલ્ક ઉપર વહિવટ ચલાવે છે. આવા વહિવટી વિભાગોમાં જે સંખ્યા છે તેમાં એકમ નંબરે પરગણું (ડિસ્ટ્રિક્ટ) ગણાય છે. તે મ્હોટી અગત્યા ધરાવે છે. અને એક પ્રાન્તમાં

૧. બંગાળા અને જોડીયા પ્રાન્તોમાંની અફીણની આમદાની બંગાળાના રેવન્યુ બોર્ડના તાબામાં છે. જોડીયા પ્રાન્તમાં તે ગાઝીપુરમાં રહેતા એજન્ટ મારફત વહિવટ કરાવે છે.

પરગણાઓનો જબરો સમુદાય આવી જાય છે એમ જાણવાથી એ ધોરણની મહત્ત્વતાની મન ઉપર ચોક્કસ છાપ પડે છે. તેના પણ વળી પેટા–વિભાગો કરવામાં આવેલા છે, અને પેટા–વિભાગોના ટુકડા કરી તેનાં પણ નાનાં સર્કલો ( મહાલો ) કરવામાં આવેલાં છે.

બ્રિટિશ ઇન્ડિયામાં ૨૫૦ કરતાં વધારે પરગણાંઓ છે.* એક પરગણાનું સરાસરી ક્ષેત્રફળ ૪૪૩૦ ચોરસ માઇલોનું હોય છે. અને સરાસરી વસ્તી ૯૩૧૦૦૦ જેટલી હોય છે. આ પ્રમાણે એક સરાસરી પરગણાનો વિસ્તાર યોર્ક શિયર કરતાં ત્રણ–ચતુર્થાંશ છે; અને એ પ્રદેશની વસ્તીના અર્ધ કરતાં ઘણી વધારે વસ્તી તેમાં છે. ખરૂં જોતાં એ પરગણાંઓનો વિસ્તાર અને અને વસ્તીની ઘટ્ટાઈ જુદાં જુદાં હોય છે. દાખલા તરીકે, બર્માનું ઉપલું ચિન્દવિન પરગણું વિસ્તારમાં ૧૯૦૦૦ ચોરસ માઇલ છે, અને તેની વસ્તી ૧૫૩૦૦૦ માણસોની છે. બંગાળામાં આવેલ મૈમેનસિંઘનો વિસ્તાર ૬૦૦૦ ચોરસ માઇલો કરતાં વધારે છે, અને તેની વસ્તીની સંખ્યા લગભગ ૪૦૦૦૦૦૦ ની છે. મદ્રાસમાં આવેલ વિઝાગાપટમનું ક્ષેત્રફળ ૧૭૦૦૦ ચોરસ માઇલો કરતાં અધિક છે. લગભગ ૩૦૦૦૦૦૦ જેટલી તેની વસ્તી છે. મોટા પ્રાન્તોમાં સર્વેથી મોટાં પરગણાંઓ બર્મામાં અને મદ્રાસમાં છે, અને નાનામાં નાનાં જોડીયા પ્રાન્તમાં છે.

**વિભાગોના કમિશનરો.**

મદ્રાસમાં પરગણાંના ઉપરી અમલદારથી ચઢતા દરજ્જાનો હોદ્દેદાર હોતો નથી. અન્ય સ્થળે કલેક્ટર અને રેવેન્યુ બોર્ડ વચ્ચે વિભાગનો કમિશનર હોય છે. ચારથી ૭ પરગણાં મળી એક વિભાગ થાય છે. તેના ઉપર કમિશનર સામાન્ય દેખરેખ રાખે છે, અને તે રેવેન્યુ કેસોમાં અપીલ કોર્ટ તરીકે પણ કામ કરે છે. નિયમો નીચેના પ્રાન્તોમાં સિવિલ સર્વિસનો વડો હમેશાં એનો કમિશનર ગણાય છે. ૧૮૨૯ માં નિયમની અંદરના પ્રાન્તો માટે જ્યારે કમિશનરો પહેલા નિમાયા, ત્યારે લોર્ડ બેન્ટિકનો જમાનો હતો; અને તેઓના હસ્તકમાં વહિવટી સાથે ઇન્સાફી

કામ પણ રહેતું. તેઓ પોતાની દેખરેખ નીચેના પરગણાંઓમાં ઠરાવેલી મુદતે બંધવાઓનાં (કાચી જેલમાંના આરોપીઓનાં) કામ ચલાવતા. આ ઇન્સાફી કામ આખરે ડિસ્ટ્રિક્ટ જડ્જોને સોંપવામાં આવ્યું હતું.

**કલેકટર–માજીસ્ટ્રેટ.** નિયમની અંદરના પ્રાન્તોમાં પરગણાંના ઉપરી અમલદારને કલેક્ટર અને માજીસ્ટ્રેટની સંજ્ઞા છે. તેના હવાલામાં રખાયેલા મોટા વિસ્તારના મુલકનો તે સરકારનો પ્રતિનિધિ છે. લૌકિક-દૃષ્ટિમાં તે રાજ્ય અથવા "સરકાર"ની સત્તાનું પ્રતિરૂપ છે (અંગ છે); અને પોતાની ફરિયાદોની દાદ માટે અને શ્રેય માટે લોકો તેના ઉપરજ ઉમેદ રાખે છે. તેની દ્વિધા સંજ્ઞા જણાવી આપે છે કે તે વસૂલાતી અને ચઢતા દરજ્જાનો માજિસ્ટ્રેટ એ બન્ને છે. એક સમયે એ બન્ને હોદ્દા જુદા જુદા હતા. બંગાળામાં લોર્ડ કોર્નવાલિસનું સ્થાપેલું ધોરણ, બ્રિટિશ રાજસત્તા તળે જેમ જેમ બીજા નિયમની અંદરના પ્રાન્તો આવતા ગયા, તેમ તેમ વિસ્તૃત થતું ગયું. તે અનુસાર ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ અને દિવાની જડ્જના હોદ્દા એકજ સખ્સના હાથમાં જોડી દેવામાં આવ્યા, અને કાચી કેદના બંધવા ઉપરના કામ ચલાવવાનું કામ પરગણાંમાં ફરતી રહેતી એક કોર્ટને સોપ્યું. તે પછી જડજની ફરજોમાંથી માજીસ્ટ્રેટોની ફરજોને અલગ પાડવામાં આવી, અને કલેકટરને ફોજદારી કેસો ચલાવવા માટે મર્યાદિત સત્તા આપવામાં આવી. જ્યારે બ્રિટિશોએ પ્રથમ વોરન હેસ્ટિંગ્ઝના જમાનામાં બંગાળા, બિહાર, અને ઓરિસાનો મ્હેસૂલી વહિવટ સ્વાધીન લીધો, ત્યારથી કલેકટરનો હોદ્દો ચાલ્યો આવે છે. ઘણાં વર્ષો પહેલાં જોડીયા પ્રાન્તો, મદ્રાસ, અને મુંબઈમાં માજીસ્ટ્રેટ અને વસુલાત ખાતાનાં કામ એકજ સખ્સના હાથમાં હતાં; અને બંગાળામાં પણ પાછળથી એજ વિધિ ચાલી હતી.

**કલેકટર તરીકે** પ્રથમતઃ કલેક્ટરને જમીન, અને જમીનની વસૂલાત સાથે નિસ્બત છે. જમીનના કબજાના પ્રકાર પ્રમાણે તેની તત્સંબંધી ફરજોનો પ્રકાર ફરતો રહે છે. મદ્રાસ અને

**કલેક્ટરની ફરજો.** મુંબઈ, જ્યાં રૈયતવારી ( કોટિયર ) ધોરણ પ્રવર્તે છે, અને હજારો કૃષિકારો મ્હેસૂલ ભરે છે, ત્યાં તે ખાસ કરીને બહુ ભારે પડતી છે. બંગાળામાં લોર્ડ કોર્નવાલિસના જાથુના ધોરણ પ્રમાણે જમીનદારો મ્હેસૂલ ભરી દે છે. ત્યાં તે મુકાબલે હલકા પ્રકારની છે. પરંતુ બંગાળામાં પણ કલેક્ટરના વહિવટ નીચે મ્હોટી મ્હોટી જાગીરો છે; અને તેના હવાલામાં સગીર વયના અને બીજા સખ્સોની વતી કોર્ટ ઓફ વોર્ડઝ ( વાલીપણું કરનાર કોર્ટ ) ના હસ્તક રહેલી ખાનગી જાગીરો પણ છે.[1] જમીનનું મ્હેસૂલ નક્કી કરી ઉઘરાવવા ઉપરાંત અને પરગણાંનાં ખાતાંઓ સંબંધીની ફરજો ઉપરાંત કલેક્ટરને ખેડૂવર્ગની સ્થિતિ માટે કાળજી રાખવી પડે છે. પેદાશ અને બજારભાવના મુદ્દતી પત્રકો તૈયાર કરાવવા માટે તેને દેખરેખ રાખવી પડે છે. કેટલાક પ્રાન્તોમાં જમીનદારો અને ખેડૂતો વચ્ચે ગણોત સંબંધી અને બીજી તકરારોના કલેક્ટરને ફડચા કરવા પડે છે. ખેતીવાડીના કામ સારૂ તે સરકાર તરફથી નાણાં ( તગાવીનાં ) ધીરે છે. જકાત, ( આબકારી વીગેરે ખાતાની ) ઇનકમ–ટાક્ષ, સ્ટાંપ, અને મ્હેસૂલના બીજાં ખાતાંઓનો સ્થાનિક વહિવટ પણ કલેક્ટરના હવાલમાં જ છે. પરગણાના ખજાનાની વ્યવસ્થા માટે પણ તેજ જવાબદાર રહે છે. તે ખજાનામાં મ્હેસૂલ અને લોકો પાસેથી આવતાં બીજાં ભરણાઓ ભરાય છે; અને તમામ સ્થાનિક ખર્ચોની રકમો પણ તેમાંથીજ આપવામાં આવે છે.

સત્તાના પ્રમાણમાં માજીસ્ટ્રેટોના ત્રણ વર્ગોમાં વિભાગ થયેલા છે.

**કલેક્ટર અને ડિસ્ટ્રીક્ટ માજી-** ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટના હોદ્દાની રૂએ કલેક્ટર પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ હોઇને બે વર્ષ સુધીના કેદની અને રૂપૈયા ૧૦૦૦ સુધીના દંડની શિક્ષા કરી શકે છે;

૧ જે પ્રાન્તોમાં બોર્ડ ઓફ રેવેન્યુ હોય છે ત્યાં તે કોર્ટ ઓફ વોર્ડઝનું કામ કરે છે. બર્મામાં એવી કોર્ટ સ્થાપવાની અદ્યાપિ જરૂરયાત પડી નથી. પંજાબમાં કોર્ટ ઓફ વોર્ડઝનું કામ નાણાં પ્રકરણી કમીશનર કરે છે, અને મધ્ય પ્રાન્તો અને મુંબઇમાં ( ૧૯૦૩ થી ) વિભાગના કમિશનરો કરે છે.

**સ્ટ્રેટની ફરજો.** પરંતુ વસ્તુતઃ તે ઘણાં ફોજદારી કામો ચલાવતો નથી, પણ તે પોતાના ડિસ્ટ્રિક્ટમાંના બીજા બધા માજીસ્ટ્રેટોના કામ ઉપર નજર રાખે છે. તેની માજીસ્ટ્રેટ તરીકેની ફરજો ફોજદારી કોર્ટની સત્તાને ઘણે દરજ્જે ઓલંગી જાય છે. પોતાના પરગણાની સુલેહ માટે અને ગુન્હાઓને દાબી દેવા માટે તે જવાબદાર છે. પોલીસ કામ ઉપર તેનો સામાન્ય અંકુશ રહે છે. ટુંકા મુદ્દતના કેદીઓને ડિસ્ટ્રિક્ટ જેલોમાં રાખવામાં આવે છે. તેની વ્યવસ્થા ઉપર પણ તેનીજ દેખરેખ રહે છે. લાંબી મુદ્દતની શિક્ષા મળેલા કેદીઓને મ્હોટા મધ્યસ્થ જેલોમાં મોકલી દેવામાં આવે છે. દરેક પ્રાન્તમાં એવાં મ્હોટાં જેલો કેટલાંક હોય છે.

**કલેક્ટરની બીજી ફરજ.** કામકાજનાં આ બે મ્હોટાં ખાતાં ઉપરાંત કલેક્ટરે લોકોના કલ્યાણ માટેની સઘળી બાબતોમાં હિત ધરાવવું પડે છે. ખાસ જાહેર બાંધકામ, જંગલ, જેલ, તંદુરસ્તી, અને કેળવણી ખાતાંના બંધારણને લીધે વહિવટની કેટલીક શાખાઓમાં આગળ કરતાં કલેક્ટરને કમતી સીધી ફરજો બજાવવાનું રહે છે; પરંતુ જુદાં ખાતાંઓનાં કામકાજમાં પણ તેની સામિલગીરી અને સલ્લાહ જરૂર પડે છે. મ્હોટા મ્હોટા કસ્બાનો મ્યુનિસિપલ કારભાર (ત્યાંના) રહેવાશીઓની કમિટીના હાથમાં સોંપેલો છે. તે કર ઉઘરાવી રસ્તા, તંદુરસ્તી, પાણીકામ, રોગ નિવારણ અને બીજી લોકોપયોગી બાબતમાં ખર્ચે છે. આ શહેર સુધારાની સંસ્થાઓને રસ્તો બતાવવો અને અંકુશમાં રાખવી એ કલેક્ટરની ફરજ છે. નિયમ અનુસાર ડિસ્ટ્રિક્ટ બોર્ડનો પણ તે સરનશીન છે. તે સ્થાનિક કર ઉઘરાવી ફંન્ડ એકઠું કરી બોર્ડના તાબાનાં સહાય્યકારી લોકલ (સ્થાનિક) બોર્ડોની એટલે કે તાલુકા લોકલ બોર્ડની મદદથી સડકો, નિશાળો, અને દવાખાનાંઓને ચલાવે છે, અને ગામડાંઓમાં લોક તંદુરસ્તીને લગતા સુધારા કરે છે. કલેક્ટર—માજીસ્ટ્રેટના દર એક દિવસના સામાન્ય કામમાં ઘણી બીજી પરચુર્ણ ફરજો અનુગત થાય છે. તે હકિકતો પ્રમાણે

ફરતી રહેછે. તેની સંપૂર્ણ ટીપ આપવી મુશ્કેલ છે. તેના પોતાના ડિસ્ટ્રિક્ટમાંના અગત્યના બનાવોની ખબર આપવા માટે સરકાર તેની તરફ દૃષ્ટિ કરે છે. વિચાર માટે રાખેલી બાબતોમાં તેણે સલાહ આપવી એમ ફરમાન થાય છે; અને સરકારના જે હુકમો લોકો તરત ન સમજી શકે તે લોકોની સમજણમાં ઉતારવાની ઉમેદ પણ તેના તરફની રહે છે. તંગી અથવા સંકટ અને મુશ્કેલીને પ્રસંગે તેની ફરજો અને જવાબદારીઓ દસગણી વધી જાય છે. હિંદુ મુસલમાન વચ્ચે અથડાઅથડીનો મામલો જણાય, અથવા ખેતરોને લગતી તકરારોમાંથી તોફાન થાય એમ લાગે, ત્યારે જોરજુલમ અટકાવવા અને જરૂર પડે તો બખેડો શાન્ત કરવા સરકાર તેનીજ યુક્તિ અને દ્રઢતા તરફ નજર કરે છે. તેના પરગણામાં દુષ્કાળ દેખાવ દે તો તે લોકાની જીંદગીઓનો જવાબદાર રહે છે. તેણે ઝીણી નજરથી સાવધાન રહેવું જોઇએ, અને બનાવોના પ્રચારથી સરકારને તેણે સારી રીતે માહીતગાર રાખવી જોઇએ. દુષ્કાળ સંકટ નિવારણ માટે તેણે ઉપાયો યોજી અમલમાં લાવવા જોઇએ. પોતાની ઘણા પ્રકારની ફરજો યથાર્થ રીતે અદા કરવા માટે તેણે લોકોને પોતાની પાસે આવવા જવા પોતાના દ્વાર ખુલ્લાં રાખવાં જોઇએ; અને તેઓની સાથે નિકટનો સહવાસ રાખી બધી માહીતગારી રાખવી જોઇએ. આ માહીતગારી કાંઈ (ઓફીસના) ટેબલ ઉપર કે ન્યાયાસન ઉપર બેઠા રહેવાથી મળતી નથી. તેથી કલેકટર—માજીસ્ટ્રેટને વર્ષના ઘણા માસ સુધી પરગણામાં ફરવું પડે છે. તે મુસાફરી દરમિયાન તે લાગતાં વળગતાં જુદાં જુદાં ખાતાંની તપાસણી કરે છે, પોતાના તાબાના અમલદારો કેવી રીતે સૌ સૌની ફરજો બજાવે જાય છે તે વિષે પોતાની ખાત્રી કરે છે; અને તેના કામમાં તેને સલાહ અને ઉત્તેજન આપે છે. વળી તે સાથે તે પરગણાના સઘળા ભાગના લોકોની સાથે ઓળખાણ કરે છે. તેથી તેઓને તેના કામ સંબંધી ચર્ચા કરવાની તુરતજ તક મળે છે. સ્થાનિક બોર્ડના મહેરબાનો (બાઈ સાહેબો) કાંઈક શિષ્ટાચાર સહિત તેની મુલાકાત માટે તેના તંબુએ આવે છે. ગામના ઘરડેરાઓ આવી મોસમની સ્થિતિ વિષે

તેની સાથે વાતચીત કરે છે. તે વાતચિતમાં વળી જમીનની મ્હેસૂલ નક્કી ઠરવાની, નવીન નિશાળ ખોલવાની, રસ્તા ઉપરના હક્ક માટે કોઇ સ્થાનિક તકરારની આગલા ઉનાળામાં ધાડ પડી હોય તેની, અને તેઓના જીવતર સાથે સરકારને સંબંધ રાખનારી અનેક બાબતો આવે છે. દ્રઢ મનનો અને સહાનુમતિવાળો, તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન કલેક્ટર ખેડુતવર્ગનો પ્રેમ અને દિલ હરણ કરી શકે, તો પછી તેની ચાતુર્ય અને શુભ કૃત્યોની વાર્તાઓ પ્રાન્તના મુલ્કી પત્રકમાંથી તેનું નામ નિકળી ગયા બાદ પણ ઘણા વર્ષો પર્યન્ત દૂરના ગામોમાં કહેવાતી રહે છે.

**બીજા ડિસ્ટ્રીક્ટ અમલદારો.**

ડિસ્ટ્રિક્ટના સર્વેથી અગત્યના કારોબારી અમલદારો પોલીસ સુપરિન-ટેનડેન્ટ અને સિવિલ સરજ્યન એ બે છે. તેમાં પ્રથમ કહ્યો તે ઘણું કરીને હમેશાં યૂરોપીયન હોય છે, અને તે પોલીસ ફોજને નિયમમાં રાખવા અને કામ લેવાનો જવાબદાર છે. ગુનાહ બહાર પાડવા અને દબાવી દેવા, અને પરગણામાં સુલેહ રાખવાના કામ સંબંધે તે ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટના તાબામાં છે. પરંતુ ફોજના અંદર ખાનાને લગતી વ્યવસ્થા માટે તે તેના ખાતાના ઉપરીનો સીધી રીતે તાબેદાર છે. ( મુંબઈ સિવાય ) સિવિલ સરજ્યન જેમ મથકના ગામનો વૈદકી અને લોક તંદુરસ્તી કાર્યભારનો ઉપરી અમલદાર છે તેમ પરગણાનો પણ છે. તે હસ્પીતાલો અને દવાખા-નાંઓની નજર રાખે છે, અને ગૌશીતળા ખાતાનો ચાર્જ તેની પાસે રહે છે લોક તંદુરસ્તી સાથે તાલુક રાખતી બધી બાબતોમાં તે કલેક્ટરનો સલા-હકાર છે. નિયમાનુસાર ડિસ્ટ્રિક્ટ જેલ પણ તેના સીધા હવાલામાં છે. ( મદ્રાસ અને બંગાળામાં ) ડિસ્ટ્રિક્ટ અથવા લોકલફન્ડ ઇંજનેર એ એક બીજો અગત્યનો અમલદાર છે. તે ડિસ્ટ્રિક્ટ બોર્ડનો નોકર છે; અને તે સડકો અને બીજાં ઇંજનેરી કામ જુએ છે. સરકારનાં જાહેર બાંધકામ, જંગલો, કેળવણી અને બીજાં ખાસ ખાતાંઓની સ્થાનિક યોજના દેશના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતની છે; અને તેઓના મુખ્ય સ્થાનિક હોદ્દેદારોની

હકુમત હમેશાં રેવેન્યુ ખાતાનાં પરગણાંઓની હદને મળતી આવતી નથી. સુપરિનટેન્ડિંગ અને એક્ષિક્યુટિવ ઇજનેરો જંગલ ખાતાના સંરક્ષકો, અને અને નાયબ સંરક્ષકો, નિશાળના તપાસનારાઓ, વગેરે વગેરે એવા સ્થાનિક હોદ્દેદારો છે. દરેક પરગણામાં કાયદાનો અમલદાર હોય છે. તે ગવર્નમેન્ટ પ્લીડરની સંજ્ઞા ધરાવે છે. તે સેશન્સ કેસોમાં પબ્લિક પ્રોસિક્યુટર તરીકે કામ કરે છે, અને કોઈ કોઈ વાર સરકાર તરફથી બીજા કેસો ચલાવવા હાજરી આપે છે.

જ્યારે પરગણામાં ફરવા ન જવું પડે ત્યારે કલેક્ટર—માજીસ્ટ્રેટ અને બીજા મુખ્ય હોદ્દેદારો મથકમાં રહે છે. તે મથકનું સ્ટેશન વસ્તીના ગામની નજીકમાંજ ઘણું કરીને હોય છે. ત્યાં સરકારી કચેરીઓ અને ઇન્સાફની અદાલતો એકઠી રાખવામાં આવે છે. તેમાં કામકાજ કરવાને દિવસે દાવાદારો, વકીલો, કારકુનો પોલીસ સિપાઇઓ, દુકાનદારો, અને ખેડૂતોની ઠઠ્ઠ ભરાય છે. વળી મથકના ગામમાં મોટી ઇસ્પિતાલ અને જેલ માલૂમ પડે છે. ત્યાં વળી અંગ્રેજી હાઇસ્કુલ હોવાનો પણ સંભવ રહે છે. વખતે પ્રાન્તના વિશ્વવિદ્યાલય સાથે જોડેલી એક કોલેજ પણ ત્યાં હોય છે.

**પેટા–વિભાગો તેહસિલો અને ગામો.**

કલેક્ટર—માજીસ્ટ્રેટને તેની બહુધા પ્રકારની ફરજોમાં મદદ કરવા માટે તાબાના ઘણા અમલદારો હોય છે. તેમાં કેટલાક મથકને સ્ટેશને તેના મદદનીસો છે, અને બીજા ડિસ્ટ્રીક્ટના પેટા-ભાગોમાં છે. ઘણું કરીને ડિસ્ટ્રીક્ટના ટુકડા કરી તેના "પેટા-વિભાગ" કરવામાં આવે છે. તેને ઇન્ડિયન સિવિલ સર્વિસના (જ્યુનિયર) છોટા અમલદારો અથવા પ્રાન્તિક નોકરીના અંગભૂતો, જે ડેપ્યુટી (નાયબ) કલેક્ટરો કહેવાય છે, તેના તાબામાં રાખવામાં આવે છે. આના પણ નાના નાના ટુકડા કરવામાં આવે છે, તેનાં નામો જુદાં જુદાં હોય છે. તાબાની નોકરીના અમલદારોની હસ્તક તે રાખવામાં આવે છે. મદ્રાસના મોટાં મોટાં પરગણાંના નિયમિત રીતે ચાર પાંચ ભાગ પાડવામાં આવેલ છે. બીજા પ્રાન્તોમાં ઘણે અંશે તે સંખ્યાથી

કમતી હોય છે. મદ્રાસ અને બંગાળામાં પેટા વિભાગના અમલદારો પોત પોતાની હકુમતમાં રહે છે; અને તેઓને મથકમાંજ ઈન્સાફની અદાલતો, કચેરીઓ, પેટા-ખજાનો, પેટા-જેલ વગેરે હોય છે, પરંતુ બંગાળામાં તો પેટા-વિભાગનો વહિવટ સીધી રીતે કલેકટર કરે એવો નિયમ છે. મુંબઇ અને જોડીઆ પ્રાન્તોમાં પેટા-વિભાગોના વિસ્તારોમાં ફારફેરો થતા રહે છે. ત્યાંના અમલદારો પરગણામાં ફરવા ન જાય ત્યારે મથકેજ રહે છે. કલેકટરના અંકુશ તળે તેઓની પાસે પેટા વિભાગ ઉપરનું કારોબારી અને ફોજદારી કામ રહે છે. મદ્રાસ, મુંબઇ, અને જોડીયા પ્રાન્તોમાં તાલુકા અથવા તહેસિલની સંજ્ઞાથી ઓળખાતાં તેથી નાનાં પેટા-પરગણાંઓ છે. તેનો વહિવટ તહેસિલદારો (મુંબઇમાં મામલતદારો) કરે છે. તેઓ તાબાની નોકરીના અંગભૂતો છે. મોટા તાલુકામાં નાયબ તેહસિલદારો તેના મદદનીશ હોય છે. મદ્રાસ અને મુંબઈમાં આ અમલદારો વિભાગના હોદ્દેદારના સીધા તાબામાં છે. બંગાળામાં પેટા-વિભાગ એજ સર્વેથી નાનો એકમ ગણાય છે; અને સબ-ડેપ્યુટી કલેકટર હોય તે કલેકટર અને પેટા-વિભાગના અમલદારને મદદ આપે છે, પરંતુ તે પાસે અલાહદો ચાર્જ રહેતો નથી. એક સાધારણ તાલુકા કે તેહસીલનું ક્ષેત્રફળ ૪૦૦ થી ૬૦૦ ચોરસ માઇલનું હોય છે. મદ્રાસ કે મુંબઈ કરતાં જોડીયા પ્રાન્તમાં તે નાનું હોય છે.મદ્રાસમાં તેહસીલદારને ફક્ત રેવેન્યુ અને સામાન્ય કામ કરવાનું રહે છે. કેમકે "સ્ટેશનરી સબ-માજીસ્ટ્રેટ" (સ્થાઇ પેટા-માજીસ્ટ્રેટ) નામનો એક જુદો હોદ્દેદાર ફોજદારી કામ કરે છે. બીજે સ્થળે તેહસીલદાર (અથવા તેના બરાબરીનો બીજો કોઈ અમલદાર) રેવેન્યુ તેમજ માજીસ્ટ્રેટનું કામકાજ કરે છે. રેવેન્યુ ઇન્સ્પેક્ટર નામનો કામદાર તેહસીલદારની મદદમાં રહે છે. (મદ્રાસમાં તે કાનુગો કહેવાય છે.) છેવટે ગામડાના અમલદારો, જે ઘણે અંશે વંશપરંપરાના હોય છે, તેથી અમદારોની ગણતરી સંપૂર્ણ (ખતમ) થાય છે. તેમાં સર્વેથી અગત્યનો ગામનો પટેલ છે. તે જમાબંધી ઉઘરાવે છે. મદ્રાસમાં તો તે નાનો સરખો માજીસ્ટ્રેટ અને દિવાની કામનો મુનસિફ

છે. વળી કર્ણમ, કારકુન, અથવા પટવારી[1] હોય છે. તે ગામ (ઝાંપા) નો હિસાબ રાખે છે, અને ખેતરોની નોંધ રાખે છે. સામાન્ય રીતે જથાબંધીને લગતું બધું દફતર તેના હસ્તક રહે છે. ચોકીદાર અથવા ગામનો પસાયતો હોય તે ગામની પોલીસનું કામ કરે છે. હવે પછીના એક પ્રકરણમાં બતાવવામાં આવશે તેવી રીતે ઇન્ડિયાનું ગ્રામ્ય-બંધારણ ઘણા જુના કાળનું પુરાણું છે; અને તે આપણી રાજ-પદ્ધતિના વધારેના અંકુશ અને ગુંચવણથી અવશ્ય ઉત્પન્ન થયેલા ફેરફાર સાથે અદ્યાપિ કાયમ જગો રોકી રહ્યું છે.

**ઈન્સાફી કારોબાર.** દેશના ઈન્સાફી કારોબારનું વિવેચન ધારા-પ્રબંધ અને ન્યાયના પ્રકરણમાં કર્યું છે. આ સ્થળે તો નિયમની અંદરના પ્રાન્તોમાં અદાલતોના મુખ્ય વર્ગોનાં નામ ઉપરને દરજ્જેથી શરૂ કરી અનુક્રમે આપવા એટલુંજ બસ થશે. તેઓનાં નામઃ—

(૧) ફોજદારી અને દિવાની એ બન્ને (પ્રકારના) ઇન્સાફી માટે.

(અ) હાઇ કોર્ટ, જેમાં ઇન્ડિયન સિવિલિયનો, બ્રિટિશ બારિસ્ટરો અને દેશી કાયદા જાણનારાઓ છે.

(બ) ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ કોર્ટો, તેમાં ઇન્ડિયન સિવિલિયનો અને પ્રાન્તિક નોકરીના અંગભૂતો યોજેલા છે.

(૨) ફક્ત ફોજદારી ઈન્સાફ માટે.

(અ) ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ અને તેના મદદનીશ અને ડેપ્યુટી માજીસ્ટ્રેટની કોર્ટો, તે લગભગ બધા તેની માફક પહેલા વર્ગના માજીસ્ટ્રેટો છે.

(બ) તાબાના માજીસ્ટ્રેટોની કોર્ટો, તેઓ બીજા અને ત્રીજા વર્ગના છે. તેઓ તેહસિલદાર વગેરે તરીકે વળી રેવેન્યુ હકુમત ચલાવે એવો નિયમ છે; અને કોઈ પણ અપવાદ વગર તેઓ બધા ઇન્ડિયાના વતનીઓ છે.

---

૧ ઉત્તર ઇન્ડિયામાં એક પટવારી ઘણે ભાગે જથાબંધ ગામોની નોકરી કરે છે.

(૩) ફક્ત દિવાની ઈન્સાફને માટે.
(અ) તાબાના જડજોની કોર્ટો.
(બ) પરગણુંાંના મુનસિફોની કોર્ટો.

ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટની સાથે બીજા પહેલા વર્ગના માજીસ્ટ્રેટો જે સંબંધ ધરાવે છે તે સમાન સંબંધ ડિસ્ટ્રિકટ જડજની સાથે તાબાના જડજોનો છે. મુનસિફનો દરજ્જો ફોજદારી "સાઈડ" ઉપર તાબાના માજીસ્ટ્રેટનો દરજ્જો છે, તેના જેવડો લગભગ છે. તાબાના જડજો અને ડિસ્ટ્રિકટ મુનસિફો ઘણે અંશે એક સરખી રીતે ઇન્ડિયાના વતનીઓ હોય છે. દેશી બારિસ્ટરોની વારંવાર તેમાં ભરતી કરવામાં આવે છે.

**નિયમની બહારના પ્રાન્તો.**

હમણાંજ વર્ણવેલા ધોરણથી નિયમ બહારના પ્રાન્તોનું ધોરણ જે દરજ્જે જુદું પડે છે તે જુદા જુદા પ્રાન્તોમાં તેઓની અગત્ય અને તેઓએ કરેલી પ્રગતિના પ્રમાણે છે. પંજાબ અને બર્મામાં[1] કારોબારનો મુખ્ય અમલદાર એક એક લેફ્ટેનન્ટ–ગવર્નર છે, અને મધ્ય પ્રાન્તમાં મુખ્ય કમિશનર છે.[2] સેક્રેટરીઓ, ખાતાના ઉપરી અમલદારો, અને સ્થાનિક દરજ્જા દરજ્જાના હોદ્દેદારોની મદદથી તે કારોબાર ચલાવે છે. એ નોકરીની સામાન્ય શાખાના ઉપલા દરજ્જાના અમલદારો પ્રાન્તના "કમિશન" ના અંગભૂતો છે. આગલા જમાનામાં જુદે જુદે દ્વારથી એ કમિશનના અંગભૂતોને લાવવામાં આવતા હતા, પરંતુ હાલમાં ઇન્ડિયન સિવિલ સર્વિસ અને ઇન્ડિયન ફોજના અમલદારોમાંથી ભરતી કરવામાં આવે છે.[3] ઇન્ડિયન સિવિલ સર્વિસ વાસ્તે ઉંચતમ હોદ્દાઓ સંપૂર્ણ

---

૧ અને ૧૯૦૫ થી આસામમાં પણ, પૂર્વ તરફના બંગાળા અને આસામના નવા પ્રાન્તમાં તેને "નિયમ બહારનું" ગણવામાં આવે છે.

૨ આઉધ, આગ્રા અને આઉધના જોડીયા પ્રાન્તોના લેફ્ટેનન્ટ–ગવર્નરના તાબામાં છે, અને આગળ કહી ગયા પ્રમાણે સિન્ધ મુંબઇના ગવર્નરના તાબામાં છે.

૩ .૧૯૦૩ થી પંજાબમાં લશ્કરી અમલદારોની ભરતી કરવાનું બંધ કર્યું છે, આસામમાં ૧૯૦૧ થી બંધ થયું છે. તેથી મોટા પ્રાન્તોમાં માત્ર બર્માજ રહ્યું કે જેમાં

રીતે અલગ રાખ્યા નથી. એ આ પ્રમાણે નિયમોની અંદરના પ્રાન્તોના ધોરણથી અગત્યની તફાવતની બાબત છે. ડિસ્ટ્રિકટનો કારોબારી મુખ્ય અમલદાર "ડેપ્યુટી કમિશનર" કહેવાય છે, પણ કલેકટર નહિ. કમિશનના તાબાના "આસિસ્ટન્ટ કમિશનર" કહેવાય છે; અને પ્રાન્તિ નોકરીના અંગભૂતો "એક્ષટ્રા આસિસ્ટન્ટ કમિશનરો કહેવાય છે. જોડીયા પ્રાન્તના બોર્ડના તાબામાં આઉધ છે તે સિવાય કોઈ પણ નિયમ બહારના પ્રાન્તમાં રેવેન્યુ બોર્ડ નથી. પંજાબ અને બર્મામાં બોર્ડનું કામકાજ નાણાં પ્રકરણી કમિશનર એ એકજ અમલદાર કરે છે. મધ્ય પ્રાન્તમાં કમિશનરો અને મથકે રહેનારા રેવેન્યુ હોદ્દેદારો સીધી રીતે સ્થાનિક સરકારના તાબામાં છે. રેવેન્યુ, સામાન્ય, અને માજીસ્ટ્રેટ વગેરેનું ડિસ્ટ્રિકટ કામકાજ નિયમ અંદરની પ્રાન્તોની માફક પોતાનો પ્રવાહ ચલાવ્યું જાય છે, પરંતુ ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટો, અને તેના કેટલાક પહેલા વર્ગના તાબાના માજીસ્ટ્રેટો વધારે વિસ્તીર્ણ ફોજદારી સત્તા ભોગવે છે. દેહાન્ત શિક્ષા જેને માટે ન થાય તેવા કેસનો તપાસ ચલાવવા, અને સાત વર્ષ સૂધીના દેશનિકાલ અગર કેદની શિક્ષા કરવા તેને હુકમત મળી શકે છે. વળી કમ પ્રગતિ કરેલ પ્રાન્તોમાં કારોબારી અને ઇન્સાફી કામો ઘણી વખત એકત્ર રાખવામાં આવે છે. આ પ્રમાણે બર્મામાં વિભાગનો કમિશનર આજ પર્યંત સેશન્સ કોર્ટ અને મુખ્ય સ્થાનિક સિવીલ જડજ પણ હતો, પણ કેટલાક વિભાગમાં તેને એક વધારાના સેશન્સ જડજની મદદ મળે છે. તેની કોર્ટની નીચે અનુક્રમે ડિસ્ટ્રિકટ કોર્ટ, પેટા વિભાગની કોર્ટ અને તળપદ ઇન્ડિયાની કસ્બાની કોર્ટ (જે તાલુકા અથવા તેહસિલને મળતી છે) હોય છે. ઘણું કરીને એ કોર્ટોના ઉપર તે ભાગોમાં નોકરી કરતા કારોબારી અમલદારો નિમાય છે, પણ કેટલક સ્થળમાં જુદા ડિસ્ટ્રિકટ જડજો છે. એથી ઉલટું, પંજાબમાં જે ધોરણ છે તે લગભગ નિયમની અંદરના પ્રાન્તોના ધોરણને મળતું છે. તફાવત માત્ર એટલોજ છે કે બીજે સ્થળે ડિસ્ટ્રિકટ જડજો જે ઇન્સાફી કામ ચલાવે છે તે એક કે વધારે

---

કમિશન માટે લશ્કરી અને મુલકી અમલદારોની ભરતી કરવામાં આવે છે

પરગણાના વિભાગના જડજ અને કમ અગત્યનું કામ કરનારા સ્થાનિક જડજો વચ્ચે વહેંચી દેવામાં આવે છે. પંજાબ અને નીચલા બર્મામાં ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલે નિમેલા કેટલાક જડજોની બનેલી મુખ્ય (ચીફ) કોર્ટો છે, તે નિયમની અંદરના પ્રાન્તોની હાઈ કોર્ટોના જેવી લગભગ સત્તા અને બંધારણ યુક્ત છે. ઉપરના બર્મા, મધ્ય પ્રાન્તો, અવધ, અને સિન્ધમાં હાઈકોર્ટનું સામાન્ય કામ જ્યુડિસિયલ કમિશનરોના હોદ્દા ધરાવનાર એક કે વધારે અમલદારો કરે છે.

**નાના પ્રાન્તો.** ઉપરના વિવેચનમાં નહિ આવેલા નાના પ્રાન્તોના કારોબારના પ્રકારનું સંક્ષિપ્ત વર્ણન કરવું બાકી છે. તેનું પત્રક નીચે પ્રમાણે છે:—

| | કેટલા હજાર ચોરસ માઇલ | કેટલા હજારની વસ્તી. |
|---|---|---|
| વાયવ્ય સરહદનો પ્રાન્ત ... ... ... | ૧૬ | ૨૧૨૫ |
| બ્રિટિશ બલુચીસ્તાન ... ... ... | ૪૬ | ૩૦૮ |
| કુર્ગ ... ... ... ... ... | ૧૦૬ | ૧૮૧ |
| અજમેર-મેરવાડા ... ... ... ... | ૨૦૭ | ૪૪૭ |
| આન્ડામન અને નિકોબારના ટાપુઓ ... | ૩ | ૨૫ |

પ્રથમના બે પ્રાન્તોના ડિસ્ટ્રિકટોમાં વિભાગ કરેલા છે. વધારે મોટા નિયમ બહારના પ્રાન્તોની માફક તેનો રાજવહિવટ ડેપ્યુટી કમિશનરો કરે છે. બલુચીસ્તાન, અને રજપુતાણા એજન્ટ ટુ ધી ગવર્નર-જનરલ, અને મ્હૈસુરનો રેસિડેન્ટ અનુક્રમે પોતાના હોદ્દાની રૂએ બ્રિટિશ બલુચીસ્તાન, અજમેર-મેરવાડા, અને કુર્ગના ચીફ કમિશનરો છે. પોર્ટ બ્લેરના શિક્ષા ભોગવનારાનાં સંસ્થાનોનો સુપરિન્ટેનડેન્ટ આન્ડામન અને નિકોબારના ટાપુઓનો ચીફ કમિશનર છે. બિહાર, જે પ્રથમ હૈદ્રાબાદના રેસિડેન્ટના હવાલામાં હતું, તેને ૧૯૦૩ ના આકટોબરથી કારોબાર અર્થે મધ્ય પ્રાન્તો સાથે જોડી દેવામાં આવેલ છે.

વાયવ્ય તરફની સરહદનો પ્રાન્ત તેનાં ઉત્પાદક પંજાબના પ્રાન્ત સમાન કારોબાર તળે છે. સરહદી કોમો સાથેના રાજ પ્રકરણી સંબંધો વાસ્તે ચીફ કમિશનર વળી એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ છે. તેની મદદમાં એક નાનકડું સરખું સેક્રેટરીઓનું ખાતું છે. એક રેવેન્યુ અને એક જ્યુડિસિયલ કમિશનર એ તેના મુખ્ય અમલદારો છે. તે કેટલેક દરજ્જે પંજાબના નાણાં પ્રકરણી કમિશનર અને મુખ્ય કોર્ટ સાથે સમાનતા ધરાવે છે. પોલીસનો ઇન્સ્પેકટર–જનરલ, કારોબારી મેડિકલ ઓફિસર વગેરેના જેવા જુદા હોદ્દેદારોના તાબાના જુદાં જુદાં ખાતાં વધારે મ્હોટા પ્રાન્તોમાં છે તેના કરતાં કમતી સંખ્યામાં છે. આમાં અને બલુચીસ્તાનના પ્રાન્તમાં લોકોની કેળવણીની દેખરેખ એક ઇન્સ્પેકટર જનરલ રાખે છે. ઇન્સાફના કામ માટે એ પ્રાન્તના બે દિવાની અને સેશન્સ વિભાગ કરેલા છે. બલુચીસ્તાનનો પ્રાન્ત (૧) બ્રિટિશ બલુચિસ્તાન (જેમાં ત્રણ પરગણાં આવી જાય છે.); (૨) એજન્સીના મુલ્કો, (જે પટે લીધેલાં પરગણાં છે.), અને કલાટ અને લાસ બેલાનાં દેશી રાજ્યોથી બનેલો છે. ચીફ કમિસનરના તાબામાં એક અમલદાર છે. તે રેવેન્યુ અને જ્યુડિશિયલ બન્ને કમિશનરનું કામ કરે છે–સર્વેથી ઉંચા દરજ્જાનો સ્થાનિક આધકારી તે કમિશનરજ છે. રાજકારોબારના દરેક ભાગમાં તેની ફરજો વસ્તુતઃ પસરી રહે છે. અંદર ખાનાની યોજના સામાન્ય બ્રિટિશ પરગણાના જેવી છે. એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ, રાજપુતાણાના તાબામાં રહી એક કમિશનર અજમેર-મેરવાડાનો કારોબાર ચલાવે છે. દરેક અંગભૂત પરગણાનો કારોબાર એક આસિસ્ટન્ટ કમિશનર ચલાવે છે. એન્ડામનમાં પોર્ટ બ્લેરનું શિક્ષા ભોગવનારાનું સંસ્થાન આવેલું છે. તે કારણસર એન્ડામન અને નિકોબારના ટાપુઓનો વહિવટ અગત્યનો ગણાય છે. એ સંસ્થાનનો સુપરિનટેનડેન્ટ (ઉપરી અમલદાર) છે તેને તે ટાપુઓનો સામાન્ય કારોબાર સોંપેલો છે. તે ત્યાંના જંગલી મૂળ રહેવાસીઓ સાથેના સંબંધો જાળવી રાખે છે. તેની મદદમાં એક નાયબ સુપરિનટેન્ડેન્ટ અને કેટલાક મદદનીશો છે, તે બધા મળીને "પોર્ટ બ્લેર કમિશન" થાય છે.

# પ્રકરણ ત્રીજું.

## દેશી રાજ્યો.

**પ્રસ્તાવિક.** ઇન્ડિયા સરકારની રાજપ્રકરણી ક્ષિતિજ મર્યાદા બ્રિટિશ મુલ્કોની બહારની સીમાઓનું ઉલ્લંઘન કરીને દુર સુધી વિસ્તૃત થયેલી છે; અને હિંદી કિનારાઓ સાથે અથડાતા સમુદ્રોની સલાહ શાન્તિ અને સલામતી જાળવી રહી છે; તે દરિયાઈ વ્યાપારની ચંચળાઇ અને પોતાના પડોશિયોના ક્રયવિક્રયના જકાતના ભાવો ઉપર સાવધ દૃષ્ટિ રાખી રહી છે; તે સિયામ, હોંગકિંગ, ચીન, રૂશિઆ, અને ઇરાનની સરહદ ઉપર થતા બનાવોની ગતિનું અધ્યયન કરે છે; તે ઇરાની અખાત અને અરબી સમુદ્રમાંના દ્વિપોના અને દરિયાઈ પ્રદેશોના રાજકર્ત્તાઓનું રક્ષણ કરે છે; અને તે રક્ષિત થયેલા પ્રદેશના પટાથી વિંટાયેલા એડનની નજીકના કિલ્લેબંધ લસ્કરી થાણાને જાળવી રહેલ છે. આ પરરાજ્ય સંબંધી રાજ્યપદ્ધતિનાં અધિક દૂરસ્થ ક્ષેત્રોમાંની તેની હિલચાલો અને જવાબદારીઓનું વિવેચન આવતા પ્રકરણમાં કરવામાં આવશે. વળી તેમાં ફ્રેન્ચ અને પોર્ચ્યુગીઝના સંસ્થાનો, જે અદ્યાપિ ઇન્ડિયાની અંદર અસ્તિત્વમાં છે તેનું પણ કેટલુંક વિવેચન કરવામાં આવશે. જે રાજ્યો અને મુલ્કોને બ્રિટિશ કાયદા લાગુ થતા નથી, તથાપિ જે એશિયાના નકશા ઉપર હિંદુસ્થાનની મર્યાદા દેખાડનારી મુસ્સદીગિરીના હસ્તવડે ચિત્રિત બહારની રેખાની અંદર આવેલાં છે તેના ઉપરજ આ સ્થળે લક્ષ રાખવામાં આવશે. આ પ્રમાણે નકશામાં બતાવેલા દેશો—પછી તે એક એક રાજાના રાજ તળે હોય કે તાઈફાઓની હસ્તક હોય તોપણ ઇન્ડિયાનાં સ્વદેશી રાજ્યોની સામાન્ય સંજ્ઞામાં આવે છે; પરંતુ નેપાળના જેવાં તેમાંનાં કેટલાંક, અંદર આવેલાં રાજ્યોથી, સ્વતંત્રતાના પ્રમાણમાં અને અન્ય અગત્યની બાબતોમાં તે જુદાં પડે છે.

**ઈન્ડિયાના સામ્રાજ્યની બહારની મર્યાદાઓ.**

અહિં વર્ણવેલાં સઘળાં રાજ્યોને અંદર લેતી રાજપ્રકરણી સંબંધ બતાવનારી રેખા ઓમાનના અખાતમાં આવેલા ગ્વેટરબેથી ઉત્તર રેખાંશ ૨૨° અને અંક્ષાસ ૧૦૧° પૂર્વ નજીક મેકો નદી સુધી ફેલાય છે. તદાદુબાશ–પામિર ઉપર આવેલ પોવાલો–સ્કે–વૈ–કોવાસ્કી એનું સર્વેથી છેડું ઉત્તર બિંદુ છે. તે ઉત્તર રેખાંશ ૩૭° પાસે છે. તેની દક્ષિણ રેખા બ્રહ્મદેશમાં આવેલા મેરગુઈના પરગણામાં વિક્ટોરિયા પોઇન્ટ (ઉત્તર રેખાંશ ૧૦° ની નીચે) છે. ઇન્ડિયાની ચો તરફ આ પર રાજ્યો સાથે સંબંધ રાખનારી લસ્કરી સંસ્થાનોની પંક્તિને સ્થાપન કરનાર મુખ્ય કોલકરારો ઈરાન સાથે ૧૮૭૧ અને ૧૮૯૫ માં કરવામાં આવ્યા; અફ્ઘાનીસ્તાન સાથે ૧૮૯૩ અને ૧૮૯૫ માં કરવામાં આવ્યા. રૂશિઆ સાથે ૧૮૯૫ માં કરવામાં આવ્યા; ચીન સાથે ૧૮૯૦, ૧૮૯૪, અને ૧૮૯૭ માં કરવામાં આવ્યા; ફ્રાન્સ સાથે ૧૮૯૬ અને ૧૯૦૪ માં કરવામાં આવ્યા; અને ૧૮૬૮થી ૧૮૯૪ સુધીમાં સિયામ સાથે કેટલાક કોલકરારો થયા. ઈરાન, અફ્ઘાનીસ્તાન, રૂશિઆ, ટિબેટ, ચીન, અને સિયામને અંદર લેતી આ સરહદમાં અટકળે ૧૮૦૦૦૦૦ કરતાં વધારે ક્ષેત્રફળનો વિસ્તાર રોકાય છે. તેની વસ્તીની સંખ્યાનો અડસટ્ટો ૩૦૦૦૦૦૦૦૦ નો થાય છે. પશ્ચિમ બાજુએ ઈરાંની મકરાનની સરહદ ગ્વેટરબેથી જાલ્કમાં કોહી–મલીક–સિયાહ સુધી ચાલી જાય છે. ત્યાંથી સર્લટ પર્વત સુધી નુસ્કીના રેતાળ અરણ્યની પૂર્વે અફ્ઘાન રેખા ચાલી જાય છે. ત્યાંથી દુરંદના નામથી કહેવાતી રેખા ચમન અને દોમાન્દી સોંસરી ઉત્તરમાં ચાલે છે; તે પેવારના માર્ગ ઉપર સંફેદ કોહમાં થઈ માંઉટ સિકારામ સુધી પહોંચે છે. આંહી આગળ બ્રિટિશ–અફ્ઘાન સરહદ ખાઇબર પાસમાં આવેલા લાન્ડી–ખાન તરફ પૂર્વ બાજુએ વળે છે. ત્યાર પછી ઉત્તર દિશાનું ફરીને ગમન કરતી હોય તેમ, કાફીરસ્તાનને અમીરને માટે રાખી, ૭૫૦° પૂર્વ અક્ષાંસમાં પોવાલો–કો–કો–વસ્કી સુધી વાખાન સરહદને અનુગમન કરે છે. ત્યાં બ્રિટિશ, રૂશિયા અને ચીનનાં

મ્હોટાં રાજ્યોનો ત્રિભેટ થાય છે. આસામની ઉત્તરે બ્રહ્મપુત્રા નદી ઉલ્લંઘિત થતાં સુધી મુરતાઘ પર્વત (કરાકોરમ) અને હિમાલયની અડોઅડ –કુદરત સ્વાભાવિક સીમાને અંતર્નિહિત કરે છે. ત્યાંથી ઠેઠ ઇરાવતી અને સાલ્વીન નદીઓના ઉપલા પ્રદેશો સુધી વગર સોધેલો અને વગર સુધરેલી કોમોથી વસેલો દેશ, શાન્ત જમીન માપનારાઓ અથવા જોવા આવનારા પ્રતિપક્ષીઓને ઘુસી જતા અટકાવવા આસામ અને બર્માની ઉત્તર હદની ચોકી રાખે છે. તે પછી સાબુપમની ઉત્તરે એક મુકરર સ્થળ આવે છે. (ઉત્તર રેખાંશ ૨૫°–૩૫', પુર્વ અક્ષાંસ ૯૮°–૧૪'). ત્યાં વિઘાતક સરહદી અને એલચીઓથી થતા કોલકરારો ધમધોકાર ચાલી રહ્યાં છે, અને યુનાનને પડખે થઇને બ્રિટિશ અને ચાઇનીઝ સિમાડાની લીટી ખેંચી રહ્યા છે. હોકાંગ તો ઇન્ડિયાનું થઇ ગયું છે. ચીનની હદને ડાબી તરફ છોડી નામ–હુઓકના મુખ સુધીમાં ફ્રાન્સ અને બ્રિટનના કબજાના મુલ્કો અને વગસગના સ્થળો મેકોં નદીથી વિભક્ત થયેલાં છે. મેકોંથી તે મલાયાના દ્વિપકલ્પમાં આવેલ ચાનના મુખ સુધી બાકીની સરહદ્દ સિયામ સાથે થયેલા જુદા જુદા કરાર અને તહનામાથી સ્પષ્ટ રીતે ચોકસ થયેલ છે.

ઉપર પ્રમાણે ચોકસ કરેલ હદ્દમાં આવેલ ઇન્ડિયાના બે ભાગ છે.

**બ્રિટિશ સર્વોપરી સત્તા નીચેનાં રાજ્યો "ઇન્ડિયા" માં છે, પણ ઇન્ડિયામાં નથી.**

બ્રિટિશ ઇન્ડિયા, અને દેશી રાજાઓના મુલ્કો–અથવા સાધારણ રીતે જેને આપણે દેશી રાજ્યો કહીએ છીએ તે, ૧૮૯૯ ના ઇનટરપ્રેટેશન આક્ટ (પર અને ૫૩ વિક્ટોરિયા, પ્ર. ૬૩, કલમ ૧૮) થી પાર્લામેન્ટે નીચેની વ્યાખ્યા ગ્રહણ કરી છેઃ "બ્રિટિશ ઇન્ડિયા" નો અર્થ એ છે કે જે મુલકો અને સ્થળો ચાલુ સમયે ઇન્ડિયાના ગવર્નર–જનરલની મારફત અથવા તો તેના તાબાના કોઇ ગવર્નર કે બીજા કોઇ અમલદારની મારફત મલિકા મોઆઝમાના નામથી રાજસત્તામાં હોય. "ઇન્ડિયા" શબ્દનો અર્થ એ છે કે બ્રિટિશ ઇન્ડિયા તથા તેની સાથે ગવર્નર–જનરલ–ઓફ ઇન્ડિયા મારફત,

અગર તેના તાબાના ગવર્નર કે કોઈ બીજા અમલદાર મારફત મલીકા મોઆઝમાની સર્વોપરી સત્તાની નીચે દેશી રાજાઓના મુલકો છે તે." ત્યારે હવે આપણે કહી શકીએ કે દેશી રાજ્યો તે છે કે જે મલિક મોઆઝમાના મુલકોની અંદર નથી, પરંતુ તેણીની સર્વોપરિ સત્તાના તાબામાં છે, અને તે સર્વોપરિ સત્તા ઘણુંજ અગત્યનાં રાજ્યો મળી ૧૭૫ રાજ્યોની બાબતમાં સર્વોપરિ સત્તાધીશ સરકાર ચલાવી રહી છે; તે સર્વોપરી સત્તામાં અવશિષ્ટ રીતની સત્તા આશરે ૫૦૦ ની સંખ્યા જેટલાં રાજ્યો ઉપર છે. પ્રાન્તિક સરકારોના હસ્તક સોંપરત થયેલી છે. રાજ્યાધિપત્યની ખુલ્લી કસોટી કાયદાની અદાલતોનાં નિરંતર કામકાજથી પૂરી પડે છે, કોના નામથી (અદાલતોનાં) આજ્ઞાપત્રો નિકળે છે અને મુલક ઉપરની હકુમત કોનામાં રહેલી છે? (જુઓ બ્રિટિશ ઇન્ડિયાની કોર્ટોનો આધાર,) પાર્લામેન્ટના કાયદા અને બ્રિટિશ ઇન્ડિયામાં બ્રિટિશ અમલદારોને એ કાયદાએ જે ધારા બાંધવાનો અખત્યાર આપ્યો છે, તેના ઉપર છે; પરંતુ દેશી રાજ્યોમાં ન્યાયનો કારોબાર ચલાવનારી અદાલતો તો ત્યાંના રાજ કરનારાઓના અખત્યારની છે. યાદ રાખવું જોઇએ કે આ સત્તા ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલના અખત્યારથી કારોબારી તેના મુલ્કોમાં રખાતી અદાલતોની સ્થાપના માટે એ રાજકર્ત્તાએ આપેલી સ્પષ્ટ કે ગર્ભિત કબૂલતથી નબળી થતી નથી. કેમકે કલ્પનાની રૂએ એ અદાલતો દેશી રાજ્યોની અદાલતો છે. બીજા શબ્દોમાં કહીએ તો રક્ષિત રાજમાં ઇન્ડિયા સરકાર કોઈ વખત ચલાવે છે તે હકુમત, બ્રિટિશ ઇન્ડિયાના લક્ષ્ય બિંદુથી જોતાં, મુલક બહારના પ્રકારની છે, અને રાજ્યની અંદરની સત્તાનો અંશ છે. તેમાં બ્રિટિશ સરકારને તેહનામાં, સ્વાધીનતાના હક્ક, અથવા બીજા કોઈ વ્યાજબી કારણસર હિસ્સો છે. તેના અસ્તિત્વથી સર્વોપરિ સત્તા મુલ્કી સત્તાના રૂપમાં બદલાઇ જતી નથી. કોઈ વખત એવો પ્રશ્ન ઉભો થાય છે કે અમુક મુલ્કનો ટુકડો બ્રિટિશ ઇન્ડિયામાં છે કે નહિ. આ બાબત માટે પ્રિવિ કાઉન્સિલને ઘણી વાર પૂછવામાં આવેલ છે. કાઠિયાવાડ અને ઓરિસા, અને છોટાનાગપુરના

ખંડણીયા મહાલો ઉપર બ્રિટિશ સરકારને ફક્ત સર્વોપરિસત્તાજ નહિ, પણ મુલ્કી સત્તાએ વળી છે. એ છે કે નહિ એ માટે ખાસ કરી શંકાઓ થઈ છે. એક કહેવાતું દેશી રાજ્ય વાસ્તવિક રીતે દેશી રાજ્ય છે કે નહિ તે હકીકતનો સવાલ છે. કાયદેસર ફેસલાને અભાવે તેનું નિરાકરણ બ્રિટિશ સર્વોપરિ સત્તાની વર્તમાનક્રિયાથી થવું જોઇએ. એ મુલ્કમાં રહેનારાઓ જન્મથી કે સંસ્કારથી બ્રિટિશ રૈયત ન હોય, અને ઇન્ડિયાની અદાલતો તેને પરરાજ્યની રૈયત ગણતી હોય, તો એમજ નિર્ણય કરવો જોઇએ કે જે મુલ્કમા તેઓ રહે છે તે એક દેશી રાજ્ય છે.

**રાજસત્તાનાં અંગ વિભાજ્ય છે.**

મુલ્કી રાજકતા અથવા રાજ ચલાવનારી સત્તાની સ્થિતિ ઓછી અગત્યની છે. રાજકર્ત્તાનો નહિ, પણ મુલ્કનો દરજ્જો એજ સત્ત્વની બાબત છે. સામાન્ય રીતે મંજૂર થયેલો મત એ છે કે રાજસત્તા વિભાજ્ય છે. તેથી સુલેહ કે લડાઈ કરવાનો હક્ક, પરરાજ્યો સાથે ભાંજગડ કરવાનો હક્ક, કાયદા બાંધવાનો હક્ક, દિવાની અને ફોજદારી ઇન્સાફ આપવાનો હક્ક, ઇત્યાદિ રાજસત્તાનાં અંગોના વિભાગ થઈ શકે તેમ છે. જે રાજા આ બધા હક્કો ભોગવે છે તેજ સ્વતંત્ર છે; અને ઇન્ડિયામાં બ્રિટિશ રાજની સર્વોપરિ સત્તાનો અંગીકાર થયેલો છે તેથી સર્વોપરિ સત્તા અને રાજા વચ્ચે એવી સત્તાનો એકંદર સરવાળો વિભક્ત છે એ ગણના તેમાં આવી જાય છે. તે પ્રમાણે દેશી રાજ્યનો કોઈ પણ રાજા "સ્વતંત્ર" કહેવાઈ શકાતો નથી.

**દેશી રાજ્યોની સ્થિતિ અને વહેંચણી સબંધી અજાયેબ તફાવતો.**

દેશી રાજ્યોના વિસ્તાર, વસ્તી, પેદાશ અને બીજી બાબતો સંબંધી હકીકતો પરિશિષ્ટમાં આપેલી માલૂમ પડશે. તેમાં આપેલી હકીકતો ઉપર ટીકા કરવાની જરૂર છે. ખુદ બ્રિટિશ રાજ બહારનો વિસ્તાર બારે જબરો છે (ચોરસ માઇલ ૮૨૪૦૦૦ કરતાં વધારે છે), પરંતુ વસ્તી (૬૮૦૦૦૦૦૦) બ્રિટિશ ઇન્ડિયાની વસ્તી કરતાં

ઘણી કમતી છે. વળી તેમાં છેલ્લા દશકામાં ઘટાડો થયો છે. કેટલેક અંશે આ તફાવતને માટે રજપુતાણા અને બલુચીસ્તાનના શુષ્ક પ્રદેશો, ઉત્તર તરફના અને વાયવ્ય તરફના ઇન્ડિયાના પહાડી પ્રદેશો, અને મધ્ય ઇન્ડિયામાંના જંગલો અને ટેકરા ટેકરીવાળા તેમજ ઘાટના ડુંગરોમાંનાં નાનાં નાનાં સંસ્થાનો જવાબદાર છે. આટલાં બધાં રાજ્યોનો ત્યાગ કરી તેમાં કોઇ પગ ન મૂકે અને પેદાશ ન થાય એવું બન્યું તે હલ્લાઓ અને જીતના દબાણનું સ્વાભાવિક પરિણામ હતું. કેમકે દરેક વિજયી હલ્લા કરનારાએ સામે થનાર અગર તેની પાસેથી નાસી જનારને એવા પ્રદેશોમાં પાછા હઠાવી કાઢયા કે જેમાં જીંદગીનો નિભાવ થઇ શકે પણ જે લૂંટ માટે પુરતી રીતે પૈસાદાર ન હોય. પણ વળી તે સાથે જોતાં ઇન્ડિયાના મુલ્કોના કેટલાક શ્રેષ્ટ ભાગો દેશી રાજ્યોમાં આવેલા છે. મૈસુરમાં ફળદ્રુપ જમીન અને કિમ્મતી ખનીજ પદાર્થો છે. હૈદ્રાબાદનો વિસ્તાર મ્હોટો છે, અને લોઢા તથા કોલસાની ખાણોથી તે દોલતમંદ છે. વડોદરા ગુજરાતનો બગીચો છે. સૃષ્ટિસૌન્દર્ય, હવા, અને કુદરતી સાધનયોગ્યતાઓની બાબતમાં કાસ્મિર દુનિયામાં સર્વે દેશો કરતાં અધિકતમ અનુગ્રહીત છે. આ પ્રમાણે બ્રિટિશ સત્તાની અંદર નહિ હોનારા મુલ્કો ઘણી વાર કિમ્મતી છે, અને વારંવાર તેઓની ભૂગોળ સંબંધી સ્થિતિ તેઓને અગત્યતા આપે છે.

જો દેશી રાજ્યોનો એકંદર વિસ્તાર આંખને ચમકાવે તેવો છે તો વળી જુદી જુદી રાજસત્તાઓની મ્હોટી સંખ્યા એથી પણ વધારે લક્ષમાં લેવા જેવી છે. તેમાંના ઘણાં તો નાનાં નાનાં છે. કેટલાક રાજાઓ માત્ર થોડાં થોડાં ગામડાઓ ઉપર અખત્યાર ચલાવે છે. એ પ્રમાણે રાજપુતાણામાં આવેલા લાવનો માત્ર ૧૯ ચોરસ માઇલનો જ વિસ્તાર છે. મધ્ય ઇન્ડિયામાં ઘણાં નજીવાં રાજ્યો છે, તેમાં બાઘેલખંડ અને બુંદેલખંડમાં તો ખાસ કરીને છે. સિમલાના ડુંગરાઉ રાજ્યો ન્હાની જાગીરો કરતાં કિંચિત્ જ મોટાં છે. મુંબઇ તાબાના કાઠિયાવાડ અને ગુજરાતના રાજસમૂહોનું પણ એજ લક્ષણ જોવામાં આવે છે. એ રાજ્યોની ભૂગોળ સંબંધી વહેંચણ અનિયમિત

રીતની છે તે પણ સરખી રીતે નોંધ લેવાને લાયક છે. ઇન્ડિયાના પ્રાન્તોમાં અગ્રેસર પંક્તિનું બંગાળા છે. તેમાં તેની સરકાર સાથે સીધો સંબંધ ધરાવનાર ફક્ત છત્રીશ રાજ્યો છે. તેમાંના ઘણાંખરાં જુજ બિશાતનાં છે. પંજાબમાં ચોત્રીશ છે. જોડીયા પ્રાન્તમાં રાજપુર અને તેહ્રી એ બેજ છે. મદ્રાસમાં માત્ર પાંચજ છે; અને ૩૫૪ મુંબઈની સાથે લાગુ કર્યા છે. ઇન્ડિયા સરકારના સીધા તાબાની મ્હોટી એજન્સીઓમાં પણ વીશ રાજાઓના તાબામાં રજપુતાણાની વહેંચણ, અને મધ્ય ઇન્ડિયા એજન્સીની ૧૪૮ જુદાં જુદાં રાજ્યો કે જાગીરામાં વહેંચણ, એ ઉલટો મુકાબલો પણ નોંધવા યોગ્ય છે. આ અનિયમિતપણાંનો ખુલાસો કેટલેક અંશે ભિન્ન ભિન્ન વખતની બ્રિટિશ સરકારની રાજપદ્ધતિથી, અને કેટલેક અંશે તેઓના હાથમાં નહિ રહેલા બનાવોના ક્રમથી થાય છે. ઇન્ડિયાના કેટલાક ભાગમાં તો એક વધારે મજબૂત સત્તાએ નવીન રીતે ઉપસ્થિત થયેલાનું સાફ રીતે ઝાડુ કાઢી નાખ્યું હતું. તેવીજ રીતે બ્રિટિશના આગમન પહેલાં અસલના નજીવા વંશનું પણ કરી નાખ્યું હતું. દક્ષિણ ઇન્ડિયામાં એ પ્રમાણે હૈદ્રાબાદના નિઝામે, કર્ણાટકના નવાબે, અને મૈસૂરના મુસલામાન બિનહક્કદાર કબજેદારે જમીન સાફ કરી નાખી હતી. વળી ત્રાવણકોરમાં પણ રાજકર્ત્તાએ નાનાં નાનાં રાજ્યોને એકઠાં બાંધી એક ભારો કર્યો તે તેના પડોશીઓની પેશકદમીની સામે ટક્કર લેવા જોઇએ તેવો મજબૂત હતો. તે માટે જ્યારે કર્ણાટક બ્રિટિશ અંકુશમાં આવ્યું, અને ટિપુ સુલતાને છેવટની હાર ખાધી, ત્યારે સંયુક્ત મ્હોટા મુલ્કોને કાંતો જોડી દઇને, અથવા તો આગળા વંશને પાછા આપીને નિકાલ કરવામાં આવ્યો હતો. બ્રિટિશોએ પોતાનું ધોરણ દાખલ કર્યું તે પહેલાં બીજાઓએ રાજ્યો મજબુત કરવાનું કામ કરી લીધું હતું. એથી ઉલટું, દરમિયાનગિરી નહિ કરવાની રાજપદ્ધતિને લીધે મધ્ય ઇન્ડિયા તો છેવટ સુધી ગેરવ્યવસ્થા અને મારામારીનો જોવા લાયક દેખાવ જારી રહ્યું. બ્રિટિશ સરકારે બૂમ પાડી કહ્યું કે અટકો; એટલે સાહસિકોની તલવારો બળાત્કારે મિયાનમાં પેઠી ત્યાં સુધી એ પ્રમાણે ચાલ્યું. પછી લૂંટનો માલ

જેના હાથમાં હતો તેની પાસે રહેવા દીધો. વળી મુંબઈ તરફ જોતાં ત્યાં તો પેશ્વાની સત્તા નબળી પડી ગઇ હતી; અને કીર્કી આગળ મરેઠા સત્તાનો પરાજ્ય થયો ત્યાં સુધી મુલ્કો ઉપરના રાજકર્ત્તાઓ નિરંતર બદલાતા રહેતા હતા. તે વખત સુધીમાં બ્રિટિશોએ પોતાની દરમિયાનગિરી નહિ કરવાની રાજપદ્ધતિ બદલાવી નાખીને રાજપ્રકરણી સમાધાનીની પદ્ધતિ ગ્રહણ કરી હતી. તેથી તેઓએ કાઠિયાવાડ અને ગુજરાતના અવ્યવસ્થિત મુલ્કોને ખાલસા નહિ કરતાં પૂર્વ સ્થિતિ જાળવી રાખવાની રાજ-નીતિનો એકદમ અંગીકાર કરવા પગલાં ભર્યાં. હક્ક માટે સામાન્ય પૂછપરછ કરવામાં આવી નહિ, તેમજ બલિષ્ટ હોય તેની મરજી મુજબ રાજ્યોને મજબુત કરવા માટે અવકાશ પણ આપવામાં આવ્યો નહિ. ચાલતી પ્રાપ્તિઓનો છેવટને માટે અંગીકાર કરવામાં આવ્યો. અને લડાઇઓ અને પેશકદમીઓનાં તોફાનોથી રાજપ્રકરણી સ્થિતિ અવ્યવસ્થિત હતી, છતાં એક ક્ષણમાં તે સ્થિર થઇ ગઈ. બીજી તરફ દૃષ્ટિ કરતાં એ વખતે બ્રિટિશ મર્યાદા બહારના ઇન્ડિયાના ભાગમાં કુદરતી મજબૂતીની ક્રિયા આગળ ચાલી. એ પ્રમાણે, જો કે પંજાબમાં સતલજના આ કાંઠાના રાજાઓ રક્ષણ તળે હતા, છતાં રણજીતસીંહને મરજી પ્રમાણે પોતાના બીજા પડોશીઓને ગળી જવા છુટો રાખવામાં આવ્યો હતો. તે પ્રમાણે ૧૮૪૯ માં લાહોરનું રાજ્ય જોડી દેવાથી એક મ્હોટો લઠ્ઠાબંધ મુલ્ક બ્રિટિશ સત્તાને મળ્યો; અને આગળ ત્યાં ઝુમખા માફક રાજ્યો રહેલાં હતાં તેને તે સીખ રાજકર્ત્તાએ પ્રથમથીજ તાબે કરી લીધાં હતાં. એક દેશ, જે નાશકારક બળના દાબની આરપાર પસાર થયેલો છે તેનો પુરાવો તે દેશની સ્થાનિક કુદરતી તેમજ રાજકીય ભૂગોળજ્ઞાન ઉપરથી થઈ જાય છે. પરિશિષ્ટમાં બતાવેલાં કેટલાંક રાજ્યોનો જવાળામુખી પર્વત જેવો ઉદ્ભવ, દીર્ઘનરકાળ સુધી અંધાધુંધીમાં રહેલા ઇન્ડિયાના અદ્યાપિ સજીવન રહેલા ભાગમાં આવેલા ખંડિત રાજ્યોની સંખ્યાથી સ્પષ્ટ રીતે ખુલ્લો થાય છે.

સામાન્ય રીતે બોલતાં દેશી રાજ્યોનો મ્હોટો ભાગ અર્વાચીન

**પ્રાચીન અને અર્વાચીન પ્રકારોમાં રાજ્યોની વહેંચણી.**

ઉદ્‌ભવનો છે. તોપણ તેમનાં મૂળ કે લાંબાં આયુષ્યનો પ્રશ્ન અગત્યનું હિત ધરાવનારો નથી. તેમને માટે અગત્યની બિના એ છે કે તેઓને બ્રિટિશ રક્ષણ તળેના રાજકીય ધોરણમાં દાખલ કર્યાં, અને કાયદો (૨૧ અને ૨૨ વિક્ટોરિયા–પ્ર–૧૦૬, કલમ ૬૭) બાંધી ખાત્રી આપી કે બધાં "તેહનામાં ઉક્ત (ઈસ્ટ ઇન્ડિયા) કંપનીએ કરેલાં હોય તે મલીકા માઆઝમાને બંધન કરતા થશે;" દરેક અગત્ય ધરાવનાર રાજાને બાળવા બાદ દત્તક લેવાની સનદો આપી તેમાં કરેલ ગંભીર જાહેરાત એવો વધારો કરે છે કે મલિકા માઆઝમા "એવી ઈચ્છા રાખે છે કે હાલમાં પોતાના મુલ્કો ઉપર જે જે રાજા અને રાજકર્ત્તાઓ રાજ ચલાવે છે તેને કાયમને માટે જારી રાખવા અને તેમના દરબારનું પ્રતિનિધિત્વ અને મોભો (દબદબો) જાળવી રાખવા." વળી ૧૮૫૮ ના પ્રસિદ્ધ ઢંઢેરામાં રાણી વિક્ટોરિયાએ જાહેર કર્યું છે કે "હાલના અમારા કબજાના મુલ્કોમાં વધારો કરવા અમો ઇચ્છતા નથી, અને રાજ્યો કે હક્ક ઉપર જે હુમલો કરશે તેને માફીથી જવા દેશું નહિ, તે સાથે બીજા રાજ્યો કે હક્ક ઉપર કાંઈ પણ પેશકદમીઓ અમે થવા દેશું નહિ. દેશી રાજાઓના હક્ક, મોભો અને આબરૂનું અમો અમારા હક્ક, મોભા અને આબરૂની સમાન માન રાખશું; અને અમારી ઈચ્છા છે કે અમારી રૈયત તેમજ તેઓ ફક્ત અંદર અંદરની સુલેહ–શાન્તિ અને સુવ્યવસ્થિત રાજથી પ્રાપ્ત થતા અભ્યુદય અને સામાજિક પ્રગતિ ભોગવે." તોપણ રાજ્યોને ખાલસે કરવાની રીતિને લાગુ પાડવાથી વિશેષ કરીને ઉત્પન્ન થયેલી આગલી તકરારો જોતાં મુખ્ય દેશી રાજ્યોનું ત્વરિત નિરીક્ષણ કરવાનું ઈષ્ટ છે, તે એવા પ્રયોજનથી કે ૧૭૬૫ માં મોગલ બાદશાહ પાસેથી કંપનીને જ્યારે બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાની પ્રાપ્ત થઇ, ત્યારે તેમાંના કયાં કયાં અસ્તિત્વમાં હતાં તે બતાવી આપવું. આવા નિરીક્ષણથી વળી ખુલાસો થવા પામશે કે ઇન્ડિયાનો આજનો નકશો મૂળની કેવી સામગ્રીમાંથી

બનાવવામાં આવ્યો છે.

બ્રિટિશ ઇન્ડિયાની પશ્ચિમ બાજુએ ઘણી અગત્યતા ધરાવનાર ખિલાત છે તેણે ત્યારે ક્યારનોય દિલ્હીનો અંકુશ ફેંકી દીધો હતો.

**ખિલાત.** અઢારમી સદીને અંતે ત્યાંનો ખાન છેવટને માટે સ્વતંત્ર થઈ ચૂક્યો હતો. ત્યાર પછી ઇરાની હલ્લો કરનાર નાદીરશાહે સિંધુની પશ્ચિમે મોગલનો બધો મુલ્ક લઈ લીધો હતો, અને તેના મૃત્યુ બાદ અહમદશાહ દુરાનીએ ખિલાત ઉપર પોતાની સર્વોપરિ સત્તા સ્થાપી, પણ તેના મુલકના કબજામાં રાજ કરનારા કુટુંબના એક અંગભૂતને છોડી જવા તેને જરૂર પડી પણ દુરાની સત્તા એ ખાન ઉપર એવી હલકી રીતે બેઠી કે ૧૮૩૮ ની અફઘાન લડાઈની દરમિયાન બ્રિટિશઓએ તેની સાથે સંબંધ બાંધ્યા; અને ૧૭૬૪ માં ક્રિમિયાની લડાઈની દરમિયાન તેઓએ આ દોસ્તી મજબૂત કરી, અને ત્યાર પછી કાબુલ ઉપરનું રીતસર અવલંબન કાઢી નાખી તેને બદલે બ્રિટિશ રક્ષણ લીધું. બલુચીસ્તાનના નામથી જાણીતા પ્રદેશની ઉત્તરે એક ખડબચડો દેશ છે. તેમાં ઘણું કરીને પઠાણી કોમો વસે છે. તેના (ડુંગરાઉ) રસ્તાની સોંસરે થઈ જય-વિજયના નિરંતર તરંગો વહેતા રહેલા છે, પરંતુ ત્યાંના નિવાસીઓની અંદર-ખાનાની સ્વતંત્રતાને કાંઇ પણ અસર થયેલ નથી. રણજીતસીંહે કાશ્મિરને પંજાબ સાથે

**કાશ્મિર.** જોડી દીધું હતું. ત્યાર પછી કાશ્મિરને બેશક બ્રિટિશોએ ફરી ઉત્પન્ન કરેલું છે, પરંતુ ગુલાબસિંહ, જેને તેણે જમ્મુ આપ્યું હતું, તે એ પહાડી પ્રદેશ ઉપર લાંબી મુદત રાજ કરનાર ડોગ્રા રજપુતના કુટુંબનો હતો. ત્યારે જમ્મુ, જેની સાથે ૧૮૪૬ માં બ્રિટિશ સરકારે કાશ્મિર જોડી દીધું હતું, તે પણ

**નેપાળ, સિક્કિમ, અને ભૂતાન.** એક પુરાતન રાજ ગણાય. ૧૭૬૯ માં હાલના ગુરખા કુટુંબે આગલા નેવાર વંશોનો ઉથલો કરી નાખી હાલની સ્થિતિ પ્રમાણેના નેપાળના રાજ્યને ઉત્પન્ન કર્યું. સિક્કિમ અને ભૂતાનમાં હાલ રાજ્ય કરનારાં ટિબેટનાં કુટુંબો સોળમી

અને સતરમી સદીથી ચાલ્યાં આવે છે. હિમાલયના પહાડી પ્રતિબંધની દક્ષિણે પ્રાચીન ઉદ્દ્ભવના રાજાઓના હાથમાં અદ્યાપિ દેશી રાજ્યો છે. ૧૭૧૪ માં હિંદુધર્મનો સ્વીકાર કરેલ નાગા કુટુંબના રાજ તળેના મણિપુરે, બર્માના લોકો સામે ૧૮૨૬ માં આવાના રાજા સાથે તેહનાસું થયું અને વધારે ભય-માંથી બચ્યું ત્યાં સુધી, સારી રીતે ટક્કર ઝીલી. ચાર સદી પહેલાં કોચ

**મણિપુર અને કુચબિહાર.**

રાજાઓએ કુચબિહાર સ્થાપ્યું હતું, અને જો કે મોગલ અને ભૂતાનના લોકોને હાથે મુલ્કોનું ભારે નુકશાન ભોગવવું પડ્યું, તથાપિ તે આજ પર્યન્ત એક ઐતિહાસિક રાજ્યનો ટુકડો રહ્યું છે. એક જમાને જોડીયા પ્રાન્તોમાં સંખ્યાબંધ રાજ્યો હતાં તે તેની પૂર્વે થયેલી જીતો અને અવ્યવસ્થાને લધે લોપાઈ ગયાં છે; પરંતુ રામપુર, જો કે ૧૮૦૧ માં

**રામપુર.**

રોહિલખંડ મળ્યા બાદ બ્રિટિશને હાથે ફરી ઉત્પન્ન થયું હતું, તોપણ અઢારમી સદીના પ્રથમ ભાગમાં ત્યાં રાજ સ્થાપનાર રોહિલા અફઘાનોના વંશજોના હાથમાં હજી રહેલું છે. પંજાબમાં આવેલું બાવલપુરનું સૌથી મ્હોટું (વિસ્તારમાં) રાજ, સિંધમાંના મુસલમાનોએ જીતેલા મુલ્કોની પ્રતિનિધિત શાખા છે. પતિઆલા, નાભા, ઝિંદ, અને કપુરથલા બ્રિટિશ દરમિયાનગિરીથી

**પંજાબનાં રાજ્યો.**

બચેલાં કે પાછાં મળેલા સીખ સંસ્થાનોમાં મુખ્ય છે. ટેકરીઓમાં આવેલાં નજીવાં સંખ્યાબંધ રાજ્યો મોગલ પહેલાંની મુદ્દતનું પોતાનું મૂળ બતાવી શકે છે.

**રાજપુતાણા.**

રાજપુતાણા, જે રાજપુત્રોનું નિવાસસ્થાન છે, તે નિર્ગમ્ય અરણ્યો અને આરાવલ્લી પર્વતોના રક્ષણથી ઘણા પ્રાચીન હિંદુ કુટુંબોને નિર્ભય આશ્રયપ્રદ થયું છે. ૧૫૨૭ માં સિક્રિ નજીકની બાબરની ફતેહ, લગ્નોના સંબંધના સાધન વડે અકબરની સ્વસત્તા સ્થાપવાની કોશિસો, અને ત્યાર બાદ મરેઠા અને પિંઢારીઓના ધુસવાથી રજપુતની જાતો અને વંશોની મુલ્કી મોદવણમાં

મ્હોટા ફેરફાર થયા; પરંતુ આવાં સંકટો સહન કર્યાં છતાં સતર રાજ્યોએ પોતાની રાજકીય જીવન-સ્થિતિ નિભાવી રાખી છે. તેમાંના મુખ્ય ઉદેપુર (મેવાડ), જેપુર, જોધપુર (મારવાડ), અને બિકાનેર છે. ભરતપુર અને ધોલપુરનાં બે જાટ રાજ્યો, અને પ્રસિદ્ધ પિન્ડારીના અગ્રેસર અમીરખાને ઝડપી લીધેલું ટોંકનું મુસલમાની રાજ, પરદેશીઓને ઘુસવા દીધાના માત્ર દ્રષ્ટાન્તો પૂરા પાડે છે. તે પરદેશીઓ દિલ્હીની શેહેનશાહતને હલાવી જમીન દોસ્ત કરનાર ધડાકાના ધક્કાથી રાજપુતાણામાં પ્રવેશ કરવા પામ્યા હતા. મધ્ય ઇન્ડિયા એજન્સીના નામથી ઓળખાતા મુલ્કી વિસ્તાર માટે જુદીજ રીતની હકીકત છે. તેમાં તો સમગ્ર રાજકીય પ્રાચીન ધોરણના ચુરેચુરા થઈ ગયા હતા; અને જોરજુલમ તથા અવ્યવસ્થાના ઇનામ તરીકે દેશની ફરી વહેંચણી થઇ હતી. આ મ્હોટા પ્રદેશે ઉત્તર અને દક્ષિણમાંથી લુટારાઓને નિમંત્રણ કર્યું. પૂર્વ તરફ હૈદ્રાબાદના મુસલમાન રાજ્યે મરેઠાઓને પાછું મારી કાઢયા, અને રાજપુતાણાના મરૂસ્થળોમાંથી દૂર રહેવા ચારાની તંગીને લીધે તેઓને ફરજ પડી. તેથી તેઓ (મરેઠાઓ) ટાપટી અને નર્મદા નદીઓની ખીણો સુધી ધસી આવ્યા, અને લૂંટની ખોળમાં સાતપુડા અને વિન્ધાચળ પર્વતોની પાર થઈ રસ્તો લીધો. જેમ જેમ તેઓ ઉત્તર તરફ જતા ગયા તેમ તેમ નશીબદાર સૈનિકો, પેશ્વાના મહેરબાનીનાં માણસો, અને સાહસિક જુસ્સાવાળા લોકોને પોતાની પાછળ છોડતા ગયા. તે બધા તે દેશમાં સ્થિર થયા. સિંધિયા, જે ગ્વાલિયરનો રાજકર્ત્તા થયો, ઇન્દોરનો હોલ્કર, ધાર અને દેવાસના પોંવારો, એ તે થાણાઓના ઘણા ફતેહમંદ સેનાપતિઓ હતા. વળી બીજાં ઘણાં નજીવાં રાજ્યો અને મધ્યમ વર્ગની જાગીરો આ લૂંટફાટ કરનારા અને બિન હક્કે આ વસેલાઓના અવશિષ્ટ ચિન્હો તરીકે વિદ્યમાન્ છે. એજ પ્રદેશમાં ઉત્તર તરફથી બીજા લૂંટારા ઉતરી આવ્યા. જેમ કે દાખલા તરીકે ભોપાળનું રાજ સ્થાપનાર અફઘાન, અને જાઓરા ઝડપી લેનાર પિંડારીના ઇન્ડિયાના આ ભાગમાં ઘણા ખરા રાજકર્ત્તાઓ

**મધ્ય ઇન્ડિયા.**

અર્વાચીન ઉત્પત્તિના છે.

બક્ષરના યુદ્ધ પછી બ્રિટિશોએ જવાબદારી ન વધારવાની ચિંતાથી જે અંધાધુંધી ચાલવા દીધી તેમાંથી તે રાજ્યો પેદા થવા પામ્યા. તોપણ તેમાં પણ વળી માનનીય પ્રાચીનતાના રાજ્યો જણાઈ આવે તેમ છે. બુંદેલખંડમાં આવેલા તેહ્રી અથવા ઓર્છાના બુંદેલાઓએ મરેઠાના હાથથી ભારે નુકશાન સહન કર્યું. પરંતુ તેઓએ પોતાનું સ્વાતંત્ર્ય જાળવી રાખ્યું; અને જ્યારે પાછળના વર્ષોમાં પુરૂષ-વારસને અભાવે રાજ ખાલસા કરવાનો સવાલ ઉત્પન્ન થયો ત્યારે બ્રિટિશોએ તેના રાજની જુનવટનો અંગીકાર કર્યો. દતિયા એ તેહ્રીની શાખા છે. તે કરતાં નાનાં રાજ્યો પૈકી થોડા મૂળ વાસીઓના મુખીઓની જાગીરો છે. તેના વડવા બ્રિટિશ સુલેહ-શાન્તિ જાહેર થઈ ત્યાં સુધી જંગલના અને ડુંગરાઉ પ્રદેશોમાં પોતાનો મૂળનો પુગ રાખી રહ્યા હતા. પૂર્વ તરફ આગળ ચાલતાં બાઘેલખંડમાં આવેલું રેવાંનું રાજ ઓછા ચિત્રવિચિત્ર ઇતિહાસ સાથે નિસ્બત રાખે છે, તેના ઉપર અશ્વલ વંશનો એક રજપુત રાજ કરે છે.

**મુંબઈનાં રાજ્યો અને વડોદરા.**

પશ્ચિમ બાજુએ દેશી રાજ્યોનું નિરીક્ષણ જારી રાખતાં જોવામાં આવશે કે અઢારમી સદીએ કરેલ પ્રભંજન અને અવ્યવસ્થિતિનાં ચિન્હોમાં મુંબઈ, મધ્ય ઇન્ડિયાને મળતું આવે છે. ઇન્ડિયાના કોઈ ભાગમાં ઘણાં ખરાં અર્વાચીન ઉત્પત્તિના તરેહ તરેહનાં રાજ્યો એના (મુંબાઇના) કરતાં ક્યાંય અધિક નથી. તોપણ તેમાં લાંબી મુદ્દત થયાં રાજ કરનારાં ઘણાં રજપુત કુટુંબો છે. દરિયાની નાળ અને સિન્ધના જંગલની પછવાડે પંદરમી સદીને અંતે કચ્છના જાડેજા એ નિર્ભય દ્વિપકલ્પમાં સ્થાપિત થયા. દૂરના ભૂતકાળમાં કચ્છ અને રાજપુતાણામાંથી કાઠિયાવાડ અને ગુજરાતમાં એક દરેડો પડયો. હુમલાના હમેશના માર્ગથી દૂરસ્થ કાઠિયાવાડમાં પણ જુનાગઢનું પ્રથમ દરજ્જાનું રાજ મુસલમાનોના મુકાબલે અર્વાચીન પ્રવેશનો દૃષ્ટાન્ત છે. પૂર્વમાં જરા છેટે પાલનપુર અને રાધનપુરમાં

(અનુક્રમે) અફઘાનો અને બાબીઓ રાજ કરે છે. મોગલ રાજનો અપકર્ષ થતાં અમદાવાદના સુબેદારના કુટુંબે ફતેહમંદ કોશિસ કરી એવી ખંભાત ગવાહી આપે છે. દક્ષિણમાં જરા દૂર જતાં ઉદેપુરના સિસોદિયા અવટંકનો રજપુત ધરમપુરમાં વસેલો છે. સચીન, જંજીરા અને જાફરાબાદમાં જુની તવારીખના વખારે ચિત્તાકર્ષક ચિન્હો દૃષ્ટિગોચર થાય છે. ત્યાં દક્ષણની નૌકાસૈન્યના હબસી નાખોદાથી ઉતરેલા અને પરદેશી વંશના રાજા અદ્યાપિ મોગલ બાદશાહી તુટયા પહેલાંની રાજસત્તાઓના ભોગવટામાં છે. પણ ઉપર કહ્યા પ્રમાણે મુંબઈનાં રાજ્યો મરેઠાઓએ અઢારમી સદીની મધ્યમાં પેશ્વાનો અંકુશ નબળો થતાં સત્તા માટે સામાન્ય ઝડપાઝડપી ચાલી ત્યારે સ્થાપ્યાં હતાં. આમાં સૌથી અગત્યનો મુલક વડોદરાના ગાયકવાડનો છે. તે ઇન્ડિયા સરકાર સાથે સીધા સંબંધો રાખે છે, તોપણ ભૂગોળ પ્રમાણે મુંબઈ ઇલાકાનો એક ભાગ છે. મહાન્ શિવાજીના વંશથી ઉતરેલા (દત્તક વિધાન દ્વારા) રાજાના તાબાનું કોલ્હાપુર પણ અત્રે નોંધ કરવા લાયક છે. મહી અને નર્મદા (રેવા) નદીઓના કિનારાઓ ઉપર આવેલ ડુંગરા અને ટેકરાટેકરીવાળા દેશમાં થોડા મૂળના ભીલ અને કોળી રાજાઓ નિર્બળ અખત્યાર ચલાવે છે. સિંધની અંદર આવેલું ખેરપુરનું રાજ્ય એ પ્રાન્તમાં બલુચી તાલપુર મીરોની આગલી સત્તામાંથી સજીવન રહેલું છે.

**હૈદ્રાબાદ અને મ્હેસૂર.**

દક્ષણીની મધ્યમાં ઇન્ડિયાનું પ્રથમ દરજ્જાનું હૈદ્રાબાદનું રાજ નકશાનો મ્હોટો ભાગ રોકી રહેલું છે, જ્યારથી તેના રાજકર્ત્તાઓ દિલ્હીની બાદશાહીના સુબેદાર હતા, અને બાદશાહ મરેઠાના હાથમાં માત્ર પુતળા જેવો હતો, તે વખતે તેઓએ પોતાનેજ માટે ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે દોસ્તીના કરારો કર્યા હતા, ત્યારથી તેઓ વ્યાજબી રીતે બ્રિટિશ રાજની સર્વોપરિ સત્તા સાથે સ્થપાયેલા અને હક્કદાર રાજાઓ ગણાય. દક્ષિણમાં તેના પછીનું મોટું રાજ મ્હેસૂર, સેરિંગાપટમ લીધા પછી બ્રિટિશોએ ૧૭૯૯ માં પાછું આપેલું, અને વળી ૧૮૮૧ માં નિયમિત

વારસાને અભાવે પાછું આપેલું હોવાથી નવીન ઉત્પન્ન થયેલું ગણાય. પરંતુ તે હિંદુ વોડેયરોના પૂર્વકાળના રાજ્યનું પુનઃ સજીવન હતું. કેમકે તેનું સજીવ અસ્તિત્વ, જો કે તે હૈદરઅલી અને તેના દીકરા ટિપુના બિનહક્કદાર કબજાને વખતે દબાઈ ગયું હતું. તથાપિ તે પંદરમી સદીના જેટલું જૂનું છે. મદ્રાસ સરકાર સાથે સીધો સંબંધ ધરાવનારાં થોડાંજ રાજ્યો છે, અને ત્રાવણકોર સિવાયનાં બીજાં અગત્યનાં નથી. કેમકે દ્વિપકલ્પનો દક્ષિણ વિભાગ દીર્ઘકાળ પર્યન્ત મારામારીનું સ્થળ રહ્યું હતું. તે દરમિયાન મજબુત સત્તાઓજ પોતાનું રક્ષણ કરી શકે તેમ હતું. વળી શસ્ત્રોના છેલ્લા ધક્કા પહેલા રાજ્યો મજબુત કરવાની ક્રિયા થઈ ચૂકી હતી, અને તેની અંદર વિજયના પરિણામો દાખલ મ્હોટા મુલ્કો જય મેળવનારને હાથ આવ્યા હતા. લડાયેલી લડાઈઓમાં

**મદ્રાસનાં રાજ્યો.**

લડવૈયાના જીવતરોનો સવાલ રહેલો હતો. જે રાજ્યો અદ્યાપિ સજીવન છે તેઓએ છેવટ કર્ણાટક અને મ્હૈસૂર તાબે કરનાર સત્તા સાથે પહેલીથીજ પોતાનું નસીબ જોડી દીધું. ત્રાવણકોર અને કોચીન અસલનાં હોવાનો દાવો રાખી શકે, કેમકે ફ્રેન્ચ અને ઇંગ્રેજો વચ્ચે પહેલવહેલી લડાઈ ચાલી તેની પૂર્વ મુદ્દતથી તેઓ પોતાનાં અસ્તિત્વ બતાવી શકે છે. સંદુરની નાની જાગીર તો દક્ષિણ ઇન્ડિયામાં પ્રથમ બિજાપુરની નોકરીમાં રહી, અને પાછળથી પોતાની તરફથી મરેઠા સાહસિકોએ રાજ્યો મેળવ્યાં ત્યારથી પહેલાની મુદ્દત ઉપર સ્મૃતિને લઈ જાય છે. મધ્ય પ્રાન્તોના રાજાઓ ઘણે ભાગે રજપુતો છે, અગર પોતાને પોતાના મોઢાથી રજપુત કહે છે. જે વસ્તી ઉપર તેઓ રાજ ચલાવે છે તેમાં મૂળ રહેવાશીઓનું તત્વ મજબુત રીતનું છે. તળ બર્મામાં એક જમાને વિસ્તીર્ણ રીતે ફેલાયેલા મુલકના ટુકડા

**મધ્ય પ્રાન્તો અને બર્માનાં રાજ્યો.**

અવશિષ્ટ રહેલા છે તે શાનનાં રાજ્યો છે. બંગાળાના છોટા નાગપુર અને ઓરિસાના કમિશનરના હોદ્દાઓ સાથે જોડેલાં રાજ્યો અથવા ખંડણીઆ મહાલો ઘણું

કરી મધ્ય પ્રાન્તો નાની સમાન ખાશિયતો ધરાવનારાં છે. તેઓ વળી તેની માફક નાગપુરના ભોંસલા રાજાની સત્તામાંજ પ્રથમ હતાં.

દેશી રાજાઓ સાથેના સંબંધોની બાબતમાં ઇન્ડિયા સરકારે ચલાવેલી રાજપદ્ધતિ, સર્વોપરિ રાજસત્તા અને રક્ષિત સત્તાઓની વચ્ચેની બદલાતી સ્થિતિઓને અનુરૂપ કરવાના ઉદ્દેશથી વારંવાર ફરતી રહી છે. એક જમાનામાં જુનાં અને નવાં રાજ્યો વચ્ચે, અથવા સ્વતંત્ર કે તાબાનાં કે અવલંબિત ગણાતાં હતાં તેની વચ્ચે તફાવતની સૂક્ષ્મ રેખા ખેંચવામાં આવી હતી. હમણા આપેલા સંક્ષિપ્ત બયાનથી પુરતી રીતે જણાઈ આવે છે કે હિમાલયની નીચે, રાજપુતાણાના મરૂ સ્થળોમાં, દ્વિપકલ્પના જંગલો અને પર્વતોથી ભરપૂર પ્રદેશોમાં, અને દિલ્હીથી દૂર આવેલા પ્રાન્તોમાં એવાં રાજ્યોની સારી સંખ્યા અસ્તિત્વમાં હતી, કે જેમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ વિસ્તીર્ણ સત્તાનો કાંઈ પણ ખ્યાલ બાંધ્યો ન હતો, તે પહેલાં મધ્યસ્થ સરકાર સ્થાનિક સત્તાનું માન નહિ, પરંતુ શમના તો રાખતી હતી ખરી. તે સાથે એ પણ ખરૂં છે કે દેશી રાજાઓ સાથે દોસ્તીના સંબંધો નિભાવી રાખવાના મુસ્કેલી ભરેલા સિદ્ધાન્તનું નિરાકરણ કરવામાં બ્રિટિશોને તેઓના પૂર્વગામીઓ તરફથી અલ્પ સહાય્યતા મળી. સાંપ્રત સમયના રાજકીય ધોરણના પાયા ભૂતકાળના "સમયમાં" ઉંડા નખાણા નથી. રાજા-સામ્રાટ્‌ની સીધી સત્તા નીચેના દેશનો રાજકારોબાર ઇન્ડિયાના આગળના રાજકર્તાઓનો આભારી છે; અને તેમાં વિશેષે કરીને અકબરના બુદ્ધિબળનો આભારી છે. પરંતુ રક્ષિત રાજ્યોનો સમૂહ એ તો માત્ર છેવટની દોઢ સદીની ઉત્પત્તિ છે અને ખુદ બ્રિટિશ ઇન્ડિયાની માફક મોગલ બાદશાહીની અવશિષ્ટ શેરેથી પ્રબલ થયેલ છે. તે બાદશાહી મરેઠાના હસ્તક આવશે એમ થોડા વર્ષ સુધી જણાતું હતું, પરંતુ તેઓને બીજાના હક્ક માટે માનનું ભાન ન હતું; તેમ તેઓમાં પોતાની રૈયત તરફની ફરજનું પણ ભાન ન હતું. તેઓ પોતાની શસ્ત્રબદ્ધ સેનાઓનો ઉપયોગ બાહારની અણીએ પેહશ કઢાવવા માટે કરતા હતા, અને સર્વોપરિ સત્તાને પેહશનો

ચોથો ભાગ—ચોથ—આપનારો હક્ક માત્ર ગણુતા હતા.

**રાજ એજ મોગલોનું લક્ષ્ય બિંદુ હતું, સર્વોપરિ સત્તા નહિ.**

૧૭૫૯ માં બીજા આલમગીરના ખૂન વખતે, જ્યારે મોગલ બાદશાહી છેવટને માટે પડી ભાંગી, ત્યારે જે પરિસ્થિતિ હતી તેનું બહિરેખા કરતાં અધિક વર્ણન આપવું અશક્ય છે. મુખ્ય ઐતિહાસિક બનાવો છે તે એ કે ચૌદમી સદીની મધ્યમાં દિલ્હીની જુની બાદશાહીનો તમામ નાશ, અકબરે કરેલું તેનું ફરી બંધારણ, અને સમગ્ર દેશને ગડબડ અને ગેરવ્યવસ્થાનો દેખાવ કરી નાખનાર મોગલ સત્તાનું છેવટનું પડી ભાંગવું. મહમદ તગલખના રાજ્યમાં ( ૧૩૨૫—૫૧ ) દિલ્હીની સત્તા દ્વિપકલ્પના વધારે ભાગ ઉપર ફેલાઇ ગઈ હતી. પરંતુ એ સુલતાનના ઉદ્ધતપણા અને મૂર્ખાઇને લીધે, તેની જોરતલ્બીઓને લીધે, અને તે ઉપરાંત દિલ્હીવાસીઓને તેણે દોલતાબાદમાં બળાત્કારે ખસેડયા તેને લીધે તેની પોતાની ફોજોએ બખેડા કર્યો, અને પ્રાન્તોમાં બંડ જાગ્યા. તેથી સમગ્ર દેશના ટુકડે ટુકડા થઈ જતાં સ્થાનિક રાજ્યો ઉત્પન્ન થયાં. કર્ણાટકના રાયાઓએ વિજયનગરનું પોતાનું પ્રસિદ્ધ રાજ્ય સ્થાપ્યું. હૈદ્રાબાદથી આશરે ૯૦ માઇલને છેટે વરંગુલના રાજાઓએ બાદશાહીમાંથી પોતાના જુના મુલ્કો ફરીને હાથ કર્યા. વળી બામણી મુસલમાની સત્તાએ દક્ષિણમાં પોતાનું સ્વતંત્રપણું જાહેર કર્યું, અને પ્રથમ ૧૩૪૭ માં ગુલબર્ગાને પોતાનું પાયતખ્ત કર્યું; અને તે પછીની સદીમાં બિડરને પાયતખ્ત બનાવ્યું. પંદરમી સદીના અંતની નજદીકમાં બામણી રાજ તુટયું, તેમાંથી બિડર, અહમદનગર, બિજાપુર, બેરાર, અને ગોલકોન્ડા, એ પાંચ જુદાં જુદાં રાજ્યો થયાં. જ્યાં સુધી વિજયનગરના હિંદુ રાજ્યની તેઓને ભીતિ હતી ત્યાં સુધી તે રાજ્યો કોઈક પ્રકારે એકઠાં મળી પોતાની સત્તા ટકાવી રાખવા શક્તિમાન થયાં. ૧૫૬૫ માં તાલિકોટાના નિર્ણયકારક યુદ્ધથી તેઓ હિંદુની સત્તાનો નાશ કરવામાં ફતેહ પામ્યા. પરંતુ જ્યારે આ ભીતિ બંધ પડી ત્યારે મુસલમાની રાજ્યો માંહો-

માંહે કજીયા કરવા લાગ્યાં. તેથી મરેઠાની સત્તાને ઉદય થવાનો રસ્તો મળ્યો; અને તેણે બીજાપુર સામે પ્રથમની ફતેહ મેળવી. ૧૫૫૬ માં જ્યારે અકબર ગાદીનશીન થયો ત્યારે ઇન્ડિયાના મધ્ય અને ઉત્તર ભાગોમાં બીજાં ઘણાં રાજ્યો હતાં. ગુજરાત, ખાનદેશ, સિંધ, કાશ્મિર, અને બંગાળા જુદા જુદા મુસલમાન વંશોના તાબામાં હતાં. રાજપુતાણા, બુંદેલખંડ અને બાઘેલખંડમાં રજપુતોનાં કુટુંબો રાજ કરતાં હતાં. અને હિમાલયની તળેટીમાં સંખ્યાબંધ નજીવાં રાજ્યો સ્વતંત્ર રાજસત્તા ભોગવતાં અસ્તિત્વમાં હતાં. જે સિદ્ધાન્તનું નિરાકરણ અકબર (૧૫૫૬–૧૬૦૫) ને કરવું પડયું તે સિદ્ધાન્ત બે સદીઓ બાદ વોરન હેસ્ટિંગ્ઝ અને તેના અનુયાયીઓને નડયો હતો એવોજ એ ઘણે પ્રકારે હતો. દેશના ભાંગીને ભૂકા (ટુકડે–ટુકડા) થઈ ગયા હતા. તે બધાને એકસમાન સત્તાના તાબામાં લાવવા, કે તે ઉપર સર્વોપરિ સત્તાનું બંધનજ બસ ગણવું ? તે સિદ્ધાન્તનો અકબરે પોતાની રીતિ પ્રમાણે નિર્ણય કર્યો તેણે પોતાના તાબામાં ( રાજ્યો ) ને વ્યવસ્થામાં આણ્યાં, દિલ્હીના ઘણાં ખરાં આગલાં રાજ્યો પાછાં મેળવ્યાં, અને ન્યાયી કારોબાર દાખલ કર્યો. દેશના ભાગ કરી તેમાંથી મ્હોટા મ્હોટા પ્રાન્તો બાંધ્યા; અને દરેક પ્રાન્ત અથવા સુબામાં દેશી રાજ્યો હતાં તેને રાખ્યાં. તોપણ રાજપુતાણા પોતાની સ્વતંત્રતા જાળવી રાખી શક્યું. તોફાન પાસે તે નમી ગયું; અને ઉદેપુર સિવાય તેના અસલી રાજકુટુંબોએ બાદશાહી કુટુંબ સાથે લગ્નના સંબંધો જોડયા. ખાનદેશ, ગુજરાત, બંગાળા, કાશ્મિર અને સિંધ જીતી લેવામાં આવ્યાં. ત્યાર બાદ દક્ષિણ તરફ લક્ષ ફેરવ્યું. ત્યાં મુસલમાની રાજ્યો ઓછાં થતાં અહમદનગર, વિજાપુર, અને ગોલકોંડા એ ત્રણ રહ્યાં હતાં. અહમદનગર ઉપર અકબરે ભારે જોરથી હાથ માર્યો, પરંતુ તેના પૌત્ર શાહજહાન, જેણે વળી બિજાપુર અને ગોલકોન્ડાને નબળાં પાડયાં, તેના જમાના સુધી તે રાજ છેવટને માટે ગળી જવામાં આવ્યું નહતું.

છેવટ અકબરે પ્રારંભેલું કામ સંપૂર્ણ કરવા ઓરંગઝેબ છૂટો થયો ત્યારે તેને માલમ પડયું કે જેને શિવાજી તેમજ મુસલામ હરિફો સામે કાંડાં

ચડાવવાનાં છે. તેના લશ્કરી સેનાપતિએ નાશકારક ભૂલ કરી.

મરેઠાઓ સાથે થોડા દાવ-ઘાવ દીધા લીધા પછી તેઓએ તેમની સાથે વગર ડહાપણે કોલકરારો કર્યા. શિવાજી રાજા તરીકે અંગીકૃત થયો, અને બીજાપુર સામે તેની ફોજ મોકલવા રજામંદ થયો. છેવટ ઔરંગઝેબ જાતે લડાઇના મેદાનમાં ચઢયો. તેણે ૧૬૮૬ માં બિજાપુરનો નાશ કર્યો. અને ત્યાર બાદ તંજાવર સુધીના દેશ ઉપર ફરી વળી થોડી મુદતમાં ગોલકોન્ડાનો નાશ કર્યો. તે દરમિયાન શિવાજીના પુત્રની ઘાતકી વર્તણુકથી મરેઠાઓ ફરી જઇ રાજ્યના અ-શામ્ય શત્રુઓ થયા હતા. બાદશાહે તેને પકડયો, અને મરણ શરણ કર્યો. અહમદનગર તરફ ગેરઆબરૂથી તેનું પાછું ફરવું થયું તે ઔરંગઝેબની જીંદગીનો અંતનો દેખાવ હતો. આ કાર્યોથી બાદશાહી ખજાનો તંગ થઇ ગયો, મરેઠાઓના હલ્લાઓ સામે આડ થઇ પડતે તેવાં મુસલમાન રાજ્યો નાશ પામ્યાં, અને દેશમાં ચોતરફ ગડબડાટ પસરી ગયો. ઔરંગઝેબની ઘર આગળની રાજનીતિ વળી એ કરતાં પણ અધિક વિચાર શૂન્ય હતી. અકબરે હિંદુઓની પ્રીતિ સંપાદિત કરી હતી, પરંતુ ઔરંગઝેબના ધર્માન્ધપણાથી તેઓનાં મન ઉદ્વિગ્ન થઈ ગયાં. રજપુતો સામે જે ક્રૂરતા ભરેલા ઇલાજો તેણે યોજ્યા તે તો કદાપિ પણ વિસ્મૃત થયા નહિ. ઔરંગઝેબના રાજ પછી બાદશાહી ભાંગી ટુકડે ટુકડા થવા લાગી. બાદશાહી કુટુંબે જમા કરેલાં જવાહીરો અને ખજાનાથી લલચાઈ નાદિરશાહે ઇન્ડિયા ઉપર સ્વારી કરી, અને ૧૭૩૯ માં પાયતખ્તના વાસીઓની સાર્વજનિક કતલ થવા દીધી, બાજીરાવ પેશ્વા મરેઠાઓનો ઉપરી હતો. તેણે તક જોઇ, અને તેનો લાભ લીધો. તેણે અને તેના અનુગામી બાલાજીરાઓ પેશ્વાએ મુસલમાન પાડોશીઓ સાથે લડાઇ જારી રાખી, અને મરેઠાના ઘોડેસ્વારો બંગાળા સુધી આગળ વધ્યા, અને દિલ્હી નજીકના પરગણાંઓમાં જઇ પહોંચ્યા. બાદશાહી સામે દક્ષિણમાંથી આ ભય આવી ખડો રહ્યો હતો એટલામાં વાયવ્ય તરફથી અહમદશાહ દુરાનીએ ઇન્ડિયા ઉપર હુમલો કર્યો, અને નાદરશાહના હલ્લાની કમકમાટીની પુનરાવૃત્તિ કરી

૧૭૫૭ માં પાર્યતખ્તનો પૂરો નાશ કર્યો. આ ઉપરથી જોવામાં આવશે કે જ્યારે અકબરે ઇન્ડિયાને પોતાની મુઠ્ઠીમાં સજ્જડ લીધું હતું, ત્યારે મોગલ બાદશાહોને પોતાની સામે એક ચોખ્ખું મેદાન હતું; પણ દેશી રાજ્યોને વાસ્તે તો તેની રાજનીતિ ભંજનશાલી હતી. તેઓનું લક્ષ્યબિંદુ રાજસત્તા જ હતી, સર્વોપરિ સત્તા ન હતી. દક્ષિણમાં આવેલાં પોતાંના દીન-ભાઇઓનાં રાજ્યો પણ તેઓએ બચાવ્યાં નહિ, અને જ્યારે બાદશાહી પડી ત્યારે મહમદ તઘલખના મૃત્યુ બાદ અવ્યવસ્થા ચાલી હતી તેના કરતાં વધારે ખરાબ અવ્યવસ્થામાં સમગ્ર દેશ ફરીને આવી પડયો.

**મરેઠાઓ રાજનીતિનો વિકાસ કરી શકયા નહિ.**

મોગલ સત્તાનું સારું વાળે એવાં થોડાંજ લક્ષણો મરેઠાઓ બતાવી શકયા. તેઓ માંહોમાંહે કજીયા કરવા લાગ્યા. અને તેઓની ફોજ ઉપર અંકુશનો અભાવ હોવાથી જે દેશો ઉપર તે ફરી વળતા તેઓને તેમનાં દર્શન આકરાં બાણ જેવા લાગતાં. સુવ્યવસ્થા નહિ, પણ લૂંટ એજ તેઓની જાહેર રાજનીતિ હતી. સુવ્યવસ્થા કરવાનું કામ જેને માથે પડવાનું હતું તેના સુભાગ્યે મરેઠાઓએ પંજાબ ઉપર હલ્લો કરીને અહમદશાહનું વૈર જગાડયું. તેણે તેઓને ૧૭૬૧ માં પાણીપત પાસે સજ્જડ શિકસ્ત ખવરાવી. સાંભળ્યા પ્રમાણે તેમાં લગભગ ૨૦૦૦૦૦ હિંદુઓ રણક્ષેત્રમાં પડ્યા. ત્યાર પછી મરેઠાઓનું રાજ ઐક્ય માત્ર નામનુંજ રહ્યું. તેઓના મુખ્ય અગ્રેસર-સિંધિયા, હોલ્કર અને નાગપુરનો ભોંસ્લા પોતપોતાની સેનાઓને પરસ્પર વારંવાર અથડાવતા હતા. અહમદશાહ પોતાની અફઘાની અને ઇરાની ફોજો લઇને સ્વદેશ તરફ પાછો ચાલ્યો ગયો; તે ઇન્ડિયાનું નસીબ બીજાને સોંપતો ગયો. ત્યારે ખુલ્લું થયું કે વિચ્છેદ અને અવ્યવસ્થાના સમયો ગુરૂત્વાકર્ષણના પણ સમયો છે. મરેઠાના મુલ્કી રાજાઓ પુનાની મધ્યસ્થ સત્તાના દ્વેષી હતા. તેઓ લૂટ માટે પરસ્પર કંકાસ કરતા હતા. તેમજ તેઓ રાજકીય ધોરણ ઉત્પન્ન કરવા માટે કાબેલ ન હતા. દરિયા કિનારે બેઠાં બેઠાં, જે બાબતમાં પૂર્વ-

ગામીઓ નિષ્ફળ થયા હતા, તેમાં સફળ થવાનું, અને પોતાનાં રાજ્યોના હક જાળવવા શક્તિમાન્ રહેવાનું બતાવવાનું લન્ડનથી આવેલા સાફ મગજના વેપારીઓ માટે બાકીમાં રહેલું હતું.

**ફ્રાન્સ સાથેના વિગ્રહોને લીધે કંપનીને દેશી રાજ્યોમાં વચ્ચે આવવું પડયું.**

તેઓને વચ્ચે આવવું પડયું તે સીધી રીતે એશિયામાંના બનાવોને લીધે ન હતું. યુરપની રાજનીતિ અને વલંદા, ફ્રેંચ તથા ઇંગ્રેજોની સ્પર્ધાએ તે પેદા કર્યું. વલંદાની ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે લંડનની ઈસ્ટ ઇન્ડિયા કંપની ઇંગ્લાન્ડની પ્રજાની તરફથી ઉભી થયેલ તે વચ્ચે સ્પર્ધા ચાલી. લંડનવાળી કંપનીને સોળમી સદીને અંતે રાણી એલિઝાબેથનો ચાર્ટર મળ્યો; તેથી તેણે ૧૬૧૨ માં મળેલા દિલ્હીના ફરમાનથી સુરતમાં એક પોતાની કોઠી સ્થાપી. ૧૬૩૯ માં મદ્રાસ રોકવામાં આવ્યું. અને ૧૬૫૩ માં તે ઇલાકાનું મથક થયું. ત્યાર બાદ, જ્યારે કયાથેરાઇન ઓફ બ્રગન્ઝાના દાયજાના ભાગ તરીકે પોર્ચ્યુગીઝોએ મુંબઈ આપ્યું, ત્યારે થોડા અન્તર પછી પશ્ચિમ ઇન્ડિયામાં તે કંપનીનું મથક ફેરવી ૧૬૮૭ માં મુંબઇમાં કરવામાં આવ્યું. કલકત્તા પણ તેજ અરસામાં મળ્યું હતું. ૧૬૯૩ ની સાલે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની પરિસ્થિતિમાં ફેરફાર જોયો, તેને એક નવીન ઇંગ્રેજી કંપનીનો ભય પેદા થયો. છેવટે લોર્ડ ગોડોલ્ફિનના નિવેડાથી સમાધાની થઈ; અને બન્ને હરીફો ૧૭૦૨ માં એકત્ર થઇ ગયા. ફ્રેન્ચોએ થોડો વખત થયાં કોરોમંડળ કિનારા ઉપરનું પોન્ડીચેરીવાળું પોતાનું સંસ્થાન ડચ લોકો પાસેથી લીધું હતું. તેજ સામે થવા અવિભક્ત લશ્કરો તૈયાર હતાં. પ્રથમ યુદ્ધ દ્વિપકલ્પની દક્ષિણમાં ચાલ્યું. તેથી ઈસ્ટ ઇન્ડિયા કંપનીને દેશી રાજ્યો સાથે દોસ્તીના સંબંધો બાંધવાનું થયું. એ અઢારમી સદીના બીજા અર્ધના દિલ્લ હલાવનારા બનાવો ફ્રાન્સ અને ગ્રેટબ્રિટનની તવારીખો જોવાથીજ માત્ર સમજાઈ શકે તેમ છે. યુરોપની બે પ્રજા વચ્ચે જુદા જુદા પાંચ વિગ્રહો થયાં. પ્રથમ તો ઓસ્ટ્રિયાની

ગાદી માટે યુદ્ધ ચાલ્યું- ૧૭૪૪ માં ફ્રેંચોએ ઇંગ્લાન્ડ સાથે લડાઈ જાહેર કરી, અને ઇન્ડિયામાં બેમાંથી એકને પણ લાભ વગર ઐલાશપેલનું તેહનામું (૧૭૪૮) થતાં વિગ્રહ વિરામ પામ્યું. ફ્રેન્ચોએ મદ્રાસ લીધું હતું તે સુલેહથી પાછું મળ્યું. પોન્ડીચેરી લેવામાં બ્રિટિશો નિષ્ફળ ગયા હતા. જ્યારે લડાઈ બંધ થઈ ત્યારે તે બન્ને સત્તાઓનાં ઇન્ડિયાની અંદરનાં હિતોના પ્રતિનિધિઓ ક્લાઈવ અને ડુપ્લે હતા. તુરતજ અને તે પણ જ્યારે યુરોપમાં પ્રજાઓ શાન્તિમાં હતી ત્યારે દક્ષિણ ઇન્ડિયામાં ફ્રેન્ચ અને ઇંગ્રેજી કંપનીઓને માટે અગત્યતા ધરાવનારી ગાદીના વારસા સારૂ લડાઇ જાગી. ૧૭૪૮ માં દક્ષિણનો મહાન્ સુબેદાર અથવા નિઝામ અસફજહાં ગુજરી ગયો. નાસીરજંગની તરફ ઇંગ્રેજો થયા. તેની સામે મુઝફ્ફરજંગે ગાદી માટે દાવો રાખ્યો. ડુપ્લેએ તેને ટેકો આપ્યો. કર્ણાટક દક્ષિણના તાબાનો એક ભાગ હતું, અને આર્કટ તેનું પાયતખ્ત હતું. મુઝફ્ફરજંગે ચંદાસાહેબને તેનો નવાબ નિમ્યો. તેના દાવા વિરૂદ્ધ મહમદઅલીએ તુરતજ તકરાર ઉઠાવી. તેને ઇંગ્રેજો તથા મરેઠાઓએ ટેકો આપ્યો. કર્ણાટકમાં એકદમ સપાટાથી લડાઇ આગળ ચાલવા લાગી. ૧૬૫૧ માં ક્લાઇવે આર્કટ લીધું, અને ત્યારબાદ તેને બચાવી રાખ્યું; અને લોરન્સે ટ્રિચિનોપલી પાસે ફ્રેંચોને હરાવ્યા. તેથી દક્ષણમાં ઇંગ્રેજોની વગસગની ચઢતી થઇ. હૈદ્રાબાદમાં ફ્રેંચો વધારે ફતેહમંદ થયા. કેમકે મુઝફ્ફરજંગના મૃત્યુ પછી તેઓએ સલાબતજંગને ગાદી મેળવી આપી હતી. તેણે ફ્રેંચ સહાય્યકારી લશ્કરના પગાર અને યુદ્ધ સામગ્રીના બદલામાં ઉત્તર સરકાર ખુસીને આપી દીધું. ઇન્ડિયામાં આ બનાવો બનતા હતા એટલામાં ઇંગ્લાન્ડ સાથે લડઇમાં ઉતરવા પારીસસ્થ ફ્રેંચ સરકાર શક્યતા ધરાવતી ન હતી. ઇંગ્રેજોના વાંધાના જવાબમાં ૧૭૫૩ માં તેણે ડુપ્લેને પાછો બોલાવી લીધો, અને તેની જગો ઉપર મેં ગોડેહુને મોકલી દીધો. તેણે ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે સમાધાની કરી તેનું પરિણામ એ આવ્યું કે કર્ણાટકના નવાબ તરીકે મહમદઅલીને કબૂલ રાખવો એમ ઠર્યું. વળી ત્રીજું યુદ્ધ તરતજ થયું. ૧૭૫૬ માં સાત વર્ષની લડાઈ જાહેર થઇ; અને ૧૭૬૩ માં પારીસની

સુલેહ થતાં તે બંધ થઈ. પૂર્વમાં નૌકાસૈન્ય મોકલવા ફ્રેંચોને નુકશાનકારક વિલંબ થયો. ડુપ્લેની નોકરી તેઓએ ખોઈ હતી. અને સેઈન્ટ ફોર્ટ ડેવિડ હાથ કર્યો બાદ લાલીએ હૈદ્રાબાદથી બુસીને બોલાવવામાં ભૂલ કરી. તેથી કરીને એ મધ્યસ્થ સ્થળે ફ્રેંચોની વગસગ નબળી પડી. ક્લાઇવ બ્લાક હોલ ( કારાગ્રહ ) નું જુલમી કૃત્યનું વેર લેવા બંગાળામાં ગયો હતો. તેણે (૧૭૫૭ ) પ્લાસીના યુદ્ધ પછી તેનાં કામકાજો સુવ્યવસ્થિત કર્યાં, એટલુંજ નહિ, પણ મદ્રાસમાંથી તેથી કરીને નાણાંનું સાધન હાથ કર્યું. ઇંગ્રેજી નૌકાસૈન્ય વખતસર આવી પહોંચવાથી ૧૭૫૯ માં ફ્રેંચ લોકોએ મદ્રાસ ઉપર ધારેલો ઘેરો ઉઠાવી લેવામાં આવ્યો; અને જ્યારે ક્વિબેક અને ક્વિબરન બે પાસેની ઇંગ્રેજોની ફતેહથી અન્ય રણક્ષેત્રોમાં અને દરિયાઓ ઉપર ફ્રેંચ લોકોની કાર્યપ્રવૃત્તિમાં વિઘ્ન આવ્યું હતું, ત્યારે યુદ્ધતરંગ લાલીની વિરૂદ્ધમાં ફરી ગયો. પોતાના મુલકોમાંથી ફ્રેંચોને બહાર રાખવા નિઝામ કબુલ થયો; અને ઉત્તર સરકાર ઇંગ્રેજોના હાથમાં ગયું. ૧૭૬૫ માં તેઓએ તે ઉપરના પોતાના હક્કો માટે બાદશાહના મંજૂરી મેળવી. ફ્રેંચને વાસ્તે તો ૧૭૬૦ માં વાન્ડિવાશ પાસે આયરકૂટે નિર્ણયકારક ઘા માર્યો. તે પછીના વર્ષમાં મરેઠાના ઐક્યને તોડનાર પાણીપતના યુદ્ધ કરતાં દક્ષિણ ઇન્ડિયામાં આ બનાવ પરિણામે ઓછી અગત્યતાનો ન હતો. પોન્ડિશેરી તાબે થયું; અને જ્યારે પારીસની સુલેહ થઇ ત્યારે જો કે ફ્રેંચના સંસ્થાનો પાછાં આપી દેવામાં આવ્યા હતાં અને સલાબતજંગ હૈદ્રાબાદના નિઝામ તરીકે કબૂલ થયો હતો, તોપણ ફ્રેંચ લોકોનો પક્ષ વસ્તુતઃ નાશ પામ્યો હતો. આ વખતે મહમદઅલી કર્ણાટકના નવાબ તરીકે સ્થાપિત થઈ ગયો હતો, પરંતુ મળેલી મદદ માટે કંપનીનો તે સજ્જડ કરજદાર થઈ ગયો હતો. વળી તે વખતે મ્હૈસૂર સાથેની લડાઈના સબબ સર તેના ઉપરનાં કરજો વધી ગયાં હતાં. તે આપવાને તે અશક્ત હતો તેથી કંપનીએ કર્ણાટકના થોડાંક પરગણાનું, અને છેવટે આખા કર્ણાટકનું વહિવટી કામ સ્વાધીન લીધું. તે દરમિયાન મ્હૈસૂર તરફથી તોફાન ઉપડવા લાગ્યું. હૈદરઅલી કર્ણાટકમાં લશ્કર

લાવ્યો, અને મદ્રાસ પાસે જોવામાં આવ્યો. ૧૭૬૯ માં પોતાની સાથે દોસ્તીનો સંબંધ કરવા બ્રિટિશોને તેણે ફરજ પાડી. ૧૭૭૫ માં અમેરિકાનું સ્વતંત્રતા માટેનું યુદ્ધ ઉપડયું, અને ૧૭૭૮ માં ઇંગ્લાન્ડ સાથે ફ્રાન્સ દરિયાઈ યુદ્ધમાં ઉતર્યું. આ ચોથો વિગ્રહ હતો. હવે સ્પર્ધા કરતી કંપનીઓ આનાકાની વગર લડી શકે તેમ હતું. માહી અને સીરકારમાંની તેઓની લડાલડીથી બ્રિટિશ ઉપર હૈદરઅલી અને નિઝામની દુસ્મની આવી પડી. હૈદરઅલીએ કર્ણાટક ઉપર દોડ કરી, પરંતુ પોર્ટો નોવો પાસે ૧૭૮૧ માં આયરકૂટે તેને હરાવ્યો. જ્યારે ૧૭૮૩ માં વર્સેલનું તેહનામું થતાં યૂરોપમાં લડાઇ બંધ થઇ ત્યારે ફ્રાન્સને ખોયેલો મુલ્ક પાછો મળ્યો, પણ ઇન્ડિયામાંની વગસગ ફરીને મળી નહિ. પણ તે તો ટિપુ સુલતાન સાથેના પોતાનાં કાવતરાં જારી રાખતી રહી. તે ૧૭૮૨ માં પોતાના બાપની ગાદીએ બેઠો હતો. પરંતુ ૧૭૯૩ માં જ્યારે ફ્રાન્સે ઇંગ્લાન્ડ સાથે ફરીને લડાઇ જગાવી અને પાંચમો વિગ્રહ થયો ત્યારે કેપ સેન્ટ વિન્સેન્ટ અને નાઇલના યુદ્ધોથી તેની દરિયાઇ સત્તાના ચૂરેચુરા થઇ ગયા; અને ૧૭૯૯ માં સેરિંગાપટમ પડવાથી ઘટ હઇને ટિપુના મહત્વાકાંક્ષી મનસુબા અને તેનું રાજ્ય ધુળધાણી થયા.

ફ્રેન્ચોની લડાઇઓ અને કાવતરાંથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીને દક્ષિણના દેશી રાજાઓ સાથે દોસ્તી અને લડાઇઓ કરવા જરૂર પડી. મ્હૈસૂરનાં યુદ્ધો સંપૂર્ણ થતાં કેટલાક જીતી લીધેલા પ્રાન્તો હૈદ્રાબાદને આપી દેવામાં આવ્યા, અને કંપની સાથે નિઝામના સંબંધો તાબાના સહાય્યકારીપણા અને અંદરની સ્વતંત્રતાના પાયા ઉપર નિશ્ચિત થયા.

**દક્ષિણ ઇન્ડિયામાં રક્ષિત રાજ્યોનો ઉદ્ભવ.**

હૈદરઅલીએ જેની પાસેથી સત્તા છીનવી લીધી હતી તે કુટુંબને મ્હૈસૂર પાછું આપવામાં આવ્યું; અને ત્રાવણકોર અને કોચિનની માફક તેને પણ રક્ષિત રાજ્યોના વર્ગમાં દાખલ કરવામાં આવ્યું. ૧૮૦૨ માં કર્ણાટકને બ્રિટિશના સીધા રાજકારોબાર નીચે મૂક્યું ત્યાં સુધી તે તેના નામના નવાબ નીચે રહ્યું. પરંતુ દક્ષિણની લડાઇઓના રાજપ્રકરણી પરિણામો એટલેથીજ

ખતમ થયા નહિ. હૈદરઅલી સામે મરેઠાઓએ ચોથનો દાવો કર્યો હતો; અને જ્યારે ૧૭૮૪ માં ટિપુ સાથે બ્રિટિશોએ ટૂંક વખત માટે સુલેહ કરી અને જીતાયેલા મુલકો પરસ્પર પાછા લેવા દેવાનું ઠરાવ્યું, ત્યારે પેશ્વા સાથે થયેલ તહનામાનો ભંગ થાય છે એમ પુનાની દરબારે ગણ્યું. પછી ૧૭૯૫ માં મરેઠાઓને નિઝામ સાથે કુસંપ થયો, અને સેરિંગાપટમના પતન પછી પેશ્વાને લૂંટનો ભાગ આપવા માંડયો હતો, તોપણ તેણે સિંધિયાની સલાહ માનીને તે લેવા ના પાડી. મ્હૈસૂરમાં મુસલમાન રાજ્યની બ્રિટિશ વિરૂદ્ધ લાગવગ દૂર કરીને, અને નિઝામ અને બ્રિટિશને દોસ્તીમાં જોડીને ૧૭૯૯–૧૮૦૦ છેવટની સમાધાની કરવામાં આવી. તેથી મરેઠા સાથેનું છેવટનું બંગાણુ માત્ર વખત અને તકનો સવાલ રહ્યું. સંક્ષેપમાં ખુલ્લું હતું કે મદ્રાસમાંનું સંઘર્ષણ એક વધારે મોટા સિદ્ધાન્તનો ભાગ હતું, અને પશ્ચિમમાં કાંઇક રાજ્કીય સમાધાની દક્ષિણમાં થયેલ તેના જેવી થવી જોઇતી હતી, પરંતુ મુંબઇની પરિસ્થિતિનું અવલોકન કર્યા પહેલાં બંગાળાની હાલતનું થોડું વર્ણન આપવું જોઇએ.

**આઉધ અને બંગાળા સુધી તેનું પ્રસરણ.**

બંગાળામાંના બનાવોએ મરેઠાઓને ત્યાંથી પાછા કાઢયા, અને કૃતિની ગતિને વાસ્તે માર્ગ તૈયાર કર્યો. ત્યાં જે જરૂરયાતે કંપનીને કૃતિની ગતિ માટે ફરજ પાડી તે યૂરોપ સાથે સંબંધ રાખનારાં કારણોથી નહિ, પણ સ્થાનિક કારણોને લીધે હતી. બંગાળાનો સુબેદાર અથવા નવાબ પોતાની ઓલાદ કે જમાનામાં નિઝામના જેવો કદી ન હતો; અને તેનામાં બાદશાહના અંકુશ માટે એટલું બધું વાસ્તવ સ્વતંત્રપણું હતું કે (૧૬૨૪) ની જૂની કોચલાંની સાલની સનદ (ફર્માન) ધરાવનારી વેપારીની નજીવી મંડળી સાથે સવિનય વર્તણૂક રાખવા તેની મરજી ન હતી. પણ ઔરંગઝેબે તો ત્યાર બાદ તેઓનું મૂળ કાઢી નાખવાનો ડર બતાવ્યો હતો, અને થોડે અંશે પોતાના મનસુબાઓનો અમલ પણ કર્યો હતો, એ વાત સાચી છે કે બંગાળા પ્રાન્તના સુબા ઓ ંગ-

ઝેબના શાહજાદાએ સતરમી સદીને અંતે કલકત્તા ખરીદ કરવા તેઓને પરવાનગી બક્ષી હતી. પણ જે વાતની એક સુબેદાર પરવાનગી આપે તે માટે બીજો ન પણ આપે; અને જ્યારે ૧૭૫૬ માં એ હોદ્દા ઉપર નવાબ સુરાજ-ઉદ્-દૌલા આવ્યો ત્યારે કોઠીમાં આશ્રય લેનાર એક અમલદારને પોતાને સોંપી દેવા તેણે કલકત્તાના સુબાને હુકુમ કર્યો; અને તેનો કિલ્લો જમીન-દોસ્ત કરવા માગણી કરી.ના પાડવાથી ૧૭૫૬ ના જૂનમાં તે થાણાને લઈ લેવામાં આવ્યું અને બ્લાકહોલનો કમકમાટી ઉપજાવનારો બનાવ બનવા પામ્યો. મદ્રાસથી કલાઇવના સેનાપતિપણા નીચે એક મોકલાયેલી ફોજે ૧૭૫૭ ના જાન્યુ-આરીમાં કલકત્તા પાછું હાથ કર્યું, અને તે પછીના જૂનની ૨૩ મી તારીખે પ્લાસિનો જય મેળવવામાં આવ્યો. ત્યાર પછીનું કલાઇવે જે પગલું ભર્યું તે મીરજાફરને બંગાળાના નવાબ તરીકે ગાદી ઉપર બેસાડવાનું હતું. પણ તેણે કંપનીના નોકરોને સંતોષ આપ્યો નહિ, અને ૧૭૬૦ માં મીર કાસમને તેની જગો ઉપર નિમ્યો. દરમિયાનમાં બ્રિટિશની નવીન સ્થાપિત થયેલી સત્તાને ફ્રેન્ચ અને ડચ તરફથી ભય શરૂ થયો. આઉધના નજીકના પ્રાન્તના સુબેદાર (નવાબ વઝીર), જેની સાથે બાદશાહના બેટા શાહઆલમે એકો કર્યો હતો, તેની તરફનો પણ ભય શરૂ થયો. ફ્રેન્ચોને ચંદરનગરમાંથી કાઢી મૂકવામાં આવ્યા, અને ૧૭૫૯ માં હુગલી નદીમાં વલંદાઓના વહાણોનો એક કાફલો આવ્યો તેના ઉપર બ્રિટિશોએ હુમલો કરી તેને હરાવ્યો. વાયવ્ય બાજુ તરફથી જણાયેલો ડર એવી સહેલાઇથી શાન્ત કરી શકાયો નહિ. શાહઆલમ અને તેના દોસ્તો ૧૭૫૮ માં પટણામાંથી નિકળી ગયા હતા. પરંતુ, જ્યારે બ્રિટિશોને મીરકાસમ સાથે ટંટો થયો, અને મીરજાફરને ગાદી પાછી સોંપી, ત્યારે (૧૭૬૩) આઉધના નવાબ વઝીર શુજાઉદ્દૌલાએ મીરકાસીમની બાજુ લીધી, અને બંગાળા ઉપર હુમલો કર્યો. પ્લાસીના યુદ્ધે (૧૭૬૪) પૂરૂં કર્યું, અને બંગાળા તેમજ આઉધ અને અલાહબાદને બ્રિટિશોના કદમમાં ઝુકાવ્યાં. શાહઆલમ હવે બાદશાહ થયો હતો. તેને અલાહબાદ અને કોરા મળ્યાં; અને તેના વારામાં કંપનીનો કલકત્તા ઉપરનો કબજો

મંજૂર રાખ્યે. (૧૭૬૫ ના ઓગસ્ટમાં) બંગાળા, બિહાર, અને ઓરિસાની દિવાની પણ તેઓને આપવામાં આવી. સાથે આઉધને તેના નવાબ વઝીરના તાબામાં રાખવાનો અંગીકાર કરવામાં આવ્યો; અને તે પછી તરતમાંજ તેની ફોજની સંખ્યા કમી કરી ૩૫૦૦૦ માણુસો ઠરાવવામાં આવી. મરેઠા સામે આઉધમાં આડ ઉભી કરવાનો કલાઇવનો હેતુ હતો. પણ મરેઠાઓ બાદશાહ પાસેથી અલાહબાદ લેઇ લેવાનું કરી સામું પોતાનું કામ કાઢી લીધું. આ બનાવેનો મુખ્ય રાજકીય પરિણામ એ થયો કે વાયવ્ય તરફના સરહદ ઉપર બ્રિટિશ રક્ષણુ તળે આઉધનું રાજ ટક્કર ખાનારૂં હોવાની સાથે બંગાળા બ્રિટિશ ઇન્ડિયાનો ભાગ થયો. મરેઠાઓને આગ્રા અને દિલ્હીના પ્રાન્તોમાં અને હાલમાં મધ્ય ઇન્ડિયા એજન્સી અને મધ્ય પ્રાન્તોના નામથી ઓળખાતા પ્રદેશોમાં તે વખતે પોતાનો કાર્યક્રમ ચલાવવા છુટા રાખવામાં આવ્યા હતા. મોગલ બાદશાહી તો પડી ભાગી હતી, પરંતુ મરેઠાઓ સાથે છેવટની સમાધાની કરવી હજુ બાકી હતી.

**મરેઠાઓનાં રાજ્યો, રાજપુતાણા અને મધ્ય ઇન્ડિયા ઉપર પ્રસરણ.**

મ્હૈસૂર સાથેના વિગ્રહો પૂર્ણ કરવામાં આવ્યાં હતાં ત્યાં સુધી જરૂરયાતને સબબે, મરેઠાના એકત્ર રાજ્યોની મધ્યસ્થ સરકારનો પરાભવ કરવાનું કામ ઢીલમાં પડયું હતું. જેમ મદ્રાસમાં બન્યું તેમ યૂરોપની અંદરની લડાઇઓના દબાણુને લીધે મુંબઈની કોઠીઓ અંદરનાં દેશી રાજ્યોના સંબંધમાં ઘસડાઈન હતી. તોપણ મુંબઇની ભૂગોળ સંબંધી સ્થિતિ જોતાં તેની સરકારને દરિયા ઉપરની શાન્તિ ઘણીજ અગત્યની હતી. તેથી ચાંચીઆખોરી દબાવી દેવા માટે કોલ્હાપુર, સાવંતવાડી, જંજીરા, જાફરાબાદ, અને ખંભાતના દરિયાઇ રાજ્યોના રાજકર્ત્તાઓને તેહનામાઓ કરવા લલચાવવામાં આવ્યા હતા. ૧૭૩૯ માં પેશ્વા સાથે થયેલું સર્વથી પહેલું તેહનામું તેવીજ રીતે દરિયાઇ અને વ્યાપારી ગોઠવણુ જેવું હતું. ૧૭૭૫ માં મુંબઈ સરકારે પુનાના વંશની ગાદીની બાબતમાં વચ્ચે આવવા કોશિસ કરી તે કમનશીબે ઠીક થયું નહિ.

પરંતુ પાછળથી મદ્રાસની લડાઇઓના સબબ સર એ દરબાર સાથે વધારે નિકટ સંબંધો બાંધવા બ્રિટિશોને ફરજ પડી હતી. એજ સમયે ઉત્તર ઇન્ડિયાંના બનાવોને લીધે આધાર માટે બ્રિટિશ તરફ નજર કરવા પેશ્વાને મન થયું. ફ્રાન્સ તો દક્ષિણમાંની પોતાની લાગવગ ખોઈ બેઠું હતું. તે ઉત્તરમાં હજુ ચક્ષુનો વિષય હતું. ત્યાં ફ્રેન્ચ અમલદારો સિંધિયાની ફોજો ઉપર અમલદારી કરી રહ્યા હતા. સિંધિયાએ અહમદનગરનો કિલ્લો કંઇ દહાડાનો હાથ કરી લીધો હતો, ઇન્દોરના મુલ્કોનો મ્હોટો ભાગ કબજે કર્યો હતો, અને દિલ્હીના છાયારૂપ બાદશાહ ઉપર સંપૂર્ણ અંકુશ મેળવ્યો હતો. બ્રિટિશોએ પોતાને માટે નવાબ વઝીર પાસથી રોહિલખંડ અને અલાહબાદની ચોતરફનો પ્રદેશ હાથ કરી લીધો હતો. આ પ્રમાણે આશ્રય બ્રિટિશ મુલ્કમાં ઘેરાઈ ગયું હતું. તે માટે જ્યારે ૧૮૦૨ માં વસઇના તેહનામા વડે બ્રિટિશોએ પુનામાં પોતાની લાગવગ નિર્ભય કરી, અને ત્યાં સહાયકારી લશ્કર રાખ્યું, ત્યારે તેનો હેતુ પાર ન પડે તે વાસ્તે સિંધિયાએ એકદમ ભોંસલે સાથે દોસ્તી કરી, લડાઈ ચાલી; અને સિંધિયા અને તેના દોસ્તની સત્તા ભાંગી ગઈ. બાદશાહને હવાલામાંથી છોડયો, ગ્વાલિયર અને નાગપુરનાં રાજ્યોની હદ કમી કરવામાં આવી; અને વડોદરા બ્રિટિશ સરકારના તાબાનું દોસ્ત થયું. પરંતુ હોલ્કરને સિંધિયા તરફથી ખમવું પડયું હતું, તોપણ પોતાના હરીફોને આ પ્રમાણે નમતા જોઈ ખુશી થયો નહિ. સીખ લોકો સાથે દોસ્તી બાંધી તેણે એક ભૂલાવો ખવરાવનારો રસ્તો કાઢવા ઉમેદ રાખી; પરંતુ લોર્ડ લેક તેની પાછળ થયો, અને ૧૮૦૫ માં તેને બિઆસનું તેહનામું થયું તેમાં સહી કરવી પડી. તેથી તેના અવશિષ્ટ મુલ્કો ઓછા થયા. આ બનાવોએ પેશ્વાને તેના જોરાવર દોસ્તોના દબાણમાંથી મુક્ત કર્યો. તે સાથે વળી બ્રિટિશોને ઉથલાવી નાખવા તેઓ સાથે ઐક્ય કરવાની શકયતાનો પણ પ્રતિબંધ કર્યો. તેથી થોડી મુદત સુધી બ્રિટિશો અને પુના દરબાર વચ્ચેના સંબંધો દોસ્તીના પાયા ઉપર રહ્યા. ગાયકવાડના દિવાનની સહી સલામતી માટે બ્રિટિશો જામીન થયા હતા. તેનું ખૂન થયું ત્યાં સુધી એ પ્રમાણે ચાલ્યું. તેને પરિણામે ૧૮૧૭ માં

મુનાનું તેહનાસું થવા પામ્યું. તે મુજબ કાઠિયાવાડ, બુંદેલખંડ, અને માળવા ઉપરની પેશ્વાની સત્તા કંપનીને પ્રાપ્ત થઈ. તેની દરમિયાન પિંડારીઓની ટોળીઓ મજબૂત થવા પામી હતી. દેશી રાજ્યોની નોકરીમાંથી કાઢી નાખેલા સિપાઇઓની તેમાં ભરતી થઇ હતી. વળી તે જમાનાની તટસ્થ રાજનીતિથી તેઓ મજબૂત થઇ ગયા હતા. આ ગડબડાટથી પેશ્વાને હિમ્મત આવી. તેણે તેના કોલકરારો તોડયા, અને બ્રિટિશ રેસિડેન્સિ ઉપર હલ્લો કર્યો. કીર્કિ નજીક તેનું લશ્કર હાર્યું, અને તે પછી જે બનાવો બન્યા તેથી પોતાના મુલ્કો બ્રિટિશોને આપી દેવા તેને ફરજ પડી. પિન્ડારીના યુદ્ધનો છેડો લાવવામાં આવ્યો (૧૮૧૭-૮); અને તેના પરિણામો પૈકી એક એ હતું કે રાજપુતાણા તેમજ મધ્ય ઇન્ડિયાનાં નાનાં રાજ્યો બ્રિટિશ રક્ષણ તળે આવ્યાં. ગ્વાલિયર, ઇન્દોર અને નાગપુર એ ત્રણ મરેઠાઓનાં રાજ્યોને પણ તે સમયે બ્રિટિશ રક્ષણની નીચે મૂકવામાં આવ્યાં. ઇન્ડિયામાં બ્રિટિશ સામ્રાજ્યની નિશ્ચિત સ્થાપના આ સમયથી શરૂ થઈ એમ કહી શકાય.

નેપાળના યુદ્ધથી તે રાજ્ય સાથેના આપણા હાલના સંબંધો મુકરર થયા. (૧૮૧૪-૬ જુઓ ફુટનોટ પરિશિષ્ટ ૧) હવે માત્ર સિંધ અને પંજાબ રક્ષણના બ્રિટિશ ધોરણની બહાર રહ્યાં હતાં. ખેરપુર, જેને દેશીરાજ્ય તરીકે કાયમ રાખવામાં આવ્યું, તે સિવાય ૧૮૪૩ માં સિંધને કંપનીની રાજસત્તા તળે લાવવામાં આવ્યું. ૧૮૪૯ માં પંજાબને જોડી દેવામાં આવ્યું ત્યાં સુધી લાહોરનું રાજ્ય ચાલુ રહ્યું; પરંતુ સતલજની આ તરફનાં રાજ્યો અને ભાવલપુર અગાઉથી રક્ષણમાં લેવાઇ ગયેલાં હોવાથી તેઓને બચાવવામાં આવ્યાં.

**લાહોર અને સિંધને અંદર લીધાં.**

બ્રિટિશ રાજસત્તાના ફેલાવાના અને સર્વોપરિ સત્તા સાથે દેશી રાજ્યોને સંબંધોમાં જોડાવાના આ સંક્ષિપ્ત ઇતિહાસથી માલુમ પડશે કે કેવા પાયા ઉપર હાલનું ધોરણ અવલંબિત થઇને રહેલું છે. ખરેખરી ફરજિયાતને લીધે

**વર્તુલ-મર્યાદાવાળી બ્રિટિશ રાજ-**

**નીતિની પહેલી મુદત.** કંપનીને એકથી બીજે સ્થળે ગોથાં ખાવાં પડયાં, અને જમાનાને અનુકૂળ થાય તે પ્રમાણે હકીકત જોઈ પોતાના મનસુબાઓ ફેરવવા પડયા. પ્રારંભમાં તટસ્થ રાજનીતિ ચાલુ રાખવામાં આવી, અને ગુંચવણ ભરી દોસ્તીઓમાંથી દૂર રહેવા સાવધાની રાખવામાં આવી. જ્યાં જ્યાં ફ્રેન્ચો ગયા ત્યાં ત્યાં બ્રિટિશોને પાછળ જવું પડયું. જ્યારે સર્વત્ર અવ્યવસ્થા ચાલી ત્યારે એક દેશી રાજાએ કલકત્તામાંથી વેપારીઓને બહાર કાઢયા, અથવા તો જ્યારે મ્હૈસૂર ઝડપી લેનારે મદ્રાસનો નાશ કરવાનો ડર બતાવ્યો ત્યારે લેવાનો રસ્તો માત્ર એકજ હતો. સર્વોપરિ સત્તાના પુરાવાથીજ માત્ર માનની નિશ્ચિત પ્રતીતિ થાય છે. પરંતુ જ્યારે બ્રિટિશોને લડાઇમાં ઉતરવું પડયું, અને દુશ્મનોને મારી લડાઇના ખર્ચ માટે અને સ્વરક્ષણ માટે નાણું પૂરૂં પાડવા જોઇતા મુલ્કો લીધા, ત્યારે એટલેથીજ વિરામ પામવાની આશા રાખી હતી. તેથી કરીને હિંદુસ્તાનમાં મરેઠાઓની સામે આડ તરીકે કામે લાગે તે માટે બક્ષર પછી આઉધ પાછું આપ્યું. જ્યારે ટિપુ સુલતાન માર્યો ગયો, ત્યારે મ્હૈસૂર તેના હક્કદાર રાજાઓને પાછું સોંપ્યુ; અને સિતાબલ્દીના જય (૧૮૧૭) પછી ભોંસલાને નાગપુર પરત આપ્યું. તેજ પ્રમાણે પાછળથી પહેલી સીખ લડાઈ બાદ લાહોરના રાજ્યનું ફરીને બંધારણ કરવામાં આવ્યું હતું. સંક્ષેપમાં દેશી રાજ્યો સાથેના પોતાના સંબંધની પ્રથમની મુદત દરમિયાન બ્રિટિશો બને તેટલું વર્તુલ મર્યાદામાં રહેવા માટે પ્રયત્નવાન્ રહ્યા. તે વખતે જે તેહનામાં તેઓએ દેશી રાજ્યો સાથે કર્યાં તે સ્વતંત્ર અને રાજ્યોના પરસ્પર ધોરણ તરીકે સત્તાધીશ રાજકર્ત્તાઓ સાથે જાણે કરતા ન હોય તેવી રીતે કરેલાં છે. દિલ્હીના બાદશાહના સોંપેલા અધિકાર તળે તેઓ જાણે કામ કરતા હોય નહિ, એવો વરતાવો તેઓએ થોડી મુદ્દત સુધી તો જારી રાખ્યો; પરંતુ, જ્યારે શાહઆલમે તેઓનું રક્ષણ છોડી તે મરેઠાઓનો કેદી થયો, ત્યારે વધારે વાર ખોટો ઢોંગ કરવો એ અશક્ય હતું. ત્યાર બાદ બીજાની માફક તેઓને સ્વરક્ષણનો ખરો હક્ક હતો. તે પ્રમાણે તે આગળ ચાલ્યા. તે સાથે

તેઓ સાવધ રહેતા હતા કે ન પરિપૂર્ણ થાય તેની જવાબદારીઓ માથે લેવી નહિ. સામાજ્ય બુદ્ધિના લક્ષ્યબિંદુથી જોતાં સ્વીકારેલી વર્તણુંક પરિપકવ અને સખ્ત રીતે કાયદેસર પણ હતી. કર્ણાટકના વહિવટના ઉપજના હિસાબ વાસ્તે કંપની વિરૂદ્ધ આર્કટના નવાબે ચાન્સરીમાં દાવો કર્યો. તેની તપાસ ચલાવી• કમિશનર આયરે તે દાવો કાઢી નાખ્યો. તેમાં એવો સબબ બતાવ્યો કે જે સખ્સોની વચ્ચે આ કેસ છે તેઓ એક બીજાથી સ્વતંત્ર રાજ્યો માફક પરસ્પરના કોલકરારોથી બંધાયેલા છે. તેહનામાં થયેલાં છે તે બે રાજસત્તાની વચ્ચે થયેલાં છે, "અને તેને પરિણામે ખાનગી મુલ્કી હકુમત લાગુ કરવાની એ બાબત નથી.'

**"તાબેદારીના જુદારાવાળી" બીજી મુદત.**

એક મુદતનો અંત અને બીજી મુદતનો પ્રારંભ જેમાં થતા હોય, તેવું ચોકસ વર્ષ નક્કી કરવું એ મુસ્કેલ છે. રાજપદ્ધતિના ફેરફારો ધીમા વિકાસના હોય છે, તથાપિ તેહનામાઓનું નિરીક્ષણ અને ગવર્નર-જનરલના સુપ્રસિદ્ધ અભિપ્રાયો ૧૮૧૩ ની સાલનું વર્ષ પસંદ કરવા વાસ્તે વ્યાજબી કારણ છે. કેમકે લોર્ડ હેસ્ટિંગઝના અને તેના અનુગામીના હાથમાં દેશી રાજાઓ સ્વતંત્રતાની કલ્પનાએ અને તટસ્થ રાજનીતિએ "તાબેદારીના જુદારા," અને ઇન્ડિયામાં બ્રિટિશ સર્વોપરિ સત્તાના સામાન્ય ધારણને રસ્તો આપ્યો હતો ( આ બિનાથી પણ સદહુ વર્ષનો ) આંક મુકરર થાય છે. એ સાચું છે કે લોર્ડ વેલસ્લીએ ફેરફારની જરૂરનો આગળથીજ ખ્યાલ બાંધ્યો હતો; અને પોતાની કાર્કિર્દીમાં (૧૭૯૮–૧૮૦૫ તે વર્તુલ–મર્યાદા છેટે સુધી બહાર વધ્યો હતો; વળી તેણે કેટલાંક રજપુત રાજ્યો સાથે દોસ્તી બાંધી હતી; અને જેમ દતિયા સાથે કર્યું તે દૃષ્ટાન્ત પ્રમાણે તેહનામાઓમાં દોસ્તીની સાથે "તાબેદારી" શબ્દ પણ દાખલ કર્યો હતો પરંતુ તેના અનુગામી લોર્ડ કોર્નવાલિસે આમાંના કેટલાક કોલકરારો પાણીમાં બોળ્યા; અને ૧૮૦૯ ના જેટલી મોડી સાલમાં લોર્ડ મિન્ટોએ ભોપાળ સાથે દોસ્તી કરવા ના પાડી. તેથી, જ્યારે લોર્ડ હેસ્ટિંગ્ઝે હોદ્દો લીધો તે ૧૮૧૩ નું

વર્ષ ફેરફાર અને તાબેદારીના જુદાશની નવીન રાજપદ્ધતિના પ્રારંભ માટે પસંદ કરવું એ ગેરવ્યાજબી નથી.

પેશ્વા સાથે ૧૮૦૨ માં તેહનામું થયું તેથી ૧૮૧૭ માં તેની રાજસત્તાના છેવટના ત્યાગની પૂર્વછાયા પડી ચૂકી હતી. મરેઠાઓની આગલી મિત્રમંડળીનાં અગ્રેસર અંગભૂતો હવે જુદાં જુદાં પડી ગયાં હતાં, અને તેઓના મુલકોની મુકરર હદો બાંધી દેવામાં આવી હતી. આંધળો બાદશાહ શાહઆલમ ૧૮૦૬ ના નવેંબરમાં ગુજરી ગયો હતો, અને જો કે ૧૮૩૨ સુધી દિલ્હીના પરગણાંઓ, જેને તે વખતે બ્રિટિશ મુલકો સાથે જોડી દીધાં હતાં તેનો કારોબાર તેના અનુગામીના નામથી ચાલતો હતો; તોપણ જ્યારે લોર્ડ હેસ્ટિંગ્ઝે ગવર્નર-જનરલનો હોદ્દો હાથમાં લીધો ત્યારે મોગલ સત્તાનું દરેક ચિહ્ન અદૃશ્ય થયું હતું. આગલી સ્થિતિ ગત થઇ ગઈ હતી; અને ૧૮૧૩ માં મરેઠાઓના અન્ય રાજ્યો ઉપરની પેશ્વાની સર્વોપરિ સત્તા કોઇ પણ કિમ્મતની વસ્તુ રહી નહિ હતી, ઇન્ડિયામાં માત્ર બ્રિટિશ કંપનીની જ સત્તા પ્રવર્તતી હતી. તેણે પોતાના યૂરોપની હરિફો ઉપર જય મેળવ્યો હતો, અને દેશી દુશ્મનોને વિખેરી નાખ્યા હતા. તેના જયે નાણાંનું ખર્ચ કરાવ્યું હતું; અને જે દેખાવોની આરપાર આખો દેશ પસાર થઈ ચૂક્યો હતો તેની પછી તેને શાન્તિ અને દમ લેવાના અવકાશની જરૂર હતી. માટે જ્યારે પિન્ડારી લૂંટારાઓએ કંપની તથા તેના દોસ્તોને માત્ર નવા ખર્ચમાંજ નહિ, પરંતુ જંગલી રીતની લડાલડીની કમકમાટીમાં ઉતારવાનું કર્યું ત્યારે લોર્ડ હેસ્ટિંગ્ઝને તટસ્થ રાજપદ્ધતિ છોડી દેવા, અને બ્રિટિશ સાથે સંબંધ ધરાવનારા દેશી રાજ્યોના કામકાજની સમાધાની કરવા ફરજ પડી. પાર્લામેન્ટ તટસ્થ રાજપદ્ધતિના ખાલી ફડાકા મારી રહી હતી, અને ખરી હકીકતના અભાવથી એ વાત ખોટી ઠરતી હતી. તેના બદલામાં સિંધ, પંજાબ અને બર્મા સુધીનાં રાજ્યો સહિતમાં તાબેદારીના જુદાશની રાજનીતિ દાખલ થઇ. તે બળવા સુધી ચાલુ રહી. જે મુદ્દતમાં લોર્ડ ડાલ્હાઉસીએ ખાલસા કરવાના મતનો અમલ કરી હિંદુ રાજાઓના પુત્ર વારસને અભાવે

"અવલંબિત" દેશી રાજ્યોને ખાલસે કર્યા તે તેમાં આવી જાય છે.

**તેહનામાના સંબંધો ઉપર રિવાજ અને રૂઢીની અસર.**

દેશી રાજ્યો સાથેનાં ઘણાં ખરાં તેહનામાં કોલકરારો આ મુદ્દતની દરમિયાન કરવામાં આવ્યાં હતાં. પણ ઘણાં નાનાં રાજ્યોને તો વિધિપૂર્વક કોલકરારો કર્યા વગરજ રક્ષણ નીચે લેવામાં આવેલાં છે. તેવીજ રીતે ૧૮૧૩ અને ૧૮૭૫ની વચ્ચેની તારીખોનાં છે. તેઓમાં સુધારણા કરવામાં આવેલ નથી. તોપણ મુગી કબૂલત, હકીકતોના વાજબીપણા, અને રાજપ્રદ્ધતિની પસિદ્ધ જાહેરયાતોથી તેઓમાં સારી પેઠે ફેરફાર થયેલા છે. જેમ વ્યક્તિઓની બાબતમાં થાય છે તેમ રાજ્યોની બાબતમાં દસ્તાવેજોના અર્થ જાહેર કૃત્યો અને પક્ષકારોએ અનુસરિત કરેલા લાંબા કાળના કાર્ય-વ્યવહારથી થાય છે. દૃષ્ટાન્ત તરીકે, જ્યારે ૧૮૫૦ માં ગાદીના વારસાની તકરારને લીધે ભાવલપુરમાં મુલ્કી લડાઇ ઉઠી, ત્યારે લોર્ડ ડાલહાઉસીએ ઠરાવ્યું કે જ્યાં સુધી રાજ્યની સરહદ સુધી લડાઇ પસરી ન હોય ત્યાં સુધી, અને સર્વોપરિ સત્તાએ કબૂલ રાખેલા ગાદીવારસને તેનો હરિફ કાઢી મૂકે, તોપણ ઈન્ડિયા સરકારે વચ્ચે આવવા જરૂર નથી. સ્વતંત્ર રાજ્યોની ઘર સંસારી બાબતોમાં તે જમાનામાં તટસ્થ રહેવાની રીતિ ચાલતી હતી તે પ્રમાણે આ ડોળ મળતો આવતો હતો. પરંતુ બળવા બાદ એ રીતિને ફેરવી નાખવામાં આવી હતી; અને ૧૮૯૧ ના જુલાઇમાં સ્ટેટ સેક્રેટરીએ બ્રિટિશ સરકારનો સાર્વજનિક પ્રચાર અને ઇરાદા, ખાસ કરીને મણિપુરની બાબતમાં પ્રકટ રીતે આ શબ્દોમાં જાહેર કર્યાઃ—" સામાન્ય રીતે ઇન્ડિયાના રક્ષિત રાજ્યોમાં ગાદી વારસાઓનું નક્કી કરવા સરકારનો અંગીકૃત હક અને ફરજ છે. બ્રિટિશ સરકારના હિત માટે પણ આપે વચ્ચે આવવાની આવશ્યકતા હતી. સરકાર થોડાં વર્ષો થયાં આગળ કરતાં મણિપુરના રાજ્ય અને રૈયત સાથે વધારે નિકટના સંબંધમાં આવેલ છે, અને તેની અંદર અવ્યવસ્થા ચાલવા દેવામાં સલામતી ગણે નહિ." માટે ઇન્ડિયાના રક્ષિત રાજાઓ સાથે લિખિતવાર કબૂલતોમાં નોંધાયેલા સર્વોપરિ સત્તાના સંબંધો ઉપર રૂઢી

અને બદલાયેલી હકીકતોની અસર લક્ષમાં રાખવાની જરૂર છે. આ ખુલાસાની સાથે જે મુદ્દત માટે હાલ ચર્ચા ચાલે છે તેમાં પરિસ્થિતિ કેવી હતી તેનું સંક્ષિપ્ત નિરીક્ષણ કરવાનું (અત્રે) અનુકૂળ છે.

**હકુમત માટે અમુક રાજ્યોનું વર્ગીકરણ.**

પંજાબની પૂર્વે અને બર્માની પશ્ચિમે સમગ્ર ઇન્ડિયા ઉપર બ્રિટિશ રાજસત્તાને વિસ્તીર્ણ કરવી એજ લોર્ડ હેસ્ટિંગ્ઝે દાખલ કરેલો મોટો ફેરફાર હતો. પરંતુ જ્યારે પેશ્વાની સર્વોપરિ સત્તા બંધ થઈ ત્યારે માલૂમ પડ્યું કે પશ્ચિમની અવ્યવસ્થા કાઠિયાવાડ, પાલણપુર અને મહીકાંઠામાંના ખાસ કરીને કોડીબંધ નજીવાં રાજ્યો સહિત પુનાની મરેઠા સરકારના તાબામાં આવેલા મુલ્કી પ્રદેશોમાં ફાટ કરી પેશી ગઈ હતી. ઉપરોક્ત બધે સ્થળે વડોદરાના ગાયકવાડના કહેવાતા હક્કોથી પેશ્વાની સત્તા તો દીર્ઘ સમય થયાં નબળી પડી ગઇ હતી. તે માટે, જો કે અંદરખાનાનાં કામકાજે સારૂં દેશી રાજ્યોને સ્વતંત્ર ગણવાં એ સરકારની રાજપદ્ધતિનું મુખ્ય લક્ષણ હતું, તોપણ મ્હોટાં અને નાનાં રાજ્યો વચ્ચે અમુક જાતનો ભેદ રાખવો એ ખુલ્લું હતું. મોટાં અને નાનાં રાજ્યોને માંહોમાંહે વ્યવહાર રાખવાની પ્રવૃત્તિ છોડી દેવાની હતી, સઘળાએ ( સ્વદેશ ) બહારની સ્વતંત્રતા આપી દેવાની હતી. દેશ બહારનાં કાર્યોમાં તાબાના દોસ્તો માટે સર્વોપરિ સત્તાએ પ્રવર્ત્ત રહેવું. તેણે વળી તેઓનાં લશ્કરો ઉપર સખ્ત હાથ રાખવો. પરંતુ તેઓના ખાનગી કાર્યોના અંકુશ માટે જોઇતું સાધનદ્વાર તેની હાથમાં ન હતું; અને રક્ષિત રાજાઓના રાજકારોબારમાં "કોઇ પણ પ્રકારની ચિંતા" ન રાખવી એ ડહાપણવાળું ગણવામાં આવ્યું. જે રાજાઓ પાસે અંદરના રાજકારોબારનો સમગ્ર બોજો ઉપાડવા યોગ્ય આમદાની હતી તેને છોડી દેવાથી આ હેતુ પાર પડે ખરો, પરંતુ જેનો અખત્યાર થોડાંક ગામડા ઉપર જ હોય, અને સંખ્યાબંધ નજીવા રાજાઓની વાત જુદી છે. રાજ્યોના બે વર્ગો કરવાથી આ મુશ્કેલીની ગાંઠ છૂટી ગઈ. એક વર્ગ એ કે જેમાં રાજ-કર્તાઓ દિવાની ફોજદારી સત્તા સંપૂર્ણ રીતે ચલાવી શકે, અને બીજો એ કે

જેમાં સર્વોપરિ સત્તા અને તાબાના દોસ્ત વચ્ચે હકુમતના વિભાગો કરી શકાય. દૃષ્ટાન્ત તરીકે જુઓ કે બ્રિટિશ સરકારે કાઠિયાવાડને પોતાના મુલકો સાથે જોડી દેવાનું પસંદ કર્યું નહિ. તે સાથે જુનાગઢનાં જેવાં વધારે જબરાં રાજ્યો વધારે નબળાં રાજ્યો ઉપર પોતાની સત્તા ફેલાવે એમ કરવા દેવાને તે નાખુશ હતી. તે તો વર્તુલ–મર્યાદા અથવા તો તટસ્થપણાની રાજરીતિ હતી. તાબેદારીના જુદારાના નવીન ધોરણ પ્રમાણે એક મુલકના વિસ્તારમાં સત્તાના દશ અથવા એકસો સાધન હોય તો તેમાં કાંઈ ફેર પડે નહિ, પરંતુ ન્યાય તો ચલાવવો જ જોઇએ. માટે જ્યાં સંખ્યાબંધ નજીવાં રાજ્યો હકુમતો ચલાવી રહ્યાં હતાં ત્યાં બહારના મુલકોના લઠ્ઠાબંધ વિસ્તારો જોઇને બ્રિટિશ સરકારે રાજ પ્રકરણી સંસ્થા દાખલ કરી. રાજાઓના વર્ગો કર્યા. દરેકને સાધન પ્રમાણે વધતી ઓછી મુલ્કી હકુમત આપી; અને રાજાને નહિ સોંપેલી હકુમત નાનાં રાજ્યોને સંબંધે પોતાના હાથથી ચલાવવાનું રાખ્યું. બ્રિટિશ સરકાર અથવા તો તેના અમલદારો નજીવા રાજાઓના મુલકોમાં આ શેષાધિકાર તેઓના તરફથી ચલાવે છે. તેના ઘણા દ્રષ્ટાન્તો મુંબઇમાં, મધ્ય ઇન્ડિયામાં, ઓરિસામાં, તથા છોટાનાગપુરમાં જોવામાં આવે છે.

**બિન–વારસના કારણસર મુલ્કોનું ખાલસે થવું.**

તેજ મુદ્દતમાં પાછળથી એક જુદા પ્રકારનો ભેદ પ્રસિદ્ધિ પામ્યો. જ્યારે દેશ સુસ્થિર થયો અને વ્યવહારનાં સુધરેલાં સાધનોથી બ્રિટિશ મુલ્કોને મજબૂત કરવાની જરૂર લાગી ત્યારે ખાત્રી થઇ કે સતારા અથવા નાગપુર જેવાં રાજ્યોને ફરી ઉત્પન્ન કરવામાં કંપનીએ ભૂલ કરી હતી. કેમકે તે તો વિજયના ન્યાયપુરઃસર મૌલ્ય તરીકે હાથ આવેલાં, અને એક પ્રાન્તથી બીજા પ્રાન્તની વચ્ચોવચ્ચ પરરાજ્યના ગઠ્ઠા માફક વિસ્તીર્ણ થઈ રહ્યાં હતાં. તેથી એને પરત આપેલાંની બાબતના કોલકરારોની શરતો બારિકીથી તપાસવાનું ઠરાવ્યું. દત્તક લઇને હિંદુ વંશ કાયમ રાખવા સરકારની મંજૂરીની જરૂર હોય તેમાં સંભાળથી વિચાર કરવો કે તેવી મંજૂરી નહિ આપવાથી લોકહિત જળવાશે કે નહિ. તેથી

"અવલંબિત" અને "નિરવલંબિત" રાજ્યો એ ભેદ અથવા તાબેદારીનાં કે વગર તાબેદારીનાં એ ભેદ કરવામાં આવ્યો. "અવલંબિત" શબ્દ સારી પસંદગીનો ન હતો. દૃષ્ટાન્ત તરીકે જ્યારે લોર્ડ હેસ્ટિંગ્ઝે ૧૮૧૯ ના સપ્ટેમ્બરના તેહનામાથી નક્કી કર્યું કે સતારાના રાજા સાહેબના વંશની જુનવટ વિચારમાં લઇ અમુક પરગણાંઓ તે રાજા, તેના વારસ અને તેની પાછળ થનારાઓને જાગીરની રાજસત્તા દાખલ આપવાં" લોર્ડ હેસ્ટિંગ્ઝે આમ જણાવી વધારામાં ઉમેર્યું કે તે રાજા સગીર વયનો છે તેને "તે રાજ્યનો સમગ્ર વહિવટ છેવટમાં મળશે." કાળક્રમની દરમિયાન તે રાજા અને તેની પછીના રાજાએ રાજ કર્યું પણ ખરૂં, અને વળી વારંવાર તેઓને "સ્વતંત્ર" એવું અભિધાન પણ આપવામાં આવતું હતું, પણ ૧૮૪૮ માં જ્યારે શાહજીના મરણ પછી દત્તકનો સવાલ ઉઠ્યો ત્યારે ડિરેક્ટરોની કોર્ટે એવો ઠરાવ કર્યો કે સતારા તો "અવલંબિત" રાજ્ય છે. તે ઠરાવના કારણ તરીકે ૧૮૧૯ ના તેહનામાએ કરેલ મર્યાદા અને જે વખતે રાજ્યની ઉત્પત્તિ થઇ હતી ત્યારે કેવા પ્રકારની હકીકતો હતી તે આગળ ધરવામાં આવ્યાં. મર્હૂમ રાજાએ અંતકાળ વખતે કરેલ દત્તકનો સ્વીકાર થયો નહિ. તેથી તે રાજ કંપનીને હાથ આવ્યું. નાગપુર, ઝાંસી અને બીજાં નાનાં રાજ્યોને પણ એજ ધોરણ લાગુ કરવામાં આવ્યું હતું. પરંતુ તે ઓછાં અને રાજપુતાણામાંના કરોળીને લાગુ કરવામાં આવ્યું ન હતું, તે એવા કારણથી કે તેઓ તો જુનાં અને સ્વતંત્ર રાજ્યો છે. વધારામાં એટલું કહેવું જોઇએ કે જે જે બાબતોમાં વારસને અભાવે રાજ ખાલસા કરવાનો નિયમ વાજબી રીતે લાગુ કર્યો તે રાજનીતિના કારણો લાગુ કરીને કરવામાં આવેલ હતું. એ રાજનીતિમાં બે વિચારોનો સમાવેશ થાય છે. તેમાં પહેલો એ છે કે પ્રાન્તોને સાંકળી દઇને બ્રિટિશ રાજ્યને મજબૂત કરવાની ઇંટ્ટતા, અને બીજો વિચાર એ છે કે દેશી રાજ્યોની રૈયતને બ્રિટિશ રાજના લાભ આપવા વધારે મ્હોટાં રાજ્યોના રક્ષિત રાજાઓ પોતાના અંદરના રાજકારોબાર માટે તો સ્વતંત્ર હતા એ ધોરણ ઉપર સહુ વિચાર આધારભૂત હતો, પણ ૧૮૧૩ થી ૧૮૫૭ સુધીની મુદતમાં તેની

વિરુદ્ધ કોઈ બોલ્યું ન હતું. ગંભીરતમ સ્થિતિના કારણ વગર અથવા આકિંસ-ના જેવા તેહનામાથી મળેલ સત્તા (જેનો ૧૮૫૬ માં તે લાબાં કાળ સુધી અવ્યવસ્થિત રહેલ મુલ્કમાં અમલ કરવામાં આવ્યો હતો) વગર વચ્ચે આવવાનો હક્ક તે જમાનાની રાજનીતિ અને અભિપ્રાયથી ઉલટો હતો. માટે જ્યારે અવ્યવસ્થિત રાજકારોબારની દાદ દેવા સામાન્ય રીતે સર્વોપરિ રાજસત્તા વચ્ચે આવતી ન હતી, ત્યારે દેશી રાજ્યોની રૈયત પ્રત્યેની ફરજ જણાઈ કે "રાજની રૈયતને માટે ન્યાયી અને નરમ રાજસત્તાનું કાયમીપણું મળે" તેની વ્યાજબી તક જવા દેવી જોઇએ નહિ.

**તાબેદારીની દોસ્તી અને સહાયવાળી ત્રીજી મુદત.**

બળવો દબાવી દીધા પછી ઇન્ડિયાનું રાજકાજ તાજ પ્રત્યે આવ્યું. તેથી બ્રિટિશ સરકાર નામધારી અને સત્યધારી રાજકીય સર્વોપરિ સત્તા થઇ. ૧૮૬૦ માં લોર્ડ કૉનિંગે લખ્યું કે "દિલ્હીના બાદશાહી કુટુંબનું છેલ્લું ચિન્હ, જેની પાસેથી મારફતીઆનો અધિકાર કબૂલ રાખવાને આપણે લાંબી મુદ્દત સુધી સંતુષ્ટ રહ્યા હતા, તે ઝડાઇ સાફ થઈ ગયેલ છે. સમગ્ર ઇન્ડિયામાં ઇંગ્લાન્ડનું તાજ બિન–તકરારી રાજકર્ત્તા અને રાજસત્તા તરીકે પ્રસ્થિત થયું છે, અને તેને તાબાના રાજ્યોની સન્મુખ લાવવામાં આવ્યું છે." આનો તાત્કાલિક પરિણામ એ થયો કે રાજ્યની અવ્યવસ્થા અટકાવવા વખતસરની દરમિયાનગિરી માટે જે આંચકો ખાવામાં આવતો હતો તે નિકળી ગયો. "અવલંબિત" અને "નિરવલંબિત" રાજ્યો વચ્ચેનો ભેદ અર્થરહિત થઇ ગયો. મહત્તર રાજ્યોને દત્તક અને ગાદીના વારસાની સનદો આપવામાં આવી. ખાલસે કરવાના ધોરણે (વારસને અભાવે) મુખ્ય રાજકરતાં કુટુંબોના વંશને કાયમ રાખવા સર્વોપરિ સત્તાની ઇચ્છાની જાહેર તસલ્લીને જન્મ આપી. જાણે કે બરાબરીઆ હોય નહિ એવી રીતે હવે તેહનામાં થતાં બંધ થયાં. કોલકરારો અને સનદોની અંદર દેશી રાજ્યો તરફનો તાબેદારીનું અસહ્યકારીપણાનો ભાવાર્થ પ્રગટ થવા લાગ્યો. બ્રિટિશ રાજને દૃઢ પાયા ઉપર

મૂકવાની ક્રિયા, ખાલસા કરવાના ધોરણને બદલે દેશી રાજ્યો સાથે ગોઠવણ કરી જારી રાખવામાં આવી. રેલવે, નહેરો, અને બીજાં જાહેર બાંધકામો ઉપાડવા માટેના ઠરાવો, સામ્રાજ્યની આમદનું રક્ષણ કરવા અને સામાન્ય ટપાલ અને તારના ધોરણ માટે ગોઠવણો, અને ઠગી અને લૂટફાટ દાબી દેવા માટેના સંયુક્ત પ્રયત્નો તેમજ ગુન્હેગારોને તુરત સોંપી દેવા માટેની ગોઠવણો એ સઘળાંને લીધે જાહેર કોલકરારોના સંગ્રહમાં પુષ્કળ વધારો થયો. તાજની સર્વોપરિ સત્તાના તાબાના મુલ્કો એકદમ સાધી સત્તા નીચેના મુલ્કો માફકજ ઇન્ડિયાના અગત્યના અવયવરૂપ થયા. તે બધાં એકજ હવાલા-રૂપ છે; અને જે રાજકીય ધોરણ મોગલોએ સંપૂર્ણ કર્યું નહિ, અને મરેઠાના ખ્યાલમાં પણ કદી ન હતું, તે હાલ ઇતિહાસની પરિપૂર્ણ થયેલી ખુલ્લી નજરે જોવાની વાત છે.

**ચાલતા ધોરણ નીચે દેશી રાજ્યોના હક્ક.**

લિખિત વાર કોલકરારો, ગર્ભિત કબૂલત, કિંવા હાલના રિવાજથી સ્થાપિત થયેલાં દેશી રાજ્યોના હક્ક અને બંધનોનું હવે વિવેચન કરીએ. કોઈ પણ અપવાદ વગર બધા રાજાઓને બહારના ભય સામે રક્ષણ, અને તેઓને રાજા તરીકે માન મળે જશે, એવી રક્ષણકર્ત્તા તરફથી સોગનબંધી ખાત્રી મળી ચૂક્યાં છે. પરરાજ્યોની સત્તાઓ અને બીજાં દેશી રાજ્યોના સંબંધે સર્વોપરિ સત્તા તેઓના તરફથી કાર્ય કરે છે. વિકટોરિયા ચાપટર ૩૯ અને ૪૦ ની કલમ ૪૬ માં આ બાબત પાર્લામેન્ટે અંગીકાર કરેલો છે. તેના ઉદ્દેશ ભાગમાં લખ્યું છે કે "માલિકા માઆઝમા સાથે દોસ્તી રાખનારા ઇન્ડિયામાં ઘણા રાજા અને રાજ્યોને પરરાજ્યોની સત્તાઓ સાથે સંબંધો, કોલકરારો કિંવા વ્યવહારો નથી; અને એવા રાજા અને રાજ્યોની રૈયત હવે પછી હવાલો આપવામાં આવનાર સ્થળોમાં નિવાસ કરતી હોય કિંવા ન હોય, તેને બ્રિટિશ તરફથી રક્ષણ થવાના હક્ક છે અને મલિકા માઆઝમાની રૈયતના જેટલુંજ તેઓને રક્ષણ મળે છે." આ ઉક્ત વાક્ય અને બીજા ઇન્ડિયામાં બાંધેલા ધારા

બતાવી આપે છે તેમ દેશી રાજ્યોમાં નિવાસ કરનારા તેઓના રાજાઓની રૈયત છે. બ્રિટિશ રૈયત ઉપરની અંગત હકુમત અને આગળ સમજાવ્યા પ્રમાણે 'અવશિષ્ટ" હકુમતની બાબત સિવાય આ રૈયત અને આ રાજાઓ બ્રિટિશ ઇન્ડિઆના કાયદાના અંકુશમાંથી મુક્ત છે. તેથી કોઈ પણ દેશી રાજ્યમાં ગુન્હેગારો નાશી જાય તો તેના અધિકારીએ તેને સોંપી દેવો જોઇએ. તે રાજ્યના રાજકર્ત્તાની પરવાનગી વગર બ્રિટિશ ઇન્ડિઆની પોલીસ તેને પકડી શકે નહિ. માટે બહારનાં કામકાજ તેમના જ તરફથી કરવા માટે દેશી રાજાઓ સારૂ સર્વોપરિ સત્તા છે. તે સાથે તે સત્તા તેઓના અંતર્વ્યવહારનું સંભાળથી માન જાળવે છે. માત્ર દેશ બહારના ભયથી તેઓ નિર્ભય છે એટલું જ નહિ: જ્યારે તેઓના મુલ્કોની અંદરની સુલેહને ભારે ડર જેવું જણાય છે ત્યારે પણ સર્વોપરિ સત્તા વચ્ચે આવે છે. છેવટ રક્ષણ કરનારી સત્તા પરદેશ સાથે મુસદ્દીગિરી વાપરીને અને પોતાના રાજ્યોનો કારોબાર ચલાવીને જે લાભો મેળવે છે તેમાં પણ તેઓ ( દેશી રાજ્યો ) ભાગ ભોગવે છે; આ પ્રમાણે બ્રિટિશ ઇન્ડિયાના વેપાર, રેલવે, બંદરો, અને બજારોનો હિસ્સો પણ તેઓને મળે છે. ઘણા થોડા જુજ દાખલા સિવાય બ્રિટિશ પરગણાની સરહદ ઉપર જગાત માટે ચોકીઓ રાખવામાં આવતી નથી. તેને ઓલંગી જવા માટે પરવાનાની જરૂર રહેતી નથી. દેશી રાજ્યોની રૈયત બ્રિટિશ ઇન્ડિયાના કાયદાની નજરે પરરાજ્યની રૈયત છે છતાં તેઓને બ્રિટિશ સરકારની ઘણી ખરી જાહેર નોકરીમાં દાખલ કરવામાં આવે છે.

**દેશી રાજ્યો ઉપરનાં બંધનો.**

આ હક્કો સાથે સામાં બંધનો હોય તે તો ખુલ્લું છે. તે બંધનોનો વિચાર આ પ્રમાણે છે. પર રાજ્યોને સંબંધે બંધનો, સામાન્ય રક્ષણ સંબંધે બંધનો, અને ખુદ રાજ્યોના સારા રાજ્યકારોબાર અને તેના કલ્યાણ સંબંધે બંધનો મથાળાઓમાંના પહેલા અને બીજા નીચે ચર્ચેલી ફરજો ધોરણમાં સર્વ રાજ્યોને સામાન્ય છે; પરંતુ ખાસ કરાર હોય તો તેઓની પેટા વિગતોમાં કાંઇ ફેરફાર રહે ખરો. ત્રીજા મથાળા

નીચેની ફરજો, કેટલાક રાજાઓને રક્ષણમાં લેતી વખત કાયમ રાખેલ સત્તાના પ્રમાણમાં, ફેરફારવાળી છે. કેમકે આપણે પ્રથમ જે ખુલાસો કરી ગયા છીએ તે પ્રમાણે કેટલાંક નજીવાં રાજ્યોમાં રાજકર્ત્તાને માત્ર હકુમતનો અંશજ રહેવા દીધો છે. વળી એવા પણ દાખલા છે કે જેમાં રાજ્યો એવાં નાનાં થઈ ગયેલાં છે, કે તેના રાજકર્ત્તાઓ પોતાની નામની રૈયત ઉપર ફોજદારી હકુમત પણ ચલાવવા નાલાયક હોવાથી તેમના તરફથી આખો વહિવટ સર્વોપરિ સત્તાના અમલદારો ઉપર હાલ આવી પડયો છે.

**પર રાજ્યો સાથેના સંબંધોની બાબત-નાં બંધનો.** બ્રિટિશ સર્વોપરિ સત્તા જેને પરિણામે સ્થાપિત થઇ તે વિગ્રહો, દોસ્તીઓ, અને પેટા દોસ્તીઓ બતાવી આપે છે કે જ્યારે એકવાર દેશની અંદરના અધિકાર માટે ખાત્રી મળી ત્યારે એ પ્રમાણે અંગીકૃત થયેલ દેશની બહાર માટે પણ એવો અધિકાર નથી એવું ધોરણ મુકરર કરવાની જરૂર પડી, ત્યારે પ્રારંભમાં એક બંધન ઉપસ્થિત કરવામાં આવ્યું, અને સર્વેથી મ્હોટાં રાજ્યોએ પણ તે કબૂલ રાખ્યું. પરરાજ્યોની પ્રજા અથવા બીજાં રાજ્યો સાથે સંબંધમાં જોડાવાથી ત્યાંના રાજાઓને એ બંધનથી પ્રતિબંધ થયો. જુદારાના ધોરણને એટલે સુધી લઇ જવામાં આવ્યું કે યૂરોપના દેશોની પ્રજાને અથવા અમેરિકનોને નોકરીમાં રાખવા હોય તો સરકારની પ્રથમ રજા લેવી જોઇએ, નહિ તો સખ્ત પ્રતિબંધ સમજવો. તેને પરિણામે કોઈપણ રાજા તેના પાયતખ્તમાં પરરાજ્ય સત્તાના વ્યાપારી મારફતીઆનો પણ હવે સ્વાગત કરી શકતો નથી. સર્વોપરિ સત્તાજ માન-ઇલકાબોનું સરણુ (ઝરણુ) હોઇને કોઇ રાજાથી પર દરબાર અથવા પરદેશી મંડળનો આપેલો ઇલકાબ, પદવી, કે તોપોનું માન સ્વીકારી શકાતું નથી. તેની રૈયત પર રાજ્યોના મુલ્કોમાં મુસાફરી કરવા જાય ત્યારે તે તેઓને પરવાના પણ આપી શકે નહિ. ઇન્ડિયા સરકાર અને પર રાજ્યની સત્તાની વચ્ચે વેપાર સંબંધી કરારોના લાભોમાં, જ્યારે તેને હિસ્સો લેવો હોય, ત્યારે તે બાબત તેને સારૂ ગોઠવણ કરી દેવી જોઇએ.

કોઇ ગુન્હેગારને સોંપી દેવા તે માગણી કરે તો તે માટે તેણે સર્વોપરિ સત્તાને પૂછી ગોઠવણ કરવી જોઇએ. તેના મુલક બહાર તેની રૈયત હોય તો તે ૧૮૭૩ ના મસ્કતના તેહનામામાં બતાવ્યા પ્રમાણે સર્વ પ્રકારે બ્રિટિશ રૈયત ગણાય છે. મસ્કતના તે તેહનામામાં ફરમાવ્યું છે કે બ્રિટિશ સરકાર અને મસ્કતના રાજ વચ્ચેના સઘળાં તેહનામામાં "બ્રિટિશ રૈયત" એ શબ્દોમાં ઇન્ડિયાના દેશી રાજ્યોની રૈયતનો સમાવેશ થાય છે. જો કોઇ અમેરિકન અથવા ફ્રેંચ એક દેશી રાજ્યમાં ગુન્હો કર્યાનો આરોપિત થાય તો તેને ન્યાય મળવાની તેની સરકાર ઉમેદ રાખશે અને એ પરિણામની ખાત્રી કરવા માટે જવાબદારી સર્વોપરિ સત્તાની રહેશે. સંક્ષેપમાં પરરાજ્યનાં હિતની સઘળી બાબતોમાં સર્વોપરિ સત્તાએ એવી રીતે કરવું જોઇએ કે તેના તાબાના દોસ્તો તરફથી નાખુશ થવાનું કાંઇ પણ વ્યાજબી કારણ રહે નહિ. વળી તેઓએ પોતાની તરફથી પોતેજ બંધનોમાં છે તે પાળવા જોઇએ. તેવીજ રીતે વળી કોઇ દરિયાઇ રાજ્યની કે સરહદની બહારની મર્યાદામાં ગણાય છે; અને સર્વોપરિ સત્તા ખાસ કરીને આપે તે સિવાય દેશી રાજાઓને કાંઇ પણ દરિયાઇ હક્કો મળી શકતા નથી.

**બીજાં દેશી રાજ્યો સાથે વર્તણુંક રાખવાની બાબતમાં.**

ઇન્ડિયાનાં રાજ્યોમાં એકબીજા સાથે કામકાજ કરવામાં પણ એજ ધોરણ પાળવામાં આવે છે. અનુભવથી સિદ્ધ થઇ ચૂક્યું હતું કે તેઓની વચ્ચે સ્થાયી કોલકરારો કરવાનું શક્ય નથી. એક કુટુંબ સાથે લડી રહ્યું હતું, અને ઘણીવાર તો એકજ કુટુંબમાં કુસંપ ઘર ઘાલી રહ્યો હતો. ધર્મભેદ, જ્ઞાતિદ્વેષ, ભૂતકાળના સમયમાં દીધેલાં દુઃખનાં સ્મરણો, અને વંશપરંપરાથી ચાલતી આવેલી દુશ્મનીઓને લીધે બ્રાહ્મણો અને શૂદ્રો, શિયા અને સુન્નીઓ, જાટ અને શીખો, રજપુતો અને મરેઠાઓ, પક્ષો બાંધી સામસામા વહેંચાઇ ગયા હતા. તેઓની તલવારો મિયાનમાં નંખાવવા, એને કરેલાં નુકશાનો ભુલાવી દેવા, પડોશીઓની એકદમ જરૂર પડતી. બીજાની સાથેના કોઇ પણ સવાલ કે તકરાર માટે બ્રિટિશને

પૂછવું, એ બંધન સર્વેના ઉપર રાખવામાંજ શાન્તિની આશા રહી હતી. રક્ષિત રાજ્યોના રાજકીય જુદારામાં રક્ષણ કરનારની સામી બાજુની કાર્ય પ્રવૃત્તિ સમાવિષ્ટ થાય છે. જો કોઈ સરહદના સવાલનું નિરાકરણ કરવું હોય, પરસ્પર ગુન્હેગારો સોંપવા લેવાની ઘર મેળે ગોઠવણ કરવી હોય, કિંવા એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જનારી રેલવે અથવા નહેર પુરી કરવા કાંઇ સંયુક્ત કામ કરવું હોય, તો તે કામની ગોઠવણ બ્રિટિશ રાજ્યેજ કરવી જોઇએ, અને તે ગોઠવણ લાગતા વળગતા પક્ષકારો ઉપર બંધનકારક થવી જોઇએ. પેશકદમીઓ અને કોલકરારોના ભંગ માટે સર્વોપરિ સત્તાએજ શિક્ષા કરવી જોઇએ. ટોન્કના રાજાની ગેરવર્તણૂક માટે ૧૮૬૭ માં ટોન્કમાંથી લાવાને જૂદું પાડયું, અને તે પહેલાંની સાલમાં વાંસવાડાને શિક્ષા થઈ તે આ બાબતના દૃષ્ટાંતો પૂરા પાડે છે.

**લશ્કરી કામકાજોના સબંધમાં.**

કોઇ દેશી રાજા પોતાના પડોશીઓ ઉપર હુમલો કરી શકતો નથી, તેમ પર પ્રજા સાથે કજીયો કરી શકતો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે પોલીસ કામ, અંગત દાદ, કિંવા સામ્રાજ્યને સહાય્ય કરવા સિવાય બીજું લશ્કરી ખાતું રાખવા તેને જરૂર નથી. ૧૮૪૪ માં ગ્વાલિયર સાથે કરેલ તેહનામું અને ૧૮૮૧ મા મ્હૈસૂરને રાજ્ય સોંપ્યાનું લખત, એ રક્ષણના વિશાળ કારણ ઉપર એક સરખી રીતે રાજ્યના લશ્કર ઉપરના અંકુશ માટે આધાર રાખે છે. ગ્વાલિયરના તેહનામામાં સવિસ્તર ખુલાસો કર્યો છે કે વગર જરૂરની ફોજો રાજ્યને ગુંચવણમાં નાખનારી છે, અને બીજાઓને બેચેનીનું કારણ થઇ પડે છે. તે પછી થોડા મહિનામાં લાહોરના સીખ રાજ્યની ફોજે આ વાતનો અજબ પુરાવો આપ્યો હતો. દેશની અંદરથી હુમલા અને બળવામાંથી પણ દેશી રાજાઓના મુલકોને બચાવવા બ્રિટિશ સરકારે માથે લીધું છે. તેની ફોજની યોજના માત્ર બ્રિટિશ રાજનાજ રક્ષણ માટે નથી, પરંતુ રાજા—સમ્રાટની સર્વોપરિ સત્તાના તાબાના સઘળા મુલકોના સંરક્ષણ માટે છે, તેથી સિદ્ધ થાય છે કે તેના દોસ્તોએ સામ્રાજ્યના

લશ્કરી સંરક્ષણમાં ગુંચવણ ન કરવી જોઇએ, (પણ) સામ્રાજ્યનું લશ્કર કાર્યદક્ષ કરવામાં કાર્ય પ્રવૃત્તિથી સહાય્યતા કરવી જોઇએ. વળી તેઓએ બારિકીના વખતમાં તેઓને સોંપેલો ભાગ ભજવવો જોઇએ. આ ત્રણમાંની પહેલી બાબતમાં ફોજની સંખ્યા, યુદ્ધ-સામગ્રી, અને સજ્જ-સામગ્રીની મર્યાદા આવે છે. મ્હોટાં ગજ્યો સાથેનાં તેહનામાં આ બાબતમાં સ્પષ્ટ છે. દેશની અંદરના સ્થળોને કિલ્લેબંધી ન કરવી જોઇએ; તોપો અને યુદ્ધસામગ્રી બનાવવાનાં કારખાનાં ન બાંધવાં જોઇએ, કિંવા સ્થાનિક સૈન્યમાં ઈતર રાજ્યોની રૈયતને દાખલ કરવી ન જોઇએ. બીજી બાબતમાં દોસ્તોની ફરજો માત્ર અપ્રવૃત્ત કે નકારયુક્ત ન હોવી જોઈએ. પરંતુ કાર્યપ્રવૃત્તિયુક્ત હોવી જોઇએ. તેઓએ તેમનું રક્ષણ કરનાર લશ્કરને ઠેકાણે ઠેકાણે ખોરાક વગેરે લેવા દેવાં જોઇએ, છાવણીઓ અને સ્થળો રોકવા દેવાં જોઇએ, અને લશ્કર છોડી નાશી જાય તેને પકડી દેવા જોઇએ. આ કાર્યો ઉપરાંત તેઓને રેલવે, તાર અને ટપાલ વ્યવહાર લોકહિત માટે જરૂરનાં છે એટલુંજ નહિ પણ સામાન્ય રક્ષણ માટે અગત્યનાં છે એમ ગણી તેના ઉપરનો સામ્રાજ્યનો અંકુશ અંગીકૃત કરવો જોઇએ. ત્રીજી બાબતમાં કહેવાનું કે લડાઈના વખતમાં તેઓનાં બંધનોના વિસ્તારનો આધાર કાંઈક અંશે તેહનામા ઉપર અને વફાદારી ઉપર છે. પ્રસંગોપાત શંકાયુક્ત બાબતો નિકળે તો તો તેથીજ નિરાકરણ થાય. સર્વત્ર સુલેહ સ્થપાઇ તે પહેલાના વખતમાં સહાયકારી ફોજ બદલ કંપનીની સહાયકારી અગર બીજી ફોજ સાથે રહી તત્પરતાથી મદદ આપવા સારૂ રાજ્યોને કંટીનજન્ટ લશ્કર રાખવા ફરજ પાડતી. સહાયકારી ફોજ એ સર્વોપરિ સત્તાનું કોઈ રાજાના મુલકની અંદર કિંવા પાસે રાખેલું લશ્કર હતું. તેનો પગાર તે રાજા આપતો. બહારથી કોઇ હલ્લો કરે અથવા દેશની અંદર સુલેહમાં ખલેલ પહોંચાડનાર સામે કેટલીક સરતો સાથે તેઓ કામ કરે એવી ધારણા હતી. જ્યારે વ્યવહારનાં યોગ્ય સાધનોનો અભાવ હતો ત્યારે તાત્કાલિક કામ માટે આ ધોરણ બહુ સ્તુતિપાત્ર અને સગવડતાવાળું હતું, અને તેથી કરીને વળી કંપની એ સ્થળે બાદશાહી સત્તા

અને કાળજીનો સંગીન પુરાવો સ્થાપવા શક્તિમાન થઇ. જે સ્થળો પસંદ કરવામાં આવ્યાં હતાં તે બ્રિટિશ સત્તાના મધ્યસ્થળથી વેગળાં હતાં, અને નિયમિત રીતે નીચેની યાદીમાં બતાવ્યા પ્રમાણે જ્યાં નવીન સુવ્યવસ્થાને વાસ્તે વધારે ભયની કલ્પના કરવામાં આવતી હતી ત્યાં હતાં:–હૈદ્રાબાદ, મ્હૈસૂર, વડોદરા, ગ્વાલિયર, ઇન્દોર, ત્રાવણકોર, કોચીન, અને કચ્છ. પુના જેવાં બીજા રાજ્યો, જેઓ અસ્ત થઈ ગયાં છે, તેમાં પણ એવાં લશ્કરો રાખવામાં આવતાં હતાં. કન્ટીનજન્ટ લશ્કર દેશી રાજ્યોની પોતાની સુધરેલી (ઘોડાની) ફોજ હતી, દેશની અંદરનો બંદોબસ્ત રાખવા, અને જરૂર પડે ત્યારે બ્રિટિશ ઘોડસ્વાર લશ્કરને મદદ આપવા તે સજ્જ રહેતી. તેની ફોજો હૈદરાબાદ, વડોદરા, ભોપાળ, ગ્વાલિયર, જોધપુર, કોટા અને પાલણપુરમાં રાખવામાં આવતી. પરંતુ ઘણે ભાગે તે કાર્યદક્ષ કે વિશ્વાસ પાત્ર નિવડી નહિ. બળવા પછી હૈદ્રાબાદની કન્ટીનજન્ટ વફાદારીમાં દૃઢ રહી, તે સિવાય તેમાંની કોઇ પણ અસ્તિત્વમાં રહી નથી. તે ફોજને પણ હમણાં ૧૯૦૨ માં લોર્ડ કર્ઝને નિઝામ સાથે કરેલ ગોઠવણ મુજબ બીજા પાયા ઉપર ફરીને ગોઠવવામાં આવી છે.

**ઇમ્પિરિયલ સર્વિસ ટ્રુપ્સ.**

સહાય્યકારી અને કનટીનજન્ટ લશ્કરો જ્યારથી તટસ્થ રાજનીતિ ચાલતી હતી ત્યારથીજ રખાયેલાં હતાં. તેઓને તાબેદારીની જુદારાની રાજનીતિ મુજબ, અને તેને અનુસરીને જારી રાખવામાં આવ્યાં હતાં. પરંતુ સાંપ્રત સમયની યુદ્ધકળાના ફેરફારને લીધે ઇન્ડિયા બહારની સરહદ ઉપર જરૂર પડે તો મોટું લશ્કર તૈયાર કરી મોકલવું પડે તેથી ધોરણ બદલવામાં આવ્યું છે. વીશમી સદીના બદલાયેલાં કારણોને લીધે વધારે કાર્યદક્ષતાની અને વધારે સારી રીતે લશ્કરો સજ્જ કરવાની, પ્રથમથી બાંધેલા મનસુબા પ્રમાણે યોજેલું કામ કરવાની, અને એ ઉપરાંત કોઇ સામાન્ય ફરજ વખતે ઉપાડી લેવા દરેક રાજ્યની તત્પર તાબેદારીની જરૂર થઇ છે. આ સબબો પૂરા પાડવા માટે રજપુતાણા, મધ્ય ઇન્ડિયા, અને પંજાબનાં કેટલાંક રાજ્યો, તેમજ

કાશ્મિર, હૈદ્રાબાદ, મ્હૈસૂર અને મુંબઇ ( હાતાના ) થોડાંક રાજ્યો ઇમ્પિરિયલ સર્વિસ ટ્રુપ્સ (શહેનશાહતની નોકરી માટે ઘોડેસ્વાર લશ્કર ) રાખે છે. તેની હાલ ૧૮૦૦૦ ની એકંદર સંખ્યા છે. આ લશ્કરને બ્રિટિશ અમલદારો વારંવાર તપાસે છે. તેના રાજકર્ત્તાઓ બ્રિટિશ સરકારને રાજ્યની નોકરી માટે આપવા તે હમેશાં તત્પર રહે છે. પરંતુ તે સંપૂર્ણ રીતે રાજ્યોના ધણીપણા નીચે રહે છે, અને તેઓની રૈયતનીજ ભરતી થાય છે. તેની યુદ્ધસામગ્રી આપણી ફોજના જેવી છે. તેઓની કેળવણી, કવાયત, અને કાર્યદક્ષતા સરસાઇની શિખરે પહોંચી ગયેલ છે. થોડી મુદ્દત ઉપર ચીન અને સોમાલીલાન્ડમાં તેઓએ તારીફ લાયક નોકરી કરી હતી; અને વાવવ્ય સરહદ ઉપર પણ સારી સેવા બજાવી હતી. દેશી રાજ્યોની લશ્કરી ફોજોમાં એકંદર આશરે ૯૩૦૦૦ માણસો છે. પરંતુ તે દેશની અંદરના બંદોબસ્ત કીંવા ( સ્વારીની ) ક્રિયા અર્થેજ રાખવામાં આવે છે: અને તેઓની લશ્કરી લાયકાત ( કિમ્મત ) જુજ માત્ર છે.

**અંદરના રાજવહીવટના સંબંધમાં.**

બરાબરના સંબંધમાં અને લશ્કરી સંરક્ષણને લગતી વિશાળ ફરજો, તેઓની સાથે થયેલા તેહનામાંની શરતો બાદ કરતાં, સર્વે રાજ્ય સામાન્ય છે. એક મુદ્દતથી બીજી મુદ્દત સુધીમાં વળી તપશીલની બાબતો સિવાય તેમાં માત્ર જુજ ફેરફાર થયેલો છે. રાજાઓના અંદરના રાજકારોબારને લગતાં બંધનોની વાત અલગ છે. ઘણાખરાં રાજ્યો અને સર્વોપરિ સત્તા સાથેના તેઓના સંબંધીની નોંધ રાખનારા કોલકરારોને શિર ઘણાં વર્ષોનો રિવાજ અને ઇતિહાસના બનાવો સ્વારી કરી ચૂકયા છે. તાજ દરેકનું અને સર્વેનું રક્ષણ કરે છે, અને સર્વોપરી સત્તા એ દત્તકની સનદ બક્ષેલ છે, અને વારસને અભાવે રાજ્યો ખાલસા કરવાની રાજ્યપદ્ધતિ મૂકી દીધી છે. જો કે જુનાં અને વગર બદલેલાં તેહનામાં કહે છે કે બ્રિટિશ સરકારને મહારાજાના કોઇપણ તાબના માણસ કે નોકરો સાથે કેઈ પ્રકારે લેવા દેવા નથી, ( જેના સંબંધમાં મહારાજા સ્વતંત્ર છે ) તોપણ ન્યાય

અને લૌકિક મતે એક ધોરણનો અંગીકાર કર્યો છે. તે લોર્ડ કૅનિંગે ૧૮૬૦ ના એપ્રિલની ૩૦ મી તારીખની પોતાની મિનિટ (અભિપ્રાય દર્શક લખાણ)માં આપેલો છે. તે એ છે કે દેશના કોઈ ભાગને અંધેર કિંવા તોફાન નો ભય પેદા કરે એવા દેશી રાજ્યમાં દુષ્કર્મો થાય તેને સુધારવા આગળ પડવા, અથવા વ્યાજબી લાગે ત્યારે પુરતા કારણને લીધે કોઇ દેશી રાજ્ય ને થોડા વખત માટે હવાલા લેવા ઇન્ડિયા સરકારને પ્રતિબંધ નથી. પાર્લામેન્ટે ઠરાવેલા અંકુશ પ્રમાણે એવી જરૂરયાતનો વખતોવખત ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલ જોઇને ન્યાય (નક્કી) કરનાર છે. રાજની ગંભીર અવ્યવસ્થાને લીધે વચ્ચે આવવાની પાત્રતા એ સર્વ રાજ્યો માટે સામાન્ય સંભવિત બનાવ છે. વચ્ચે આવવાના બીજા પ્રસંગો પણ હોય છે. તે પ્રસંગો આવે ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે. વહેંચણ અથવા વારસાથી રાજ્યના ટુકડા થઇ જાય તો જે સ્થાનિક સત્તા ઉપર તે આધારભૂત છે તેનો મુલ્કી વિસ્તાર નષ્ટ થાય છે. તેથી એવી ગોઠવણ થવા દેવામાં આવી શકે નહિ નહિ. જેષ્ઠત્વના ધોરણને કિમ્મત ગણવામાં આવે છે. અથવા સામસામેના દાવાદારોની વચ્ચે તકરારો બંધ કરવાની ખાતર કિંવા રાજ્યની સંપૂર્ણતાને હાનિ અટકાવવા વાસ્તે રાજા પોતાની જીંદગીમાં વારસને પસંદ કરે એ ધોરણ પણ કાંઇક કિમ્મતી ગણાય છે. લૌકિક સુવ્યવસ્થના કારણ સર ગાદી માટે તકરારો અને તોફાનો થવા દેવામાં આવતાં નથી. સર્વોપરિ સત્તા ઉમેદ રાખે છે કે લોકોએ શાન્તિથી રક્ષિત રાજાના રાજને તાબે રહેવું. તેથી તે રાજાને તે સત્તાએ અવ્યવસ્થિત રીતે રાજ કરવામાંથી અટકાવવો જોઇએ. બ્રિટિશ જાહેર અભિલાષ બાળહત્યા (દીકરીઓને દૂધ પીતી-એટલે મારી નાખવાનો રીવાજ) કરવા દે નહિ તેમ સતી થવાની કે ગુલામગિરી કે ક્રૂર શિક્ષા મંજૂરી આપી શકે નહિ. તેનો અટકાવ કરવા ઇન્ડિયા સરકાર જરૂરની વખતે વચ્ચે આવેલી છે. બીજી તરફથી સામાન્ય શ્રેયની એવી બીજી ઘણી બાબતો છે કે જેમાં સર્વોપરિ સત્તા સામીલ થવા માટે દબાણ કરે છે, અને સલાહ આપે છે. પરંતુ તેવી બાબતોમાં દેશી રાજાઓ ખુશીથી સામીલ થાય તે

માટે તે રાહ જુએ છે. રાજકારોબારી કિંવા મહેસુલી ધોરણોમાં સુધારણા અને નાણુંના ચલણની બાબતો એ પ્રકારમાં આવે છે.

પરંતુ હકુમતના દિગદર્શનના બાબતમાં તો એક બીજા રાજ્ય વચ્ચે ઘણોજ મોટો તફાવત પ્રવર્તી રહ્યો છે. બધામાં એ તો સ્વાભાવિક છે કે જ્યાં બ્રિટિશ ઇન્ડિયાનો કાયદો બ્રિટિશ રૈયત ઉપર અથવા પર રાજ્યના બીજા મુકરર કરેલા સખ્સો ઉપર હકુમત આપે છે, ત્યારે આ સત્તાને અમલ બ્રિટિશ કોર્ટો, જેના હસ્તક તે સત્તા રહેલી છે, તેજ દ્વારા થવો જોઇએ. પ્રમાણુની સાદસ્યતા અને યૂરોપની સત્તાઓ અને અમેરિકાના રાજ્યો સાથે રાજા-સમ્રાટ્‌ના સંબંધો વિચારમાં લેતાં વ્યાજબી છે કે યૂરોપની ઓલાદની બ્રિટિશ રૈયત માફક તેઓની રૈયતને દેશી રાજ્યોમાં સમાનતાને દરજ્જે મૂકવી. પરંતુ કેટલાંક દેશી રાજ્યોમાં ચલાવાતી હકુમત એના કરતાં પણ આગળ જાય છે. બ્રિટિશ અમલદારો કે બ્રિટિશ રૈયત ન હોય એવી મુલ્કી વસ્તી ઉપર તે વિસ્તૃત થયેલી છે. એવી બાબતમાં દેશી રાજ્યની અંદર હકુમતનો અમલ તેની રાજકર્તાની ગર્ભિત કિંવા સ્પષ્ટ કબૂલતથી વ્યાજબી ગણાય છે. જ્યારે કોઈ રક્ષિત રાજ્યમાં બ્રિટિશ રાજકારોબાર નીચે બ્રિટિશ છાવણી કે સિવિલ સ્ટેશન હોય, ત્યારે બ્રિટિશ લશ્કર અને અમલદારો ઉપરજ માત્ર નહિ, પરંતુ સઘળા સખ્સ અને વસ્તુ ઉપરની હકુમત સર્વોપરિ સત્તાના હાથમાં રહે તો સગવડતા-વાળું થઈ પડે. કેટલીક વખત આ હકુમત તેહનામાથી આપી દેવામાં આવેલી હોય છે, અને કેટલીક વખત તે લાંબા કાળના રિવાજ કિંવા ગુપચુપ સંમતિ ઉપર આધાર રાખે છે. આગળ ખુલાસો કરી ગયા પ્રમાણે વળી કેટલાક નાના નાના રાજાઓ છે, કે જેની દેશની અંદરની રાજસત્તાઓ પ્રથમથી જ મર્યાદામાં રાખેલી હોઇને તેઓ દિવાની અથવા ફોજદારી કામમાં હદબાંધેલી હકુમતનોજ અમલ કરે છે. કોઈ પણ મુલ્કી વિસ્તારમાં "રાજ્ય"

**બ્રિટિશ રૈયત, પર રાજ્યોની રૈયત, છાવણીઓ વગેરે ને સંબંધે દેશી રાજ્યોમાં સર્વોપરિ સત્તા ચલાવતી ખાસ હકુમત.**

ના બંધારણ સંબંધી રાજ્યકારોબાર કરવાની સત્તાઓનો શેષભાગ સર્વોપરિ સત્તાનો છે; રાજા સાથે અંદરના રાજવહિવટમાં તે ભાગ લે છે, અને રાજાની પાસે જે અધિકાર રહેતો નથી તે સઘળાનો તે અમલ કરે છે.

આ પ્રમાણે જે સત્તાઓ સર્વોપરિ સત્તાધીશના હસ્તક આવે છે તેનો અમલ રાજપ્રકરણી હોદ્દેદારો દ્વારા કરવામાં આવે છે.

**પોલિટિકલ અમલદારો.** નિયમિત રીતે તેઓ તે રાજ્યો ખુદમાં જ રહે છે. વધારે મ્હોટા રાજ્યોમાં સરકારના પ્રતિનિધિ તરીકે રેસિડેન્ટ રહે છે; અને જ્યાં રાજપુતાણા અને મધ્ય ઇન્ડિયાની માફક રાજ્યોની સંખ્યાના કુદરતી સમૂહો છે,ત્યાં તે સઘળા વાસ્તે એક એજન્ટ ટુ ધી ગવર્નર-જનરલ હોય છે. તેની અંદરના રાજ્યોની મહત્વતાના પ્રમાણમાં સ્થાનિક રેસિડેન્ટો કિંવા પોલિટિકલ એજન્ટો તેને મદદ આપે છે. છે. ઇન્ડિયા સરકારની પર રાજ્યની કચેરી સાથે બ્રિટિશ ઈન્ડિયાની અમલદારો સાથે કિંવા અન્ય દેશી રાજ્યો સાથે વ્યવહારનાં એકાકી સાધનો માત્ર તે અમલદારોજ બનેલું છે; અને રાજકારોબારની કે કોઈ બીજી બાબત તેમને પૂછવામાં આવે તેવાં હરકોઇ કાર્યોમાં રાજાને તેઓ સલાહ અને મદદ આપે છે. સ્થાનિક સરકારના અંકુશ નીચેના વધારે મ્હોટાં રાજ્યોને સંબંધે પોલિટિકલ એજન્ટોને એજ પ્રમાણે રાખવામાં આવે છે. પરંતુ બ્રિટિશ પ્રાન્તોમાં વિકીર્ણ થયેલાં નાનાં નાનાં રાજ્યોમાં એજન્ટનું કામ, જેની મુલ્કી હકુમતમાં તે હોય, ત્યાંના કલેકટર કિંવા કમિશનરને સોંપવામાં આવે છે. એમ બને છે ત્યારે એજન્ટ દેશી રાજ્યની અંદર રહી શકતો નથી. પરંતુ જ્યારે તેની અંદરના લોકો કિંવા વસ્તુના સંબંધે ઈન્સાફી અગર માજીસ્ટ્રેટની સત્તા ચલાવતો હોય, ત્યારે તેણે પોતાની કોર્ટ પર રાજ્યની હકુમતના ભાગમાં ભરવી જોઇએ. આપણે જોઇ ગયા કે સ્થાનિક સરકારો, દેશી રાજકર્ત્તાઓ, અને રાજાઓની ઘણી મ્હોટી સંખ્યાની સાથેના બ્રિટિશ સંબંધો ઉપર અંકુશ રાખે છે. તે સાથે રક્ષિત રાજાઓ સાથેના તેઓના કાર્યવ્યવહારો ખાસ અર્થમાં વડી સરકારની દેખરેખ નીચે અને ગવર્નર-જનરલના અંગત હવાલામાં રહે છે.

**સમાપ્તિ.**

બ્રિટિશ પ્રાન્તો અને દેશી રાજ્યોની મુકાબલે લાયકાત કેવી છે તેની તુલના કરવાનો, કિંવા દેશી રાજ્યોના વિકાસ અને ભવિષ્યને માટેની ઉમેદો વિષે આગળથી વિચાર બાંધવાનો યત્ન કરવાનું આ સ્થળ નથી. જ્યાં સુધી સર્વોપરિ સત્તા દેશી રાજ્યોના હક્ક દૃઢતાથી જાળવે છે, પોતાના કેળવાયેલા અમલદારોની નોકરી ધીરે છે, દુષ્કાળના વખતમાં તેઓને મદદ આપે છે, અને પોતાના તરફથી તેઓને અને તેઓની રૈયતને વાંછિત માન તથા ઈલકાબો* બક્ષે છે, ત્યાં સુધી તેઓનો રાજકારોબાર તેઓ સુધારે અને સારા પડોશીઓનો ભાગ ભજવે એવી તે ઉમેદ રાખે છે. અર્વાચીન સામાન્ય વ્યવહારોના સાધનદ્વારા, અને બ્રિટિશ ઇન્ડિયામાં ચોતરફ ચાલતી બાબતોનાથી વહેતા અંતર્નિતાર દ્વારા દેશી રાજ્યોની સંસ્થાઓ સારી રીતે બદલાતી જાય છે. એ તો ખરૂં છે કે નવીન ધોરણોને પચાવી એકરસ કરવાને તે બધા એક સરખી રીતે શક્તિમાન્ નથી. જેમ તેનાં રાજ્યોની અંદરની પ્રજા જુદી જુદી કોમની છે તેમ તેઓના રાજસંસ્થાઓના રૂપ પણ જુદાં જુદાં છે. ગ્રાતો સંબંધી, જાગીરો સંબંધી, અને બંધારણ સંબંધી વિકાસની દરેક સ્થિતિ માટે અંશે કેટલાંક રાજ્યો આગળ પડેલાં છે. પરંતુ ઘણાં જ સુધરેલાં છે તે સહિત તે સઘળામાં સામાન્ય લક્ષણો છે. તે એ છે કે રાજાકર્તા પોતાનાજ હાથમાં રાજકારોબાર, રાખે છે અને કાયદા બાંધવાનું અને ઇન્સાફ આપવાનું કામ પણ પોતાના જ અંકુશમાં રાખે છે. તોપણ નાણાં પ્રકરણી ગોઠવણો અને કેળવણીનાં ધોરણો બ્રિટિશ નમુનાનું અનુકરણ કરવાનું વલણ વધતું જાય છે; અને કેટલાંક રાજ્યોએ તો બ્રિટિશ ઇન્ડિયાના ધારા પુસ્તકોમાંથી પોતાને માટે દિવાની અને ફોજદારી કાયદાઓ સ્વીકાર્યા છે. રાજાઓના કુમારોની કેળવણી ઉપર અને સગીર વયની દરમિયાન રાજ્યોના યોગ્ય કારોબાર ઉપર હાલમાં મ્હોટો ભાર મૂકવામાં આવે છે. અજમેર, રાજકોટ

---

* આ માન અકશમમાં જુદી જુદી સંખ્યામાં તોપોનું માન, અને દસ તોપ ઉપરની સલામીવાળા દરેક રાજાને "હિઝ હાઈનેસ" નો ઇલ્કાબ એ ખાસ કરીને લખવા જોગ છે.

અને લાહોરમાં રાજકુમાર કૉલેજો સ્થપાઇ છે. ત્યાં અભ્યાસનો ખાસ ક્રમ મુકરર કરવામાં આવ્યો છે. એ કૉલેજોમાં ન જનારા કુમારો માટે શિક્ષકો અને વાલીઓ નિમવામાં આવે છે. રાજ કરતાં અને અમીરનાં કુટુંબોના રાજવંશીઓની લશ્કરી કેળવણીને વાસ્તે એક ઇમ્પિરીયલ કાડેટ કોર સ્થાપવામાં આવેલ છે. છેવટ રાજકર્ત્તાઓ અને પોલિટિકલ એજન્ટો, તેમજ સ્થાનિક સરકારના ઉપરી અમલદારો વચ્ચે દોસ્તીના સંબંધો વધારવા દરેક પ્રયત્ન કરવામાં આવે છે. વ્હાઇસ્રોય વારંવાર દેશી રાજ્યોની મુલાકાત લે છે. ૧૯૦૩ ના મહાન્ દિલ્હી દરબારના જેવી રાજ ક્રિયાઓમાં ભાગ લેવા તે દેશી રાજાઓને નિમંત્રણ કરે છે; અને કલકત્તામાં તેઓને પોતાની મુલાકાતે આવવા ઉત્તેજિત કરે છે. તેઓની ખાસ સગવડ માટે ત્યાં હાલમાં એક મકાન ખરીદવામાં આવ્યું છે.

# આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

સર ચાર્લ્સ એચિનસનઃ—ઇન્ડિયા અને તેની પડોશના મુલ્કોને લગનાં તેહનામાં, કોલકરારો અને સનદો ( કલકત્તા ૧૮૯૩ ). ૧૧ ભાગમાં ઇન્ડિયા સરકારના વિદેશ ખાતાના અધિકારથી છાપેલા.

સર આલ્ફ્રેડ લિયાલઃ—ઇન્ડિયામાં બ્રિટિશ રાજ્યનો ઉદય. (૧૮૯૪).

કર્નલ જી. બી. માલેસન—ઇન્ડિયાનાં દેશી રાજ્યોની તવારીખનો સાર ( ૧૮૭૫ ).

સર સિ. આઈ. ટપાર—આપણા ઇન્ડિયાના રક્ષિણ રાજ્યોનો સમૂહ. ( ૧૮૯૨ )

સર. ડબ્લ્યુ, લીવોર્નર—ઇન્ડિયાના રક્ષિત રાજાઓ ( ૧૮૯૪ ).

સર આલ્ફ્રેડ લિયાલ—એશિયા સંબંધી અભ્યાસ ( ૧૮૯૯ ) ભાગ ૧ લો. પ્ર. ૭ તેમાં રાજપુતાણાનાં દેશી રાજ્યોનો ઇતિહાસ છે.

કર્નલ જેમ્સ ટોડ—રાજસ્થાનની તવારીખ ( ૧૮૨૯ ) વારંવાર ફરીને છપાયેલ છે.

સર જૉન માલ્કમ—મધ્ય ઇન્ડિયાનો ઇતિહાસ ( ૧૮૨૪ )

ટી. એચ. થોર્ટન.—સર રિમર્ડ મીડ—મધ્ય અને દક્ષિણ ઇન્ડિયાના ખંડણી ભરનારાં રાજ્યો. ( ૧૮૯૮ ).

બી. એલ. રાઇસ—પંજાબના રાજાઓ ( ૧૮૭૩ ).

સર, ડબ્લ્યુ. લી વોર્નર.—ડાલ્હાઉસીનું જીવનચરિત્ર. (૧૯૦૪).

# પરિશિષ્ટ.

## દેશી રાજ્યો, તેના વિસ્તાર આમદાની વગેરેનું પત્રક.

### (૧) ઇન્ડિયા સરકાર સાથે સિધો સંબંધ ધરાવતાં પાંચ મ્હોટાં રાજ્યો.

| રાજ્યનું નામ. | કેટલા ચોરસ માઇલનો વિસ્તાર | ૧૯૦૧ માં કેટલી વસ્તી. | કેટલા લાખ રૂપૈઆની અંદાજે આમદાની. | રાજાના ઇલ્કાબ, જાત, અને ધર્મ. | કેટલી તોપોની સલામી. | સ્થાનિક પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| નેપાળ* | ૫૪૦૦૦ | ૪૦૦૦૦૦૦ (આસરે) હિંદુઓ અને બુદ્ધિસ્ટો. | ૧૫૦ | મહારાજા, હિંદુ, રજપુત. | ૨૧ | નેપાળનો રેસિડેન્ટ. |
| હૈદ્રાબાદ | ૮૨૬૯૮× | ૧૧૧૪૧૧૪૨ મુખ્યત્વે કરીને હિંદુ અને મુસલમાનો | ૩૫૫ | નિઝામ, તુર્ક, સુની મુસલમાન | ૨૧ | હૈદ્રાબાદનો રેસિડેન્ટ. |
| મ્હેસુર | ૨૯૪૪૪ | ૫૫૩૯૩૯૯ ઘણા ખરા હિંદુ | ૧૯૦ | મહારાજા, ક્ષત્રી, હિંદુ | ૨૧ | મેસુરનો રેસિડેન્ટ. |
| વડોદરા | ૮૦૯૯ | ૧૯૫૨૬૯૨ ,, ,, | ૧૨૩ | મહારાજા, મરેઠા, હિંદુ | ૨૧ | વડોદરાનો રેસિડેન્ટ. |
| કાસ્મિર અને જમ્મુ | ૮૦૯૦૦ | ૨૯૦૫૫૭૮ (ગિલ્ગીત, સ્કાર્યુ, લાડકા અને પંચ સહિત). મુખ્યત્વે કરીને મુસલમાન | ૮૭ | મહારાજા, ડોગ્રા રજપુત, હિંદુ | ૧૯ (૨૧ કાસ્મિરના મુલ્કમાં | કાસ્મિરનો રેસિડેન્ટ. |
| કુલ | ૨૫૫૧૪૧ | ૨૫૫૩૮૮૧૧ | ૯૦૫ | | | |

* આ પ્રકરણમાં વર્ણવેલાં બીજાં રાજ્યોથી નેપાળ જુદું પડે છે. તે અંદર ખાનાના રાજકારોબાર માટે સ્વતંત્ર છે. તોપણ તેના પરરાજ્યો સાથેના સંબંધો ઇન્ડિયા સરકારના અંકુશમાં છે. બ્રિટિશ રેસિડેન્ટ રાખવા દેવા તેના ઉપર બંધન છે. ઇન્ડિયા સરકારની મંજુરી વગર તે યૂરોપિયનોને નોકરીમાં રાખી શકે નહિં.

× બિહાર બાદ કરતાં.

(૨)૧૪૮ સ્ટેટો–મધ્ય ઇન્ડિયા એજન્સીઓ–એજન્ટ ટુ ધી ગવર્નર—જનરલના તાબામાં.

| રાજ્યનું નામ | ચોરસ માઈલમાં વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી | કેટલા લાખ રૂપૈયાની આશરે પેદાશ | રાજકર્ત્તાનો ઈલ્કાબ જાત અને ધર્મ. | કેટલી તોપોની સલામીનું માન. | સ્થાનિક પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| ગ્વાલિર | ૨૫૦૪૧ | ૨૯૩૩૦૦૧ મુખ્યત્વે | ૧૬૩ | મહારાજા,મરેઠા,હિંદુ | | ગ્વાલિયરના રેસિડેન્ટ |
| | | હિંદુ | | મહારાજા,મરેઠા,હિંદુ | ૧૯)ગ્વાલિયર રાજમાં | |
| ઇન્દોર | ૯૫૦૦ | ૮૫૦૬૯૦ ,, ,, | ૭૨ | નવાબ (મે) બેગમ, | ૨૧ ) | ઇન્દોરના રેસિડેન્ટ |
| ભોપાળ | ૬૮૫૯ | ૬૬૫૯૬૧ ,, ,, | ૨૯ | અફઘાન | ૧૯ (ઇન્દોર રાજમાં | ભોપાળના પોલિટિકલ |
| | | | ૨૯ | મહારાજા,બાદેલા રજ | ૨૧ ) | એજન્ટ |
| રેવા | ૧૩૦૦૦ | ૧૩૨૭૩૮૫ ,, ,, | | પુત, હિંદુ | ૧૯ (ભોપાળ રાજમાં | બાઘેલખંડના.પો.એ. |
| ઓર્છા | ૨૦૮૦ | ૩૨૧૬૩૪ ,, ,, | ૬ | મહારાજા બુંદેલા રજ | ૨૧ ) | બુંદેલખંડ પો. એ. |
| | | | ૯ | પુત, હિંદુ | ૧૭ | |
| દતિયા | ૯૧૧ | ૧૭૩૭૫૯ ,, ,, | | મહારાજા, બુંદેલા | | |
| ધાર | ૧૭૭૫ | ૧૪૨૧૧૫ ,, ,, | ૧૧ | રજપુત,હિંદુ | ૧૭ ( આ રાજાને એ | ભોપાળ ” પો. ” એ. |
| જાઓરા | ૫૬૮ | ૮૪૨૦૨ ,, ,, | ૯ | રાજાપોવારમરેઠાહિંદુ | અંગત છે તે સહિત) | માળવા પો. એ. |
| પન્ના | ૨૪૯૨ | ૧૯૨૯૮૬ ,, ,, | ૫ | નવાબ,પઠાણ,મુસ. | ૧૫ | બુંદેલખંડ પો. એ |
| છતરપુર | ૧૧૧૫ | ૧૫૬૧૩૯ ,, ,, | ૪ | મહારાજા,બુંદેલા રજ. | ૧૫ | ” ” |
| ચરખારી | ૭૦૩ | ૧૨૩૯૫૪ ,, ,, | ૪ | મહારાજા, પોવાર | ૧૩ | ” ” |
| ૧૩૭ નાના- | ૧૩૩૫૧ | ૧૫૩૮૪૯૧ ,, ,, | ૮૦ | રજપુત હિંદુ | ૧૧ | ઉપરોક્ટી અમલ- |
| નાંરાજ્યોઈ | | | | મહારાજા;બુંદેલા રજ | ૧૧ | દારોના હવાલામાં |
| | | | | પુત હિંદુ | ૧૧ | વહેંચાયેલા છે. |
| કુલ. | ૭૧૩૯૫ | ૮૫૧૦૩૧૭ | ૪૨૧ | | | |

* આમાંના ૨૬ ખરં જોતાં રાજ્યો નથી, કેમકે તેના રાજાઓને જમીન નથી, પણ રોકડ પેદાશ મળે છે.

(૩) વીસ રાજ્યો, રાજપુતાણા એજન્સિનાં,

| રાજનું નામ. | ચોરસ માઈલમાં વિસ્તાર. | ૧૯૦૧ માં વસ્તી. | અંદાજે આમદાની કેટલા લાખની. |
|---|---|---|---|
| ઉદેપુર ( મેવાડ ) | ૧૨૬૯૧ | ૧૦૧૮૮૦૫ મુખ્યમાં હિંદુ અને ભીલ | ૨૪ |
| જયપુર | ૧૫૫૭૯ | ૨૬૫૮૬૬૬ મુખ્યમાં હિંદુ | ૬૨ |
| જોધપુર ( મારવાડ ) | ૩૪૯૬૩ | ૧૯૩૫૫૬૫ ,, | ૫૬ |
| ભરતપુર | ૧૯૮૨ | ૬૨૬૬૬૫ ,, | ૩૫ |
| બિકાનેર | ૨૩૩૧૧ | ૫૮૪૬૨૭ ,, | ૨૩ |
| કોટા | ૫૬૮૪ | ૫૪૪૮૭૯ ,, | ૩૩ |
| ટોન્ક | ૨૫૫૩ | ૨૭૩૨૦૧ ,, | ૧૩ |
| બુંદી | ૨૨૨૦ | ૧૭૧૨૨૭ ,, | ૭ |
| કરોલી | ૧૨૪૨ | ૧૫૬૭૮૬ ,, | ૫ |
| અલ્વર | ૩૧૪૧ | ૮૨૮૪૮૭ ,, | ૩૦ |
| ધોલપુર | ૧૧૫૫ | ૨૭૦૯૭૩ ,, | ૧૦ |
| વાંસવાડા* | ૧૯૪૬ | ૧૬૫૩૫૦ જડ પદાર્થ પૂજક | ૧½ |
| સીરોહી | ૧૯૬૪ | ૧૫૪૫૪૪ મુખ્યમાં હિંદુ | ૩ |
| ૭ નાનાં રાજ્યો | ૨૦૪૮૭ | ૪૫૧૯૯૦ ,, | ૧૭½ |
| કુલ | ૧૨૮૯૧૮ | ૯૮૪૧૭૬૫ | ૩૨૦ |

* કુશળગઢ અંદર લેતાં

એ રાજપુતાણાના એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ.

| રાજાનો ઇલકાબ, જાત અને ધર્મ. | કેટલી તોપોના માનની સલામી. | પોલિટિકલ અમલદારનો હોદો. |
|---|---|---|
| મહારાણા, સિસાદીયા રજપુત હિંદુ | ૨૧ (તેમાં બે અંગત) | મેવાડનો રેસિડેન્ટ |
| મહારાજા, કછવાહ, રજપુત હિંદુ | ૨૧ (તેમાં ચાર અંગીત) | જયપુરનો રેસિડેન્ટ |
| મહારાજા, રાઠોડ, રજપુત હિંદુ | ૧૭ | પશ્ચિમ રાજપુતાણા રાજ્યોનો રેસિડેન્ટ |
| મહારાજા, જાટ, હિંદુ | ૧૭ | પુર્વ રાજપુતાણા રાજ્યોનો પો. એ. |
| મહારાજા, રાઠોડ રજપુત હિંદુ | ૧૭ | બિકાનેર પોલિટિકલ એજન્ટ |
| મહારાઓ, હરા ચોહાણ હિંદુ | ૧૭ | કોટા ઝાલાવાડનો પો. એ. |
| નવાબ, પઠાણ, મુસલમાન | ૧૭ | હારાવતી અને ટોંકનો પો. એ. |
| મહારાઓ, રાજા હરા ચોહાણ હિંદુ | ૧૭ | " " " |
| મહારાજા, જદોન, રજપુત હિંદુ | ૧૭ | પૂર્વ રાજપુતાણા રાજ્યોનો પો. એ. |
| મહારાજા કચવાહ રજપુત હિંદુ | ૧૫ | અલ્વરનો પો. એ. |
| મહારાજા, રાણા, જાટ, હિંદુ | ૧૫ | પૂર્વ રાજપુતાણા રાજ્યોનો પો. એ. |
| મહારાવલ, સિસોદિયા રજપુત હિંદુ | ૧૫ | મેવાડના રેસિડેન્ટનો આસિસ્ટન્ટ |
| મહારાઓ, દેવડા ચુહાણ રજપુત હિંદુ | ૧૫ | પશ્ચિમ રાજપુતાણા રાજ્યોનો રેસીડેન્ટ |
| | | ઉપલા અમલદારોના હવાલામાં વહેંચાયેલ છે. |

(૪) બલુચીસ્તાન એજન્સીનાં રાજ્યો, તાબે બલુચીસ્તાનના એજન્ટ ટુ ધી ગવર્નર–જનરલ.

| રાજ્યનું | કેટલા ચોરસ માઈલનો વિ- | ૧૯૦૧ માં વસ્તી | અંદાજે કેટલા લાખની આમદાની | રાજાનો ઈલકાબ, જાત અને ધર્મ. | કેટલી તોપાની સલામીનું માન | સ્થાનિક પોલિટિકલ અમલદારનો હોદ્દો, |
|---|---|---|---|---|---|---|
| કલાટ | ૭૧૫૯૩ | × ૩૭૨૫૩૧ મુખ્યત્વે સુની મુસલમાનો | ૮ | ખાન કિંવા વાલી, બ્રાહુઈ, સુની મુસલમાન. | ૧૯ | કલાટનો પોલિટિકલ એજન્ટ |
| લાસબેલા | ૬૪૪૧ | ૫૬૧૦૯ ,, ,, | ૨ | જાગ, ખુરેશી આરબ સુની મુસલમાન | કાંઈ નહિ | ,, ,, |
| કુલ | ૭૮૦૩૪ | ૪૨૮૬૪૦ | ૧૦ | | | |

+ આમાંનો થોડો દેશ બ્રિટિશ રાજવહિવટમાં જોડી દેવામાં આવેલો હોવાથી વસ્તીપત્રકના આંકડામાં ફેરફાર થયો છે. ખારાન અને મકરાનની વસ્તી આશરે ૮૦૦૦૦ ની છે તે આમાં ગણેલ નથી.

(૫) સ્થાનિક સરકારો સાથે રાજ પ્રકરણી સંબંધો ધરાવનારાં રાજ્યો.

અ મદ્રાસ ( પાંચ રાજ્યો. )

| રાજનું નામ. | કેટલા ચોરસ માઇલનો વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી. | કેટલા લાખની આમદ (આશરે.) | રાજાનો ઇલકાબ, જાત અને ધર્મ. | કેટલી તોપની સલામીનું માન. | સ્થાનિક પોલિટિકલ અમલદારનો હોદ્દો |
|---|---|---|---|---|---|---|
| ત્રાવણકોર | ૭૦૫૧ | ૨૯૫૨૧૫૭ મુખ્યત્વે કરીહિંદુઅને ક્રિશ્ચનો | ૧૦૦ | મહારાજા, ક્ષત્રીય, હિંદુ | ૨૧ (હાલના રાજાને એ અંગતછેતે સહિત | ત્રાવણકોર અને કોચીનનો રેસિડેન્ટ |
| કોચીન | ૧૩૬૨ | ૮૧૨૦૨૫ „ | ૨૭ | રાજા, ક્ષત્રીય, હિંદુ | ૧૭ | |
| પુદુકોટા | ૧૧૦૦ | ૩૮૦૪૪૦ હિંદુ | ૧૧ | રાજા, કલર, હિંદુ | ૧૧ | ટ્રિચીનાવલીનો કલેક્ટર (હોદ્દાની રૂએ પોલિટિકલ એજન્ટ) |
| (૨) નાનાં રાજ્યો | ૪૧૬ | ૪૩૪૫૪ „ | ૩ | | | |
| કુલ | ૯૯૬૯ | ૪૧૮૮૦૮૬ | ૧૪૧ | | | |

## (ખ) મુંબઈ, (૩૫૪) રાજ્યો.

| રાજ્યનું નામ. | કેટધા ચોરસ માઈલનો વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી. | અંદાજે આમદ કેટલા લાખ. | રાજાનો ઈલકાબ જાત અને ધર્મ. | રાજાને કેટલી તોપોનું માન. | |
|---|---|---|---|---|---|---|
| કોલાપુર | ૨૮૫૫ | ૯૧૦૦૧૧ મુખ્યત્વે | ૪૮ | મહારાજા,ક્ષત્રિય હિંદુ | ૧૯ | કોલાપુરનો પો. એ. |
| કચ્છ | ૭૬૧૬ | ૪૮૮૦૨૨,, હિંદુ | ૨૦ | મ. જાડેજા, ર. હિંદુ | ૧૭ | કચ્છનો ,, ,, |
| ખેરપુર | ૬૦૫૦ | ૧૯૯૩૧૩,, મુ. | ૧૩ | મીર,તાલપુર,બલોચ,મુ. | ૧૫ | ખેરપુરનો ,, ,, |
| ઈડર | ૧૬૦૦ | ૧૬૮૫૫૭,, હિંદુ | ૫ | મહારાજા, રાઠોડ, ર. હિં. | ૧૫ | મહિકાંઠાનો ,, ,, |
| ભાવનગર | ૨૮૬૦ | ૪૧૨૬૬૪,, | ૩૦ | ઠાકોર,સાહેબ,ગો. હિં | ૧૧ | એજન્ટ ટુધી ગ.ઇન કા. |
| જુનાગઢ | ૩૨૮૪ | ૩૯૫૪૫૮,, | ૨૭ | નવાબ,પઠાણ,મુસલમાન | ૧૧ | ,, ,, ,, |
| નવાનગર | ૩૭૯૧ | ૩૩૬૭૭૯,, | ૩૧ | જામ,જાડેજા, ર. હિંદુ | ૧૧ | ,, ,, ,, |
| પાલણપુર | ૩૧૭૭ | ૨૨૨૬૨૭,, | ૭ | દિવાન,પઠાણ,મુસલમાન | ૧૧ | પાલણપુર પો. એ. |
| ગોંડળ | ૧૦૨૪ | ૧૬૨૮૫૯,, | ૧૯ | ઠાકોર. જાડેજા ર. હિંદુ | ૧૧ | એજન્ટ ટુધીગ.ઇન કા. |
| રાજપિપળા | ૧૫૧૪ | ૧૧૭૧૭૫,, | ૭ | મહારાણા, ગો હિંદુ | ૧૧ | રેવાકાંઠા પો. એ. |
| ભોર | ૧૪૯૧ | ૧૩૭૨૬૮,, | ૫ | પંથ સચિવ,બ્રાહ્મણ,હિં. | ૯ હાલના રાજાને અંગત) | પુનાનો ક.(હો. પો એ. |
| સાંગલી | ૧૧૧૨ | ૨૨૬૧૨૮,, | ૯ | ઠાકુર. બ્રાહ્મણ, હિંદુ | | દક્ષિણ મ. પો. એ. |
| ૩૪૨ નાનાં રાજ્યો. | ૨૯૦૮૭ | ૩૧૩૧૮૧૭,, | ૧૯૯ | | કાંઈ નહિ | |
| કુલ | ૬૫૭૬૧ | ૬૯૦૮૬૪૮ | ૪૨૦ | | | |

## (क) બંગાળા (૩૦ રાજ્યો.)

| રાજ્યનું નામ. | ચોરસ માઇલમાં વિસ્તાર. | ૧૯૦૧ માં વસ્તી. | કેટલા લાખ રૂપૈયાની અંદાજે આમદાની. | રાજાનો ઇલકાબ, જાત અને ધર્મ. | રાજકર્તાને કેટલી તોપોની સલામીનું માન. | સ્થાનિક પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| સિક્કિમ | ૨૮૧૮ | ૫૯૦૧૪બુ. હિંદુ | ૧ | મહારાજા તિ. બુ. | ૧૫ | સિક્કિમનો પોલિટિકલ એ. |
| કુચબિહાર | ૧૩૦૭ | ૫૬૬૯૭૪ મુ. હિં. બુ. | ૨૪ | મહારાજા ક્ષ. બ્ર. | ૧૩ | રાજશાહીનો ક. હો. પો. એ. |
| હિલ ટિપેરા* | ૪૦૮૬ | ૧૭૩૩૨૫ હિં. મુ. | ૭ | રાજા, ક્ષત્રીય, હિંદુ | ૧૩ | ચિતાગોંગનો ,, ,, ,, |
| ભુતાન | ૨૦૦૦૦× | ૨૫૦૦૦૦ બુદ્ધિસ્ટો. | ૨ | દેવરાજા ભો. બુ. | કાંઇ નહિ | રાજશાહીનો ,, ,, ,, |
| મયુરભંજ ઓ. ખં. મ. | ૪૨૪૩ | ૬૧૦૩૮૩ મુ. હિં. | ૮ | રાજા, ક્ષત્રીય, હિંદુ | કાંઇ નહિ | ઓરિસાનો ક.(સુપરિટેન્ડન્ટ) |
| સ્કુર્ગુજા (છો. મહાલો)+ | ૬૦૫૫ | ૩૫૧૦૧૧ ,, | ૧ | રાજા રક્કેલ ર. હિં. | કાંઇ નહિ | છોટાનાગપુરનો ,, ,, |
| કિયંઝાર (ઓરિસાના મ.) | ૩૦૯૬ | ૨૮૫૭૫૮ ,, | ૩ | રાજા, રજપુત, હિંદુ | કાંઇ નહિ | ઓરિસાનો ,, ,, ,, |
| ઘેનકાનાલ ,, | ૧૪૬૩ | ૨૭૩૬૬૨ ,, | ૪ | રાજા, ક્ષત્રીય, હિંદુ | કાંઇ નહિ | ,, ,, ,, |
| ગંગપુર (છો. ખં. મ. | ૨૫૧૮ | ૨૩૮૮૯૬ ,, | ૧ | રાજા, ક્ષત્રીય, હિંદુ | કાંઇ નહિ | છોટાનાગપુરનો ,, ,, |
| ૨૧ નાનાં રા. | ૧૩૦૬૬ | ૧૧૮૯૫૨૧ ,, | ૨૭ | | | |
| કુલ | ૫૮૬૫૨ | ૩૯૯૮૫૪૪ | ૭૮ | | | |

* ૧૯૦૫માં પુર્વ બંગાળા અને આસામના પ્રાન્ત સાથે જોડાયું. + આ આંકડા અંદાજે કરેલા છે.

× ૧૯૦૫માં સુર્ગુજા તથા બીજા ચાર છોટાનાગપુરના મહાલો (જશપુર, ઉદેપુર, કોરિય અને ચંગભકાર)ને મધ્ય પ્રાન્તોમાં સામેલ કર્યા.

## (ઙ) જોડીઆ પ્રાન્તો (૨ રાજ્યો.)

| રાજ્યનું નામ. | કેટલા ચોરસ માઇલનો વિસ્તાર. | ૧૯૦૧ માં વસ્તી. | કેટલા લાખ રૂપૈયાની અંદાજે આમદાની | રાજાનો ઇલકાબ, જાત અને ધર્મ. | કેટલી તોપોનું રાજાને માન. | પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| રામપુર | ૮૯૫ | ૫૩૩૨૧૨ મુખ્યત્વે હિંદુ અને મુસલમાન | ૩૩ | નવાબ, પઠાણ, મુસલમાન | ૧૩ | બરેલીનો કમિસનર (હોદ્દાનીરૂએ પો. એ.) |
| ટેહેરી (ઘર્વાલ) | ૪૧૮૦ | ૨૬૮૮૮૫ મુ. હિં. | ૩ | રાજા, ક્ષત્રીય, હિંદુ | ૧૧ | કુમાઉનનો કમિસનર (હોદ્દાનીરૂએ પો. એ.) |
| કુલ | ૫૦૭૫ | ૮૦૨૦૯૭ | ૩૬ | | | |

( ઈ ) પંજાબ ( ૩૪ સંસ્થાનો. )

| રાજ્યનું નામ. | કેટલા ચોરસ માઈલનો વિસ્તાર. | ૧૯૦૧ માં વિસ્તાર. | કેટલા લાખ રૂપૈયાની આસરે આમદ | રાજાનો ઈલકાબ જાત અને ધર્મ. | કેટલી તોપની સલામીનું માન | પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| ભાવલપુર | ૧૫૦૦૦ | ૭૨૦૮૭૭ મુ. મુ. | ૨૮ | નવાબ,દાઉદપુત્ર મુ. | ૧૭ | ફુલિકયાં રાજ્યો અને ભાવલપોરનો પો. એ. |
| ફુલિકયાં રા. | | | | | | |
| પતીઆલા | ૫૪૧૨ | ૧૫૯૬૬૯૨મુ.હિં. સીં | ૫૭ | મહારાજા,સિધુ, જાટ. | ૧૭ | |
| નાભા | ૯૨૮ | ૨૯૭૯૪૯ ,, ,, | ૧૨ | રાજા,સિ.જાટ,સીખ. | ૧૫(બે અં. | ,, ,, ,, |
| ઝિંદ | ૧૨૫૯ | ૨૮૨૦૦૩ ,, ,, | ૧૫ | ,, ,, ,, ,, | ૧૧ | ,, ,, ,, |
| કપુરથલા | ૬૩૦* | ૩૧૪૩૫૧મુ.મુ.હિં. | ૧૩ | રાજા, આ. સીખ. | ૧૧ | જાલંદરનો ક.(હો. પો. એ. |
| મંડી | ૧૨૦૦ | ૧૭૪૦૪૫ મુ. હિં. | ૫ | રાજા,ચંદ્રવંશી,સી. | ૧૧ | ,, ,, ,, |
| સિરમુર (ના.) | ૧૧૯૮ | ૧૩૫૬૮૭ ,, ,, | ૫ | રાજા, રજપુત હિંદુ. | ૧૧ | દિલ્હીનો ક.(હો. પો. એ. |
| ચંબા | ૩૨૧૬ | ૧૨૭૮૩૪ ,, ,, | ૩ | ,, ,, ,, | ૧૧ | લાહોરનો ,, ,, ,, |
| ફરીદકોટ | ૬૪૨ | ૧૨૪૯૧૨સી.હિં. મુ. | ૪ | રાજા,બરાર,જાટ,સી. | ૧૧ | જાલંદરનો ,, ,, ,, |
| ૨૫નાનાં સં. | ૭૦૪૭ | ૬૫૦૦૪૮ ,, ,, ,, | ૧૭ | | | |
| કુલ | ૩૬૫૩૨ | ૪૪૨૪૩૯૮ | ૧૫૫ | | | |

* કપુરથલાના રાજાને અવધમાં પણ મ્હોટી જાગીરો છે ( તે આસરે ૭૦૦ ચોરસ માઈલ છે. )

(फ) બર્મા. (૫૨* રાજ્યો)

| રાજ્યનું નામ. | કેટલા ચોરસ માઈલનો વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી | કેટલા લાખ રૂપૈઆની આસરે આમદાની | રાજાનો ઈલકાબ જાત અને ધર્મ | | |
|---|---|---|---|---|---|---|
| (अ) ઉત્તર શાનરાજ્યો | | | | | | |
| હિસ્પો (થીબો) | ૫૦૮૬ | ૧૦૪૭૦૦, બુદ્ધિસ્ટ | ૩ | શોબ્વા, શાન બુદ્ધિસ્ટ | ૯ | ઉત્તરશાન રાજ્યોનો સુપરીનટેનડેન્ટ |
| ૫ નાનાં રાજ્યો | ૯૫૦૮ | ૨૧૬૩૫૦, ,, | ૨ | ,, ,, ,, | ૦ | ,, |
| (ब) દક્ષિણશાનરાજ્યો | ૧૨૦૦૦ | ૧૫૦૬૯૮, ,, ,, | ૧ | શોબ્વા, શાન, બુદ્ધિસ્ટ | ૯ | દક્ષિણશાન રાજ્યો સુપરિનટેનડેન્ટ. |
| કેંગટંગ | ૨૧૭૧૭ | ૪૪,૨૫૨, ,, ,, | ½ | ,, ,, ,, | ૯ | |
| મુંગનાઈ | ૨૪૦૦ | ૯૫૩૩૯, ,, ,, | ૧½ | ,, ,, ,, | કાંઈ નહિ | |
| યોંગહવે | ૨૧૩૭૪ | ૪૪૦૨૭૦ ,, અને જડપદાર્થ પૂજક | ૪ | ,, ,, ,, | | |
| ૩૫ નાનાં રાજ્યો | ૪૮૩૦ | ૪૫૭૯૫ ,, | ½ | ,, ,, ,, | ,, | |
| | | | | | ,, | |
| (फ) ૫ કરેન રાજ્યો | ૯૦૯૬ | ૪૦૫૪૩× ,, ,, | ૧ | ,, ,, ,, | ,, | |
| (ड) જુદા પોલિટિકલ અંકુશ નીચે ત્રણ નાનાં રાજ્યો | | | | | | |
| કુલ (આશરે) | ૬૭૦૧૧ | ૧૧૭૭૯૮૭ | ૧૩½ | | | |

* પાંચ કરેન રાજ્યો શિવાય (કરેનીવાળા) બીજાં બ્રિટિશ ઇન્ડિયામાં આવી જાય છે. જુઓ પૃષ્ઠ

× કંટજ્યેની વસ્તી અને આમદાની જણાયેલાં નથી માટે તે બાદ કરતાં.

## ( ग ) મધ્ય પ્રાન્તો ( ૧૫ રાજ્યો )

| રાજ્યનું નામ | ચોરસ માઈલનો વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી | આશરે કેટલા લાખની આમદાની | રાજાનો ઈલકાબ, જાત ધર્મ | રાજાને કેટલી તોપોની સલામીનું માન | પોલિટિકલ અમલદારનો હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| કાલાહંડી ( કરોંડ )* | ૩૭૪૫ | ૩૫૦૫૨૯ મુખ્યત્વે હિંદુ | ૨ | રાજા, ક્ષત્રીય, હિંદુ. | ૯ | છતીસગઢના પોલિટિકલ એજંન્ટ |
| બસ્તર | ૧૩૦૬૨ | ૩૦૬૫૦૧ મુખ્યત્વે જડ પદાર્થપૂજક | ૩ | ,, ,, ,, | કંઈ નહિ | ,, |
| પટણા* | ૨૩૯૯ | ૨૭૭૭૪૮ મુખ્યત્વેહિંદુ | ૨ | ,, મોહાન રજપુત હિંદુ | ,, | ,, |
| રાયગઢ | ૧૪૮૬ | ૧૭૪૯૨૯ ,, | ૧ | રાજા ગોન્ડ (મૂળવાશી) | ,, | ,, |
| સોનપુર | ૯૦૬ | ૧૬૯૮૭૭ ,, | ૧ | રાજા,ચોહાનરજપુતહિંદુ | ,, | ,, |
| બામ્રા | ૧૯૮૮ | ૧૨૩૩૭૮ ,, | ૧ | રાજા,ગંગાવંશી રજપુત,, | ,, | ,, |
| નવ નાનાં રાજ્યો | ૫૮૪૯ | ૫૯૩૪૨૧ ,, | ૧૧ | ... ... | ... | ... |
| કુલ | ૨૯૪૩૫ | ૧૯૯૬૩૮૩ | ૨૧ | | | |

* ૧૯૦૫ માં કાલાહંડી, પટણા, સોનપુર અને બામ્રા ( રૈરાખોલના નાનાં રાજ્યો સહિત ) બંગાળામાં ભેળવ્યાં છે.

(ह) આસામ (૨૬ રાજ્યો)*

| રાજ્યનું નામ | કેટલા ચોરસ માઈલનો વિસ્તાર | ૧૯૦૧ માં વસ્તી | આશરે કેટલા લાખની આમદાની | રાજાનો ઈલકાબ જાત અને ધર્મ. | કેટલી તોપોની રાજાને સલામી | પોલિટિકલ અમલદારોને હોદ્દો. |
|---|---|---|---|---|---|---|
| મણિપુર | ૮૪૫૬ | ૨૮૪૪૬૫ હિંદુ અને જડપદાર્થપૂજક | ૪ | રાજા,ક્ષત્રીય, | ૧૧ | મણિપુરના પોલિટિકલ એજન્ટ. |
| ખાસી રાજ્યો (૨૫) | ૩૯૦૦ | ૧૧૦૫૨૯ ખાસી અને ક્રિસ્મન | ½ | | ... | ડેપ્યુટી કમિસનર,ખાસી અને જૈનટીયા હિલ્સ |
| કુલ | ૧૨૩૫૬ | ૩૯૪૯૯૪ | ૪½ | | | |
| એકંદર કુલ (અંદાજે) | ૮૨૪૨૮૩ | ૬૮૨૧૦૬૬૦ | ૨૫૨૯ | | | |

* ૧૯૦૫ માં ત્રિપુરા-ટિપેરાને બંગાળામાંથી પુર્વ બંગાળા અને આસામના નવીન પ્રાન્ત સાથે જોડ્યો.

# પ્રકરણ ચોથું.

## પરરાજ્યો સાથેના સંબંધો.

**પરરાજ્યો સાથેના સંબંધે ઇસ્ટ ઇન્ડિયા કંપની અને તેના ગવર્નર–જનરલની સત્તાઓ.**

ઇસ્ટ ઇન્ડિયા કંપની પોતાની કારકિર્દીની શરૂઆતમાં પોતાની મુલકો નજીક આવેલા મુલકો માટે બારે કાળજી રાખતી, અને તેના ઉપર ખર્ચ કરવાનું વાજબી ગણતી. ૧૮૬૧માં બીજા ચાર્લ્સના ચાર્ટરથી ક્રિશ્ચિયન હોય એવા કોઇ પણ રાજા સાથે સુલેહ કે લડાઇ કરવા કંપનીને સત્તા પ્રાપ્ત થઈ. ૧૭૭૩ ના રેગ્યુલેટિંગ આકટથી બંગાળાના ગવર્નર–જનરલ એકલાને ઇન્ડિયાના રાજાઓ અથવા સત્તાઓ સાથે લડાઈ અથવા તેહનામાં કરવા અધિકાર મળ્યો, અને બારિકીની જરૂયાત સિવાય ઇલાકાની તાબાની સરકારનો એ અધિકાર બંધ કર્યો. આગલા પ્રકરણમાં બતાવી ગયા છીએ કે ૧૭૯૩ માં આરકટના નવાબ અને કંપની વચ્ચે ચાન્સરીમાં દાવો થયો હતો તે કમિશનર આયરે કાઢી નાખ્યો હતો, કેમકે "તે કામમાં જે સખ્સો હતા તે તેહનામાથી પરસ્પર સ્વતંત્ર રાજ્યોની માફક જોડાયેલા હતા, અને આ દેશને સંબંધે તો ઇસ્ટ ઇન્ડિયા કંપની રૈયત છે તે બાબતને તે સાથે કાંઇ પણ નિસ્બત નથી." વળી ૧૭૯૩. ના ચાર્ટર આકટમાં પરરાજ્યો સાથેના સંબંધોની બાબતમાં કંપનીની પરિસ્થિતિનો અંગીકાર કરેલો, પરંતુ તે આકટે લડાઈ જાહેર કરવાની, કિંવા લડાઈ બાબતનાં કે દેશના કબજા માટે જામીનગીરી બાબતના તેહનામાં કરવાની સત્તા (અમુક બાબતો શિવાય) ડિરેકટરોની કોર્ટ અથવા ગુપ્ત કમિટીને માટે અલગ રાખી હતી. ૧૮૧૩ ના આકટમાં નીચે પ્રમાણે અપવાદ વધારવામાં આવ્યો હતો. "એવી સરતે કે (કંપનીના) સઘળું મુલકી કબજાઓમાં અને ઉપર ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના તાજની નિઃશંક સત્તાને હાનિ કે અસર કરે એવી રીતે આ ધારામાં આવેલાં ફરમાનો

વિસ્તૃત થઈ શકશે નહિ, કિંવા તેવો તેનો અર્થ કરવામાં આવશે નહિ." આ જુદા જુદા ધારાથી ઉત્પન્ન થયેલ કંપની બંધારણ અને કાયદા સંબંધી સ્થિતિ એક રાજ્યની સ્થિતિના જેવી નથી એમ વ્હીટને બયાન કરેલું છે." તાજના સીધા અંકુશ વગર તે લડાઈ અને સુલેહ કરવાની રાજ સત્તાનો અમલ કરતી હતી ખરી, પણ હવે તો તેવો અંકુશ તેના ઉપર રાખવામાં આવેલો છે, એટલે તેનો દરજ્જો કે સ્થિતિ રાજકીય પ્રકારનાં ભાગ્યેજ ગણી શકાય. બ્રિટિશ સામ્રાજ્યની સર્વોપરિ સત્તાના તાબામાં રહી ઇસ્ટ ઇન્ડિયા કંપની તે સત્તાઓનો અમલ કરે છે. દેશી રાજ્યોના રાજા, અને રૈયત પ્રત્યે તે સામ્રાજ્ય બહારની રાજસત્તાના પ્રતિનિધિ તરીકે કંપની છે, પરંતુ બીજાં પરરાજ્યોની સત્તાઓ અને રાજ્યો પરત્વે બ્રિટિશ સરકાર ખુદ કંપનીની પ્રતિનિધિ છે.

**કંપનીના જમાનામાં ઇન્ડિયાના અને સામ્રાજ્યની રાજકીય પદ્ધતિના ચક્રો પ્રસંગોપાત એક બીજા ઉપર ફરી વળતાં હતાં તે બાબત.**

જે જમાનામાં કલકત્તા અને મુંબઈ વચ્ચે તેમજ ઇન્ડિયા અને લંડન વચ્ચે ત્વરિત વ્યવહારનાં સાધનોની ખામી હતી, ત્યારે એક બીજાથી દૂરસ્થ ભિન્ન ભિન્ન અધિકારીઓએ એકજ વખતે સાથે રોકેલ રાજપ્રકરણી ક્ષેત્રોમાં ઘણી ગુંચવણ ઉભી થવાનો સંભવ રહેતો હતો. આ ગુંચવણનો પ્રસિદ્ધ દૃષ્ટાન્ત, હોમ ગવર્નમેન્ટે ડિરેક્ટરોની મંજૂરીથી સમ્રાટ્‌ના એલચી તરીકે જ્યારે સર હાર્ડ્ફર્ડ જોન્સને તહેરાન મોકલ્યો તેથી, અને ગવર્નર–જનરલ લોર્ડ મિન્ટોએ જ્યારે સર જૉન માલ્કમને કમિશનની કામગિરી સોંપી, તેથી મળી આવે છે. સર જ્હોન માલ્કમ, જ્યારે ૧૮૦૮ માં મુંબઈ આવ્યો, ત્યારે ત્યાં રોકાઈ ઇન્ડિયા સરકારના એજન્ટે સોંપેલ ભાંજગડના પરિણામની રાહ જોવા ગવર્નર–જનરલે તેને હુકુમ કર્યો. સર જ્હોન માલ્કમના રિપોર્ટોથી તેના પ્રયત્નોની નિષ્ફળતા જલદી જણાઇ આવી. ત્યાર પછી તહેરાન જવા સર હાર્ફર્ડ જોન્સને પરવાનગી મળી. જ્યારે તેણે કેટલેક અંશે સફળતા મેળવી

કે ગવર્નર-જનરલે તે દરમિયાન માલ્કમ સાથે મસલહત કરીને લશ્કરી ચઢાઇ મોકલવાનો ઠરાવ કર્યો. તેથી સર હાર્ફર્ડને ઇન્ડિયામાં પાછો આવવાનો હુકુમ થયો; અને તેની જાહેર વર્તણુક માટે ગવર્નર-જનરલે નાપસંદગી બતાવી. બીજી તરફથી લંડનથી તેને રોકાવા માટે હુકુમ આવ્યો. તેણે ૧૮૦૯ ના માર્ચમાં શાહ સાથે પ્રાથમિક તેહનામું કરેલું હતું, તેથી બીજો હુકુમ થતાં સુધી તે રાહ જોતો તહેરાનમાં રોકાયો. ઇરાન સાથેના રાજ-પ્રકરણી સંબંધો કલકત્તેથી લંડન હસ્તક રાખવા માટે ઇન્ડિયાના સત્તાધીશોએ રીતસર તકરાર ઉઠાવી; અને પોતાની વાતને ટેકો આપવા માટે સર જ્હોન માલ્કમને ફરીથી તહેરાન મોકલ્યો; પરંતુ રાજાના નવા પ્રતિનિધિ સર ગોર ઉસ્લેના આવવાથી થોડા અઠવાડિયાં પછી ઇરાન છોડવાની તેને ફરજ પડી. સર ઓરે ૧૮૧૨ ના માર્ચમાં એક ચોકસ તેહનામું કર્યું. ત્યારપછી ઘણે વર્ષે ક્રિમીયાની લડાઈની દરમિયાન ગવર્નર-જનરલને પૂછ્યા વગર ઇંગ્લાન્ડથી આવેલ હુકુમ મુંબાઈ સરકારને મોકલવાથી કેટલીક ગુંચવણનો ડર લાગ્યો હતો. તે પ્રસંગે ટર્કિશ આરેબિયાના પોલિટિકલ એજન્ટ કર્નલ રોલિન્સને લોર્ડ એલ્ફિન્સ્ટનને મુંબઇથી એક પત્ર લખી લશ્કર મોકલવાને અને નાણાં પૂરાં પાડવાને માગણી કરી; અને મુંબઇ સરકાર તરફથી એજ બાબત સૂચના મળવાથી ડિરેક્ટરોની કોર્ટે તે ઇલાકા (ની સરકાર) પ્રત્યે સીધો હુકુમ મોકલ્યો. આ રીતિ સામે માર્કિવસ ઓફ ડાલ્હાઉસીએ એવી તકરાર કહી કે "ઇરાની અખાતનાં યુદ્ધોથી માત્ર મુંબઇને જ અસર થશે એટલું જ નહિ, પરંતુ સમગ્ર ઇન્ડિયાને થશે."

**ઇન્ડિયાનો કારોબાર સીધો તાજ હસ્તક જવાથી થયેલા ફેરફારો.**

ઇન્ડિયામાં તારનું ધોરણ દાખલ કરવાથી, અને લોર્ડ ડાલ્હાઉસીએ મુલ્કી મજબૂતીનું કામ સંપૂર્ણ કરીનાખ્યાથી પરરાજ્યો સાથેના રાજપ્રકરણી કાર્યોના દૂરસ્થ ક્ષેત્રમાં પશ્ચિમ ઇન્ડિયાના સ્થાનિક અધિકારીઓને જે જુદાં જુદાં કારણોથી સત્તા આપવાની જરૂરયાત હતી તે રહી નહિ. તેથી હવે તે સત્તાનો તે અધિકારીઓ અમલ

કરતા નથી. તેજ પ્રમાણે, જ્યારે તાજ તરફથી ઇન્ડિયાનો સીધો કારોબાર સ્વાધીન લેવામાં આવ્યો, ત્યારે કંપની ઉપર આવી પડેલી સત્તા પૈકી કેટલીક સ્વાભાવિક રીતે રાષ્ટ્રીય અમલદારોના હસ્તક આવી; અને ધારા ૨૧ અને ૨૨ વિક્ટોરિયા પ્ર. ૧૦૬, કલમ ૬૭ થી ફરમાવવામાં આવ્યું કે કંપનીએ કરેલાં બધાં તેહનામાં રાજકર્ત્તાને બંધનકર્ત્તા છે. તેને પરિણામે ઇન્ડિયાના પરરાજ્યો સાથેના આગળના સંબંધોના કેટલાક ભાગ બાદશાહી સરકારની ફોરેન (પરરાજ્ય સંબંધી) ઓફિસને સ્વાધીન કર્યા છે, બીજા કોલોનિયલ (સંસ્થાનિક) ઓફિસને; અને ઈરાન જેવા કાર્યપ્રવૃત્તિના અમુક ક્ષેત્રોમાં ઇન્ડિયાના હિતના પ્રતિનિધિ અમલદારો અદ્યાપિ બાદશાહી અંકુશના એજન્ટો સાથે કામ કરે છે. ઇન્ડિયાની સ્થાનિક સરકારો તો ઇન્ડિયાની બહારનાં કામકાજો સાથે સંબંધ રાખતી વસ્તુતઃ બંધ પડેલ છે. દરિયાની પેલી તરફ, જેમકે એડનમાં જ્યાં મુંબાઈ સરકાર અમલ ચલાવે છે, ત્યાં તે ગવર્નર-જનરલ-ઇન્ કાઉન્સિલની દેખરેખ અને અંકુશ નીચે છે.

**ઇન્ડિયાની બહાર કંપનીના અધિકારની મર્યાદા.**

જ્યાં સુધી કંપની પોતાનું કામકાજ ઘણે ભાગે પોતાનેજ હાથે કરતી રહી ત્યાં સુધી તે કારણસર, હાલ ઇન્ડિયા સરકારને છે તેથી અધિકપણે, પર રાજ્યોને લગતું કામ તેને કરવું પડતું હતું. જ્યારે વલંદા અને બ્રિટિશો ઇન્ડિયામાં મારામારી ઉપર આવ્યા ત્યારે તેઓનાં જુદ્ધો બંગાળા અને મદ્રાસની ભૂમિમાં ચાલ્યાં એમ ન હતું. એ પ્રમાણે મદ્રાસ સરકારે ૧૭૯૫ માં કાન્ડીના રાજા સાથે દોસ્તીનું તેહનામું કર્યું; અને તે પછીની સાલમાં લંકામાં આવેલા વલંદાના થાણાનો વહિવટ સ્વાધીન લીધો. ૧૮૧૫ માં કાન્ડીને ખાલસા કરવામાં આવ્યું, અને ત્યાર પછી આખા ટાપુની રાજસત્તા તાજને પ્રાપ્ત થઇ. ૧૬૫૮ માં કંપનીએ સૈન્ટ હેલિનાનો કબજો લીધો. પરંતુ ૧૬૭૧ માં વલંદાઓએ તે પાછો લઇ લીધો. ૧૬૭૩ માં જ્યારે બ્રિટિશ સત્તાની પુનઃસ્થાપના થઇ ત્યારે રાજાએ વફાદારીની સરતે કંપનીને અમીરી માલેકો ગણી તે ટાપુ તેને ફરીને આપ્યો.

કોર્ટ ઓફ ડિરેક્ટર્સે ગવર્નર અને સભા નિમ્યાં; અને ૧૮૩૪ સુધી તેનો વહિવટ કર્યો. મોરિશિયસ અને બતેવિયા સામે લૉર્ડ વેલસ્લીના મનસુબાઓથી અને ૧૮૦૦ માં જનરલ બેર્ડના તાબામાં રેડ તરફ ઇન્ડિયાનું લશ્કર તેણે મોકલ્યું તેથી ગવર્નર-જનરલોને ઇન્ડિયાને લગતી જવાબદારીઓનો અને પરરાજ્યો સાથેની સંબંધોનો કેવડો મ્હોટો ખ્યાલ હતો તેના બીજા દૃષ્ટાન્તો મળી આવે છે. સ્ટ્રેટ્સ સેટલમેન્ટો તો કંપનીના અખત્યારમાં હતાં. હાલ તાજેતરની ૧૮૬૭ ની સાલમાંજ તેઓને કોલોનિયલ ઓફીસ તરફ સોંપવામાં આવેલાં છે. મલાકાની સામુદ્રધુનીમાં આવેલ પેનાંગ જે પછીથી પ્રિન્સ ઓફ વેઇલ્સનો ટાપુ કહેવાયો તે ખેડાહના રાજા સાથે તેહનામું કરીને હાથ કરવામાં આવ્યો હતો; અને ૧૭૮૬ માં તેનો કબજો લઈ તે બંગાળા સરકારના અખત્યાર તળે રાખવામાં આવ્યો. ત્યાંનો કારોબાર પણ ગવર્નર-જનરલ-ઈન-કાઉન્સિલને સોંપરત થયો. ૧૮૧૯ માં લોર્ડ હેસ્ટિંગ્ઝે સિંગાપોર લેવા સર સ્ટાંફર્ડ રાફલ્સને રવાના કર્યો. તેથી વલંદા સાથે ભાંજગડ ચાલી. તે હોમ સરકારે ચલાવી. ૧૮૨૪ માં તેહનામું થતાં તે ભાંજગડ ખતમ થઇ. આ તેહનામા પ્રમાણે બ્રિટિશો સુમાત્રામાંથી પાછા ફર્યા; અને કંપનીએ બેન્કુલેન અને તેના તાબાના મુલ્કો વલંદાઓને આપ્યા. વલંદાઓએ પોતાની તરફથી ચિન્સુરા અને બાલાસોર, અને ઢાકાવાળી કોઠીઓ સહિત ઇન્ડિયામાંના પોતાના સઘળા મુલકો, તેમજ મલાકાનું સંસ્થાન અને સિંગાપુરનો બિનતકરારી કબજો બ્રિટિશોને સોંપરત કર્યા. ૧૮૨૫ માં ડિરેક્ટરોની કોર્ટે પ્રિન્સ ઓફ વેલ્સનો ટાપુ, સિંગાપોર, અને મલાકા એ પોતાનાં ત્રણે થાણાં કલકત્તાની સર્વોપરિ સરકારના તાબામાં એક ગવર્નર-ઇન્-કાઉન્સિલના હવાલામાં સંયુક્ત કરી દીધાં. કંપનીના કારોબારના આ કૃત્યથી નજીકના રાજાઓ સાથે કેટલાક કોલકરારો કરવા માટે રસ્તો ખુલ્લો થયો. જ્યારે આ પ્રમાણે પર રાજ્યો સાથેના સંબંધોનું ક્ષેત્ર પૂર્વમાં ફેલાતું હતું, ત્યારે અબસ્તાનને કિનારે-અને ઇરાનના અખાતમાં કંપની કાંઇ કમતી કામ કરી રહી ન હતી. ૧૮૭૨ સુધી ઝંગબાર મુંબઇ સરકાર સાથે સંધા સંબંધો રાખતું હતું. ત્યારથી

તેનાં કામકાજો ઇન્ડિયા સરકારના હાથમાં આવ્યાં. ૧૮૮૩ માં તેના હાથમાંથી તે રાષ્ટ્રીય સરકારના હસ્તક ગયાં. આફ્રિકાના દક્ષિણ કિનારા ઉપર મુંબઇના સત્તાધિકારીઓએ ૧૮૨૭ માં બેર્બેરા સાથે, અને ૧૮૪૦ માં સોમાલીની હબર-અવલ-કોમ સાથે, અને ઝઇલા અને તાજુરા સાથે તેહનામાં કર્યા. ૧૮૯૮ માં સોમાલી કિનારો ફૉરેન ઓફિસના હવાલામાં સોંપરત કરવામાં આવ્યો,

**ઇન્ડિયાની બહાર ઇન્ડિયા સરકારની આધુનિક જવાબદારીઓ. એડન અને પેરિમના સંસ્થાનો.**

સાંપ્રત સમયમાં ઇન્ડિયાની બહાર ઇન્ડિયા સરકારની અંગીકૃત અને સંધી જવાબદારીઓ એડનના કિલ્લા અને પાસેના રક્ષિત પ્રદેશ સહિત અર્બસ્તાન, પેરિમ, અને સકોત્રાના ટાપુઓ, કુરીઆ-મુરીઆના બેટો, ઇરાની અખાત અને ઇરાનના ભાગ, અફઘાનીસ્તાન અને ટીબેટ તથા કેટલેક દરજ્જે ચીન અને સિયામને લગતી છે, અને એટલામાં આવી રહેલી છે. એડનનો કારોબાર મુંબઇ સરકારના તાબામાં છે. દક્ષિણ અર્બસ્તાનના કિનારા પર ઇન્ડિયાના હિતનું તે ઘણું અગત્યનું કેન્દ્રસ્થાન છે. પેરિમ એ હિંદી મહાસાગર સાથે લાલ સમુદ્રને જોડનારી સાંકડી સામુદ્રધુનીમાં એક બેટ છે. ૧૭૯૯ માં મુંબઇથી મોકલેલી એક ફોજે ત્યાં સ્થાપના કરી હતી. તાજા પાણીની પૂરી તંગીનો પ્રથમથી કાંઇ પણ ખ્યાલ થયો ન હતો કે તેને માટે યોજના પણ થઇ ન હતી. તેથી ઘણાં માણસો દુઃખી થયાં, અને મરણ પણ પામ્યા. ત્યારબાદ ભૂમધ્ય સમુદ્રમાં ચાલતા નૌકાયુદ્ધને લીધે ફ્રેન્ચ ચઢાઇનો ભય દૂર થયો કે તરતજ ચોકીના લશ્કરને એડન લઇ ગયા. ૧૮૫૪ માં એક ફ્રેન્ચ ઇજીનીયરે આવી તે ટાપુની માગણી કરી. તેણે જાહેર કર્યું કે તે લેઇ લેવા તેની સરકારને ભલામણ કરી હતી. આથી (૧૮૫૭ માં) તેનો ફરીને કબજો લેવા એડનથી એક બ્રિટિશ અમલદાર મોકલવો પડયો; અને ત્યારથી તે બ્રિટિશ ઇન્ડિયાના મુલ્કોનો અંગત ભાગ થયેલ છે. જો કે તેમાં કિલ્લાબંધી નથી તથાપિ તે કોલસાના સ્ટેશન અને

અવલોકન કરી ખબર આપવાના સ્થળ તરીકે ઘણું કિમ્મતી છે. પેરિમનો પહેલો અને છેલ્લો કબજો લીધો તેની વચ્ચગાળાની મુદતમાં એડન હાથ કરવામાં આવ્યું હતું. તે કિલ્લો લાહેજના સુલતાનના કબજામાં હતો. પેરિમથી મોકલેલ લશ્કરી ટુકડીને તેણે આવવા દીધી હતી. ત્યારબાદ ને ભૂશીર જાથુના સ્ટેશન તરીકે આપી દેવા માગણી કરી હતી. પરંતુ તે લીધું નહિ, અને ના પાડી. તોપણ સુલતાન સાથે એક વ્યાપારને લગતું તેહનામું કર્યું. પાછળથી તે કિનારા પર બ્રિટિશ વહાણો ભાંગ્યા તેના ખલાસીઓને લૂંટી લઈ દુઃખ દેવામાં આવ્યું. તે બાબતની સમાધાની કરવાની ના પાડવાથી બળ વાપરવામાં આવ્યું; અને ૧૮૩૯ માં એડનને હાથ કરી લેવામાં આવ્યું. તે ખડકવાળા ભૂશીરમાં બ્રિટિશો એકવાર સ્થાપિત થયા કે લાહેજના મુખી સાથે રાજપ્રકરણી સંબંધોમાં તેઓને આવવા ફરજ પડી. તે વખતે લાહેજની અબ્દાલી કોમ પાસેના પ્રદેશના લોકો ઉપર સર્વોપરિ સત્તા ચલાવતી હતી. મોદીખાનાનો સામન મેળવવા અને વેપાર વધારવા દેશની અંદર વ્યવહાર ચલાવવો પડતો હતો. તેથી બીજી કોમો સાથે સીધા અને વધારે અસરકારક કોલકરારો વખતોવખત કરવાનું બન્યું. તે જુદી કોમોનો ધીમે ધીમે અબ્દાલીઓથી સ્વતંત્ર અંગીકાર થયો. જેના રાજ્યની અંદર યેમેન આવી જાય છે તે ઓટોમન સુલતાને આખા આર્બસ્તાન ઉપર દાવો કર્યો. બીજી તરફથી બ્રિટિશ સરકારે એવું ઠરાવ્યું કે એડનની આસપાસના મુખીઓ સ્વતંત્ર હતા; અને પોર્તને (Porte) ખબર આપ્યા કે એડનના અધિકારીઓ સાથે આ મુખીઓને સંબંધ છે; તેથી તેઓ સાથે આ મુખીઓને સંબંધ છે; તેથી તેઓની સ્થિતિ બદલવાની કાંઇ પણ કોશીસ થાય તો તે બ્રિટિશ સરકાર બેપરવાથી જોયા કરે એમ બને નહિ. ૧૮૭૩માં રીતસર લખાણ મોકલી જણાવ્યું કે આગલી જાહેર ખબરમાં અબ્દાલી ફધલી, અક્રાબી, હૌશબી, અલાવી, અમીરી, સુબૈહી, યફાઇ, અને ઔલકી અને કોમો આવી જાય છે. ત્યારે લારેજ મોકલેલી એક તુર્કી ફોજને પાછી બોલાવી લીધી. આ કોમોની વચ્ચે આવવાગાથી દૂર રહેવા યેમેનના

ગવર્નર-જનરલને હુકુમ કરવામાં આવ્યો. ૧૯૦૩-૪ માં બ્રિટિશ અને ટર્કિશ સરકારોના પ્રતિનિધિ તરીકે એક સંયુક્ત કમિશને એડનના રક્ષિત રાજ્યની સરહદો નક્કી કરી; અને નવ કોમો માટે પેટા-કલમો વાળા જુદાં જુદાં તેહનામાઓ કરવામાં આવ્યાં છે તેમાં ઇન્ડિયા સરકાર સાથેનાં તેઓનાં બંધનો નક્કી કર્યાં છે; અને તેઓને દરસાલ આપવાની નાણાંની રકમ મુકરર કરી છે. વેપારના રસ્તાઓની સલામતી, દેશની અંદર સુલેહ શાન્તિ, અને એડનના સત્તાધિકારીઓ સાથે દોસ્તીના સંબંધોની જાળવણી, એ આ કોલ કરારોનો મુખ્ય હેતુ છે.

**સોકોત્રા.**

ગાર્ડાફુઈ ભૂશીરથી આશરે ૧૫૦ માઇલને છેટે સોકોત્રાનો ટાપુ આવેલો છે. ૧૮૩૪ માં તેના માહ્રી મુખી સાથે બ્રિટિશોએ સંબંધો બાંધ્યા. ત્યાં એક કોલસાની ડિપો સ્થાપવા તેણે પરવાનગી આપી. પછીથી એડન હાથ આવવાને લીધે આ મહેરબાની નવાજેસ કિમ્મત વગરની થઇ પડી. પરંતુ ભાંગેલા વહાણોના ખારવાને આશ્રય તરીકે કિંવા દીવાદાંડી માટે સ્ટેશન તરીકે એ ટાપુનો લાભ થતાં તેના રાજા સાથે નિકટ અને દોસ્તીના સંબંધો થયા. ૧૮૮૬ માં સુલતાન સાથે વિધિસર રક્ષિતપણું સ્થાપ્યું. બ્રિટિશ સરકારની મંજૂરી વગર પરસત્તાઓ સાથે કાંઇ પણ ગોઠવણો ન કરવા તેણે શિર પર લીધું.

**બાબેલમાન્ડેબથી મસ્કત સુધીનો અરબી કાંઠો.**

અરબી કાંઠા ઉપર કિંવા હાદ્રામાન્તની લગોલગ બાબેલ માન્ડેબની સામુદ્રધુનિમાં શેખ સૈયદથી તે રાસસેરે મસ્કતની હદ સુધીમાં વસતી દરેક દરિયાઇ કોમને બ્રિટિશ સરકારના સંરક્ષણ તળે લાવવામાં આવેલ છે. તેમાંની કેટલીક કોમો સાથે ઘણા આગલા જમાનામાં સંબંધો બાંધવામાં આવ્યા હતા; પરંતુ ૧૮૯૦ માં ગવર્નર-જનરલે આબકીના સેખ, અટીફી, બાહેમિ, અક્રાબી, ફદલી, નીચલી ઓલ્કી, દુઆબી, કયેતિ, વાહીદિ અને બીજી કોમો સાથે કોલકરારોનો સંગ્રહ મંજૂર કર્યો. તેથી તેઓ બ્રિટિશ સરકારની મંજૂરી વગર કોઇ પણ પરરાજ્યની પ્રજા કે

સત્તા સાથે પત્ર વ્યવહાર ન ચલાવવા, અને તેઓના દેશમાં કે તેના તાબાના મુલ્કોમાં વચ્ચે આવવાની કોશીસ થાય તો તુરત ખબર દેવા બંધનમાં આવ્યા.

રાસસેરથી આગળ કાંઠાની સનદ સુલતાન અથવા મસ્કતના ઇમામની વગ અગર સીધી સત્તાની હદમાં જતી શરૂ થાય છે. તેની અને ઇન્ડિયા સરકારની વચ્ચે લાંબા કાળથી નિકટના સંબંધો ચાલતા આવેલા છે. ૧૭૦૮ માં મસ્કતકે ગંબ્રુન (બંદર અબાસ) માં ફ્રેંચ અને વલંદાને વસવા દેવા સુલતાન સાથે કંપનીએ કબુલત કરી તે પછીની સદીમાં ચાંચીઆખોરી દાબી દેવામાં બ્રિટિશોએ સુલતાનને સહાય્યના કરી, ગુલામગિરી કાઢી નાખવા વાસ્તે તેની મદદ મેળવી, અને એક વ્યાપાર સંબંધી તેહનામું કર્યું. રાજકર્તાનું રક્ષણ કરવાને અર્થે ગાદીના વારસાનું સમાધાન કરવા માટે, તેમજ બળવાને બેસારી દેવા માટે પણ તેઓ ઘણીવાર વચ્ચે પડ્યા; અને ૧૮૬૨ માં સુલતાનના સ્વાતંત્ર્યનો આદર રાખવા ફ્રેન્ચ સરકાર સાથે પરસ્પરની કબુલત થઇ. ૧૮૬૧ માં જ્યારે મસ્કતથી ઝંગબારને જૂદું પાડ્યું ત્યારે ઝંગબારને મસ્કતે દરશાલ આપવાની મદદ તરીકેની રકમ નક્કી કરવામાં તેઓએ પોતાની વગનો ઉપયોગ કર્યો; અને તે નિયમસર અપાય તે માટે પકી ગોઠવણ કરી. સુલતાને પોતાની તરફથી બ્રિટિશ એજન્ટને એલચીની હકુમત બક્ષી, અને ઇરાનના કાંઠા સાથેના હથિયારનો વેપાર અટકાવવામાં મદદ કરી છે. મસ્કતના પરદેશ સાથેના વ્યાપારની કુલ કિંમતનો પોણો ભાગ ઇન્ડિયા સાથે ચાલે છે.

**સુલેહકાર મુખીઓ.** ખોર કલ્બથી ડિબ સુધી લેટીનેહનો કાંઠો શરધાહના શેખના મુલ્કનો ભાગ છે. ડિબાની દક્ષિણે ડિબથી મુસંદમ ભૂશીરની આસપાસના પ્રદેશમાં શિહુહની કોમ વસે છે. રાસેલ-ખેમાથી ઓડેડને અંદર લેતો કિનારો છે ત્યાં સુધી "સુલેહકાર" મુખીઓનો મુલ્ક છે.[1] છેલ્લી સદીના પ્રારંભમાં આરબ મુખીઓની, તેમાં ખાસ કરીને આ કિનારા ઉપર

---

૧. પ્રથમ થોડી મુદત માટે કરેલ સુલેહ હાલ નાબુદ્ની થઇ છે. તે ઉપરથી આ નામ પડ્યું છે. આથી દરિયા ઉપર તે મુખીઓ લડાઇ કરી શકતા નથી.

રહેનારાની, ચાંચીઆખોરીના કૃત્યોથી તે અખાતમાં ભારે ભય પ્રવર્ત્યો. ચાંપતા ઇલાજો લેવાની ઇસ્ટ ઇન્ડિયા કંપનીને જરૂર પડી; અને ૧૮૧૯ માં આ દરિયાઇ લૂટારાને તાબે કરવા માટે ચઢાઇ મોકલવામાં આવી. અને ત્યાર પછી ગુલામગિરી નાબુદ કરવા માટે, ચાંચીઆખોરીનાં કૃત્યોની વ્યાખ્યા માટે, અને કંપનીનાં વહાણોએ ગુલામનાં વહાણોની જડતી લેવા અને જપ્તી કરવા માટે તેઓની સાથે એક સામાન્ય તેહનામું કરવામાં આવ્યું. ઇન્ડિયાનાં અને બ્રિટિશ વહાણો તે અખાતમાં ચોકીને માટે ફરતાં રહેતાં હતાં. નૌકાખાતાના અને પોલિટિકલ ખાતાના અમલદારો એ કોલકરારના ભંગ માટે શિક્ષા કરતા હતા. તેથી છેવટે શાન્તિ અને સુવ્યવસ્થા સ્થાપિત થયાં. કિનારા પરના જુદા જુદા મુખીઓ પોતપોતાની રીત પ્રમાણે સૌ સૌની તકરારોની સમાધાની કરી લે તે માટે તેઓને છેડવામાં આવ્યા ન હતા. અબુધાબી, દબાઇ, શર્ગાહ, અજમાન, ઉમા-ઉલ-કવેઇન, અને રાસેલ-ખેઇમાએ પોતાના કજીયા બ્રિટિશ સરકારની લવાદી માટે સોંપવા કબૂલ કર્યું. અખાતની સુલેહ જાળવવાનું અને તેનો ભંગ કરે તેને શિક્ષા કરવાનું કામ પણ તેને સોંપવામાં આવ્યું હતું. બ્રિટિશ તારની લાઇનના રક્ષણ માટે પણ ઇલાજો યોજવામાં આવ્યા હતા. તારની એક લાઇનને તો ઠેઠ મસ્કત સુધી લઇ જવામાં આવી હતી. મુખીઓની ગાદી વારસાની તકરારો સહિત જમીન બાબતનાં તમામ કામકાજોની વ્યવસ્થા કરવા તે મુખીઓને છૂટ છે, તોપણ તેઓ એવી બાબતોમાં, અને તેઓના ગાદી ઉપરના હકકની મંજૂરી માટે રેસિડેન્ટની સલાહ લે છે. આ પ્રમાણે ઇન્ડિયા સરકારની સાથેના તેઓના સંબંધો નિરંતર વધારે નિકટના થતા જાય છે.

**ઓડેઇડ અને કોવેઇટ.**

બાહરેઇનની સામે એલકત્ર ભૂશીર ઉપર ઓડેઇકની ઉત્તરે અર્બસ્તાનના કિનારાનો ભાગ ઇન્ડિયા સરકારને માટે ખાસ હિતનો છે. બાહરેઇનનું રક્ષણ અને ચાંચીઆના કાઢાં ઉપરનો અંકુશ પણ તેનાજ હાથમાં છે. ઓડેઇડ ખુદ અબુધાબીના મુખીનું છે. ઇન્ડિયા સરકાર સાથે તેહ-

નામામાં જોડાયેલા માંહેનો તે એક છે તે આપણે પ્રથમ કહી ગયા છીએ. એલબીદાઆના કસ્બામાં એક તુર્કી ચોકીદારોની ટુકડીને ૧૮૭૨ ની સાલથી રાખવામાં આવી છે; પરંતુ એથી કરીને એલકત્રને ઓટોમન હકુમતમાં લીધાનો અંગીકાર થતો નથી. અને દરિયાઈ સુલેહમાં ખલેલ અટકાવવા કિંવા તે માટે શિક્ષા કરવા જરૂર ધાર્યા પ્રમાણે એલબીદાઆ અથવા એલ-કત્રના કિનારા ઉપરનાં બીજાં કોઈ સ્થળો પાસે કાંઇ પણ કૃત્ય કરવામાં તેથી કરીને કોઇ પ્રકારનો પ્રતિબંધ થતો નથી. કતીફના કસ્બાથી તે કોવેઈત સુધી ઓટોમન સત્તા સ્થપાઈ ગઈ તેનો અંગીકાર પણ થયેલ છે. એ બંદર ( પોલિટિકલ એજન્ટ તેની વારંવાર મુલાકાત લે છે ) ને સંબંધ ઇન્ડિયા સરકારની સાથે કોવેઇતનો શેખ તેહનામાથી કરેલાં બંધનામાં છે. એ હદોની બીજી તરફ કાંઠાની લગોલગ બસરા સુધી ઓટોમન સરકારની રાજસત્તા પસરી રહી છે.

**ટર્કિશ-આર્બ-સ્તાન.** ઇરાનના અખાતની સુલેહ અને વેપારમાં ઇન્ડિયા સરકારનાં સર્વોપરિ હિતને લીધે, બહેરેઇન ઉપરનું તેનું રક્ષિતપણું છે તેને લીધે, અને ચાંચીઆ કાંઠા ઉપર સુલેહકાર મુખીઓ સાથેના સંબંધોને લીધે અર્બસ્તાનમાં ટર્કીના અધિ-કારીઓ સાથે વ્યવહાર ઉત્પન્ન થાય છે. મક્કા અને કર્બલાનાં પાક સ્થળે જતા હાજીઓના કાફલાનું રક્ષણ કરવાને તથા અવધના રાજા સાથે ૧૮૨૫ માં થયેલ તેહનામામાં લખેલ ફન્ડની વ્યવસ્થા કરવાને ઇન્ડિયા સરકાર ખાસ બંધનમાં છે. એ ફન્ડમાંથી દરસાલ ૧૨૦૦૦૦ રૂપૈઆ કર્બલા અને તે જેફનીશિયા મસજીદોમાં રહેતા મોલ્વી અને મુજ-તાહિદોને અપાય છે. આ સ્થળોમાં ઇન્ડિયાનાં હિતો માટે ટર્કિશ-આરેબિઆનો પોલિટિકલ રેસિડેન્ટ સાવધાની રાખે છે. તે વળી બગદાદના કોન્સલ-જનરલનો હોદ્દો પણ ધરાવે છે. કર્બલામાં વ્હવાઇસ-કોન્સલ રહે છે. વળી જેદ્દા, હોદેઇદા, અને કમરનના બેટમાં અમલદારોને રાખવામાં આવેલ છે.

ગતકાળમાં બ્રિટિશોએ ઇરાની અખાતમાં જુદા જુદા ટાપુઓ રોકયા

**ઈરાની અખાત-માંના ટાપુઓ.**

હતા. ૧૮૩૮ થી તે ૧૮૪૨ સુધી એ પ્રમાણે ખારકને હાથમાં રાખ્યો હતો. બુશાયરમાંથી બ્રિટિશ રેસિડેન્સિને ખસેડી ત્યાં રાખવામાં આવી હતી. જ્યારે ૧૮૫૬ માં ઇરાનીઓએ હેરાત લીધું, ત્યારે ખારકને ફરીને રોકવામાં આવ્યું હતું; પરંતુ ૧૮૫૭ માં પારિસનું તેહનામું સ્વીકૃત થતાં તેને ખાલી કરી દેવામાં આવ્યું હતું. કિસ્મના ટાપુ ઉપર બાસિદોરમાં અદ્યાપિ બ્રિટિશ સ્ટેશન છે; પરંતુ ત્યાં આગળ જે લશ્કર રહેતું હતું તે હાલમાં ખેસવી લેવામાં આવ્યો છે. પરંતુ તે અખાતમાં સર્વથી અગત્યનો ટાપુ બાહરેઇન છે. તે ઘણી સત્તાઓ અથવા ધણીપણાં નીચે પસાર થઈ ચૂકેલો છે. પોર્ચુગીઝોએ તેનો પ્રથમ કબજો લીધો હતો, પણ ૧૬૬૨ માં ઈરાનીઓએ તેઓને હાંકી કાઢ્યા હતા. ૧૭૮૩ માં અતાબી કોમ તે બેટની ધણી થઈ પડી, અને ૧૮૦૦ માં મસ્કતના સુલતાને તે તેઓની પાસેથી ખૂંચવી લીધો. એક વર્ષ બાદ તેને ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો કે ૧૮૧૦ સુધી વહાબીઓએ બાહરેઇનની સર્વોપરિ સત્તા સ્વહસ્તે રાખી. ત્યારે અટાબીઓએ વળી પાછી પોતાની સત્તા સ્થાપિત કરી. આગળ ઇસારો કર્યા પ્રમાણે ચાંચીઆના કિનારા સામે કંપનીએ માથે લીધેલ લડાઈ ચાલતી હતી તેની દરમિયાન બાહરેઇનના સતાબી રાજ્યકર્ત્તાઓને ચાંચીઆખોરીમાંથી અટકાવવાના અને તેઓને દરિયાઈ સુલેહની સામાન્ય યોજનામાં દાખલ કરવાના હેતુથી બ્રિટિશોએ તેઓની સાથે (૧૮૨૦ માં) કોલકરારો કર્યા. તે કોલકરારો થયા પછી ઘણે પ્રસંગે ઇજીપ્ત, ઇરાન અને તર્કીએ કરેલ દાવા સામે બાહરેઇનના મુખીનો ઘણીવાર બચાવ કરવામાં આવ્યો. ઇજીપ્ત, ઇરાન અને તર્કી એ ત્રણેમાંના દરેકે એ ટાપુ ઉપરની રાજસત્તા પોતાની છે એમ જાહેર કર્યું હતું. બ્રિટિશ સરકારની દલીલ એવી હતી કે ઇન્ડિયા સરકાર સાથે શેખ દોસ્તી ધરાવનારો સ્વતંત્ર રાજા છે. આ સંબંધોને અનુસરીને સુલેહના ભંગ માટે શિક્ષા કરવા બ્રિટિશો વચ્ચે આવેલ છે, અને રાજ્યગાદીના સવાલોનો નિર્ણય કરેલ છે; અને એલકત્ર અને બાહરેઇનના મુખીઓ

વચ્ચેની તકરારોના ફડચા કરેલ છે. ૧૮૪૭ માં શેખ મહમદ બિન ખલિફે પોતાના બંદરોમાં આફ્રિકાના ગુલામોનો વેપાર બંધ કરવાને વાસ્તે બ્રિટિશ રેસિડેન્ટ સાથે કોલકરારો કર્યા; અને ૧૮૫૬ માં તેના પછી ગાદીએ બેસનારે કોઇ પણ સ્થળેથી લાવેલા ગુલામોને પકડીને બ્રિટિશ લડાઇના બારકસોમાં સોંપી દેવા, અને એવા વેપારમાં પોતાનાં કે પોતાની રૈયતનાં વહાણો કામે લાગેલાં હોય તેના ઉપર પ્રતિબંધ મૂકવા વધારેની કબુલત આપી. ૧૮૬૧ માં તે મુખીએ વેપારની વૃદ્ધિ માટે અને ઇરાનના કિનારા ઉપર વહાણ ચલાવતા કિંવા વસતા સઘળા લોકોની નિર્ભયતા માટે સુલેહ અને દોસ્તીની બાથુકની તેહનામાથી આપેલી કબૂલતમાં પોતાની સહી કરી. ૧૮૮૦ માં શેખ ઇસા બિન અલ્લીએ એક કબૂલત લખી આપી તેમાં પોતાની સહી કરી. તેમાં તે પોતે એવી રીતે બંધાયો કે કોઈ અન્ય રાજ્ય સાથે ભાંજગડ કિંવા તેહનામાં ન કરવાં, અને બ્રિટિશ સરકારની મંજૂરી વગર પોતાના મુલકમાં એલચી કે કોન્સીલની એજન્સી સ્થાપવાને બીજી કોઈ સત્તાને પરવાનગી ન આપવી, અથવા કોલસા માટે વખારો ખોલવા ન દેવી. હાલ તાજેતર સમયમાં તે મુખીએ હથિયાર અને યુદ્ધસામગ્રીના વેપારના અંકુશ માટે કબૂલત આપેલી છે. તે ટાપુ ઉપર ઇન્ડિયા સરકારનો એજન્ટ રહે છે. તે મસ્કતના એજન્ટ અને તે અખાતમાં રહેનારા બીજા પોલિટિકલ અમલદારો સહિત બુશાયરમાંના ઇરાની અખાતના રેસિડેન્ટના તાબામાં છે.

**ઈરાન સાથેના સંબંધો.**

ઇરાન સાથેના રાજપ્રકરણી સંબંધોનો વહિવટ મુખ્યત્વે કરીને શાહી સરકારના હસ્તક રહેલો છે. તોપણ ઇરાની મુલ્કોને લગતાં કેટલાંક કામકાજો ઇન્ડિયા સરકારના ખાસ અંકુશ તળે છે; અને ઇરાનમાં ઇન્ડિયા સામાન્યતઃ હિત રાખે છે તે વાતનો પુરાવો ઇન્ડિયાના ખર્ચના વહિવટ વિષે રોયલ કમિશને ૧૯૦૦ માં પોતાનો છેવટ રિપોર્ટ કર્યો તે ઉપરથી થાય છે. તે રિપોર્ટમાં એવી ભલામણ કરી હતી કે એ દેશનું એલચીઓ અને કોન્સલોને લગતું ખર્ચ ઇન્ડિયા અને યુનાટેડ કિંગડમ (ઇંગ્લાંડનાં

સંયુક્ત રાજ્યો ) વચ્ચે સરખી રીતે વહેંચી નાખવું જોઇએ. એક જમાનામાં ( ૧૮૨૩ અને ૧૮૩૪ ને વચ્ચગાળે ) ઇરાનમાં મોકલેલા અમલદારોનું ખર્ચ ઇન્ડિયાની આમદાનીમાંથી પૂરેપુરૂં નિભાવવામાં આવતું હતું, પરંતુ ૧૮૩૫ માં એ ખર્ચમાં પોતાનો ફાળો વાર્ષિક ૧૨૦૦૦ પાઉન્ડનો ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ઠરાવ્યો. જ્યારે ઇન્ડિયાનો કારોબાર તાજના હાથમાં લીધો ત્યારે તે વખતે તહેરાન મિશન ઇન્ડિયા સરકારને હસ્તગત કરેલ તેના ખર્ચમાં દર વર્ષે ૫૦૦૦ પાઉન્ડનો ફાળો આપવા શાહી સરકારે માથે વ્હોર્યું. તે પછીની સાલમાં તે મિશનને ફોરેન ખાતા તરફ પાછું સોંપ્યું. તે વખતે એવી ગોઠવણ કરી કે ઘણામાં ઘણી ૧૨૦૦૦ ની રકમ સુધી ખર્ચનો ½ ભાગ ઇન્ડિયાની આમદાની ઉપાડે. ઉપરોક્ત રોયલ કમિશનના રિપોર્ટ ઉપરથી પગલું ભરવામાં આવ્યું, ત્યાં સુધી હદ બાંધેલી રકમમાં ઉત્તરોત્તર કમી કરી કરીને આ ગોઠવણ ચાલુ રાખવામાં આવી. ૧૮૫૯ પછી તેહેરાનનો બ્રિટિશ મંત્રી, અને ઇરાનમાં રહેતા ઘણા ખરા કોન્સલો ઇમ્પિરીયલ સર્વીસ ( બાદશાહી નોકરી ) માંથી નિમાતા હતા. તાજેતર સમય સુધી તેજ પ્રમાણે ચાલ્યું. બુશાયરનો રેસિડેન્ટ, બંદર અબાસનો મદદનીશ રેસિડેન્ટ અને મકમાનકાંઠાનો તારખાતાનો ડિરેક્ટર–જનરલ ઇન્ડિયા સરકારના સીધા તાબામાં હતા. સૌથી છેવટમાં કરેલી ગોઠવણ મુજબ ઇરાનમાં ઇન્ડિયાની અને બાદશાહી ( પૂર્વ તરફની ) નોકરીની વચ્ચે કોન્સલોની વહેંચણ થઇ છે. ઇરાનની અંદરની ઇન્ડિયન સર્વિસ માટે બે કોન્સલ–જનરલો છે. તેમાંનો એક ખોરાસાન અને સીસ્તાન માટે છે. તે મેશેદમાં રહે છે. બીજો કોન્સલ–જનરલ ફાર્સ, ખુઝીસ્તાન, અને ઇરાનના રાજ્યોમાં આવેલા અખાતના કાંઠા અને ટાપુઓ માટેછે. તે બુશાયરમાં રહે છે. એકેક કોન્સલ સીસ્તાન, કેરમાન, અને કેરમાનશાહમાં રહે છે; અને એકેક વ્હાઇસ–કોન્સલ બંદર અબાસ, અહવાઝ, ( અરબીસ્તાન માટે ) અને બામમાં રહે છે. બાદશાહી ( પૂર્વ તરફની ) નોકરી ઇસ્પાહન, તાબ્રીઝ, શિરાઝ, રેસ્ત, તેહેરાન, અને મોમેરાહ માટે કોન્સલો પૂરા પાડે છે. ઇરાનના કામકાજમાં ઇન્ડિયા સરકારનાં રાજ-

પ્રકરણી હિતો, તે કારણને લીધે, કેટલેક અંશે બાદશાહી પરરાજ્યની કચેરી વડે સંચવાઇ રહે છે; (તેમ બને ત્યારે ઇન્ડિયાના સેક્રેટરી ઓફ સ્ટેટ મારફત પત્રવ્યવહાર ચાલે છે) અને કેટલેક અંશે ગવર્નર-જનરલ તે હિતોને માટે નજર રાખે છે. તેમ બને ત્યારે ઇન્ડિયાના સત્તાવાળાઓ સેક્રેટરી ઓફ સ્ટેટના દ્વારા પોતાનાં કામકાજથી ફોરેન ઓફીસને વાકેફ રાખે છે.

**ઇરાન, અફઘાનીસ્તાન અને ઇન્ડિયા.** યુરોપની સત્તાઓ સાથે ઇરાનના પરરાજ્યોને લગતા સંબંધો વિષેના વધારે ગંભીર સવાલો ઉપરાંત ઇન્ડિયા સરકારને તે સીધા અને ખાસ રીતે લગતા ઓછી અગત્યતાના બીજા ઘણા સવાલો છે. અઢારમી અને ઓગણીશમી સદીઓમાં ઇરાન અને અફઘાનીસ્તાનના રાજ્યકર્ત્તાઓ એક બીજાના મુલકો ઉપર પોતાના દાવા કરવાની તક જવા દેતા નહિ. જે કોલકરારોને લીધે હાલમાં તેઓને શાન્તિ પકડવી પડે છે, તે બધા ઘણે ભાગે બ્રિટિશ સરકાર સાથે કરેલા હતા. બ્રિટિશ સરકાર અદ્યાપિ તે કોલકરારોનો અમલ કરવા ફરજ પાડે છે. ૧૭૨૨ માં અફઘાન મહમુદે એક વિજયી સૈન્ય વડે ઇસ્પહાન રોકી લીધું. આઠ વર્ષની અંદર નાદીરશાહે અફઘાનોને હાંકી કાઢયા. ૧૭૩૬ માં નાદીરશાહે ઇરાનના જુના સફાવીદ વંશને કોરાણે મૂકયો. હવે વિજયને પ્રવાહે પૂર્વ તરફ વહન ધારણ કર્યું. કાબુલ અને કંદહારને ઇમાન સાથે જોડી દેવામાં આવ્યાં; અને પંજાબમાં ખેદાનમેદાન કરી નાખ્યું. ૧૭૪૭ માં નાદીરશાહનું ખુન થતાં દેશના અંદર અવ્યવસ્થા ચાલી. દુરાની કુટુંબના સ્થાપનાર અહમદશાહ અબદાલીએ લાભ લઇ ખોરાસાન ઉપર ત્રાપ મારી. ૧૭૭૯ માં આગા મહમદના તાબામાં કાજર નામના હાલના રાજકર્તા વંશની સ્થાપનાને લીધે ઇરાનનું રાજ એક વધ વખત સમગ્ર રૂપ ધારણ કરવા પામ્યું. તેની પછી ૧૭૯૭ માં ફતેહઅલીખાન ગાદીપર આવ્યો. તેણે વ્યાપારની વૃદ્ધિ માટે અને રાજ્યપ્રકરણી દોસ્તી માટે ઇન્ડિયા સરકાર સાથે કોલકરારો કરવામાં વખત જવા દીધો નહિ. આ અરસામાં ઇરાન પોતાની રશિયા સાથેની તકરારોમાં સંપૂર્ણ રીતે રોક-

ચેલું હતું. તે લાંબો વખત સુધી લડાઇઓ ચાલી એટલે બંધ થઈ. તે સમયે અફઘાનનો રાજકર્ત્તા ઝમાનશાહ દિલ્હીનાં કામકાજોમાં વચ્ચે પડવા ઉત્સુક હતો; અને સામ્રાજ્ય માટે મરેઠા સાથેની છેલ્લી લડાલડીમાં ભાગ લેવા તે ઇરાદો રાખતો હતો. તે માટે પંજાબ ઉપર અફઘાનો હુમલો કરે તો ઇરાનની મદદ હાથ કરવામાં કંપનીને લાભ હતો. ૧૮૨૮ માં રૂશિયા અને ઇરાન વચ્ચે તહનામું થયું; અને કાજારશાહે હેરાત ઉપર સ્વારી કરવાની તૈયારીઓ કરવા માંડી. તેના પોતરા મહમદશાએ તેના મનસુબા ઉત્સાહપૂર્વક આગળ ચલાવ્યા. તેણે ( મહમદશાહે ) ૧૮૩૭ ના નવેમ્બરમાં હેરાતને ઘેરો ઘાલવાનું શરૂ કર્યું. એલ્ડ્રેડ પોટીનજરે શૂરવીરપણે રક્ષણ કર્યું, અને મુંબઈથી મોકલેલી ટુકડીએ ખરકનો ટાપુ રોકી લીધો તેથીજ તે પાછો હટયો. તે અરસામાં મુંબઈ તરફ એવા બનાવો બન્યા કે અફઘાન કામકાજોમાં ચંચળાઇથી ધ્યાન દેવા સરકારનું વલણ થયું. અહમદશાહે સત્તા માથે ચઢાવેલ સાદોઝાઈ અને બારકઝાઈ નામની દુરાની ઓલાદની બે હરિફાઇ કરતી શાખાઓ હતી. કાબુલના સાદોઝાઈ રાજકર્ત્તા શાહસુજાને બારકઝાઈ દોસ્ત મહમદે કાઢી મૂકયો, તેથી તેણે પંજાબમાં આશરો લીધો હતો. ત્યાં રણજીતસિંહે એક મજબૂત સીખ રાજ્ય સ્થાપ્યું હતું. બ્રિટિશોએ શાહસુજાને પાછો ગાદી ઉપર બેસાડવાનું માથે લીધું; અને ૧૮૩૯ માં કંદહારમાં તેનો રાજ્યાભિષેક કર્યો. આ રાજનીતિના અમલ પછી જે વિટંબણાઓ આવી પડી તેની પુનરૂક્તિ કરવાની અત્રે જરૂર નથી. છેવટે જ્યારે બ્રિટિશ લશ્કરને પાછું બોલાવી લેવામાં આવ્યું, ત્યારે દોસ્ત મહમદને પોતાની મહદાકાંક્ષાઓ આગળ ચલાવવાની છૂટ મળી. થોડા અરસા સુધી તો કાબુલથી સ્વતંત્ર રહી કંદહાર અને હેરાત ઉપર અફઘાન સુબાઓ રાજવહિવટ કરતા રહ્યા. સીખ વિગ્રહોને લીધે ઇન્ડિયામાં આવેલા કાબુલના આગલા મુલકો પાછા લેવા દોસ્તમહમદને લાગ આવ્યાનું નજરે પડયું; પરંતુ ગુજરાત નજીક લોર્ડ ગોઉધે તેના લશ્કરને હરાવ્યું હતું (૧૮૪૯ મા) તેથી તે તરફની ફતેહ માટેની સઘળી આશાઓ છોડી દેવાની તેને ફરજ પડી.

ક્રિમિયાના યુદ્ધે રાજપ્રકરણી સિદ્ધાન્તમાં એક નવીન અંકપદ પ્રવિષ્ટ કર્યું. ૧૮૫૫ માં માર્કવીસ ઑફ ડાલ્હાઉસીએ દોસ્તમહમદ સાથે એક તહનામું કર્યું હતું. તે મૈત્રિના સંબંધોની પુનઃસ્થાપના તુલ્ય હતું. તેજ વખતે બલુચીસ્તાનના નામથી ઓળખાતો મુલ્ક ઇન્ડિયાના રક્ષણ નીચે લેવામાં આવ્યો હતો. આ પ્રમાણે કાંઠા અને અખાતથી તે કોહ-ઈ-મલિક-સિઆહના શિખર સુધી ઈરાન અને ઇન્ડિઆ વચ્ચે નિકટનો સંસર્ગ સ્થાપિત થયો હતો. ઈરાનને ગળે ઉતારી દેવામાં આવ્યું હતું કે અફ્ઘાન મુલ્કો ઉપર જબરદસ્તી કરવા દેવામાં આવશે નહિ; અને હેરાતનું સ્વાતંત્ર્ય અંગીકૃત થવું જોઇએ. તે વખતના અમલાની પરિસ્થિતિ આ પ્રમાણે હતી. હેરાતનો રાજકર્ત્તા ત્યાંના કિલ્લાને ઇરાનના તાબામાં પોતાની પાસે હતો એમ વચન કાઢતો હતો. એ સ્થળ ઉપર કિંવા અફ્ઘાનીસ્તાનની સ્વતંત્રતા ઉપર પેશકદમી ન કરવા શાહને બ્રિટિશ સરકારે ચેતવણી આપી હતી; અને દોસ્તમહમદે તો હેરાત લેવા ઠરાવ કર્યો હતો એવું જાણવામાં આવ્યું હતું. પોતાના હરિફને સુતો મૂકવા શાહે નક્કી કર્યું. તે બહાદૂરીથી ટક્કર લીધા પછી ૧૮૫૦ ના અકટોબરમાં તે શહેર હાથ કર્યું. હવે ૧૮૫૬ માં ગવર્નર-જનરલે અફ્ઘાનના અમીર સાથે નવું તહનામું કર્યું; અને સર જેમ્સ આઉટરામના સેનાધિપતિપણા નીચે ઈરાની અખાત અને ખરક તરફ એક ચઢાઈનું લશ્કર મોકલાવી ઈરાન ઉપર દબાણ કર્યું. ૧૮૫૭ માં શાહે હેરાત ખાલી કર્યું. એ સાલમાં પારિસમાં એક તહનામા ઉપર તેણે સહી કરી પોતે બંધનમાં આવ્યો કે હેરાત અને અફ્ઘાનીસ્તાનના બીજા ભાગ ઉપરથી પોતાના હક્ક ઉઠાવી લેવા. કાંઇ ગેરસમજુતી ઉભી થાય તો બ્રિટિશો તેનું મૈત્રીભાવ યોજી સમાધાન કરે, એમ ઈરાની સરકારે પોતાના શિર ઉપર લીધું. આ તહનામાની સરતો પ્રમાણે સુલેહના હિનાર્થે માટે બ્રિટિશ સરકાર વારંવાર પોતાના ઇન્ડિયન અમલદારદ્વારા વચ્ચે આવેલ છે. તેણે જુદે જુદે પ્રસંગે ઇરાન સાથે બલુચીસ્તાન અને અફ્ઘાનીસ્તાનની સરહદો નક્કી કરાવી એટલુંજ નહિ, પણ તે સરહદ સંબંધી કે બીજાં કારણોને લીધે ઉત્પન્ન થયેલ ગેર·

સમજુતીઓનું તેણે સમાધાન પણ કરેલ છે. તે સરહદ મુકરર કરવા પ્રારંભમાં સર એફ. ગોલ્ડસ્મિથનું કમિશન ૧૮૭૨ માં નિમાયું હતું; ૧૯૦૩ માં છેવટ કર્નલ માકમહનને ત્યાં મોકલાવ્યો હતો. આ પ્રમાણે ૧૮૯૧ માં જનરલ માક્લિયને કલ-ઇ-કલ્લા ઉપર સિમાડો નક્કી કર્યો અને હસ્તદાને સિમાડાના ખાંભા ઉભા કર્યા. સીસ્તાનમાં ન્હેરો અને ખેતી સંબંધી કડાકૂટિઆ સવાલો એકથી અધિકવાર લવાદી માટે સોંપવામાં આવેલ છે. તેનો છેવટનો દાખલો ૧૯૦૩-૪ માં બન્યો હતો. આ મહત્તર પ્રશ્નો ઉપરાંત ઇન્ડિયાને દરિયાઈ અને જમીનના (તરી અને ખુશ્કી) તારના ધોરણની વ્યવસ્થા અને વિસ્તીર્ણતા માટે, ખુશ્કીને રસ્તે વેપારનું સંરક્ષણ કરવા માટે અને હથિયારૂ તથા યુદ્ધ સામગ્રીનો વેપાર અંકુશમાં રાખવા માટે કાળજી રાખવી પડે છે. વળી બીજે પ્રસંગે બલુચીસ્તાનની સરહદ ઉપર લૂટફાટ બંધ કરવા સારૂ સંયુક્ત લડાઇ કરવાનું, અને તાર બાંધવામાં વચ્ચે આવતી ટોળીઓનો પીછો લેવાનું માથે લીધેલું. આવી આવી, અને અન્ય ઘણી દિશાઓમાં વારંવાર ઇન્ડિયાની ફોરેન ઓફીસને ઈરાનના અધિકારીઓ સાથે સંબંધોમાં આવવું પડે છે.

**અફઘાનીસ્તાન સાથેના સંબંધો.**

અફઘાનીસ્તાનના અમીર સાથે બ્રિટિશ સંબંધોનો વહિવટ એ ઇન્ડિયા સરકારનો પરરાજ્યોખાતાનો મોટી અગત્યતા ધરાવનારો ભાગ છે. અફઘાન અને બ્રિટિશ મુલ્કોના નિકટપણાને લીધે ઉત્પન્ન થતા સંબંધો માટે તો ઇન્ડિયા અને અફઘાનીસ્તાનની તવારીખોના પુસ્તકોમાં જોવાથી માલુમ પડશે. આ સ્થળે તો એ બે દેશના અન્યોન્ય અને બહારના સંબંધોના ખાસ હવાલા સહિત હાલની પરિસ્થિતિનું ટૂંક બયાન આપવું બસ છે. ૧૮૮૦ માં અબ્દુલરહેમાનનો અમીર તરીકે અંગીકાર થયો ત્યારે નીચે લખેલા શબ્દોમાં તેની સ્થિતિ વિષે તેને ખાત્રી આપવામાં આવી હતી: “આપ સાહેબની જાણને માટે પર સત્તાઓ સાથે કાબુલના રાજકર્તાની સ્થિતિને સંબંધે બ્રિટિશ સરકારના વિચારો અને અભિપ્રાયો નોંધ ઉપર મૂકવા જોઇએ. આપને વિદિત કરવાને વાઇસરોય અને ગવર્નર-જનરલ-ઈન્

–કાઉન્સિલે મને અધિકાર આપ્યો છે, તેથી જાહેર કરવાનું કે અફઘાનીસ્તાનમાં પરરાજ્યની સત્તાઓનો વચ્ચે આવવાનો હક્ક બ્રિટિશ સરકાર સ્વીકારતી નથી, અને અફઘાનીસ્તાનના કામકાજમાં રૂશિઆ અને ઇરાને વચ્ચે આવવાથી દૂર રહેવા વચન આપેલ છે, તેથી ખુલ્લું છે કે બ્રિટિશ સરકાર વગર બીજી કોઈ પણ પરરાજ્યની સત્તા સાથે આપ સાહેબ રાજપ્રકરણી સંબંધો રાખી શકતા નથી. અફઘાનીસ્તાનમાં વચ્ચે આવવા કોઈ પણ સત્તા પ્રયત્ન કરે, અને એવી રીતે વચ્ચે આવવાથી આપ સાહેબના મુલકોમાં આપે કારણ નહિ આપેલું હોય એવો હુમલો થાય તો તેને દૂર કરવા માટે બ્રિટિશ સરકારને યોગ્ય લાગે એટલી અને એવી રીતની મદદ આપવા તે તૈયાર રહેશે. પરંતુ તેમાં એવી સરત રાખવામાં આવે છે કે આપના બહારના સંબંધોની બાબતમાં આપે બ્રિટિશ સરકારની સલાહને વગર આંચકે અનુસરીને ચાલવું." ૧૮૮૩ માં અબદુલ રહેમાનને દરસાલ બાર લાખ રૂપિયાની રકમ જેટલી અંગત મદદ બક્ષવામાં આવી, અને ૧૮૯૩ માં દુરાન્દનું તહનામું થતાં તેમાં ૬ લાખનો વધારો કરવામાં આવ્યો. ૧૮૯૭ માં વળી તેમાં બીજા અધલાખ ઉમેરવામાં આવ્યા. તે પૂર્વ વાખાનની આમદાની વસુલ કરવા એક અમલદાર અને તેના રક્ષણાર્થે સિપાહીઓની એક ટુકડી મોકલવાના, અને તે પ્રદેશના કામકાજો તે કરે તેના ખર્ચ માટે હતા. અમીર સાથેના બે તહનામાં ઉપર ઇન્ડિયા સરકારની વતી સહીઓ કરવામાં આવી. તેમાં ૧૮૯૩ ના નવેમ્બરમાં સર મોર્ટિમર ડુરાન્ડે સહી કરી આપી હતી. તે પૈકી પહેલા તહનામામાં લખ્યું હતું કે રૂશિઆ અને ગ્રેટબ્રિટન વચ્ચે ૧૮૭૩ માં થયેલ કબૂલત પ્રમાણે લેક (તલાવ) વિક્ટોરિયા અથવા સારીકોલનથી પૂર્વ તરફ મૂકીને ઓક્ષસ સાથે કોકચાનો સંગમ થાય છે, ત્યાં સુધી ઓક્ષસ નદીએ અફઘાનીસ્તાનનો ઉત્તર સિમાડો હતો. તેથી ઓક્ષસની ઉત્તરે આવેલાં પરગણાંઓ ખાલી કરવા અમીરે કબૂલ કર્યું. તે સાથે તે નદીના એ ભાગની દક્ષિણમાં આવેલાં બીજાં પરગણાંઓનો કબજો લેવા પણ અમીરે કબૂલ કર્યું. બીજા તહનામામાં વાખાનથી ઇરાનની સરહદ

સુધી અમીરના મુલ્કોની પૂર્વે અને દક્ષિણ તરફની સરહદોનું બયાન કર્યું હતું. અને તે સિમાડો વિગતવાર શી રીતે કાઢી આપવો તેને માટે તેમાં હકિકત આપી હતી. છેવટે તેમાં દર્શાવ્યું હતું કે અફઘાનીસ્તાન મજબૂત અને સ્વતંત્ર થાય તેમ જોવાને બ્રિટિશ સરકારની ઇચ્છા છે. તે સાથે વળી કરાર કરી આપ્યો કે અબદુલ રહેમાન યુદ્ધ સામગ્રી ખરીદે અને લાવે તેમાં વાંધો લેવો નહિ, અને આગળ લખી ગયા છીએ તે પ્રમાણે એટલું પણ માથે લીધું કે "આપ સાહેબને બાર લાખ રૂપિઆની હમણાં બક્ષીસ મળે છે તેમાં દરસાલ ૭ લાખની રકમનો વધારો કરવામાં આવે છે." ૧૯૦૧ ના અક્ટોબરમાં અબદુર રહેમાન ગુજરી ગયો, અને તેની પછી તેનો દીકરો હબિબુલ્લા ગાદી ઉપર આવ્યો છે. તેની સાથે તરત જ દોસ્તીના કાગળ-પત્રોનો પરસ્પર વ્યવહાર ચાલ્યો. ૧૯૦૫ ના માર્ચની ૨૧ મી તારીખે એક રીતસર તહનામું થયું. તેથી બ્રિટિશ સરકાર અને તેના બાપ વચ્ચે થયેલ ગોઠવણો અને કબુલતો, જે અસ્તિત્વમાં હતી, તે કાયમ રહી છે.

**સરહદનું નક્કી કરવું.**

અફઘાનીસ્તાનની સરહદ મુકરર કરવા માટે સંપૂર્ણ ઇલાજો લેવામાં આવ્યા. તેની બાહ્યરેખા આપવી એટલુંજ આ સ્થળે બસ થઇ પડશે. અમીર શેર અલીના રાજમાં ૧૮૬૯ ની સાલની દરમિયાન ઉત્તર તરફની સરહદ નક્કી કરવાના ઉદ્દેશથી રૂશિઆ સાથે ભાંજગડ શરૂ થઇ હતી; અને ૧૮૭૩ માં બન્ને વચ્ચે સમજુતી થઈ ગઇ હતી. પરંતુ ખરેખરો સરહદી મામલો નક્કી કરવાનો પ્રારંભ કરવા કમિશનરસર જનરલ પિટર લમ્સડન, જેને બ્રિટિશ સરકારે નિમ્યો હતો, તે ૧૮૮૪ સુધી બાલામુરધાબમાં પહોચી ગયો ન હતો. રૂશિઆનો કમિશનર નહિ આવી પહોંચવાથી અને પંચદેહ પાસે અથડાઅથડી થવાથી વધારે વિલંબ અને મુસ્કેલી નડયા પછી હરિરૂદ ઉપર ઝુલ્ફીકાર વચ્ચે ડકચી (અંધકુઈની ઉત્તરે અને ઓક્ષસથી ૪૦ માઇલની અંદર) ની મધ્યાન્હ રેખા સુધી સીમાડો મુકરર કર્યો અને ૧૮૮૬ ના સપટેંબરમાં બ્રિટિશ અને રૂશિઆ

ના કમિશનરોએ એ બાબતની કબૂલતના મુસદ્દા ઉપર સહીઓ કરી. તે પછી થોડાંક વર્ષે ૧૮૮૭ માં સેન્ટપિટર્સબર્ગમાં નક્કી થયા પ્રમાણે ડકચી અને ઓક્ષસ વચ્ચેની લીટીએ સરહદ અંકીત થઇ. તે સાથે જુદી જુદી બીજી બાબતોની પણ સમાધાની થઈ. છેવટે ૧૮૯૩-૫ માં પામીરના સંયુક્ત કમિશને લેક વિક્ટોરિઆથી ઉત્તર રેખાંશ ૩૭૦ થી જરાક ઉત્તર તરફ તગધુમ્બાશ પામીર ઉપર પોવાલોસ્કવેદોવસ્કી સુધી સિમાડો લંબાવ્યો. અફઘાનીસ્તાન અને ઇન્ડિઆની સરહદની આખી લંબાઈ અદ્યાપિ અંકિત થઈ નથી; પરંતુ થોડા વિસ્તારમાં, જ્યાં ખાંભા ખોડવામાં આવ્યા નથી, ત્યાં છેવટની સમાધાની સુધી સામાન્ય સમજુતી કરી લેવામાં આવી છે. આ બે પાસપાસેના દેશોના રાજકારોબારને લગતી આ અને બીજી ઘણી બાબતો વિષે અફઘાનીસ્તાન અને ઇન્ડિઆ વચ્ચે વારંવાર લખાપટી ચાલ્યા કરે છે. કાબુલમાં ગવર્નર-જનરલના પ્રતિનિધિ તરીકે એક ઇન્ડિઆનો મોહમેદન એજન્ટ ( વકીલ ) રહે છે, અને ઇન્ડિઆ સરકારના મથકે અમીર એક એલચી રાખે છે.

**કાશગર.**

ઉત્તર તરફ ઇન્ડિઆની સરહદોની લીટીને આગળ વધારતાં, અને લાડખ તથા તેની બહારના તેના તાબાના મુલ્કો સહિત કાશ્મિર, જમ્મુ અને કાશ્મિરના રેસિડેન્ટની સીધી દેખરેખ નીચે છે એ વાત ધ્યાનમાં રાખતાં, આપણને જણાય છે કે રશિઆના મુલ્કોનો એક ખૂણો અને ચીનની બાદશાહીના અને ટિબેટના ભાગો, પામીરની પૂર્વેથી બર્માની હદ ચીનમાં આવેલા યુનાનની હદને મળે છે ત્યાં સુધી, આવેલા છે. કાશ્મિરના રેસિડેન્ટનો એક મદદનીશ કાશગરમાં રહે છે. વળી એક પૂર્વ તુર્કસ્તાનમાં પણ રહે છે. ત્યાં થોડી મુદ્દત (૧૮૬૨-૭૮) એક સ્વતંત્ર મુસલમાન વંશ સ્થાપન થઈ ગયો હતો. તેના રાજકર્ત્તા અહાલિક ગાઝી યાકુબખાન સાથે એક વ્યાપાર સંબંધી તહનામું ૧૮૭૪ માં કર્યું હતું. સમરકંદથી ઓક્ષસની ખીણનો માર્ગ અને ઇન્ડિઆથી આવતો માર્ગ એ બન્નેના દુબેટ ઉપર કાસગર આવેલું છે.

યાકુબખાનના મૃત્યુ પછી ચીને તેને ફરીથી જીતી લીધું છે. તેનો વેપારવણજ આગળ ઘણે મોટે ભાગે ઇન્ડિયા એકલાનાજ હાથમાં હતો. યાકુબખાનના રાજ્યમાં તોફાનો મચ્યાં તેને લીધે તેની ઘણી ખરી કિમ્મત જતી રહી છે. હાલમાં સજીવન રહેલો વેપાર અને વ્યવહાર ઇન્ડિઆ સરકારની રાજપ્રકરણી દેખરેખ નીચે આવી પડેલો છે.

**ટિબેટ સાથેના સંબંધો.**

ટિબેટ સાથે ઇન્ડિઆના ભૌગોલિક અને ઐતિહાસિક સંબંધો એ બે દેશોની વચ્ચે હમેશાં હિતની સામાન્યતા ઉત્પન્ન કરતા રહેવા જોઇએ. તેનું મુખ્ય શહેર લ્હાસા સિકિમની સરહદની રેલવે દાર્જિલિંગ સુધી ફેલાઈ છે, તેને લીધે વણજ વ્યાપારની કેટલીક સુગમતા થઈ છે. ગત સમયમાં ટિબેટ અને હિમાલયનાં દેશી રાજ્યો વચ્ચે નિકટ સંબંધ હતો. વળી મેદાનમાં આવેલ કુચબિહાર સાથે પણ સંબંધ હતો. મુકાબલે તાજેતર મુદ્દતની અંદર નેપાળના રાજ્યે ટિબેટની સરકાર સાથે સીધી રીતે લડાઇઓ અને તહનામા કરેલા છે. ઇન્ડિઆ સરકારે ટિબેટ અને સિકિમ વચ્ચેની સરહદ મુકરર કરી આપી છે; અને ચીન સરકાર સાથે કરાર કરી વેપારમાં મૂકાણ કરાવ્યાં. ટિબેટ ઉપર ચીન સરકારની સર્વોપરિ સત્તા સ્વીકૃત થયેલી છે. પરંતુ જો કે ચીનના અમલદારો લ્હાસામાં રહેતા, અને એ રાજ્યને લોકો નામનો માથા વેરો આપતા, તોપણ ટિબેટના સત્તાધીશ અધિકારીઓ મુખ્ય બુદ્ધિસ્ટ સાધુઓ હતા. તેમાં સૌથી શ્રેષ્ઠ દળાઇલામા હતો. તે સાથે ગૃહસ્થ મુખીઓ પણ હતા. ( એટલે બૌદ્ધ સાધુઓ સિવાય બીજાં સાધારણ માણસો પણ હતાં. ) આ સઘળા અધિકારીઓ, પછી તે ચીનની બાદશાહીના પ્રતિનિધિ હોય, કિંવા બુદ્ધ ધર્મવાળા સાધુઓ હોય, અથવા તો સ્થાનિક મુખીઓ હોય તે એક બાબતમાં તો એકમનના જ હતા. તે એ કે પરરાજ્યની દરમિયાનગિરી અને યૂરોપના મુલાકાતીઓ ( મુસાફરો ) નો બહિષ્કાર રાખવો. ટિબેટ સોના તથા બીજા ખનિજ પદાર્થોથી ભરપૂર છે, પરંતુ ત્યાંના પવનનો જુસ્સો, સંખ્યાબંધ ડુંગરાઉ રસ્તાની ઉંચાઇ, અને વસ્તીની વિકીર્ણતા અને

દુર્બળતા આ બહિષ્કારની રીતિને જારી રહેવામાં સહાય્ય કરે છે. તેને લીધે ટિબેટ સાથેના ઇન્ડિઆ સરકારના સંબંધો ખાસ મુશ્કેલીઓમાં વિંટાયેલા રહે છે. જમાનાનાક્રમ સાથે ઘટવાને બદલે તે વધી ગઈ છે. ૧૭૭૪ માં વોરન હેસ્ટિંગ્ઝને શિગાસ્તેથી તાશી લામાનો એક પત્ર આવતાં તેણે એક મિશન મોકલ્યું. તેનો તે સ્થળે સારો સત્કાર થયો, પરંતુ તેને લ્હાસે જવાની રજા મળી નહિ. ૧૭૮૩ માં એક બીજું મિશન મોકલવામાં આવ્યું તેની સાથે તાશીલામાના ઉપર લખાયેલો રાજ ચલાવનાર પ્રતિનિધિનો એવો કોલ આવ્યો કે શિગાસ્તેમાં વેપાર કરવા ગવર્નર–જનરલ જે દેશી વેપારીઓની સિફારસ કરે તેને આવવા દેવા, અને ભૂતાનની સરહદથી તેઓનો માલ લઇ જવા વાહનો મેળવવામાં મદદ કરવી એવું વચન આપ્યું. ૧૭૯૨ માં નેપાળીઓએ ટિબેટ ઉપર હુમલો કર્યો, અને ચીનાઓની મદદથીજ શિગાસ્તેમાંથી તેઓને હાંકી કાઢ્યા. ચીનાઓએ ધાર્યું કે ઇન્ડિઆના અધિકારીઓએ ગુરખાને ઉત્તેજન આપ્યું હતું. તેથી તેઓએ ફારીમાં એક સિપાહીઓનું થાણું રાખ્યું; અને બંગાળાના વતનીઓને ટિબેટમાં પેસવાની મના કરી. ૧૮૭૩ સુધી એ પ્રમાણે પરિસ્થિતિ જારી રહી. તે સાલમાં તે દેશ સાથેનો વેપાર ખિલવવા નવેસર પ્રયત્નો કરવામાં આવ્યા; સિકિમમાં થઇને ઇન્ડિઆમાં જેલેપ–લાની સરહદ સુધી એક રસ્તો લઈ જવામાં આવ્યો. ૧૮૭૬માં ચેફૂમાં ચીન સાથે એક કોલકરારપત્ર કરવામાં આવ્યો. ટિબેટમાં કોઈ મિશન મોકલવામાં આવે તો તેનું રક્ષણ કરવાનું તેમાં ઠરાવ્યું. ૧૮૭૭ માં અંગીકૃત થયેલ કોલકરારોથી ધારેલ મિશનને મોકલવાની વાત છોડી દેવાની કબુલત થઇ. પરંતુ " હકિકતોનો સંભાળથી તપાસ કર્યા પછી ( ઇન્ડિયા સાથે ) વેપારની વૃદ્ધિ અને ખિલવણી માટે લોકોને બોધ અને ઉત્તેજન આપવા સારૂ ઉપાયો લેવાની " ફરજ ચીન સરકારે રીતસર સ્વીકારી. તે પછીના વર્ષમાં ટિબેટના લોકોએ વગર છંછેડે લિંગટુ ઉપર દુશ્મનની માફક ધસારો કર્યો. લિંગટુ સિકિમની સરહદની અંદર ૧૨ માઇલને છેટે છે. ભારે જાનની ખુવારી સાથે ટિબેટના લોકોને બહાર કાઢી મૂકયા તે પછી પણ ભાંજગડ

આલી, અને ૧૮૯૦ માં ગ્રેટબ્રિટન અને ચીન વચ્ચે કરારનામું થયું. તેમાં ટિબેટની તરફથી પણ ચીને કામ ચલાવ્યું. તેની સરતો મુજબ ૧૮૯૩ માં બ્રિટન અને ચીનની સરકારે વેપારના નિયમો એકમત થઇ બાંધ્યા, તે અનુસાર યાટુંગમાં એક વેપારનું બજાર ખોલવાનું હતું. ત્યાં એક બ્રિટિશ અમલદાર રાખવાની પરવાનગી પણ મળી હતી. વળી ચા અને બીજી અમુક જણસો સિવાય બધા પ્રકારના માલનો વેપાર ચલાવવા ઇન્ડિયાને સરલતા આપવામાં આવી હતી. ૧૮૯૫ માં સરહદ મુકરર કરવા માટે ઇન્ડિઆ, ચીન, અને ટિબેટમાંથી પ્રતિનિધિઓ નિમાયા, પરંતુ ટિબેટના લોકોએ તે કામમાં ભાગ લેવાનો ઇનકાર કર્યો, અને ઉભા કરેલા ખાંભા પાડી નાખ્યા. આ કૃત્યો સામે સમજુતિ સારૂ દલાઇ લામાને લખવામાં આવ્યું, પરંતુ તેણે કાંઇ લક્ષ આપ્યું નહિ; અને ૧૯૦૨ માં સરહદની બ્રિટિશ તરફની જમીન ટિબેટના લોકો રોકી રહ્યા હતા ત્યાંથી તેઓને બહાર કાઢવા એક અમલદાર મોકલવામાં આવ્યો. સરહદને નહિ ગણકારી તેઓએ જે જે લાકડાનાં ઘર બાંધ્યા હતાં તેને પાડી નાખ્યાં, અને ઉભી થયેલી મુસ્કેલીઓનું તેજ સ્થળે સમાધાન કરવા ચીન સાથે ગોઠવણ કરવામાં આવી. કર્નલ યંગ હસબન્ડ બ્રિટિશ કમિશનર નિમાયો હતો. ૧૯૦૩ ના જુલાઇમાં તે ખંબાજોંગ ગયો. દલાઇલામાની કબૂલતથી ચીન સરકાર સાથે તે સ્થળે ભાંજગડ કરવાની ગોઠવણ થઈ હતી. પરંતુ સુલેહ અર્થે નિમાયેલા આ મિશનને આવવા દેવામાં ટિબેટના લોકો સામા થયા; અને ચીનના પ્રતિનિધિને યંગહસબન્ડના કંપુમાં જતો અટકાવ્યો. તેઓનું વલણ વધારે દુશ્મનીવાળું જણાયું, અને ખંબાજોંગ જેવા ખુલ્લા સ્થળમાં મિશનને વધારે મુદ્દત રાખવા જેવું ન હતું, તેથી તેને પાછું બોલાવી લેવામાં આવ્યું, પરંતુ તેણે ૧૯૦૩ ના ડીસેંબરમાં ચંબાની ખીણમાં પ્રવેશ કર્યો, ત્યારે ચંબાનનો નવો ચીનાઈ રેસિડેન્ટ લ્હાસામાં રહેતો હતો, અને જેને સમાધાની કરવા ખાસ સત્તા મળેલી હતી, તેની સાથે સંબંધ બાંધવા વધારે પ્રયત્ન કરવામાં આવ્યો. ટિબેટના લોકોની નુકશાનકારક હિકમતોને લીધે તે નિષ્ફળ ગઈ; અને ૧૯૦૪

ના અપ્રિલમાં રસ્તામાં કેટલીક રીતનો અટકાવ સહન કરતું તે મિશન ગ્યાનટ્સે સુધી આગળ વધ્યું. ત્યાં ટિબેટના લોકાનું વલણ દોસ્તી ભર્યું લાગ્યું. પણ પછીથી તે મિશન ઉપર હુમલો થયો. મદદ વાસ્તે ફોજ મોકલવામાં આવી. તેના પહોંચતાં જ ટિબેટના પ્રતિનિધિઓએ દેખાવ દીધો. તો પણ અંબાનને અટકાવ કરી મિશન સાથે મળવા દીધો નહિ. વળી તે પ્રતિનિધિઓને ભાંજગડ કરવાની ખરી સત્તા કે ઇરાદો ન હતો. તે વખતે એક હથિયારબંધ લશ્કર તે જોંગ (કિલ્લા) ને હાથ કરી ચૂકી હતી, ગ્યાનટ્સે ઉપર ધણીઆપું ચલાવતી હતી, અને પાછું ફરવાનું કરે તેમ ન હતી. તેથી તે કિલ્લાને હાથ કરી લેવામાં આવ્યો. અને જુલાઈમાં તે મિશન લ્હાસા તરફ આગળ વધ્યું. તેનું કારણ એ હતું કે અંબાન અને ટિબેટની સરકાર સાથે સિધો સંબધ કરવાનું તેજ સ્થળ હતું. ૧૯૦૪ નાં ઓગસ્ટમાં કેટલીક હરકત સહન કરી તે લ્હાસે પહોંચ્યું. તે પછીના માસમાં એક તહનામું થયું. તેથી સરહદના અને બીજા સવાલોની સમાધાની થઈ. ૧૯૦૬ ના અપ્રિલ ની ૨૭ મી તારીખે સમાધાનીને વળગી રહેવાની ચીને પોતાની મરજી બતાવી.

**ચીન સાથેના સંબંધો.** બર્માના બ્રિટિશ અમલદારો સાથે સત્વર સમજુતી કરવાના યુનાનના ચીનાઈ અધિકારીઓ સાથે ઘણા સવાલો ઉઠે છે, જેવા કે દેશની અંદરના બંદોબસ્ત માટે, વ્યાપારના વ્યવહાર માટે, અને અન્યોન્ય મદદ માટે. ૧૮૯૪ અને ૧૮૯૭ માં ચીન સાથે કોલકરારો થયા. કયાંગહુંગના રાજયનો ભાગ ચીને ફ્રાન્સને આપી દઇ પહેલા કોલકરારોનો ભંગ કર્યો. તેથી બીજો કોલકરાર કરવો પડ્યો હતો. તેથી નવી સરહદ આ પ્રમાણે મુકરર થઈઃ–ઉત્તર રેખાશ ૨૫° ૩૫" અને પૂર્વ અક્ષાંશ ૯૮° ૧૪" ઉપર એક બિંદુ નક્કી કર્યું. ૧૮૯૭ અને ૧૯૦૦ ની માપણીનો મુખ્ય નતીજો ઉત્તર રેખાંશ ૨૧° ૪૬" સુધી સરહદ અંકિત કરવાનો હતો. તેમાંથી ૨૩° ૨૮" થી તે ૨૨° ૯" ઉત્તર રેખાંશ સુધી ઉવારાજયનો ભાગ બાદ કર્યો હતો. કેમકે ત્યાં રહેતી કોમોની દુશ્મની અને કમિશનરોના મતભેદોને લીધે અલંઘનીય મુશ્કેલીઓ

તે વખતે દરપેશ આવી હતી. ઉત્તર રેખાંશ ૨૫° ૩૫" ની ઉત્તરની સરહદને સંબંધે ૧૮૯૭માં હાથ લાગેલી હકિકતો કોલકરારનામા સાથે જોડેલા નકશા ઉપર લિટી દોરી શકાય તે માટે પૂરતી રીતે બસ ન હતી. તે કારણને લીધે તે નક્કી કરવાનું બાકીમાં રાખ્યું હતું. ૧૮૯૮માં હથિયાર બંધ લશ્કર સાથે એક ચીનનો અમલદાર તકરારી મુલ્કમાં પેશી ગયો. તેથી ટ્સંગલિયામેનને ખબર આપવામાં આવ્યા કે ન્માઇખ અને સાલ્વીન નદીઓના મૂળની ભૂમિમાં આવેલા પર્વતોની પશ્ચિમ દિશા ઉપર ચીનની સત્તા રાખી શકવામાં આવે તેમ નથી. ૧૯૦૪માં તે દેશને ફરીથી તપાસવામાં આવ્યો. તેથી ચીન સરકારને રીતસર જાણ કરવામાં આવી કે પૂર્વમાં ન્માઇખા નદીમાં મળતાં પાણીનાં નાળાઓની મૂળ ભૂમિ, અને ઉત્તરમાં ૨૫° ૩૫" રેખાંશ ઉપર કુદરતી હદ છે. સંયુકત સમાધાની થતાં સુધી તેને ખરેખરી રાજકીય સરહદ ગણવી. આગલા જમાનામાં ચીન સાથેના એલચી ખાતાના વ્યવહારનું સઘળા પ્રકારનું ખર્ચ ઇસ્ટ ઇન્ડિયા કંપની ઉપર પડતું હતું; પરંતુ જ્યારે ૧૮૩૪માં તે દેશ સાથે વેપાર કરવાનો તેનો ઇજારો બંધ થયો, ત્યારે ૧૮૭૫ સુધી બાદશાહી સરકારે ખર્ચનો બે-તૃતીયાંશ હિસ્સો આપ્યા કર્યો. ત્યારબાદ દરસાલ ૧૫૦૦૦ થી ૧૨૫૦૦ પૌન્ડ સુધીની રકમ ઠરાવ્યા પ્રમાણે અપાયે જતી હતી. ચીનની અંદરનાં ઇન્ડિયાનાં હિતો માત્ર અફીણના વ્યાપારનેજ લગતાં છે એમ નથી. સિમાડા બાબતના સવાલો વારંવાર ઉભા થાય છે; અને બર્મામાં રેલ્વેનું ધોરણ વધારવાનું હોવાથી તથા યુનાનમાં સુગમતા હોવાથી વ્યવહારોની પરિસ્થિતિને અગત્યતા પ્રાપ્ત થાય છે. યુનાન ફુમાં એક કોન્સલ-જનરલ રાખવામાં આવેલ છે. તે શાહી સરકારના તાબામાં છે. ટેંગ્યુએહમાં એક કોન્સલ (એલચી) રહે છે.

૧૮૮૩માં ટોંગકિંગ ઉપર ફ્રેન્ચપણાની સત્તા સ્થાપિત થઇ છે, અને ફ્રેંચ સરકારે તેનો ૧૮૮૫માં અંગીકાર કર્યો છે.

**સિયામ સાથેના સંબંધો.** તેને લીધે યુનાન ઉપર ફ્રેંચનો દાબ બેઠો છે. મેન્કોંગ ઉપરની ફ્રેન્ચની પરિસ્થિતિનો બ્રિટિશોએ કોલકરારોથી અંગીકાર પણ કરેલ છે. આ બધું છતાં મેન્કોંગ નદીની પેલી તરફના ફ્રેન્ચ મુલ્કો સાથેના સંબંધો ચલાવવાની ખાસ એજન્સી સ્થાપવા માટે બર્માની આ તરફની પૂર્વ હદ ઉપરની સ્થિતિને લીધે અદ્યાપિ જરૂર પડી નથી. એથી ઉલટું, સિયામ સાથે તો બ્રિટિશોને લાંબા કાળથી સંબંધો થયેલા છે. ૧૭૮૬માં પ્રિન્સ ઓફ વેલ્સનો ટાપુ મળવાથી ખેડા સાથે અને તેને લીધે સિયામ સાથે કંપનીને નિકટનો સંબંધ થયો હતો. (પરંતુ) સિયામના લોકો નઠારા પડોશીઓ નિવડયા. ૧૮૨૬માં થયેલા વ્યાપાર સંબંધી કોલકરારોનો તેઓએ અમલ કર્યો નહિ. ખેદારૂમાં આવીને તેઓ તે પચાવી પાડવાના હેતુથી રહ્યા પણ ખરા. પહેલી બર્માની લડાઈ પછી આરાકાન અને તેનાસેરિમને બ્રિટિશ મુલ્કો સાથે જોડી દેવામાં આવ્યા. જ્યારે લોર્ડ ડાલ્હાઉસીએ પેગુ જોડી દીધું ત્યારે સરહદ નક્કી કરવાની અને સિયામના રાજ્ય સાથે વધારે નિકટ સંબંધો કરવાની જરૂર થઇ. ૧૮૭૪માં લાંબી ચર્ચા ચાલી. ત્યાર પછી સરહદ ઉપર થતા બારે ગુન્હાઓ અટકાવવા તથા વ્યાપાર વૃદ્ધિ કરવાના શાન્ત હેતુ માટે એક તહનામું કરવામાં આવ્યું. વળી બ્રિટિશ અને સિયામની રૈયત વચ્ચે દિવાની (મુલ્કી) તકરારો ઉઠે તેનો થંડી રીતે નિવેડો કરવા સારૂ ચિયેંગમાઇમાં ન્યાયાધીશો સ્થાપવા કબુલત પણ થઇ. આ ગોઠવણ સારી રીતે ચાલી નહિ. તેથી તેના બદલામાં યોગ્ય હકુમત સાથે ચિયેંગમાઇમાં એક બ્રિટિશ કોન્સલ રાખવાને ૧૮૮૪માં ઠરાવ થયો. ૧૮૮૩ અને ૧૮૮૫માં થયેલ તરનામાથી બ્રિટિશ રૈયતને પરવાના આપવાની અને ગુન્હેગારોને સોંપવાની ગોઠવણ થઇ. ૧૮૮૭માં કાઉન્સિલે એક હુકમ બહાર પાડી સિયામમાં રહેતી બ્રિટિશ રૈયતની નોંધ માટે નિયમો કર્યા. ૧૮૯૯માં એક વધારે હુકમ કાઢી આમાં ફેરફાર કર્યો. તેથી કોન્સલોની અદાલતોની દિવાની ફોજદારી હકુમતનો અમલ નિયમિત થયો. ઉપરના બર્માને જોડી દીધા

બાદ સિયામ વાલાએ સાલ્વીન કરેનીની પેલી તરફના મુલ્કો અને સાલ્વીનની પૂર્વેનાં બીજાં કેટલાંક રાજ્યો ચિયેંગમાઇના પ્રાન્તનાં ગણી તેના ઉપર દાવો કર્યો. છેવટ ૧૮૯૨–૩ના સંયુક્ત કમિસને સરહદ્દની લિટી નક્કી કરી. મેકોંગથી વિકટોરિયા પોઇન્ટ સુધીની સમગ્ર લંબાઈ ઉપર તે હવે ચોખ્ખી રીતે ખાંભા નંખાઇ અંકિત થઇ ગઇ છે. મિનામની ખીણમાં સિયામનાં મધ્યસ્થ પરગણાંઓનું આખું સ્વરૂપ જાળવવા માટે ગ્રેટબ્રિટન અને ફ્રાન્સે પરસ્પર ઠરાવ કર્યો છે; અને ૧૯૦૪ના અપ્રિલમાં લંડન મધ્યે એક જાહેરાત કરી મલાયનો દ્વિપકલ્પ અને તેની નજીકના ટાપુઓ સહિત મિનામના જળપ્રદેશની પશ્ચિમ તરફના મુલ્ક ઉપર ગ્રેટબ્રિટનની વગસગનો ફ્રાન્સે અંગીકાર કરેલો છે. બર્માની સરહદ ઉપરના દેશમાં આ પ્રમાણે અંગીકૃત થયેલ વગસગ જાળવવાનું કામ અવશ્ય ઈન્ડિયાના પર રાજ્ય સંબંધી ખાતાને લગતું છે.

**૧૯૦૦માં નક્કી થયા પ્રમાણે ઇન્ડિઆ બહારની ઈન્ડિયા સરકારની નાણાં પ્રકરણી જુમ્મેદારીઓ.**

પારલામેન્ટની બન્ને સભામાં સને ૧૯૦૦માં રજુ થયેલ ઇન્ડિયાના ખર્ચના વહિવટ ઉપર બાદશાહી કમિસનના રિપોર્ટ વિષે અત્રે સંક્ષેપમાં હવાલો આપવો એ ઠીક છે. કેમકે પર રાજ્યો સાથેના તેના સંબંધ (એલચીઓને લગતા) છે તેના ક્ષેત્ર ઉપર તેથી ઇન્ડિયાનાં ખાસ હિતો આડકતરી રીતે પ્રકાશમાં આવે તેમ છે. યુનાઇટેડ કીંગડમે એડનના લશ્કરી ખર્ચોનો, અને ઇરાનના મિશન અને કોન્સલોના ખર્ચોનો અર્ધો અર્ધ ભાગ ઉપાડવો એમ નક્કી થયું હતું. ઇરાન માટે છેવટમાં એવું ઠરાવવામાં આવ્યું કે ઇંગ્લાંડની સરકારે ખુદે કરેલા હુકમ પ્રમાણે ત્યાં રાખેલા ખાતાંઓના ખર્ચ પેટે ઇન્ડિઆએ દરસાલ ૫૦૦૦ પાઉન્ડની રકમ ભરવી, અને સામાન્ય કબૂલતથી ભવિષ્યમાં જે ખર્ચ થાય તે બંનેના ખજાનાઓ વચ્ચે સરખે હિસ્સે વહેંચી નાખવું. એડનના ખર્ચમાં હાલ શાહી રાજ્ય તરફથી દરસાલ

૧૦૦૦૦૦પાઉન્ડની રકમ ઉધડ ફાળા તરીકે આપવામાં આવે છે. ખાસ લશ્કરી ખર્ચ પણ તેનાજ તરફથી અપાય છે. ઉપર કહેલા ચીનના ખાતાંઓના ખર્ચમાં ઇન્ડિયાનો ફાળો ( પાઉન્ડ ૧૨૫૦૦ ) અમુક વર્ષ બાદ ફરીને નક્કી કરવાની વાત ખુલ્લી રાખી હતી. મોરિશિયસ સાથેના તારના સંબંધને વાસ્તે ઇન્ડિયા મદદ તરીકે રકમ આપે છે, અને બસરા–બગદાદનું ટપાલની નોકરીનું ખર્ચ ઉપાડે છે; અને ગ્રેટબ્રિટન ફારૂન નદી ઉપરનાં ટપાલની આગબોટોના ખર્ચમાં મદદ આપે છે. જેદાહ થઇને મક્કા જતા ઇન્ડિયાના હાજીઓનાં ટોળેટોળાં ઉપર ખ્યાલ રાખી જેદાહના કોન્સલના ખર્ચનો અર્ધ ભાગ ઇન્ડિયા ઉપાડે છે. તેમજ ઇન્ડિયામાંથી બહાર જનારા લોકોના હિત માટે રિયુનિયન અને સુરીનમ માટે રાખેલ કોન્સલના ખર્ચમાં પણ થોડો ફાળો ભરે છે. ચિયેંગમાઇના કોન્સલનો ખર્ચ ઇન્ડિયા ઉપર છે. તે સિયામને લગતા સવાલોમાં તેનાં સીધાં અને પાકાં હિતો રહેલાં હોવાથી વ્યાજબી ગણાય છે.

**ઇન્ડિયામાં પરરાજ્યોનાં મુલકો.** ફ્રાન્સ અને પોર્ટુગલના ઇન્ડિયાની અંદરના મુલ્કોને સંબંધે ઇન્ડિયા ખુદમાં થોડીજ મુસિબત પડે છે. ૧૮૧૪ ના મે માસમાં કરેલ તહનામાથી ફ્રાન્સે કબૂલ કર્યું છે કે તેને પાછા આપવામાં આવે તે સ્થળોમાં કિલ્લેબંધી ન કરવી, અને પોલીસના ઉપયોગ માટે જોઇએ તેના કરતાં લશ્કરની વધારે સંખ્યા રાખવી નહિ. ૧૮૧૫ ના માર્ચમાં બીજું તહનામું થયું, અને ૧૮૧૮ ના મેમાં મદ્રાસ અને પોન્ડીચેરીની સરકારો વચ્ચે તે પછી કરારનામું થયું. તેથી ઇન્ડિયામાંના ફ્રેંચ સ્થળોને નીમક, અફીણ અને સુરોખાર પૂરો પાડવાના નિયમો થયા. હાલની ગોઠવણ પ્રમાણે પોન્ડીચેરીના વરા માટે ઠેરેલ કિંમતે બ્રિટિશ સત્તાધિશો નીમક પૂરૂં પાડે છે. નીમકને પોતાની હદમાં બનાવવાનો હક્ક ફ્રાન્સે છોડી દીધો છે. ચંદ્રનગર માટે નીમક પૂરૂં પાડવાના બદલામાં ફ્રેંચ અધિકારીઓને વાર્ષિક રકમ આપવામાં આવે છે. ચંદ્રનગર માટે અફીણની બાબતમાં ૧૮૮૪ માં કાંઇક

એવીજ ગોઠવણ કરવામાં આવેલ છે. ચંદ્રનગરની પડોશમાં ફ્રેંચ હકુમતની મર્યાદા બાબત કાંઇ ચર્ચા ચાલી હતી. ૧૮૫૫ ના માર્ચમાં કોલકરારે કરી તેનું છેવટ લાવવામાં આવ્યું હતું. નાનાં નાનાં છુટક સ્થળો, જ્યાં ફ્રેંચોને આગળના વખતમાં ઇન્ડિયામાં કોઠીઓ કિંવા વખારો હતી, તેવાંનાં નામ ટિપેરામાં જગદીઆ, મુર્શીદાબાદમાં કાસિમ બજાર, અને બેહ્રામપોર, પટણા અને ધાકા, મસ્લીપટમ, કલિકત્ત અને સુરત છે. આ કોઠીઓ હતી તે મુદતની દરમિયાન ત્યાં રહેનારા ત્યાં રહેતાં કાંઈ કૃત્યો કરે તો તેના ઉપર ફ્રેંચની સત્તા ચાલતી. કોઠીઓ છોડી દેવાની સાથે હકુમતી હકકો ગયા; અને હવે તો ફ્રેંચની હકુમત માત્ર ચંદ્રનગર, પોન્ડિચેરી, કારિકાલ, માહે, અને યનમની હદમાંજ રહેલી છે. ૧૮૧૫ ના માર્ચના તહનામાની ૨૧ મી કલમ પ્રમાણે આ સ્થળો અને બ્રિટિશ ઇન્ડિયા વચ્ચે ગુનેહગારોને સોંપવાની ગોઠવણ ચાલે છે. તે અનુસાર યોગ્ય અધિકારીની માગણી ઉપરથી નાશી ગયેલા ગુન્હેગારને એકદમ સોંપી દેવામાં આવે છે.

ઇન્ડિયાની અંદર પોર્ટુગાલના મુલ્કોમાં ગોવા, કાઠીઆવાડમાં આવેલા જુનાગઢના કિનારાથી જરા દૂર દીવનું નાનુંશેક બંદર અને મુંબઇથી આશરે ૧૦૦ માઇલ ઉત્તરમાં દમણ છે. પર રાજ્યનાં આ સ્થળોએ જે સવાલોને ઉપસ્થિત કરેલા છે તે માત્ર આમદાની સાથે સંબંધ ધરાવતા (જેવા કે નીમક અને અફીણની આમદ બાબતો) તથા ગુન્હેગારોને સોંપવાની ગોઠવણને લગતા છે. ૧૮૭૮ ના લિસ્બનના તહનામાથી એ બે રાજ્યના ઇન્ડિયાની અંદરના મુલ્કો વચ્ચે જકાતી ઐક્યતાની યોજના કરવામાં આવી હતી; અને જકાત લેવાના દર મુકરર કરવામાં આવ્યા હતા. કેટલાક અપવાદો સાથે ઇન્ડિયા સરકાર એકલીનેજ નીમક બનાવવાનો અને વેચવાનો હક્ક આપવામાં આવ્યો હતો. તેમજ અફીણને સંબંધે પણ એવીજ ગોઠવણ કરવામાં આવી હતી; તે સાથે ગુન્હેગારોને સોંપવાની બાબતમાં પણ યોજના કરવામાં આવી હતી. આ કબૂલાત વીશ વર્ષ બાદ સમાપ્ત કરવી હોય તો થાય એમ ઠરાવ્યું હતું. તેથી તે મુદતને અંતે તે બંધ થઈ. ત્યાર બાદ દરેક દેશે એ

આમદાનીઓની બાબતમાં છૂટ રાખી છે. ગુન્હેગારો સોંપવાની બાબતમાં એક નવીન તહનામા માટે ચર્ચા ચાલેલી છે, પરંતુ તે કરવામાં આવ્યું નથી. ગોવા શહેરની સામે આવેલું મારગાગાઓનું બંદર દક્ષિણ મહારાષ્ટ્રની રેલવેના ધોરણ સાથે જોડાયેલું છે; અને પોન્ડિચેરી માફક ગોવામાં પણ સરળ વ્યવહાર અને બ્રિટિશ હિતની જાળવણી માટે એક બ્રિટિશ એળચી રાખેલો છે.

**ઇન્ડિયામાં પરરાજ્યોના એળચીઓ.** ઇન્ડિયા સરકાર ખુદ પોતાનાજ હાથથી પ્રથમ દરજ્જે પરરાજ્યો સાથેનાં રાજ્ય પ્રકરણી કામકાજો કરે છે. તે સિવાય ઇન્ડિયાના સેક્રેટરી ઓફ સ્ટેટ દ્વારા ગવર્નર-જનરલને મળી લંડનની પરરાજ્યો ખાતાની ઓફીસે કરવાનાં બીજાં પણ કામકાજો છે. યુરોપનાં વિવિધ રાજ્યો, અમેરિકામાંના યુનાઇટેડ સ્ટેટસો, તેમજ બીજાં કેટલાંક પ્રજાસત્તાક રાજ્યો, લાઇબિરીઆ, જાપાન, ઇરાન અને સિયામના કોન્સલો ઇન્ડિયામાં રહે છે. તેઓના મથકો દરિયા કિનારે સ્થાપવામાં આવેલાં છે, અને તેનાં કામકાજને મુખ્યત્વે કરીને વ્યાપાર સાથે સંબંધ ધરાવનારાં છે. કંપનીના નિયમ પ્રમાણે ૧૮૪૩ ની બીજી ઓગસ્ટના રોજ મુંબઈ સરકાર તરફ લખાયેલા ડિસ્પાચમાં નીચે પ્રમાણે શબ્દો અને ઉપમાઓ વાપરી એ અમલદારોને ડિરેક્ટરોની કોર્ટે કબૂલ રાખ્યા હતાઃ—"ફ્રેંચ રાજાની વિનતિ રાણી સરકારની દ્વારા અમોને હાંસલ થતાં અમોએ મુંબઈમાં ફ્રાન્સ તરફથી ઉપકોન્સલ તરીકે મોંશર-ની નિમનોકનો અંગીકાર કરી તે કબૂલ રાખી છે." પરંતુ ઇન્ડિઆ તાજના તાબામાં આવતાં આ પદ્ધતિમાં ફારફેર થયો છે. હવે ફક્ત શાહી સરકારનેજ આવી બાબતમાં લખવામાં આવે છે; અને શાહી સરકારની તરફથી નિમનોકના ખબર ન આવે ત્યાં સુધી, અને રાજાની મંજૂરીના આવશ્યકતા હોવાથી, ઇન્ડિયા સરકાર કોન્સલોની નિમનોકો માટે મંજૂરી આપી શકતી નથી. એ ખાતાના ચાલતા નિયમ પ્રમાણે પરરાજ્યોના કોન્સલોએ ઇન્ડિયામાં કરેલ નિમનોક માટે રાજાની મંજૂરીની જરૂર ન હોય

ત્યારે ઇન્ડિયા સરકાર તેવી રીતે નિમાયેલ સખ્સ માટે મંજુરી આપી શકે છે. વધારે એટલુંજ કહેવાની જરૂર છે કે દેશી રાજ્યો પરરાજ્યોના કોન્સલોને રાખી શકતાં નથી; અને ઇન્ડિયા સરકાર બ્રિટિશ ઇન્ડિયાની અંદરના દેશમાં કિંવા દેશી રાજ્યોમાં આવેલાં સ્થળો માટે કોન્સલ રાખવાનો અંગીકાર કરતી નથી.

## આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

**સર ચાર્લ્સ એચિસન**—ઇન્ડિયા અને તેના પડોશના દેશો સંબંધનાં તહનામાં, કોલકરારો અને સનદો ( કલકત્તા ૧૮૯૩ ) ભાગ ૨ અને ૧૧, ઇન્ડિયા સરકારના પરરાજ્યોના ખાતાના અધિકારથી પ્રસિદ્ધ કરેલા.

**લોર્ડ કર્ઝન**—ઈરાન અને ઇરાની અખાતને લગતા સવાલો (૧૮૯૨).

**લોર્ડ કર્ઝન**—પામીર અને ઓક્ષસનું મૂળ ( ૧૮૯૦ )

**વિ. ચિરોલ**—મધ્ય પૂર્વનો સવાલ ( ૧૯૦૩ )

**ઈ. એફ. નાઈટ**—ત્રણ શાહનશાહતોનો ત્રિભેટ ( ૧૮૯૬ )

**ડબ્લ્યુ-ડબ્લ્યુ-રોકહિલ**—લામાઓની ભૂમિ ( ૧૮૯૧ )

**જે. જી. ડી. કામ્પબેલ**—વીસમી સદીનું સિયામ ( ૧૯૦૨ )

**જી. પી. બાજર**—ઓમાનના ઈમામોની તવારીખ ( હાકલ્યુયટ સોસાઇટી, ૧૮૭૦ ).

**સર. ટિ. ડી. ફોરસિથતા**—૧૮૭૩ ના યાર્કંદના મિશનની હકીકત ( રીપોર્ટદ્વારા, કલકત્તા ૧૮૭૫ ).

**કર્નલ બિડલફ**—હિંદુકુશની કોમો ( કલકત્તા, ૧૮૮૦ ).

# પ્રકરણ પાંચમું.

## ધારાબંધન અને ન્યાયખાતું.

### ધારા.

**હિંદુ અને મુસલમાનના દેશોત્પન્ન અને રિવાજી ધારા.**

ઇન્ડિયાની હિંદુ અને મુસલમાન એ બન્ને વસ્તીના વર્ગોને સંબંધે દેશોત્પન્ન ધારા અંગત અને વિભક્ત છે. બન્ને ધોરણો તેને ઇશ્વિર પ્રણીત ગણી તેઓ માટે દિવ્ય ઉત્પત્તિનો દાવો રાખે છે; અને ધર્મની ન ઉકેલાય એવી જાળથી ઓતપ્રોત છે. વળી દરેકનું અસ્તિત્વ રિવાજના ઉપર સ્થાપિત હોવાથી તે સાથે સંયુક્તતા જોડી રહ્યું છે. મનુના ધારા ઉપર ઘણા ટીકાકારોએ ગ્રંથો લખેલા છે. વળી કાળ અને પ્રચારને લીધે થયેલા વધારાથી અવશ્ય ઘણા ફેરફારો અને વિવિધ મતમતાન્તરો પેદા થયા છે, છતાં મનુએ તેને દેવોક્ત કહી પ્રગટ કર્યો છે; અને અદ્યાપિ તે હિંદુ ધારાઓના પાયા તરીકે મનાય છે. આ અસલનો ધારાસંગ્રહ સત્તવાચી કાયદાનો છે. તેમાં વર્ણવેલી બાબતો, ઋણ, નિક્ષેપ, નિરાધિપત્ય વિક્રય, પંતીઆળા, દાનપ્રતિગ્રહણ, વેતનનું પ્રદાન, કરારભંગ, ક્રયવિક્રય ભંગ, દંપતિ ધર્મ, સેવ્ય સેવક ધર્મ, સિમાસમાધાન, વારસો, હુમલો, બદનક્ષી, ચોરી, લૂટફાટ, છિનાળું, અને દ્યુત (વગેરે) છે. એ વિષેનાં ધર્મશાસ્ત્રોના અર્થ કરવાનું માત્ર બ્રાહ્મણોને જ પ્રથમથી સોંપયેલું હતું. કેમકે તેઓને અસાધારણ પવિત્રતાનું પદ આપવામાં આવતું હતું. તેથી હિંદુધારા શાસ્ત્રના પ્રબંધમાં બ્રાહ્મણવર્ગજ મુખ્ય ભાગ લેતો હતો. તોપણ સ્મૃતિમાં રાખવાનું છે કે લગ્ન, વારસા વગેરે એવી બીજી બાબતોમાં આ હિંદુ પ્રબંધોને બંધનકર્ત્તા કરવામાં બ્રિટિશ કોર્ટોએ ઘણું કરેલું છે.

તેવીજ રીતે ઇસ્લામી કાનુનોનો આધાર કુરાન ઉપર છે. પેગંબરના

ફરમાનો અને કૃત્યો અથવા સુનત અને હદિસથી જરૂર પડે ત્યાં કુરાનના કાનુનો વિસ્તૃત થયેલા છે; તેમજ પેગંબરની પાછળ થનારાઓએ તથા મુફતી અને મોલવીઓના ફેસલા અને ફતવાથી તેમાં વધારો થયેલો છે. મુફતીઓ અને મોલ્વીઓ જુદોજ પેશો ધરાવતા હતા; અને કુરાનના કાનુનોના અર્થો કરવાનું પોતાના ઉપર સ્વાભિમાન રાખતા હતા. આ બધાથી કુરાનના કાનુનો કુટુંબ કબિલાની નિસ્બતોની બાબતમાં, વારસાની, અને કરારના કાનુનોની કેટલીક શાખામાં, તેમજ ધર્મ સંબંધી અને ખેરીયાતની વકફના નામથી ઓળખાતી બાબતમાં ઘણા વિસ્તારથી વિકાસમાં આવેલા છે.

પરંતુ હિંદુશાસ્ત્રના ધારા ઉપરાંત સ્થળે સ્થળે વિવિધ રિવાજોનો અંગીકાર હમેશાં થતો આવ્યો છે. અને મુસલમાની ખુદ કાનુનોની સાથે મુસલમાનના વિજયના સમયમાં એક પ્રકારના આમ કાનુનો પેદા થયા. તેની ઉત્પત્તિ કુરાનમાંથી થયેલી ન હતી, પરંતુ સ્થાનિક રિવાજો ઉપરથી થયેલી છે. રાજ કરતી સત્તાના ઉત્તેજન અને આધારથી તે ચાલુ રહી છે.

**હિંદુ અને મુસલમાન કાયદા ઉપર બ્રિટિશ સત્તા ઉપસ્થિત થયાનો વિસ્તાર.**

મુંબઇનો ટાપુ પોર્ટુગલ પાસેથી પૂર્ણ સત્તા સહિત આપી દેવાથી પ્રથમ મળ્યો હતો; તે સિવાય જ્યાં જ્યાં અંગ્રેજો હિંદમાં પહેલ વહેલા વસ્યા ત્યાં દેશી રાજ્યની પરવાનગીથી વસ્યા હતા. તેથી તેને પરિણામે તેઓએ દેશી કાયદા કાનુનને તાબે રહેવાનું હતું. પરંતુ પ્રથમ દરજ્જે તો આ નવીન આવનારાઓને માટે ખરેખરો સ્થાનિક કાયદો તો હતો જ નહિ. કેમકે અંગત કાયદાથી વિરૂદ્ધનો મુલ્કી કાયદો શું છે તેનો ખ્યાલ યૂરોપિયનોને માટેજ ખાસ છે, અને તે પણ અર્વાચીન જમાનામાં ઉદ્‌ભવને પામ્યો છે. શાસ્ત્રો કે કુરાન બન્ને સ્થાનિક મર્યાદા જાણતાં જ નથી. પરંતુ માત્ર સામાન્ય ધર્મ શ્રદ્ધાથી સંયુક્ત થયેલ વ્યક્તિઓને બંધનમાં લે છે. બીજે દરજ્જે યૂરોપિયનો પોતાથી ધર્મમાં, રીતભાતમાં અને આદતોમાં જુદી પડતી જાતિઓ સાથે વસેલા હોવાથી

પ્રજાઓનો કાયદો મૂળ રાજની પ્રજાની વિલક્ષણતાથી આચ્છાદિત થાય છે, અને પોતાની કોઠીઓ અને સંસ્થાઓને અપવાદથી બહાર રહેનારા કબજાઓ તરીકે સ્વીકારે છે. છેવટ ઇન્ડિયાના મૂળ કાયદાના ઘણાં ફરમાનો તો એવાં હતાં કે સુધરેલી ક્રિશ્ચન પ્રજાતો તેનો અમલ કરી શકેજ નહિ. દ્રષ્ટાંત તરીકે અંગભંગ, અને પત્થરનો માર, એવી એવી શિક્ષાઓ પાશ્ચિમાત્ય સુકલ્પનાની વિરોધી છે. તેવીજ રીતે એક મુસલમાન સામે કોઈ મુસલમાન ન હોય તેવો સખ્સ સાક્ષી પૂરી ન શકે, અને બ્રાહ્મણ એકલાને માટે ખાસ હક્ક આપનારો કાયદો હોય એ ધોરણ પણ ઉંધું છે. તેથી કરીને સૌથી પ્રથમના ચાર્ટરોએ ગ્રહણ કરી લીધું કે અંગ્રેજો પોતાના જ કાયદાનું ધોરણ સાથે લાવ્યા હતા. ૧૭૨૬ના ચાર્ટરથી યુરોપીયનોને સંબંધે ત્રણે ઈલાકાના શહેરોમાં સામાન્ય (આમ) કાયદા અને પાર્લામેન્ટના વધારે જૂના ધારા દાખલ થયા. તેમાં સ્પષ્ટ રીતે ફરમાવેલું હતું કે કંપનીએ ઈંગ્લાન્ડના કાયદા પ્રમાણે ઈન્સાફનું કામ ચલાવવું. ઈંગ્રેજોનું પ્રથમ તો વલણ એવું થયું કે પોતાના કાયદા જાહેર અને મુલ્કી કરવા, અને ૧૭૭૩માં કલકત્તે સુપ્રિમ કોર્ટ સ્થપાતાં, અને ન્યાયાધીશો તરીકે ઈંગ્રેજી કાયદા જાણનારા આવી પહોંચતાં તેઓએ તે યુરોપીયનો તેમજ દેશીઓને એક સરખી રીતે લાગુ કરવાનું ચલાવ્યું. પરંતુ આ પદ્ધતિની ભૂલને ૧૭૮૦ માં "ડેકલેરેટરી" આકટ પસાર કરી સુધારવામાં આવી હતી. તેની ૧૭ મી કલમથી પાર્લામેન્ટે ફરમાવ્યું કે હિંદુઓ હિંદુ ધારા અને રિવાજો, અને મુસલમાનો વાસ્તે મુસલમાનના ધારા અને રિવાજો લાગુ કરવા જોઇએ. આ ડહાપણ ભરેલો નિયમ હેસ્ટિંગ્ઝે તો ક્યારનોય બંગાળામાં સ્થાપિત કરેલો હતો. તેને ૧૭૯૭ ના સ્ટાચ્યુટ ( ૩૭ જયોર્જ ૩ પ્ર, ૧૪૨ ) થી મદ્રાસ અને મુંબાઇનાં થાણાઓ વાસ્તે ફરીને કરવામાં આવ્યો હતો. તેને મદ્રાસ અને મુંબાઇના જુના ધારાઓ સાથે સામેલ કરી દેવામાં આવ્યો હતો. પાછળથી ધારા બાંધી કંપનીએ તે પોતાના સઘળા મુલ્કોમાં લાગુ કર્યો હતો. આ પ્રમાણે બ્રિટિશોએ સૌથી થોડા અટકાવનો દોર ગ્રહણ કર્યો, અને તેને જ વળગી રહ્યા.

તેઓને જે માલુમ પડતું ગયું તેનો અંગીકાર કરી આગળ ચલાવતા ગયા, અને ઉત્તરોત્તર ઇન્ડિયા તેઓના કાયદાને દાખલ કરવા લાયક થતું ગયું તેમ તેઓ તેને તેમાં ઘુસેડતા ગયા. પાશ્ચિમાત્ય ધારાશાસ્ત્રની અસર-થી, ઇંગ્રેજી નમુનાપર સ્થપાયેલી અને બનેલી અદાલતોમાંથી પ્રત્રાહિત થતા ફેસલાઓને લીધે, સુધરેલા વિચારોના પ્રસારને લીધે અને કેળવણીના પ્રચારને લીધે શાસ્ત્રો અને કુરાનના નિયમો ધીમે ધીમે બદલાઈ ગયા છે અને ઢીલા પડી ગયા છે. તોપણ તેને પાળવાનું ફરમાવતા પાર્લામેન્ટના ધારા, ઇન્ડિયા સરકારને જે ધારા બદલવાની અને ફેરફાર કરવાની મના થયેલ છે, તેમાંના નથી. તેના અનિ-વાર્ય પરિણામ તરીકે સીધી રીતે ધારા બાંધવાની ક્રિયા ચલાવી સંગીન ફેરફારો કરવામાં આવેલા છે. તે ફેરફારોને ૧૮૨૯ નો બંગાળાનો સતી બાબતનો ધારો, ૧૮૪૩ નો ઇન્ડિયન ગુલામગિરીનો ધારો, ૧૮૫૦ નો જ્ઞાતિબંધન ભંજક ધારો અને ૧૮૫૬ નો હિંદુ વિધવાઓના પુનર્લગ્નનો ધારો, પ્રદર્શિત કરે છે. વળી બીજા વિવિધ પ્રકારના આકટો અને ધારા-સંગ્રહો, દિવાની ફોજદારી બન્ને પ્રકારના થયા, તે ઉપર ધારા સંગ્રહના મથાળા તળે વિવેચન કરવામાં આવશે. જુદા જુદા પ્રાન્તો માટે પસાર કરેલા જમીનના ભોગવટા અને ગણોત સંબંધી ધારા વિષેની બાબતો માટે કાંઇ બોલવાનુંજ નથી.

**સામાન્ય રીતે બ્રિટિશ ઇન્ડિયાના કાયદાનું સ્થાઈ ધારાનું સ્વરૂપ.**

તેટલા માટે યુરોપિયનોને લાગુ કરવા ઈલાકામાં ન્યૂન અંશે ઇંગ્લાન્ડના વધારે પુરાણા સ્થાઇ કાયદા અને ઇંગ્રેજી આમ કાયદાની અમુક સંખ્યા અમલમાં લાવવામાં આવે છે. અને હિંદુ અને મુસલમાનના ઘણાખરા જુના કાયદાઓ તેઓના દેશી પ્રજા બંધુઓને માટે દરેક સ્થળે અંગત રહેલ છે. અદાલતો બનતાં સુધી આ અને બીજા રિવાજી ધારાનો અંગીકાર કરે છે, તે વાતને અલગ રાખી કહેવું જોઈએ કે વખતોવખત ધારા બાંધવા માટે જરૂરની

સત્તા મળેલા વેસ્ટમિનિસ્ટર કિંવા ઇન્ડિયાની અંદરના અધિકારીઓએ બાંધેલ સ્થાઈ કાયદામાંથી જ બ્રિટિશ ઇન્ડિયાના કાયદા ઉત્પન્ન થયા છે

**પાર્લ્યામેન્ટમાં થતું ધારા બંધનનુ કામ.** બ્રિટિશ ઇન્ડિયા માટે પાર્લામેન્ટની ધારા બાંધવાની સર્વોપરિ સત્તા વિષે ભાગ્યેજ સવાલ રહે છે; પરંતુ દ્રષ્ટાન્ત તરીકે ૧૮૩૩ ના ચાર્ટર આકટની કલમ ૫૧ થી તે ચોખ્ખી રીતે રક્ષિત થયેલી છે. ૧૭૨૬ નો ચાર્ટર આપવામાં આવ્યો તેની પહેલાં પસાર થયેલ ધારાને તે લાગુ કરવો કે નહિ, એ શંકા તથા ગુંચવાડાની બાબત છે. તેનો નિશ્ચય માત્ર વાપરેલી ઇબારત અને તત્સંબંધી હકીકતો વિચારમાં લઇને થાય પાછલા વખતના ધારાઓને સંબંધે તો પરિસ્થિતિ આ પ્રમાણે છે. ૧૭૨૬ પાર્લામેન્ટે કરેલ કોઈ પણ ધારો બ્રિટિશ ઇન્ડિયાના કોઇ પણ ભાગને લાગુ કરી શકાય નહિ; માત્ર સ્પષ્ટ શબ્દોમાં, કિંવા તેવો અર્થ જરૂર ગર્ભિત રીતે નિકળતો હોય, તો જ લાગુ કરી શકાય.

**ઇન્ડિયામાં ધારા બંધનનુ કાર્ય.** શરૂઆતમાં જરૂરીઆતો અથવા સગવડતા પ્રમાણે કંપનીને પોતાના ચાર્ટરથી યોગ્ય લાગ્યા પ્રમાણે નવીન ધારા બાંધવાની સત્તા મળેલી હતી. ૧૭૭૨ માં બંગાળાની દિવાની લેતાં કારોબારના પાયા તરીકે એક પછી એક હાર-બંધ હુકમો બહાર પાડવામાં આવ્યા હતા. પરંતુ એમ કરવામાં બ્રિટિશ તાજના આપેલ અખત્યારથી કંપની કામ કરતી ન હતી, પણ દિલ્હીના મોગલ બાદશાહના એજન્ટ તરીકે કામ કરતી હતી. તોપણ તે પછીની સાલમાં ફોર્ટ વિલ્યમના સંસ્થાન અને તેના તાબાની કોઠી-ઓના વહિવટ માટે ધારા અને નિયમો બાંધવા ગવર્નર-જનરલ-ઇન્-કાઉ-ન્સિલને "રેગ્યુલેટિંગ આકટ" થી અધિકાર પ્રાપ્ત થયો. પરંતુ તે ઉપર સુપ્રિમ કોર્ટની સમ્મતિની સહિત નોંધની જરૂર રાખી હતી. આ સત્તાના અમલમાં ૧૭૯૩ માં લોર્ડ કોર્નવાલિસે ધારાઓનો એક નવીન પ્રબંધ બનાવ્યો. તેમાંના એકમાં બંગાળાની અંદરના કારોબાર માટે વખતોવખત

બહાર પાડેલા સઘળા નિયમોનો સંગ્રહ કરવાનું ફરમાવેલું હતું. ૧૭૭૭ માં એક બીજો ધારો પસાર કરી "આ ડહાપણ ભરી અને શ્રેયસ્કર આજ્ઞાને" મંજૂર કરી. અને મદ્રાસ[1] માટે ૧૮૦૦ માં, અને મદ્રાસ અને મુંબઈ માટે ૧૮૦૭ માં, ધારા પસાર કરી એ ઇલાકાઓના ગવર્નર–ઇન્–કાઉન્સિલોને એની સમાન કાયદા કરવાની અર્ધ સત્તા સોંપવામાં આવી. આ ધોરણ ઉપરથી બંગાળા, મદ્રાસ અને મુંબઇના ધારાથી ઓળખાતા ત્રણ ધારાસંગ્રહ ઉદ્ભવ્યા. તેને અનુસરીને ૧૮૩૪ ની સાલ સુધી કંપનીના મુલ્કો પરનો રાજકારોબાર ચાલ્યો. એટલે દરજ્જે અપાયેલો ધારા બાંધવાનો અધિકાર કારોબારી અમલદારો ભોગવતા રહ્યા. ઇન્ડિયા સરકાર અને ગવર્નર–જનરલ અદ્યાપિ જે ધારા અને નિયમો બાંધવા યોગ્યતા ધરાવે છે તેમાં આ ધારા બાંધવાનું ધોરણ સજીવન રહેવા પામ્યું છે. તેનું બયાન હવે પછી કરવામાં આવશે. પરંતુ ૧૮૩૩ ના ચાર્ટર આક્ટથી કારોબારી હુકમોનો જુનો જથો બંધ કરવામાં આવ્યો, અને નવીન ધોરણ દાખલ કરવામાં આવ્યું. મદ્રાસ અને મુંબઈ સરકારની કાયદા બાંધવાની સત્તા પાછી ખેંચી લેવામાં આવી, અને તે બધી ગવર્નર–જનરલ અને તેની સભાને સોંપરત કરવામાં આવી. વળી કંપનીની નોકરીમાં ન હોય, અને જે માત્ર કાયદા બાંધવાના જ કામમાં રોકાય એવા એક કાયદા નિપૂણ ને તેમાં વધારી તેને પુષ્ટ કરી. એ પ્રમાણે પ્રબંધિત થયેલ મંડળને કંપનીના મુલ્કોની અંદરના સઘળા સખ્સો, સ્થળો અને અદાલતો માટે કાયદા બાંધવાની સત્તા આપવામાં આવી. તે કાયદા બાંધે તેમાંથી ડિરેક્ટરોની કોર્ટને કાઢી નાખવાની સત્તા હતી, પરંતુ પાર્લામેન્ટના ધારા જેટલો તેનો અમલ થતો. ન્યાયની કોર્ટમાં તેને નોંધાવવાની જરૂરીયાત છેવટે ખસેડી લેવામાં આવી હતી. ૧૮૫૩ ના ચાર્ટર આક્ટથી ધારા બાંધનાર મંડળની સંખ્યા વધારી બાર મેમ્બરની કરી. તેમાંના તેમાંના ચારની નિમનોક સ્થાનિક સરકારથી થતી. આ સભામાં કલકત્તાની સુપ્રિમ કોર્ટનો વડો જડજ, અને એક હલકી પાયરીનો જડજ વધ્યા. તેનું

૧ આ જગોએ મદ્રાસને બદલે બંગાળા શબ્દ જોઇએ. (ભાષાન્તર કર્તા)

કામ માત્ર કાયદા બાંધવાનું જ હતું. પરંતુ તેણે પાર્લામેન્ટના નમુના પ્રમાણે પોતાની પદ્ધતિ ચલાવવાનું રાખ્યું, અને કારોબારી કામમાં હાથ ઘાલવાનું અસગવડતાવાળું વલણ બતાવ્યું. તેથી તે પરિસ્થિતિ ઉપર ફરીને વિચાર ચલાવવામાં આવ્યો–કે તુરતમાં જ ૧૮૬૧ નો ઇન્ડિયા કાઉન્સિલનો આકટ પસાર કરી એક અગત્યની પાયરી અંકિત કરી. તે ધારાથી ધારા બાંધનારી સભાને મ્હોટી કરવા ખાતર વધારે મેમ્બરો નિમવાની ગોઠવણ થઇ. કરવાના કામને સંભાળથી નિયમિત કરવામાં આવ્યું, બીજાને સોંપવાની સત્તાના વિસ્તારના વર્ગો પાડયા, અને તેનું વર્ણન વ્યાખ્યા આપ્યાં. વળી તાજના સર્વોપરિ હકકો, તેમજ પાર્લામેન્ટનો અખત્યાર અસરકારક રીતે જાળવી રાખ્યા, તેજ વખતે મદ્રાસ અને મુંબઇની ધારા સભાઓ ફરીને આપવા તથા નિમવાની તક લીધી. તેમજ ગવર્નર–જનરલ–ઇન્–કાઉન્સિલને ઇન્ડિયાના બીજા ભાગોમાં તે કાયદો લાગુ કરવાની સત્તા આપવામાં આવી.આ ગોઠવણને અનુસરીને ૧૮૬૨ માં બંગાળા, ૧૮૮૬ માં જોડીઆ પ્રાન્તોમાં, ૧૮૯૮ માં પંજાબ અને બર્મામાં, અને ૧૯૦૫ માં પૂર્વ બંગાળા અને આસામમાં તાબાની ધારા સભાઓ અખત્યાર મેળવવા પામી. સ્થાનિક ધારા સભા વગરનું માત્ર હવે મધ્ય પ્રાન્તોનું મ્હોટું બંધારણ જ રહેલું છે. છેવટે ૧૮૯૨ ના ઇન્ડિઆ કાઉન્સિલના આકટથી આ સઘળા ધારા બાંધનારાં મંડળો—ધારા સભા વિવદ્ધ થઇ. ૧૮૯૨ ના આકટથી પસંદગીના મેમ્બરો અને સવાલ જવાબ માટે પરવાનગી મળી ) પછી તે સર્વોપરિ સત્તાવાળાં હોય કે તાબાનાં હોય ) તેને અધિકતર વિવૃદ્ધ કરેલાં છે. તેમાં પસંદ કરવાના તત્ત્વને અજમાયશ દાખલ સામેલ કરવામાં આવેલ છે વળી બજેટ ( આમદ ખર્ચ ) ને સંબંધે સવાલ જવાબ કરવાની અને ચર્ચા કરવાની ગોઠવણ પણ કરવામાં આવી છે.

**ખાસ બાબતમાં**

આઠમા હેન્રી અને છઠ્ઠા એડવર્ડના રાજ્યોમાં ટૂંક મુદત માટે ૧૮૩૯ ના ઢંઢેરાના કાયદાથી ઇંગ્લાન્ડના રાજા અને તેની સભાને આપવામાં આવેલી હતી તેના જેવી

**સામાન્ય ધારા બાંધવાની અથવા તેને અતિક્રાન્ત કરવાની કારોબારી મેમ્બરોની સત્તાઓ.**

સત્તા અડાકડીના વખતમાં ગવર્નર—જનરલને રહેલી છે. ૧૮૬૧ના ઇન્ડિયાની કાઉન્સિલના ધારાની ૨૩ મી કલમ પ્રમાણે માત્ર ગવર્નર—જનરલ એકલોજ દબાણવાળી જરૂરીયાતની બાબતમાં આજ્ઞાઓ પ્રસિદ્ધ કરી શકે છે. તે આજ્ઞાઓ ધારા બાંધનાર મંડળીના કાયદાના જેટલું બળ અને અસરકારકપણું ધરાવે છે, પરંતુ તે છ માસ કરતાં વધારે મુદત સુધી અમલમાં રહી શકતી નથી. આ અસાધારણ સત્તાનો ઉપયોગ માત્ર પાંચ પ્રસંગે કરવામાં આવેલો છે. એક વખત જ્યારે જ્ઞાતિ શત્રુતા ઉશ્કેરાય એવા પ્રકારના નાટકના ખેલોને અંકુશમાં રાખવાના હેતુ માટે, એક વખત પંજાબના ભાગની અવ્યવસ્થિત હાલતને સંબંધે, અને ત્રણ વખત મ્હેસૂલની અગત્યતાવાળી બાબતોને સંબંધે. ઇન્ડિયાના ધારાના પુસ્તકોમાં અનેક એવા ધારાઓનો ×[1]સમાવેશ થયેલો છે કે જેની અંદર દેશમાં ગડબડાટ કે તોફાન થાય, તો નિયમિત કાયદાને ટૂંક વખત માટે બંધ કરવા, અને ન્યાયની સામાન્ય અદાલતોને બાજુપર મુકવા કારોબારી અમલદારોને અધિકારનું સાધન મળે છે.

**અર્વાચીન ધારાના નિયમો.**

૧૮૭૦ ના ઇન્ડિયા સરકારના ધારાથી બીજા એક પ્રકારની ધારા બાંધવાની અર્ધ સત્તા આપવામાં આવેલી છે. તેની રૂએ ગવર્નર—જનરલ-ઇન્-(કારોબારી)-કાઉન્સિલને ધારાના નિયમો કરવાનો અધિકાર પ્રાપ્ત થયો છે. સેક્રેટરી ઓફ સ્ટેટે, જે પ્રદેશને તે લાગુ કર્યા હોય, તેની સુલેહ શાન્તિ અને સુવ્યવસ્થિત રોજકારોબાર માટે તે ધારાઓ

× ૧ બંગાળાનો ૧૮૦૪ નો રાજ્ય ગુન્હાઓનો ધારો જુઓ; તેમજ ૧૮૦૮ નો મદ્રાસનો રાજ ગુન્હાનો ધારો, ૧૮૧૯ નો બંગાળાનો રાજ કેદીઓનો ધારો, ૧૮૧૯ નો મદ્રાસનો રાજ-કેદીઓનો ધારો, ૧૮૨૭ નો મુંબઇનો ધારો ૨૫ મો, ૧૮૫૭ નો રાજ ગુન્હાનો ધારો, અને ૧૮૫૮ નો રાજ-કેદીઓનો ધારો જુઓ.

સભાએ બાંધેલા ધારાઓના જેટલું કૌવત ધરાવે છે. આસામ, એન્દામન, એડન, અજમેર-મેરવાડા, બ્રિટિશ બલુચીસ્તાન, કુર્ગ, વાવ્ય સરહદનો પ્રાન્ત, અને ઉપરનું બર્મા, જેમાં અમલદારોના હાથ મજબુત કરવાની જરૂર છે, ત્યાં આ પ્રમાણે ઘણા ધારા પ્રબંધો પ્રચલિત કર્યા છે. નિયમિત રીતે ઉદ્દેશ એ છે કે સામાન્ય ધારાનો અમલ બંધ કરવો, અને ફતેહમંદ વહિવટ માટે જરૂર લાગે તેવા ફેરફારો સહિત અમુક ધારાનો અમલ કરવા દેવો. આ કમતી સુધરેલા પ્રદેશો અને પત્રકમાં ખાસ રીતે દાખલ કરેલા પ્રદેશોને પણ ઇન્ડિયાની ધારા સભાના એક કાયદા મુજબ અંકુશમાં રાખી શકાય તેમ છે. તે કાયદાનું નામ પત્રકવાળા પરગણાંઓનો ૧૮૭૪ નો ધારો છે. શંકા પડે ત્યારે તેઓમાં કયો કાયદો લાગુ કરવો તે તેમાંથી જણાઈ આવે છે. વળી તેની રૂએ ફેરફાર કરીને અથવા કર્યા વગર, બ્રિટિશ ઇન્ડિઆના બીજા સ્થળોમાં અમલમાં હોય તેવા ધારા તેમને લાગુ કરવામાં આવે છે.

**ગવર્નર-જનરલની ધારા સભા.**

ગવર્નર-જનરલની ધારા સભામાં હાલ (૧૯૦૬ માં) ૭ સાધારણ મેમ્બરો છે. તે ઉપરાંત ગવર્નર-જનરલ પોતે અને સેનાપતિ પણ છે. ઘણું કરીને સેનાપતિને સ્ટેટ સેક્રેટરી નિમે છે, અને તે અસાધારણ મેમ્બર ગણાય છે. ૭ સાધારણ મેમ્બરો પૈકી એક ઇંગ્લાન્ડ, અથવા આયર્લાન્ડ અથવા સ્કોટલાન્ડનો પાંચ વર્ષ સુધી રહેલો એડવોકેટ હોવો જોઇએ. ધારાના પ્રબંધ માટે ૧૮૬૧ અને ૧૮૯૨ ના ઇન્ડિયા કાઉન્સિલના આક્ટોથી નક્કી થયું છે કે, જે પ્રાન્તમાં સભા ભરવામાં આવી હોય તેના લેફ્ટેનન્ટ-ગવર્નર કિંવા મુખ્ય કમિશનરને અધિકના મેમ્બર તરીકે નિમવા.

**અધિકના મેમ્બરો બિન-અમલદાર**

આ મેમ્બરો એકી વખતે બે વરસને માટે નિમાય છે. તે વધારેના મેમ્બરોમાં અર્ધો અર્ધ તો બિન-અમલદારો હોવા જોઇએ.×[1] સભાને

× ૧ હાલના કાયદાના નિયમો અનુસાર નિમાયેલા વધારાના મેમ્બરોમાં ૭ કરતાં વધારે અમલદાર મેમ્બરો હોવા ન જોઇએ.

**અને દેશીઓનું પ્રતિનિધિ સ્વરૂપ.**

મેમ્બરો પસંદ કરવાનું તેમજ પ્રતિનિધિપણાનું સ્વરૂપ આપવા ખાતર કાયદાના નિયમોએ કલકત્તાના ચેમ્બર ઓફ્ કૉમર્સ, અને મદ્રાસ, મુંબઇ, કલકત્તા અને અલાહબાદની સ્થાનિક ધારા સભાઓની ભલામણ ઉપર પાંચ બેઠકો માટે મેમ્બરોનાં નામ આપવાની ફરજ રાખી છે. બાકીની બેઠકો ગવર્નર-જનરલને યોગ્ય લાગે તે પ્રમાણે તે ભરી શકે છે. તેમાં તેણે રજુ થયેલ કામ ઉપર તેમજ લોકોના જુદા જુદા વર્ગોના પ્રતિનિધિપણા ઉપર લક્ષ આપવું જોઈએ. બીજા નંબરના હેતુ માટે બને તેટલા બીજા પ્રાન્તોના પ્રતિનિધિઓ નિમવાનો રિવાજ છે. અને દેશી લોકોનું યોગ્ય પ્રતિનિધિપણું જાળવવા તરીકે કહેવું જોઇએ કે ૧૯૦૪ માં ગવર્નર-જનરલની ધારા સભામાં ચોવીસ મેમ્બરોમાં આઠ ઇન્ડિયાના વતનીઓ હતા. આ ધારા સભાનું બંધારણ, સામાન્ય મેમ્બરોથી પૂરા પડતા જાથુકના અમલદારી તત્ત્વના સબબસર, એવું છે કે સરકારને બહુ મતનો લાભ મળે છે. પરંતુ બિન-અમલદારી મેમ્બરોના વિચારો પ્રદર્શિત કરવા માટે વિશાળ અવકાશ રહે છે. અને સ્થાઈ હુકુમો અનુસાર અગત્યની સઘળી બાબતો વખતસર પ્રસિદ્ધ થવાને લીધે બહારના અભિપ્રાયો જાહેરમાં આવે છે. વસ્તુતઃ લોક લાગણી માટે હર તરેહનો વિચાર બતાવવામાં આવે છે. બહારથી આવતી સૂચનાઓને અનુસરી ઘણીવાર કાયદાના ખરડાઓમાં ફેરફાર, કિંવા વધારો કરવામાં આવે છે. અને ૧૯૦૩ માં ઇન્ડિયાના ચા ઉપરના કરના ધારાની બાબતમાં બન્યું, તેમ લોકોના હિત ધરાવતા વર્ગની સૂચનાથી પ્રસંગોપાત કાયદા બાંધવાનું કામ માથે લેવામાં આવે છે.

**ધારાસભાની સત્તા અને મર્યાદા.**

૧૮૬૧ ના ધારા મુજબ ધારા સભાની બેઠકમાં કરવા લાયક કામ એ હતું કે ખરડાઓને વિચારમાં લેવા અને પસાર કરવા. પરંતુ ૧૮૯૨ ના સુધારણાના કાયદાથી સવાલો પુછવાની અને વાર્ષિક બજેટ ઉપર ચર્ચા કરવાની છૂટ થઈ છે. પરંતુ તેમાં એવી સરત રાખવામાં આવી

છે કે કોઇ પણ મેમ્બરે એ બેમાંથી એક હકને ઉપયોગ ઠરાવ માટે દરખાસ્ત મૂકવામાં, કિંવા સભાને વિભક્ત કરવામાં કરવો નહિ. જ્યાં સુધી ગવર્નર-જનરલ પોતાની સંમતિ આપે નહિ, ત્યાં સુધી કોઇ પણ કાયદો પરિપકવ થાય નહિ. વળી બાદશાહી સર્વોપરિ સત્તા જાળવવા માટે એવી રીત છે કે, રાજકર્તા ગમે તે બાબત કાઢી નાખી શકે છે. ચાર્ટરવાળી હાઇકોર્ટ સિવાય બીજી કોઇ કોર્ટને, યુરોપિયન બ્રિટિશ રૈયતને દેહાન્ત શિક્ષા કરવાની સત્તા આપનારો કાયદો સેક્રેટરી ઓફ સ્ટેટની પ્રથમ મંજુરી લીધા વગર પસાર થઇ શકતો નથી.×[1] વળી ધર્મ, જાહેર આમદાની, ફોજ, અથવા પરરાજ્યો સાથેના સંબંધોની બાબતમાં રજુ થયેલા વિષય માટે પ્રથમથી ગવર્નર-જનરલની કબૂલત મેળવવી જોઇએ. ધારા બાંધવાને માટે આપેલી સત્તા ૧૮૬૦ ની સાલ પછી પસાર થયેલા પાર્લામેન્ટના કોઇ પણ ધારાના ફરમાનોને અસર કરી શકતી નથી, તેમજ પાર્લામેન્ટના અધિકારને લગતો ધારો બાંધવાને તે પરવાનગી આપતી નથી; કિંવા અલિખિત કાયદા અથવા તો યુનાઇટેડ કિંગડમ ( ગ્રેટ બ્રિટનનાં સંયુક્ત રાજ્યો ) ના બંધારણ, જેના ઉપર કોઇ પણ દરજ્જે રાજ્યની, કિંવા રાજસત્તાની, કિંવા રાજ્યના×[1] મુલ્કની કોઇ પણ સખ્સની વફાદારી આધાર રાખતી હોય, તેવા ધારા પણ બાંધવાને તે સત્તા રજા આપતી નથી. ખાસ કરીને લશ્કરી કાયદા અથવા ૧૮૩૩, ૧૮૫૩, ૧૮૫૪, ૧૮૫૮ અને ૧૮૫૯ ના ઇન્ડિઆ સરકારના ધારાઓ, કિંવા સંયુક્ત રાજ્યોમાં નાણાં ઉભાં કરવાની સ્ટેટ સેક્રેટરીને સત્તા આપનાર કોઇ પણ ધારાને રદ કરવાનો કે ફેરવવાનો સભાને અધિકાર નથી. પરંતુ પૂર્વોક્ત મર્યાદા અને કરારોને અનુસરી કાઉન્સિલને સઘળા લોકો, અદાલતો, સ્થળો અને બ્રિટિશ ઇન્ડિઆમાં બીજી બધી વસ્તુઓ માટે ધારા બાંધવાની સંપૂર્ણ સત્તા છે. વળી તેને મુલ્કોની બહારને માટે પણ સત્તા છે. તેની રૂએ

×૧ ૧૮૩૩ ના ઇન્ડિઆ સરકારના આક્ટની કલમ ૪ થી જુઓ.

૧ આ શબ્દોના કાયદાપૂર્વક અર્થ માટે અમીરઅલીખાંનો કેસ જુઓ (૧૮૭૦) ૬ બો. હા. રી. પૃષ્ટ ૪૫૦-૨.

રાજા—સમ્રાટ્ની કોઇ પણ ઇન્ડિયાની વતની રૈયત ગમે તે સ્થળે હોય તેને માટે તે કાયદા ઘડી શકે છે. યુરોપિયન બ્રિટિશ રૈયત, ઇન્ડિયાનાં દેશી રાજ્યોમાં ઇન્ડિયા સરકારના નોકરો, લશ્કરના દેશી અમલદારો. અને સિપાહીઓ, અને ચાહે ત્યાં નોકરી કરનારા ઇન્ડિયાના બાદશાહી દરિયા ખાતાના તાબાના સખ્સોને માટે પણ તે કાયદા ઘડી શકે છે.[1]

**કાર્ય, પ્રચાર અને પદ્ધતિના નિયમો.**

૧૮૬૧ ના ધારામાં કાર્યના નિયમોના બંધારણ તથા સુધારણા અર્થે ફરમાશ થઇ છે. સંક્ષેપમાં કહીએ તો તેનો અમલ કરવાની રીત આ પ્રમાણે છે. ગવર્નર જનરલની ઑફિસના મકાનમાં બેઠકો થાય છે. ત્યારે તે પોતે પ્રમુખપદ ધારણ કરે છે.[2] સ્થળની અનુકૂળતા પ્રમાણે પ્રેક્ષકોને માટે તે ખુલ્લી રાખવામાં આવે છે. ધારા સભાની સમક્ષ દરેક દરખાસ્ત ઉપર દરેક મેમ્બર, દરખાસ્ત મૂકનાર પછી, વારા ફરતી બોલવાને હક્કદાર છે; અને પ્રમુખની રજા મળેથી ખુલાસા તરીકે તે બીજીવાર બોલી શકે છે. દરખાસ્ત કરનારને ઉત્તર દેવાનો હક્ક છે, પરંતુ પ્રમુખ તો ઘણું કરીને છેવટે બોલવાનું રાખી અગત્યની ચર્ચાનો છેડો લાવે છે. સાત મેમ્બરોની હાજરીથી સભાનું કામ ચાલે છે. કામ ચાલતાની દરમિયાન તેઓ સભાના ટેબલની આસપાસ બેઠા રહે છે. બધાં ભાષણો પ્રમુખને સંબોધી થાય છે. સઘળા પ્રશ્નો પણ તેની જ મારફતે પૂછાવા જોઇએ. દરેક ઠરાવ વધારે મતથી થાય છે. એકવાર મત લેવાયા તે લેવાયા—પછીથી ચર્ચા કરવા દેવામાં

૧ પાર્લામેન્ટના નીચેના ધારા જુઓ. ઇન્ડિઆ કાઉન્સિલનો આકટ, ૧૮૬૫, કલમ ૧ લી તેજ ૧૮૬૧ ની ક. ૨૨ મી; ઇન્ડિઆ સરકારનો ધારો ૧૯૩૩નાની ક. ૭૩; અને ઇન્ડિઆની દરિયાઈ નોકરીનો ધારો ૧૮૮૪નાની ક. ૨ જી.

૨ કોઇ અનિવાર્યતાને લીધે ગવર્નર-જનરલ ગેરહાજર હોય તો સભાના સાધારણ મેમ્બરોમાં વડો હોય તે પ્રમુખપદ લે છે.

૩ મતભેદ થાય ત્યારે પ્રમુખે મત આપવો હોય તો અપાય, અને સભામાં સરખા મત બે તરફ થાય ત્યારે તે અધિકનો મત આપી શકે.

આવતી નથી. સભાનું કામ નિયમસર અને સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે, સભાની બેઠક મુલતવી રાખવા માટે, તેમજ કોઈ નિયમનો અમલ ટૂંક મુદત માટે બંધ રાખવા માટે, પ્રમુખને પોતાનું ડહાપણ વાપરવાનો સંપૂર્ણ હક રહ્યો છે. ૧૮૯૨ ના ધારાથી ચલાવવામાં આવતી બજેટ ઉપરની ચર્ચાનું પણ એજ રીતનું ધોરણ છે. સવાલ જવાબ કરવાની પદ્ધતિનો હક્ક નિયમિત અને સાવધાનપણે સુરક્ષિત રાખવામાં આવે છે, સવાલોનું સ્વરૂપ માહિતગારી માટે વિનતિ તરીકે હોવું જોઇએ. કોઇ રીતે બદનક્ષી થાય તેવા, અથવા તકરારી દલીલ યુક્ત કે સાંકેતિક રીતના સવાલો હોય, તો તેઓને નિયમ બહાર ગણવામાં આવે છે. દરેક સવાલ માટે પ્રથમથી ખબર દેવા જોઇએ જે મેમ્બરે સવાલ ઘડ્યો હોય તેણે, અગર તેની તરફથી બીજા કોઈ મેમ્બરે તે સવાલ સભાની સમક્ષ વાંચવો જોઇએ. તેમજ લાગતા વળગતા રાજવહિવટના અમુક ખાતાનો સાધારણ મેમ્બર, કિંવા તે પ્રસંગ માટે તેની વતી બીજો કોઇ મેમ્બર જવાબ આપે, તે ઉપર પ્રમુખ કાંઇ પણ વાદવિવાદ થવા દેતો નથી.

કોઇ તકરારી બાબતનો કાયદો પસાર થાય તે પહેલાં નીચે લખ્યા પ્રમાણે સામાન્ય રીતે તેના ઉપર ક્રિયાઓ થવી જોઇએ.

(૧) યોગ્ય ખબર આપ્યા બાદ ખરડો રજુ કરવાની રજા બાબત દરખાસ્તઃ તે પછી તે ખરડો રીત સર દાખલ થાય છે અને ગુણદોષ માટે પ્રસિદ્ધ થાય છે. આ ધોરણ પાર્લામેન્ટમાં ખરડાનું પ્રથમ વંચાણ થાય છે તેને મળતું આવે છે.

(૨) કાંઈ અભિપ્રાયો આવ્યા હોય તે સહિત તે ખરડો પસંદ કરેલી કમિટી તરફ મોકલાય છે. આ પાર્લ્યામેન્ટમાં ખરડાનું બીજું વંચાણ થાય છે તેને મળતું આવે છે; અને ખરડો કમિટ કરવાની દરખાસ્ત સમાન છે. તેથી ખરડાના તત્ત્વ ઉપર ચર્ચા ચાલી તે પસંદ કે નાપસંદ થાય છે. તેને લીધે તે ઘણા અગત્યના દરજ્જાની ક્રિયા છે. પસંદ કરેલી કમિટીમાં ખરડાની વિગતો બારીકીથી તપાસાય છે;

સૂચનાઓ ઉપર વિચાર કરવામાં આવે છે; અને કાયદાનો મેમ્બર મુસદ્દામાં સુધારો કરે છે.

( ૩ ) પસંદ કરેલી કમિટીના રીપોર્ટ ઉપર કાઉન્સિલમાં વિચાર ચાલે છે. બીજા સુધારાઓની સૂચનાઓ થઈ હોય તે પણ વિચારમાં લેવામાં આવે છે. પાર્લામેન્ટમાં ખરડો ત્રીજી વખત વંચાય છે તેની સાથે આ મળતું આવે છે.

( ૪ ) જેમ પાર્લામેન્ટમાં થાય છે તેમ સુધારેલા ખરડાને પસાર કરવાની દરખાસ્ત થાય છે.

( ૫ ) ખરડો પસાર કર્યા બદલ પ્રમુખની સહી, અને તે પછી સંમતિ તરીકે ગવર્નર-જનરલની સહી થાય છે. છેવટ કાયદા તરીકે તે પ્રસિદ્ધ થાય છે.

બીનતકરારી બાબતની અંદર આમાંની કેટલીક ક્રિયાઓ મૂકી દઈ શકાય છે. કેટલીકવાર એવી બાબત ઉપર ગુણદોષ માટે રાહ જોવાની અથવા પસંદ કરેલી કમિટી તરફ તે બાબત પૂછવાની જરૂર રહેતી નથી. ત્યાં તે સુધાર્યા વગર પણ પસાર થઈ શકે છે. કેટલીકવાર વળી વગર વિલંબે ખરડો પસાર કરવાની જરૂર હોય છે. પ્રસંગોપાત નિયમોને એવી પૂર્ણ રીતે ટૂંક વખત માટે કોરાણે મૂકવામાં આવે છે કે કોઇ કાયદાને માત્ર એકજ બેઠકે કાઉન્સિલમાં પસાર કરી શકાય છે. સ્થાઈ હુકમો એવા સખ્ત છે કે પાર્લામેન્ટના જેવો વિવાદ તેમાં ચાલવા દેવાનું અશક્ય છે; અને પૂરૂં પાડેલું યંત્ર એવું છે કે સરકારે ધારેલી દિશામાં કાયદા બાંધવાનું કામ મુકાબલે સહેલું છે. કોઈ પણ બાબત સરકારી છે એમ ઠરાવ કર્યા વગર ખરડો ભાગ્યેજ કાયદાનું સ્વરૂપ ધારણ કરી શકે છે. બિન-અમલદાર મેમ્બરો તરફથી રજુ થયેલ ખરડા મુખ્યત્વે કરીને સરકારને કાર્ય પ્રેરણા માટેજ હોય છે. વેસ્ટમિનિસ્ટર ખાતે પણ હાલ એ રીત વધતી જાય છે. ખાનગી ખરડાના સ્વરૂપે ખાનગી ખરડા માટે કાંઈ પણ યોજના થયેલી નથી. જે બાબતો માટે યુનાઈટેડ કિંગડમમાં એ પદ્ધતિ ઘણે અંશે

ચલાવવામાં આવે છે તે માટે ઇન્ડિયામાં તો માત્ર કારોબારી વિષયને લગતી ક્રિયાજ કરવામાં આવે છે.

**સ્થાનિક ધારા-સભાઓ.**

જેવી રીતે ગવર્નર-જનરલની ચઢતા દરજ્જાની ધારા બાંધવાની પદ્ધતિ છે તેવીજ ઘણું કરીને તાબાની ધારા સભાઓની પ્રબંધિત થયેલી છે. મદ્રાસ અને મુંબઈમાં ગવર્નરની મદદમાં બે સાધારણ મેમ્બરોની કારોબારી સભા રહે છે. એ ત્રણે મળીને વધારે મોટી ધારાસભાના અસલ ગર્ભરૂપ છે. પરંતુ બીજા દરેક પ્રાન્તમાં માત્ર લેફ્ટેનન્ટ-ગવર્નર જ સ્થાનિક રાજકારોબારનો મુખી હોય છે. ૧૮૬૧ તથા ૧૮૯૨ ના કાયદા ફરમાવે છે કે ગવર્નર કે લેફ્ટેનન્ટ ગવર્નર, જે હોય તેણે એકી વખત પ્રાન્તના એડવોકેટ-જનરલ, કિંવા એ દરજ્જે કામ કરતા બીજા કોઈ અમલદારને, અને બીજા આઠથી વીસ સુધીને બે વર્ષ માટે મેમ્બરો નિમવા. તેને યોગ્ય લાગે પ્રમાણે કમમાં કમ અર્ધો અર્ધ બિન-અમલદાર મેમ્બરો નિમવા જોઇએ. વળી, મદ્રાસ અને મુંબઈ સિવાય તે બાબતમાં ગવર્નર-જનરલની મંજુરી લેવી જોઇએ.[1] મદ્રાસ, મુંબઈ, બંગાળા અને જોડીઆ પ્રાન્તોમાં આમાંના કેટલાક મેમ્બરોને મ્યુનિસિપાલિટીના સમુદાયો અને ડિસ્ટ્રીક્ટ બોર્ડો, વિશ્વ-વિદ્યાલયો, વ્યાપારી મંડળીઓ, વગેરે નિમે છે. આ પ્રમાણે ત્યાં પસંદગીથી ચૂંટણી કરવાનું ધોરણ કેટલેક અંશે અંગીકૃત થયેલું છે. આ નિમનોકો કરવા માટે નિયમો બાંધવા ગવર્નર-જનરલને સત્તા મળેલી છે. ગવર્નર અને લેફ્ટેનન્ટ-ગવર્નરને સવાલ જવાબ અને બજેટ ઉપર ચર્ચા કરવાના નિયમો કરવા અધિકાર મળેલો છે. પણ ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલની બાબતમાં

---

૧ મુંબઈ અને મદ્રાસ માટે ધારાથી આ વધારેમાં વધારે અને કમમાં કમ સંખ્યા મુકરર થઈ છે. બીજા પ્રાન્તો માટે ધારામાં બંગાળાના વીશ અને જોડીઆ પ્રાન્તના પંદર ઠરાવેલા છે. બીજા સ્થળો માટે ગવર્નર-જનરલને સંખ્યા મુકરર કરવા છૂટ છે.

જે સરતો છે તે સરતોને તેણે આધીન રહેવું પડે છે.[1] જ્યારે કોઈ ખરડો પસાર કરવામાં આવે છે ત્યારે ગવર્નર કિંવા લેફ્ટેનન્ટ-ગવર્નર, અને ગવર્નર–જનરલ એ બન્નેની સંમતિ સહિત પ્રસિદ્ધ ન થયો હોય ત્યાં સુધી તે કાયદાનુ સ્વરૂપ ધારણ કરી શકતો નથી. ગવર્નર–જનરલની સંમતિ પછી પણ તે તાજ તરફથી નાબુદ થવાને પાત્ર રહે છે. છેવટ કામકાજના નિયમો બાંધવાની યોજના થયેલી છે, અને દરેક બાબતમાં ગવર્નર–જનરલ ઇન્–કાઉન્સિલને સંબંધે છે તેના સમાન સ્થાઈ હુકુમો આગળથી થયેલા છે. કેટલીક બાબતોમાં પાર્લામેન્ટની પદ્ધતિનું અનુકરણ કરવામાં આવે છે, અને પહેલી, બીજી, અને ત્રીજી વાર ખરડાઓ "વાંચવાની" યોજના કરેલી છે. આ સ્થાનિક ધારા બાંધનારી સત્તા મુદ્દતી રીતની છે; અને પાર્લામેન્ટના ધારાના ફરમાનમાં કોઈ પણ રીતે હાથ ઘાલવા તેને પ્રતિબંધ છે. વળી ગવર્નર–જનરલની સીધી રીતની પહેલવહેલી મંજુરી લીધા વગર તેઓ ઇન્ડિયાની કોઈ બીજી ધારા સભા કિંવા નિયમોને અસર કરે એવો ધારો રજુ કરી, કિંવા પસાર કરી શકતા નથી. તેમજ ધર્મ, જકાત, શાહી કર, ચલણ, ટપાલ, તાર, શિક્ષાના ધારા, હુન્નરોના પરવાના, પુસ્તક છપાવવાના હકક, લસ્કર, કિંવા પરરાજ્યો સાથેના સંબંધોની વચ્ચે આવે એવો ધારો રજુ કરવા, કિંવા પસાર કરવાની તેઓને સત્તા નથી.

**બીજામાંથી ઉત્પન્ન થતું ધારા બંધન.** ધારાઓને અનુસરીને તેને સંબંધે નિયમો, હુકુમો, કિંવા પેટા–નિયમો બાંધી તે ધારાઓના ઉદ્દેશો તથા ઇરાદાઓને અમલમાં લાવવા સારૂ ઇન્ડિયાની અંદર સત્તાધીશો અને સ્થાનિક મંડળોને અખત્યાર આપવાની હાલના જમાનાની અનુકૂળ પદ્ધતિને ઘણે મોટે દરજ્જે ગ્રહણ કરવામાં આવે છે. દેખીતી રીતે એ પ્રકારની સત્તા પ્રથમતઃ ધારા નંબર ૧૧

---

૧ પ્રાન્તના બજેટ વિશે ચર્ચા કરવા અને હાથમાં લીધેલા કામ સિવાય બીજા ઉપર સવાલ કરવાનો હકક અદ્યાપિ પંજાબ અને બર્માની નવી બાંધેલી સભાઓને આપવામાં આવ્યો નથી.

સને ૧૮૫૦ ની રૂયે પ્રાપ્ત થઇ હતી. પરંતુ હવે તો એવો ધારો ભાગ્યેજ પસાર કરવામાં આવે છે કે જેની અંદર પેટા નિયમો બાંધવાની સત્તા વાસ્તે યોજના ન કરેલી હોય. તે સાથે ગુણદોષની ચર્ચા અને પ્રાથમિક મંજૂરી આપવામાં સાવધતાને અર્થે ઘટિત લાગ્યા મુજબ તે ધારાઓને છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**બ્રિટિશ ઇન્ડિયાની સ્ટાચ્યુટ-બુક.**

બ્રિટિશ ઇન્ડિયાના લેખિત સ્થાઈ ધારાના સંગ્રહમાં, કિંવા બીજા શબ્દોમાં બોલીએ તો બ્રિટિશ ઇન્ડિયાની સ્ટાચ્યુટ-બુકની અંદર આવેલા ધારાઓમાં પ્રથમ તો પાર્લામેન્ટે પસાર કરેલા ધારાઓ, બીજા ઇન્ડિયાની અંદરની ધારા સભાઓએ બાંધેલા સીધા ધારા, અને ત્રીજા ગૌણ એટલે પેટા ધારા ( મૂળ કાયદાઓમાંથી ઉત્પન્ન થયેલા ) સમાવિષ્ટ થાય છે. ગૌણધારામાં ધારાને લગતા નિયમો, હુકમો અને ઉપધારાઓ અમુક કાયદાની પાદપૂર્તિ કરનારા છે. પાર્લામેન્ટના આકટો વિષે વધારે બોલવાની જરૂર નથી. માત્ર એટલુંજ કહેવું બસ છે કે "ઇન્ડિયાને લગતા સ્થાઈ ધારાઓ" નો સંગ્રહ કરી લીધો છે. થોડી મુદત થયાં તેના પુસ્તકોની નવીન આવૃત્તિ છપાઈ બહાર પડી ચૂકી છે.

**પાર્લામેન્ટના ધારાઓ**

**બંગાળા, મદ્રાસ અને મુંબઇના ધારાઓ.**

ઇન્ડિયાના સીધા ધારાબંધનના પાંચ વિવિધ વર્ગો પડી શકે તેમ છે. કારોબારી અમલદારોને ધારા બાંધવાની આપેલ અર્ધ સત્તાથી ૧૮૩૪ પહેલાં બંગાળા, મદ્રાસ અને મુંબઈ માટે કરેલા પહેલાના ધારામાં ઘણાએક રદ થયા વગરના છે. જુદા જુદા પ્રાન્તોના ધારાસંગ્રહોમાં, કિંવા સ્થાનિક ધારાઓના સમુદાયમાં યોગ્ય સ્થળે માલુમ પડી આવે છે. ત્યાર પછી ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સિલના ધારા છે. તેના બે વિભાગ છેઃ—(૧) સામાન્ય કિંવા વધઘટથી લાગુ કરવાના ધારા, અને (૨) સ્થાનિક ધારા. બ્રિટિશ ઇન્ડિયા આખાને માટે કે તેના મ્હોટા ભાગને

માટે જોઈતા સઘળા કાયદા ગવર્નર-જનરલની ધારા સભા બાંધે છે. તે જુદા છપાય છે. તેઓની નવીન આવૃત્તિ ૧૮૯૮-૯ માં બહાર પાડવામાં આવી છે.×[1] તેનો વિસ્તાર ઘણો જબરો છે. અગત્યના કેટલાક ધારાઓ વિષે બોલાઈ ગયું છે, અને બાકીના અગત્યના ધારાઓ માટે હવે પછી બયાન કરવામાં આવશે. તે ઉપરાંત

**ગવર્નર-જનરલની સભાના સામાન્ય ધારાઓ.**

અનેક અને વિવિધ બાબતો ઉપર ભિન્ન ભિન્ન ધારાઓ બંધાયેલા છે. તેની ટીપમાં (નીચે) લખેલા ધારાઓ આવે છે:—પોલીસ, કેદીઓ, ગુન્હેગારોને સુધારવાનાં મકાન, ભટકવું, કોઢ, ફાટી નિકળતા રોગ, દીકરીઓને દૂધ પીતી કરવી, (બાળહત્યા), છેડાછૂટકો, લગ્ન, પરણેલી સ્ત્રીની મિલ્કત, પુખ્ત ઉમર, વ્યાજનો ભારે દર, ખેરીયાતી સંસ્થાઓ, પરરાજ્યની રૈયતને સ્વરાજની રૈયત કરવી, મિલ્કત અને ઘરોઘરના બનાવોની નોંધ (જન્મ મરણ ઈત્યાદિ), પુસ્તકો છપાવવાના હક્ક, ચલણ, નોટોનું ચલણ, પરદેશ ગમન, હાજીઓનું હજ્જ વાસ્તે જવું, માલ ઉપર કરવાના નિશાનો (માર્કો), સ્ટાંપ, કોર્ટ ફી, અફીણ, નિમક, જકાત, ઈનકમટાક્ષ, ખાણો, મચ્છી મારવાના સ્થળો, જંગલો, દાટેલો ખજાનો પાછો મળે તે, કારખાનાં બેન્કો, વિજલિક કાર્યો, તાર ટપાલ, બારબરદારો, રેલવે સડકો, જાનવરો પ્રત્યે ઘાતકીપણાનો અટકાવ, હાથી અને જંગલી પક્ષીઓનું સંરક્ષણ. ન્યાયની અદાલતોની યોજના, લવાદી, કાયદા સંબંધી ધંધો કરનારા, મ્યુનિસિપાલિટીનો કારોબાર, હથિયાર, અવાજ કરતા પદાર્થો, લશ્કરી બાંધકામ, કંપુઓ, (છાવણીઓ), દેશી ફોજ, વોલન્ટીયર્સો (ઈચ્છા સૈનિકો), અને અલગ રાખેલું (જરૂર પડે ત્યારે જ વાપરવાનું) લશ્કર

**ગવર્નર-જનરલની સભાના સ્થાનિક**

કોઈ ધારા બાંધવાની જરૂર હોય પણ તે માટે સ્થાનિક સભા હોય નહિ ત્યારે, કિંવા બાંધવા

---

૧ ૧૯૦૩ સુધીના અંત લગણના ધારાઓનું પૂર્વણી પુસ્તક (ભાગ) ૧૯૦૪ માં નિકળેલો છે.

**ધારાઓ.** ધારેલા ધારા એવા હોય કે મર્યાદાની બહારની સત્તાના હોય ત્યારે, કિંવા બીજું કોઈ ઈષ્ટ કારણ હોય ત્યારે, સ્થાનિક કાયદાઓ ગવર્નર-જનરલની ધારા સભા પસાર કરે છે. તેના અગત્યના દ્રષ્ટાન્તો (નીચે) લખ્યા પ્રમાણે છેઃ--૧૮૭૯ નો દક્ષિણના ખેડુતોને કરજમાંથી છોડાવવાનો ધારો, ૧૮૮૫ નો મદ્રાસની દિવાની અદાલતોનો ધારો, બંગાળાનો ૧૮૮૫ નો ખેડુતોના હક્ક બાબતનો ધારો, અલાહબાદની યુનિવર્સિટી ( વિશ્વવિદ્યાલય ) નો ૧૮૮૭ નો ધારો, ૧૯૦૦ નો નીચલા બર્માની અદાલતોને લગતો ધારો, અને ૧૯૦૦ નો પંજાબની બહારખલી જમીનને લગતો ધારો.

**રેગ્યુલેશનનો અને ટૂંક મુદતના હુકુમો.** ત્રીજા વર્ગના ધારાઓ "રેગ્યુલેશન" કહેવાય છે. જો કે તે ૧૮૭૦ ના સ્ટાચ્યુટ અનુસાર કારોબારી અમલદારો તરફથી બહાર પડેલા હોય છે, તથાપિ તેઓ ધારાસભાના કાયદાનું સ્વરૂપ અને અસર ધરાવતા રહે છે. ૧૮૬૧ ના ઇન્ડિયા કાઉન્સિલના આક્ટની કલમ ૨૩ મુજબ ગવર્નર-જનરલ તરફથી બહાર પડેલા ટૂંક મુદત માટેના હુકુમો એ ચોથા વર્ગના ધારા છે. મદ્રાસ, મુંબઈ, બંગાળા, જોડીઆ પ્રાન્ત, પંજાબ, અને બર્માની ધારા સભાના આક્ટો

**સ્થાનિક સભાના આક્ટો.** ઇન્ડિયાના ખાસ ધારાના પાંચમા કિંવા છેલ્લા વર્ગના છે. અનુક્રમે તેઓને એ પ્રાન્તોનાં નામ તથા નંબરો આપવામાં આવેલા છે. તેમાં સર્વેથી અધિક મહત્વતાના છે તેનાં નામઃ-૧૮૮૪ નો મદ્રાસ લોકલ બોર્ડનો આક્ટ, ૧૮૭૯ નો મુંબઇનો જમીનના મ્હેસુલ બાબતનો ધારા સંગ્રહ, ૧૯૦૦ નો કલકત્તાનો મ્યુનિસિપલ આક્ટ, ૧૯૦૦ નો આઉધનો સેટલ્ડ જાગીરોને લગતો આક્ટ, ૧૯૦૦ નો પંજાબની જાગીરોના વારસા બાબતનો આક્ટ, અને ૧૯૦૨ નો બર્માના જંગલો સંબંધી આક્ટ.

ગૌણ ધારાના સંબંધમાં સ્થાનિક સરકારે કરેલા નિયમો એકઠા કરી

**ધારા સંબંધે કરેલા નિયમો.** પ્રસિદ્ધ કર્યા છે. પરંતુ સામાન્ય નિયમોનો સંગ્રહ હજુ સુધી થયો નથી તોપણ તેની ટીપ તૈયાર કરવામાં આવી છે. જુદા જુદા સ્થાનિક કિંવા પ્રાન્તિક ધારાસંગ્રહોમાં તેઓનો હવાલો દેવામાં આવે છે. તેમજ ઇન્ડિયા સરકાર તે ધારાઓની ટીકાવાળી આવૃત્તિઓ છપાવી પ્રસિદ્ધ કરે છે. તેમાં પણ તેઓનો હવાલો આપવામાં આવે છે. ધારા બાંધવાની સત્તાની સોંપરતાના વિસ્તારનો શ્રેષ્ટ દ્રષ્ટાન્ત ૧૮૯૯ ના છાવણીઓને લગતા ધારાથી મળી આવે છે. ૧૮૯૯ ના છાવણીઓને લગતા આકટની ૨૬ મી કલમથી પ્રાપ્ત થએલા નિયમો બાંધવાની વિસ્તીર્ણ સત્તાના અમલ તરીકે તે બહાર પાડવામાં આવ્યો હતો. તેની અંદર લગભગ ૩૦૦ નિયમોનો પરિપૂર્ણ જથ્થો, અને કંપુઓના રાજકારોબાર માટે વિગતવાર પેટા ધારાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**કાઉન્સિલમાં થયેલા હુકુમો.** બીજા ગૌણ ધારાઓમાં પાર્લામેન્ટના આકટોને અનુસરીને તથા કાઉન્સિલને સાથે રાખી રાજાએ કરેલા હુકુમો આવે છે. તેના દ્રષ્ટાન્ત તરીકે ૧૮૯૭ ના જંગબારની સભાના હુકુમો છે. તેથી બીજા હક્કોની સાથે જંગબારના કોન્સલે કરેલા ફેસલા ઉપર મુંબઈ હાઈ કોર્ટમાં અપીલ કરવાનો હક્ક મળે છે. પરંતુ ઇન્ડિયાને લાગુ થાય એવા આ પ્રકારના હુકુમોની સંખ્યા નાની છે.

**કાયદાનો સંગ્રહ અને પુનર્નિરીક્ષણ.** ઇન્ડિયાના ધારા બાંધનાર કમિશનના નામથી કાયદામાં કુશળતા ધરાવનારાઓનું એક મંડળ ૧૮૩૩ ના ચાર્ટર આકટથી નિમાયું હતું. તેઓએ બ્રિટિશ ઇન્ડિયાની અદાલતો, પદ્ધતિ, અને કાયદા વિષે રીપોર્ટ કરવાનો હતો. તેની અંદર ગવર્નર–જનરલની સભાનો પહેલો કાયદા ખાતાનો મેમ્બર મેકોલે હતો. તે તેનો ગતિપ્રદ ચૈતન્યરૂપ હતો. તેને સાથે લઈ કાયદાના સંગ્રહનું કાર્ય શરૂ કર્યું. તેણે શિક્ષાના કાયદા ( પિનલ કોડ )

નો મુસદ્દો કર્યો. પરંતુ તે ૧૮૬૦ સુધી પસાર થવા પામ્યો નહિં; કેમકે મેકોલેના વિલાયત તરફ પાછા જવા બાદ કાર્યચલન કમી પડી ગઈ; અને ઇન્ડિયાના ઘણા ન્યાયાધીશોએ તે મુસદ્દામાં ઘણા ગુણ દોષ કાઢયા. બીજું કમિશન ૧૮૫૩ ના પાર્લામેન્ટના ધારા અનુસાર નિમાઈ ઇગ્લાન્ડ ખાતે બેઠું. તેણે આગલા કમિશનના પિનલ કોડને ફરી તપાસી, તેમજ દિવાની અને ફોજદારી રીતના બે ધારાઓ પસાર કરાવી દીધા. તોપણ ૧૮૬૧ માં ત્રીજું કમિશન એકઠું કરવામાં આવ્યું. તેણે ઘણા ધારાના મુસદ્દાઓ ઘડયા. પરંતુ ૧૮૭૦ માં તેના મેમ્બરોએ રાજીનામાં આપ્યાં. ત્યારબાદ કાઉન્સિલના કાયદાના મેમ્બરોના દિગદર્શન અનુસાર કાયદા સંગ્રહમાં નાખવાના ખરડા તૈયાર કરવા તથા પસાર કરાવવાનું કામ ઘણું ખરૂં તદ્દન ઇન્ડિયામાં જ થયેલું છે. ઇંગ્રેજી ધારાસંગ્રહ માટે ઇન્ડિયા જબરૂં ફતેહમંદ ક્ષેત્ર થઈ પડયું છે. એ દેશમાં અમલમાં આવતો દરેક ઇંગ્રેજી કાયદો, માત્ર અપકૃત્યના કાયદા સિવાય, તમામ પ્રકારનો એક રૂપમાં લાવવામાં આવ્યો છે, અને ધારાસંગ્રહના કદમાં ગોઠવવામાં આવ્યો છે. તેમાં ક્રિમિનલ કોડ શ્રેષ્ઠ હોવાથી ઘણી મ્હોટી મહત્ત્વતા ધરાવે છે. તેની અંદર સમગ્ર સત્વવાચી ફોજદારી કાયદો સમાયેલો છે. તેનો મ્હોટો ભાગ મેકોલેના મુસદ્દા પ્રમાણે છે. તેની શ્રેષ્ઠતાનો ઘણોજ અસરકારક પુરાવો એ છે કે ચાલીશ વર્ષો કરતાં વધારે મુદ્દતથી તે ચાલુ રહ્યો છે છતાં તેમાં થોડોજ સુધારો કે વધારો કરવો પડયો છે. ઇગ્લાન્ડના ફોજદારી કાયદા ઉપર તેની કલમો ઘડાયેલી છે. પરંતુ તેને ઇન્ડિયાની પરિસ્થિતિઓને મળતો કરવામાં આવે છે. એનું પ્રમાણ એ છે કે બળ વાપરી પોતાનો બચાવ કરવા માટે (ઇન્ડિયાના) વતનીઓની નાખુશીને લીધે ઇગ્લાંડના કરતાં ખાનગી બચાવનો હક્ક વધારે બહોળા શબ્દોમાં બતાવવામાં આવ્યો છે. વળી ધાડાંથી થતી જોર જુલમવાળી લૂટફાટો અથવા અપહરણ, ન્યાય ખાતાના અમલદારોની બદનીતિ, પોલીસનો જુલમ, સગીર વયના છોકરાને ઉપાડી લઈ જવા, કિંવા ધર્મ કે પવિત્ર સ્થળને અપમાન કે હાનિ

પહોંચે એવા ગુન્હાને વિસ્તારથી અને સંભાળથી વર્ણવેલા છે. તેથી ઇંગ્લાન્ડના ધારા કરતાં તે બાબતોમાં તે જરૂર ચઢીઆતા છે. પૌર્વદેશીય ખ્યાલોને અનુસરીને છિનાળા માટે ફોજદારી કેસ ચલાવવાની છૂટ રાખેલી છે. વળી ઘણા જજ્જો (ઇંગ્રેજી) દેહાન્ત શિક્ષાની ટીપ મ્હોટી મહેનત લઈ કામ ચલાવી પસાર કરીને તે શિક્ષાના બદલામાં હોમ સેક્રેટરીને જીંદગી પર્યન્તના કાળાપાણીની સજા માટે ભલામણ કરતા તે જરૂરયાત, હવે ખૂનને માટે દેહાન્ત શિક્ષાને વિકલ્પે જીંદગી સુધી કાળાપાણીની શિક્ષા અપાય એવું ઠરાવી દેવાથી, દૂર થઇ ગઈ છે. બાકીને માટે પદ્ધતિના નિયમો દિવાની અને ફોજદારી કામ ચલાવવાની રીતના ધારાઓથી નક્કી થઈ ગયા છે. × [1]સિવાય હિંદુ, મુસલમાન અને બૌદ્ધ ધર્મના અનુયાયી ન હોય તેની મિલ્કતના વારસા માટે ૧૮૬૫ નો ઇન્ડિયાનો વારસા આક્ટ, પુરાવાના કાયદા માટે ૧૮૭૨ નો પુરાવાનો આક્ટ, કરારનાં ધોરણો માટે ઇન્ડિયન કરાર આક્ટ ૧૮૭૨ નો; મનાઈ હુકુમો, કાર્યનો અમલ, અને શુદ્ધન્યાય પૂર્વક છૂટકારાની દાદ માટે ૧૮૭૭ નો ખાસ વસ્તુની દાદ આપનારો આક્ટ, દાવા માટે મુદતો નક્કી કરવા ૧૮૭૭ નો ઇન્ડિયાનો મુદતોનો ધારો, પ્રોમિસરી નોટો, હુંડીઓ, અને ચેકો માટે ૧૮૮૧ નો બીજાના નામ ઉપર ચઢાવી શકાય તેવા લેખિત સાધનોનો આક્ટ, સોંપરતના વિષય માટે ૧૮૮૨ નો ઇન્ડિયાનો વિશ્વાસ ઉપર થતો સોંપરત બાબતનો ધારો; મિલ્કત બીજાનાં હસ્તક આપવાની બાબતમાં ઇન્ડિયાનો મિલ્કતની સોંપરત હસ્તાંતર કરવાને લગતો ધારો, સુખાવાહીક હક્કોની ઉત્પત્તિ માટે ઇન્ડિઆનો ૧૮૮૨ ની સાલનો સુખાવહ (ઇઝમેન્ટ) હક્કો સંબંધી ધારો, કંપનીના કાયદાના સંબંધમાં ૧૮૮૨ માં ઇન્ડિયાનો કંપનીને લગતો આક્ટ, નવીન વસ્તુઓની સનદો માટે ૧૮૮૮ નો શોધ અને નમુના આક્ટ, લશ્કરી અને કંપુઓના ધારા માટે ઇન્ડિયાની લડાઇ સંબંધી કલમો અને કંપુનો આક્ટ સને ૧૮૮૯ ની સાલનો, અને વાલીપણા માટે ૧૮૯૦ નો વાલીઓ અને સગીરો

× ૧ હાલ ચાલતા ધારા અનુક્રમે ૧૮૮૨ અને ૧૮૯૮ ની સાલના છે.

સંબંધી ધારા એ રીતે કાયદાઓ બંધાઇ પ્રચલિત થયા છે.

ઇન્ડિયાના જડજો અને માજીસ્ટ્રેટો ઘણે ભાગે ધંધાદારી ધારાવેત્તાઓ નથી હોતા. કાયદાનો સંગ્રહ તેઓને માટે તો ઘણો જ આદરણીય છે. પરંતુ આ વિચારને અલગ રાખીએ તોપણ સંપાદિત થયેલું કાર્ય સમગ્ર રીતે દેશને માટે હિતાવહ નિવડયું છે. પિનલકોડને તો ચોખ્ખો લાભરૂપજ સર્વત્ર સ્થળે ગણવામાં આવે છે. બન્ને (દિવાની ફોજદારી) રીતના ધારા સંગ્રહો માટે પણ એમજ કહેવું ઘટે છે. બાકીના ધારાઓપર ઘણીજ વિરૂદ્ધ રીતની ગુણદોષ કાઢનારી ચર્ચા ચાલી હતી, અને તે ધારા જે જે સ્થળોમાં વધારે પડતા (નિરૂપયોગી) નથી ત્યાં તેનો અમલ સખ્ત અને સજ્જડ હોવાના કારણસર તે નાપસંદ કરવામાં આવ્યા છે. પરંતુ એટલું તો છે કે તેથી કાયદો વધારે સુગમ્ય અને સત્ત્વમાં કાંઇ સુધરવા પામ્યો છે. અપકૃત્યને લગતો ધારો સંગ્રહીત થવો બાકી રહી ગયો છે. વળી હિંદુ અને મુસલમાન કાયદાને ધારાઓનું સ્વરૂપ આપવા માટે પણ સૂચનાઓ થઇ છે. પરંતુ આમાની કોઈ બાબતના કાયદાનો ધારાસંગ્રહ કરી તેઓને આકટોનું રૂપ આપવાનું હાલ સંભવિત જણાતું નથી. સ્ટાચ્યુટો (સ્થાઇ-ધારા) ની પુનરાવૃત્તિ કરવાના કામમાં થોડી મુદત થયાં ઘણો વધારો થયો છે. ઇન્ડિયાને સ્ટાચ્યુટ-બુકના રૂપમાં મુદ્દાનો સુધારો કરવામાં આવ્યો છે. ૧૮૯૧ નો રદ કરનારો અને સુધારણા કરનારો આકટ, ૧૮૯૭ નો સામાન્ય કલમોનો આકટ, અને ૧૮૯૭ ના ઇન્ડિયાનો ટુંકા નામોનો આકટ, એવા એવા આકટો પસાર કરી સ્થાઇ ધારાઓને સાદા અને સંક્ષિપ્ત કરવામાં આવેલા છે. ધારાના સંગ્રહોને અતિ ઉદાર વૃત્તિથી વધારે પ્રમાણમાં એકઠા કરવાની સાથે તેઓને એકઠા કરવાનું ઉપયોગી કામ પણ કરવામાં આવ્યું છે. દૃષ્ટાન્ત તરીકે ફોજદારી રીતના ધારો ૧૮૯૮ માં પસાર કરવામાં

× ૧ ઇન્ડિયાની સભાના ઘણા પ્રસિદ્ધ મેમ્બર સર જે સ્ટિવને કહ્યું છે કે ઇન્ડિયાના સિવિલિયનને પિનલકોડનું જેવું ચોકસ, વિસ્તીર્ણ અને ચોખ્ખું જ્ઞાન હોય છે તેવું ઇંગ્લાન્ડના કોઈ કાયદા જાણનાર કે જડજને ઇંગ્લાન્ડના કાયદાની બાબતમાં હોતું નથી.

આવ્યો તેણે આગલા અઢાર જેટલા આકટોને રદ કરી તેઓની જગો લીધી, અને એટલાજ ધારાઓની જગો રોકવા દિવાની રીતના ધારા હાલમાં ફરી ગોઠવવાનું ચાલે છે. તેથી ૧૮૮૧ પછી થયેલા બધા ધારાઓનો સંગ્રહ કરવાનું કામ ગવર્નર-જનરલની ધારા સભા હાલમાં (૧૯૦૬ માં) ચાલુ છે. કાયદા બાંધવાનું કામ ઇન્ડિયામાં તો મુકાબલે સરલતા-વાળું છે. કેમકે સરકાર જે ધારાઓ બાંધવા ઉઠાવ કરે છે તે નિયમિત રીતે ગંભીર મુશ્કેલી વગર પસાર થઇ જાય છે. તેનું પરિણામ એ થાય છે કે ધારા સુધારવાનું વારંવાર માથે લેવું પડે છે. કાયદો ગમે તેટલો નવો બંધાયેલો હોય તેમાં ખોડખાંપણ કિંવા શંકા જોવામાં આવે તેને પૂરી કરવા અને દૂર કરવા (અનુક્રમે) ધારા સભામાં દરખાસ્ત થાય છે. યુનાઇટેડ કિંગડમમાં તો ઘણે ભાગે સુધારો કરવાનો ખરડો માત્ર સુધારવાના આકટને અનુસરીને થાય છે, અને નવા નિયમો કરવા હોય તેટલુંજ કરી બેસી રહે છે. ઇન્ડિયામાં સુધારાની કલમે કલમ જોવાની ચોકસ રીત ગ્રહણ કરવામાં આવે છે એટલે સુધારા કરવાના હોય તેને મૂળના અથવા મુખ્ય આકટની અંદર ખરેખરા ભેળવી દેવાય તેવી રીતે તેના ચોકસ મુસદા કરવામાં આવે છે. આ પદ્ધતિમાં કાયદા એકઠા કરવાની સરળતા અને બીજા ઘણા ખુલ્લા લાભો છે. પરંતુ દેખીતી રીતે જુદી જુદી મુદ્દતે સમાન જાતીય સમગ્ર ધારા ઉત્પન્ન થયા છે તે વાતનું તે વેપાન્તર કરે છે. વળી તેમાં સરતચૂક થવાનું જોખમ રહે છે; પણ છેવટની તારીખ સુધી સુધારેલા આકટોની નવી નવી આવૃત્તિઓ વારંવાર પ્રસિદ્ધ થાય છે તેથી એ જોખમ થોડું રહે છે.

**લશ્કરી કાયદો.** ઇન્ડિયાની અંદરના યૂરોપિયન અમલદારો અને સોજરો ઇંગ્રેજી લશ્કરી ધારા, એટલે મુખ્યત્વે કરીને ફોજી આકટ (૪૪ અને ૪૫ વિકટોરિઆ પ્ર. ૫૮) ના અમલ તળે છે. બીજી તરફથી દેશી સિપાહીઓ ઇન્ડિયાના યુદ્ધનિયમોના અમલ નીચે છે. તે ૧૮૯૫ ના પાંચમા આકટમાં આપેલા માલુમ પડે છે.

તે ગવર્નમેન્ટ (ઇન્ડિઆ સરકાર) ના ૧૮૩૩ ના આકટની ૭૩ મી કલમ દ્વારા પાર્લામેન્ટે આપેલ અધિકાર અનુસાર ગવર્નર–જનરલની ધારાસભાએ પસાર કરેલ છે. તેજ પ્રમાણે ૧૮૮૪ ના ઇન્ડિયાના દરિયાઈ આકટની કલમ બીજીથી પાર્લામેન્ટે ઇન્ડિયાને લગતા દરિયાઇ શાહી ખાતાના નોકરો માટે ધારા બાંધવા ગવર્નર–જનરલને સત્તા આપેલી છે. તે ઉપરથી ઇન્ડિયાનો ૧૮૮૭ નો દરિયાઈ આકટ ઇન્ડિયાની ધારાસભાએ પસાર કરેલો છે.

**દેશી રાજ્યોનું ધારાબંધારણ.**

આપણે (આગળ) કહી ગયા છીએ કે ઇન્ડિયાની ધારા બાંધનારી સભાને અમુક રીતની મુલ્કો બહારની સત્તા રહેલી છે. તેથી તે રાજા–સમ્રાટ્‌ની ઇન્ડિયાની વતની રૈયત ગમે ત્યાં હોય, તેને અને ઇન્ડિયાના દેશી રાજ્યોની અંદર ચાહે તે સ્થળે બ્રિટિશ રૈયત, કિંવા ઇન્ડિયા સરકારના નોકર હોય, તેને પોતાના કરેલ કાયદાઓથી બંધનમાં લઈ શકે છે. પરંતુ ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સિલને પોતાની કારોબારી પદવીને આધારે, અને બ્રિટિશ તાજના પ્રતિનિધિસ્વરૂપની રૂએ એથી પણ અધિકતર સત્તાઓ છે. કેમકે તે ઇન્ડિયાના દેશી રાજ્યોની અંદર અને તેની પડોશનાં એશિયાની અંદરના રાજ્યોના મુલ્કો માટે ધારા બાંધવાની સત્તા અને હકુમત પ્રાપ્ત કરી શકે છે. તે સત્તા કરારોની કલમબંધી, કબૂલતો, આપી દીધેલ સત્તાના પ્રદાન, રિવાજ, પરવાનગી, કિંવા બીજા વ્યાજબી કારણથી બ્રિટિશ રૈયત ન હોય તેના ઉપરની પ્રાપ્ત થયેલી છે. પરરાજ્યોની હકુમતના ધારા અને તેને અનુસરીને કાઉન્સિલે કરેલા હુકુમોમાં રહેલી સત્તાની સમાન આ પણ સત્તા છે. આ સત્તાઓ અને હકુમતનું અસ્તિત્વ ૧૯૦૨ ના કાઉન્સિલના હુકુમ (ઇન્ડિયાના પરરાજ્યની હકુમતને સંબંધે) ને અનુસરીને જાહેર કરવામાં આવેલ છે.

દેશી રાજ્યોમાં પ્રચલિત છે તે કાયદો ઘણું કરીને પોલિટિકલ અમલદારોની દ્વારા ઇન્ડિયા સરકારે પ્રેરિત કરેલા રાજકર્ત્તા તરફથી સ્થાનિક રીતે ઉપસ્થિત કરવામાં આવેલો છે. પરંતુ ખાસ કરીને કંપુઓ, રેસિડેન્સી, બજારો, અને રેલવેની જમીનના જેવા હદબંધી ઠેકાણાઓમાં ધારા બાંધ-

વાનું કાર્ય અને હકુમત, અર્પણ કરવાથી અથવા બીજી રીતે પ્રાપ્ત થયેલ છે. એવા સ્થળો માટે ગવર્નર-જનરલ, અને તેની (કારોબારી) સભા મુલ્કી ધારા બાંધે છે; બ્રિટિશ ઇન્ડિયાની ધારાસભાના કાયદા લાગુ કરે છે, કિંવા જુદા ધારા ઘડે છે, તેમજ ન્યાય આપવા માટે અદાલતો સ્થાપે છે. દૃષ્ટાન્ત તરીકે મૈસૂરના રાજ્યમાં આવેલા બાંગલોરના સિવિલ અને મિલિટરી સ્ટેશનમાં ઇન્ડિયન પિનલ કોડ અને ફોજદારી કામ ચલાવવાની રીતનો ધારો લાગુ કરવામાં આવેલ છે. અને એ ફોજદારી રીતના ધારામાં ફરમાવ્યા પ્રમાણે નિયમસર અદાલતો પણ સ્થાપિત કરવામાં આવેલી છે. વળી તેની મ્યુનિસિપાલિટીનું કામકાજ વધારે સારી રીતે ચાલે તે વાસ્તે જુદો અને સ્વાન્તર્હિત ધારો બાંધ્યો છે. તેનું નામ ૧૮૭૭ નો બાંગલોર મ્યુનિસિપલ ધારો રાખેલું છે. દેખીતી રીતે આ ધારા બ્રિટિશ ઇન્ડિયાના સ્થાઇ ધારાઓનો ભાગ નથી. ઇન્ડિયા સરકારે દેશી રાજ્યોમાં અમલમાં આવતા બ્રિટિશ ધારા એવું નામ આપી જુદા વાલ્યુમોના રૂપમાં છપાવેલા નજરે આવે છે. આવી અપવાદવાળી સ્થિતિનાં ઠેકાણાં સિવાય, અને કોઇ રાજકર્ત્તાની સગીરવય અગર નાલાયકીની ખાસ હકીકત સિવાય, દેશોત્પન્ન કાયદાની વચ્ચે આવવું નહિ ! અને તેની રૈયત માત્રને લગતા કેસોમાં દેશી રાજ્યોની અદાલતોની હકુમત બાજુ ઉપર મૂકવી નહિ. બ્રિટિશ સરકારની દેખરેખથી મુકરર થયેલ મર્યાદામાં દેશી રાજ્યોના કાયદા જુદા જુદા હોય છે. જ્યાં સ્વછંદી રાજકર્ત્તાનો હુકુમ (મોઢાનો) કાયદો ગણાય છે તે રાજ જુઓ; અને મૈસૂર જેવું બીજું રાજ્ય જુઓ, કે જ્યાં બ્રિટિશ ઇન્ડિયાની ધારા સભાનું નિકટ અનુકરણ કરી કાયદા સ્થાપિત કરેલા છે; અને બ્રિટિશ પિનલકોડ પણ સ્વીકારી લીધો છે. દેશી

**યૂરોપના વાસીઓની પરિસ્થિતિ.**

રાજ્યમાં યૂરોપના પરદેશીઓને સંબંધે બ્રિટિશ સરકાર હકુમતનો અમલ ગ્રહણ કરે છે. કેમકે ઇન્ડિયાના કોઇ પણ દેશી રાજાને પરરાજ્યો સાથે એળચીઓ રાખવા બાબતનો, કે બીજી રીતે અમલ કરવનો વ્યવહાર ચલાવવા પરવાનગી મળી શકતી નથી. અને સર્વત્ર

અંગીકાર થયેલો છે કે પરદેશની પ્રજાઓ વચ્ચેનાં કાર્યાર્થે તેનો મુલક બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ ગણાવો જોઇએ.

## અદાલતો.

**બ્રિટિશ આવાગમન પહેલાંની દેશી અદાલતો.**

હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાજા એ ન્યાયનું ઝરણ છે. તેને અનુસરીને તેણે જાથુકનાં ન્યાય મંદિરો નિભાવવાં જોઇએ, અને તેમાં તેણે જાતે પ્રમુખપદ ધારણ કરવું જોઇએ. પરંતુ ન્યાયનું ધોરણ કહેવાય તેવું કોઈ પણ ધોરણ સ્થાપિત થયું હોય તેમ કરી શકાય તેમ નથી. કેમકે રાજા જાતે ચલાવે એવા અમલ સિવાય સમગ્ર ન્યાયાધિકાર અનિયમિત રીતે બ્રાહ્મણોના હસ્તક મૂકી દેવામાં આવ્યો. તેઓ કાયદાનો ખુલાસો કરતા હતા. કાર્યવાહકો તેનો અમલ કરતા હતા. કેટલેક અંશે પંચજ ન્યાય મંદિરનું આસન રોકી લેતું હતું. રાજકર્ત્તા સંક્ષિપ્ત રીતે તેવાં પંચ નિમતા હતા. ઘણે ભાગે રાજદ્વારી પક્ષપાતના ઉદ્દેશો તેમાં પ્રવર્ત્ત રહેતા હતા. કેટલેક અંશે પંચના મંડળો, એટલે પંચાયતો, રાજાના અધિકારમાં રહી કામ કરતા હતા. (જેને હાલ સુલતાની પંચ કહેવામાં આવે છે). કેટલીક વખત પક્ષકારોની કબુલતથી પંચ નિમી કામ ચાલતું હતું (તેને મકબુલી પંચ કહે છે—ભાષાન્તર કર્ત્તા.) મૂળ ઈસ્લામી ખ્યાલ એવો હતો કે કાયદો રાજ્યથી ભિન્ન છે; અને કુરાન પ્રમાણે કાઝીઓ ન્યાય આપતા હતા. તેઓ પોતાની મદદમાં મુફ્તીઓ અને મોલવીઓને નિયમિત અદાલતોમાં બેસારતા હતા. તેમજ પદ્ધતિના મુકરર નિયમો પ્રમાણે અરજીઓ લઇને કામ કરતા હતા. આવી રીતનાં સાધનો યોજી, સાદી, દત્તક, વારસા, અને સામાન્ય રીતના ખાનગી મિલ્કત ઉપરના હક્ક સંબંધી, તેમજ લોકોની સહિસલામતીને ભયમાં નાખનારા ઘણા ગંભીર ગુન્હા સિવાય બીજા બધા ગુન્હાનો તપાસ ચલાવાતો હતો. પરંતુ મુસલમાની રિવાજ પ્રમાણે પણ ન્યાયના કારોબારી અંકુશમાંથી રાજકર્ત્તાને તદ્દન બહાર રાખવામાં આવતો નહતો. મુસલમાનોએ જીતી લીધેલ મુલ્કોના રિવાજી ધારાનો

અર્થ જીતનારની મરજી પ્રમાણે કરવામાં આવતો હતો. તેના અમલદારો સ્વછંદી રીતે તે જાહેર કરતા હતા. ખરેખર સંપુર્ણ રીતે સાચી સત્તાનો કારોબારી અમલદારોનાજ હસ્તક હતી. તેઓ જ્યારે જેટલું યોગ્ય ધારતા ત્યારે તેટલે દરજ્જે હાથ ઘાલવા આંચકો ખાતા નહિ. આ પ્રમાણે બંગાળામાં બ્રિટિશોની સામે જે ગોઠવણુ આવી ઉભી રહી, તેમાં દેહાન્ત ગુન્હાની બાબતમાં મથકને સ્થળે નવાબ નાઝીમ જાતે કાયદાનો અમલ કરતો, વધારે મોટા મહત્ત્વતાની બીજી બાબતોમાં નાયબ નાઝીમ, અને ઓછી ગંભીરતાની બાબતોમાં ફોજદારો, મુહતાસિલો અને કોટવાળો અમલ કરતા હતા. વળી દેશના અંદરના ભાગમાં, એટલે મોફુસિલમાં, જમીનદારોને સ્થાનિક હકુમત ચલાવવાની રજા હતી. તેઓ દેહાન્ત ગુનાહોની બાબતમાંજ પોતાના ફેસલાના ખબર નવાબને મોકલતા, અને બીજી રીતે નિરંકુશ પ્રવૃત્તિ ચલાવતા હતા.

**કંપનીની પ્રથમ વેળાની અદાલતો.**

પરંતુ જેમ પ્રથમ વેળાના ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના ચાર્ટરોથી (સનદોથી) ધારા બાંધવાની અનિશ્ચિત સત્તા પ્રાપ્ત થઈ હતી, તેમ તેથી તેને ન્યાયનો કારોબાર કરવાની સામાન્ય સત્તા મળી હતી. ૧૬૮૩ માં બીજા ચાર્લ્સે ચાર્ટર બક્ષ્યો, તેમાં એવું ફરમાવ્યું હતું કે કંપની નીચે તે સ્થળે એક કાયદા જાણનારા અને બે વેપારીની દરેક અદાલત નીમવી. આ ફરમાન ૧૬૮૬ ના જેમ્સ બીજાના અને ૧૬૯૮ ના વિલ્યમ ત્રીજાના ચાર્ટરોથી ફરીને કરવામાં આવ્યું હતું. તોપણુ ૧૭૨૬ માં વધારે નિયમિત રીતે સ્થાપેલી ન્યાય સત્તાની જરૂરયાતને કોટવાળ (મેયર) ની અદાલતો સ્થાપવા ડિરેક્ટરોની કોર્ટે રાજાને એક અરજી કરી. (તે ઉપરથી) ફોર્ટ વિલ્યમ (કલકત્તા), મદ્રાસ અને મુંબઈમાં તે શહેરો અને તેના તાબાની કોઠીઓની અંદર યૂરોપીયનો વચ્ચેના ખટલા તપાસવા ખાતર એવી ત્રણુ અદાલતો ઠરાવવામાં આવી હતી. તે દરેકમાં કોટવાળ અને નવ નાયબ કોટવાળો (આલ્ડરમેન) હતા. તેમના ફેસલા ઉપર

ઇલાકાની સરકાર હજુર અપીલ કરવા દેવાની પરવાનગી હતી; અને રૂપૈયા ૪૦૦૦ કરતાં અધિક રકમના ખટલામાં રાજા અને તેની સભા હજુર બીજી અપીલ થઈ શકતી હતી. ૧૭૫૩ માં પુનરાવૃત્તિ કરેલા લેટર્સ–પેટન્ટ (કરારપત્રો) મુજબ આ અદાલતો ફરીને સ્થાપિત થઇ. અને વીશ રૂપૈઆ સુધીની કિમ્મતના દાવાના ઠરાવ માટે કોર્ટ ઑફ રિક્વેસ્ટ્સને પણ એજ અવસરે દાખલ કરી તે બન્ને પ્રકારની અદાલતો ડિરેક્ટરોની કોર્ટના અંકુશમાં રહે એમ જાહેર કરવામાં આવ્યું હતું. મોફુસિલને સંબંધે બંગાળા સરકારની સત્તાઓ અને ફરજો મોગલ બાદશાહ તરફથી મુરશિદાબાદના નવાબ નાઝિમને સોંપવામાં આવી હતી. પરંતુ ઇંગ્રેજોના જયપરાક્રમોને લીધે ધીમે ધીમે તેનો અખત્યાર નિકળી ગયો; અને ૧૭૬૫ માં દિવાની મળવાથી રાજ્ય સત્તાના હક્કો વસ્તુતઃ ક્લાઇવે મેળવી લીધા. આ દિવાની મળવાથી નિઝામત અથવા ફોજદારી એટલે ફોજદારી ઇન્સાફનો કારોબાર નવાબના હસ્તક રહ્યો. તેને પરિણામે આગળની માફક મુસલમાન અદાલતોમાં મુસલમાની કાયદો રાખી લઇ અમલ કરતા રહ્યા. બીજી તરફથી વસૂલાત એકઠી કરવાનું અને દિવાની ન્યાય આપવાનું કામ દિવાનીની સાથે ચાલ્યું ગયું; પરંતુ આ ખાતાઓની જુમ્મેદારી કંપનીએ સ્વીકારી તોપણ એ પ્રમાણે તે દેશી સાધનોની દ્વારા અદ્યાપિ અમલ ચલાવતી રહી હતી. આ ગોઠવણો નિષ્ફળ થઈ; અને તેમાંથી અવ્યવસ્થા ઉત્પન્ન થઈ, તે ૧૭૭૧ માં ફોજદારી તેમજ દિવાની ન્યાય આપવાના કામ સહિત વસૂલાતી ખાતાની તમામ વ્યવસ્થા માથે લેવા ડિરેક્ટરોએ ઠરાવ કર્યો ત્યાં સુધી ચાલ્યા કરી.

**અદાલત અને સદર અદાલતો.**

આ ટાંકણે હેસ્ટિંગ્ઝની બદલી મદ્રાસથી બંગાળામાં થઇ. ૧૭૭૨ના અવલ ભાગમાં તે બંગાળામાં આવ્યો, અને સર્વે ધોરણોનાં, તેમાં ખાસ કરીને ન્યાયના ધોરણનાં કંપનીના કામકાજો ફરીને ગોઠવવા મંડયો. મોફુસિલ દિવાની અદાલતો કિંવા પહેલા દરજ્જાની દિવાની અદાલતો પરગણાંઓમાં હતી, અને તેના ઉપરી અમલદારો કંપનીની નોકરીમાંના યુરોપિયન

જીલ્લા જડજો હતા. તેઓની મદદમાં હિંદુ અને મુસલમાન ધારાવેત્તાઓ રહેતા હતા. નજીવા દાવા ચલાવવામાંથી તેઓને છૂટા રાખવાની ખાતર સદર અમીનો અને મુનસફોના નામથી ઓળખાતા રજીષ્ટારો, અને દેશી કમિશનરો નિમાયા હતા. એના ઉપર દેખરેખ રાખવા માટે પ્રાન્તિક દિવાની અપીલ કોર્ટો પૂરી પાડવામાં આવી હતી. તે દરેકમાં ચાર ચાર યૂરોપિયન જડજો બેસતા. તે બધાના ઉપર સદર દિવાની અદાલત, કિંવા મુખ્ય દિવાની અપીલો સાંભળનારી અદાલત રાખવામાં આવી હતી. તેમાં ગવર્નર અને તેની સભા (ન્યાય વાસ્તે) બેસતી, અને દેશી અમલદારો તેની મદદમાં રહેતા હતા. તે સાથે મુસલમાની ધોરણ મુજબ કરવાની શિક્ષાના કાયદા કાચા હોવાથી તે પ્રમાણે ચલાવાનું અશક્ય છે એમ અંગીકૃત થયું. તેથી તેમાં સજ્જડ મૂળથી ફેરફારો કરવામાં આવ્યા. ફોજદારી ઇન્સાફ માટે પ્રાન્તિક અદાલતો, કિંવા મોફુસિલ નિઝામત અદાલતો, ઉત્પન્ન કરવામાં આવી. તેમાં મુસલમાન અમલદારો રાખવાનું જારી રહ્યું, પરંતુ તેનાં કામકાજ ઉપર કંપનીના નોકરોની દેખરેખ હતી. પરગણાંમાં ફરનારી અદાલતોને ફોજદારી અપીલોની અદાલતો તરીકે નિમવામાં આવી. પ્રાન્તિક દિવાની અપીલની અદાલતો તેનું કામ કરતી. વળી નીમલી અદાલતો અને ફોજદારી અદાલતો તરફથી પુછાતા ખુલાસાઓ પણ તે કરતી. અને સદર દિવાની અદાલત સાથે ફોજદારી અપીલોની મુખ્ય અદાલત તરીકે સદર નિઝામત અદાલત સ્થાપવામાં આવી હતી.

**સુપ્રીમ કોર્ટો.** આ સમય સુધીમાં દેશનાં કામકાજો આમની સભાની સમક્ષ લાવવામાં આવ્યાં હતાં. અને એક કમિટીએ કોર્ટવાળી અદાલતોને વખોડી રીપોર્ટ રજુ કર્યો, તેથી બંગાળા વાસ્તે ન્યાયનો બીજો ચાર્ટર (સનદ) કાઢવા તાજને સૂચના થઈ. તેને પરિણામે ૧૭૭૩ નો રેગ્યુલેટિંગ આક્ટ પાર્લામેન્ટે બાંધ્યો. તેની રૂએ ફોર્ટ વિલ્યમમાં રાજા અને તેની સભાએ એક સુપ્રીમ (ઉંચા દરજ્જાની) કોર્ટ સ્થાપી. તેમાં એક મુખ્ય જડજ અને બીજા ઉતરતી પાયરીના જડજો રાખ્યા. તેઓ ધંધાધારી કાયદાના જાણકાર હતા. કોટવાળની કોર્ટના બદલામાં આ કોર્ટ

થઇ; પરંતુ કોર્ટ ઓફ રિકવેસ્ટ્સને કોરી રાખી. પોતાની સનદથી તેને પૂર્ણ સત્તા અને અખત્યાર પ્રાપ્ત થયો. પરંતુ ચાર હજાર રૂપૈયા કરતાં વધારે કિમ્મતના ખટલાઓમાં પ્રિવીકાઉન્સિલ હજુર અપીલ રાખી, બંગાળા, બહાર અને ઓરિસા આખામાં બધા પ્રકારની હકુમતનો અમલ તેને સોંપાણો. પરંતુ તે નવીન કોર્ટ અને કારોબારી અમલદારના સંબંધ માટે તે ધારો અને સનદ બન્ને એક સરખી રીતે ચુપ હતાં; અને હેસ્ટિંગ્ઝે દાખલ કરેલ યોજના પ્રમાણે ઉત્પન્ન થયેલ અદાલતોનો તે બન્ને તદન ઈનકાર કરતાં હતાં. સુપ્રીમ કોર્ટમાં દિવાની ફોજદારી કાયદો તેમજ પદ્ધતિ ઇંગ્લાન્ડનાં જેવાંજ હતાં. સદર અદાલત અને કંપનીની બીજી કોર્ટોના જડજો ઇંગ્રેજી કાયદાનો કકો પણ જાણતા ન હતા. તેઓને કારોબારી હુકુમ એવો થયેલો હતો કે શુદ્ધ ન્યાય, ઈનસાફ, અને ભલા દિલથી કામ કરવું. જો હિંદુ કિંવા મુસલમાની કાયદાની કે કોઇ ખાસ રીતે લાગુ કરેલા નિયમની બાબત હોય તો તે પ્રમાણે વર્તવું તેથી કરીને આ બે ઇન્સાફનાં ધોરણો પરસ્પર વિરોધી હતાં તેને અન્યોન્ય મળતાં કરવા માટે સ્થાઇ ધારાનો અભાવ હતો. સેથી મુસ્કેલીઓ અને તકરારો જાગી. હેસ્ટિંગ્ઝે સુપ્રીમ કોર્ટના ચીફ જડજ ઇમ્પીને સદર દિવાની અદાલતના આસન ઉપર નિમવા કાચે પાચે યત્ન કર્યો તેથી તેમાં ઉલટો વધારો થયો. ૧૭૮૧ માં પાર્લામેન્ટના વચ્ચે આવવાથી અને ડેકલેરેશન આક્ટના પસાર થવાથી તે મુસ્કેલીઓ અને તકરારો બંધ પડી. એ ધારાથી ગવર્નર-જનરલ અને તેના સભાસદો સુપ્રીમ કોર્ટની હકુમતમાંથી મુક્ત થયા. અને કંપનીની કોર્ટોનું સ્વતંત્ર અસ્તિત્વ અંગીકૃત થયું એટલુંજ નહિ, પરંતુ વસૂલાતી બાબતો અને સરકારના ધારાની બાબતોમાં સુપ્રીમ કોર્ટની હકુમતનો અમલ પણ બંધ થયો. આ પ્રમાણે સુપ્રીમ કોર્ટની સત્તાની મર્યાદા બંધાઈ, અને કંપનીની બીજી અદાલતોની હકુમતથી અને સદર અદાલતની હકુમતથી તે જુદી પડી. તે પછી સોળ વર્ષે ૧૭૯૭ નો એક આક્ટ થયો. આ પ્રમાણે અંકુશમાં રાખેલી અને નિશ્ચત કરેલી તેની ટૂંકી હકુમતમાં વધારો થયો; અને બનારસ અને

બંગાળામાં તે વખતે આવી ગયેલાં સ્થળોમાં તેની હકુમત વિસ્તૃત કરવામાં આવી. મદ્રાસ અને મુંબઇમાં બનાવોનો એજ ક્રમ ચાલ્યો; અને તેનું ઇન્સાફી ધોરણ એજ પાયા ઉપર મૂકવામાં આવ્યું, પરંતુ ત્યાંતો પ્રથમથીજ મેયરની કોર્ટોના બદલામાં રેકર્ડરની કોર્ટો સ્થપાઇ ચૂકી હતી. તેઓ મેયરની કોર્ટના જેવી જ હતી. માત્ર કાયદા જાણનાર પ્રમુખ દરેકમાં વધારી તેને મજબુત કરવામાં આવી હતી. અનુક્રમે ૧૮૦૧ અને ૧૮૨૩ સુધી તેના બદલામાં સુપ્રીમ કોર્ટો કરવામાં આવી ન હતી. વળી દક્ષિણ ઇલાકો પ્રથમથી જ જુદી રીતની ગોઠવણમાં રહ્યો હતો. ત્યાં તો ગામડાના પટેલો અને પંચાયતોની મારફત નજીવા કેસોનો નિકાલ કરવાની યોજના ચાલતી હતી.

**હાલના ધોરણ મુજબની ચઢતા દરજ્જાની કોર્ટો.**

હાલનું ધોરણ ૧૮૬૧ ના ઇન્ડિયાની હાઇ કોર્ટોના આક્ટના પસાર થવાની સાથે દાખલ થયેલું છે. ૧૮૫૨ માં ઇસ્ટ ઇન્ડિયાનો કારોબાર કરનારી પાર્લામેન્ટની કમિટી ઉપર દબાણ થયું કે દરેક ઇલાકાની સુપ્રીમ અને સદર કોર્ટોને સાથે જોડી દેવી જ કે તેથી કરીને તેમાંની એકમાં બેસનારા ઇંગ્રેજી કાયદાના જાણકારની કાયદા સંબંધી કેળવણી સાથે બીજીમાં બેસનારા સિવિલિયનોનું દેશી રીતભાત, આદત અને કાયદાના નિકટ જ્ઞાનનું સંમિલન થાય. ત્યાર પછી નવ વર્ષે પાર્લામેન્ટનો જોઇતો કાયદો પસાર કરવામાં આવ્યો. તેની રૂએ બંગાળા, મદ્રાસ અને મુંબઈમાં, અને છેવટે આગ્રાના પ્રાન્ત માટે હાઈ કોર્ટો સ્થાપવા તાજને સત્તા પ્રાપ્ત થઇ. તેમાં એવું ફરમાન થયું કે તેઓની સ્થાપના બાદ સુપ્રીમ કોર્ટ અને સદર કોર્ટ, એ બન્નેને કાઢી નાખવી. જડજોને તાજ તરફથી નિમવાના હતા. રાજકર્ત્તાની મરજી સુધી તેઓ હોદ્દા ઉપર રહેવાના હતા. તેની સંખ્યાનો કમમાં કમ ત્રીજો ભાગ બારિસ્ટર કિંવા સ્કોટલાન્ડના એડવોકેટોની ફાકલ્ટીના મેમ્બરો હોવા જોઇએ. ત્રીજો ભાગ વળી સિવિલ સર્વિસની ઇન્સાફી શાખામાંથી હોવો જોઇએ;

અને બાકીની જગો દેશી કાયદાના જાણકારો માટે ખુલ્લી રાખવી જોઇએ. લેટર્સ-પેટન્ટથી દરેક હાઇકોર્ટની હકુમત અને સત્તાઓ નક્કી કરવાની હતી. બધી તાબાની કોર્ટોની દેખરેખ તેમના હવાલામાં રાખવાની હતી, અને કામકાજને માટે ગવર્નર-જનરલની મંજુરી લેઇને તેણે નિયમો બાંધવાના હતા. આ ગોઠવણ પ્રમાણે ૧૮૬૨ માં ચાર્ટરો બહાર પાડયા; અને ૧૮૬૫ માં તેઓને ફરી બહાર પાડી બંગાળા, મદ્રાસ અને મુંબઇની હાઈકોર્ટો, અને ૧૮૬૬ માં એવાજ ચાર્ટરથી અલાહબાદની હાઇ કોર્ટ ઉત્પન્ન કરી. બંગાળાની×[1] બાબતમાં ત્યાંની હાઇ કોર્ટને ઇલાકાના શહેરની અંદર (નાના કેસો સિવાય) દરેક પ્રકારના દાવાને લગતી સાધારણ મૂળ હકુમત મળેલી છે; અને તે હાઇ કોર્ટની મૂળ બાજુ (સાઇડ) ના જડજના ફેસલા ઉપર એપેલન્ટ બાજુના જડજ હજુર અપીલ થઇ શકે છે. તેની અસાધારણ મૂળ હકુમતની રૂએ પક્ષકારોની કબુલતથી, કિંવા ન્યાયના હેતુ પાર પાડવાની ખાતર, તાબાની કોર્ટની ફાઇલ (દફ્તર) થી કોઇ પણ દાવો તે મંગાવી ચલાવી શકે છે. સઘળી નીચેની દિવાની કોર્ટો ઉપર વળી તે અપીલ કોર્ટ ઠરેલી છે; અને સગીર વયનાની, જડ બુદ્ધિના અને દિવાનાઓની અંગ રક્ષા અને મિલકતની રક્ષાને માટે આગળ સુપ્રીમ કોર્ટને હતી. તેવી સત્તાઓ તેને છે. વળી દીવાળીઆના છુટકારાની કોર્ટોની હકુમત પણ તેને છે. (સિવાય) દરિયાઈ, ધર્મ સંબંધી, વશિયતનામા સંબંધી, અને બિન-વારસે ગુજરી જનારની મિલ્કત સંબંધી સુપ્રીમ કોર્ટવાળી હકુમત તેને છે. અને વળી રાજ્યની ક્રિસ્ચન રૈયત વચ્ચેની લગ્ન સંબંધી બાબતોમાં પણ તે હકુમત ધરાવે છે. છેવટ તેની સાધારણ મૂળ ફોજદારી હકુમત બંગાળાની અંદર કે બહારના સઘળા સખ્સોને સંબંધે ચાલે છે, પરંતુ બીજી કોઇ કોર્ટની હકુમતની મર્યાદામાં ચાલતી નથી. આગળ સદર અદાલત જેને પહોંચતી તે સ્થળોમાં વસતા સઘળા સખ્સો ઉપર તેને અસા-

× ૧. મૂળમાં આસામ બંગાળાનો ભાગ હતો. તે હજી કલકત્તા મધ્યેની ફોર્ટ વિલિયમની હાઈ કોર્ટની હકુમતમાં છે.

ધારણ મૂળ ફોજદારી હકુમત છે. વળી તે અપીલ, અભિપ્રાય અને ફરી તપાસ માટે સર્વોપરિ કોર્ટ છે. મદ્રાસ અને મુંબઇની હાઇ કોર્ટના લેટર્સ–પેટન્ટો બધી બાબતોમાં બંગાળાના ચાર્ટર જેવા જ અગત્યના છે. અલાહબાદની હાઈકોર્ટનું બંધારણ પણ તેની જ સમાન છે. તફાવત માત્ર એટલો જ છે કે ત્યાં ઇલાકાનું શહેર નહિં હોવાથી યુરોપિયન બ્રિટિશ રૈયત સિવાય ફોજદારી કામ ચલાવવા માટે સાધારણ મૂળ હકુમતનો અમલ ચલાવવાની યોજના કરેલી નથી. હાઇકોર્ટો સમક્ષ ચાલતા મૂળ ફોજદારી કેસોમાં જ્યુરી (પંચ) થી તપાસ કરવાનો નિયમ છે, પરંતુ ઇન્ડિયામાં દિવાની કામો માટે જ્યુરીઓ કદાપિ પણ રાખવામાં આવતી નથી.

**ચીફ કોર્ટો અને જ્યુડિશિયલ કમિશનરો.**

આ ન્યાય મંદિરોની સ્થાપના પછી ૧૮૬૬ માં પંજાબ વાસ્તે ચીફ કોર્ટનું બંધારણ થયું. તે સરખાજ નમુનાની હતી, પરંતુ તેની સત્તા ઇન્ડિયાના ધારામાંથી ઉત્પન્ન થઈ હતી. ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સિલે નિમેલો એક મુખ્ય જડજ અને બીજા જડજોથી તે બનેલી હતી. અને ૧૯૦૦ માં એક એવીજ કોર્ટ નીચેના બર્મા માટે રંગુનમાં સ્થપાઇ. અલાહબાદની હાઇ કોર્ટ માફક લાહોરની ચીફ કોર્ટ યુરોપિયન બ્રિટિશ રૈયત શિવાય બીજાના ઉપર સાધારણ મૂળ ફોજદારી સત્તાનો અમલ કરતી નથી; પરંતુ બર્માની ચીફ કોર્ટ રંગુનને વાસ્તે મુખ્ય દિવાની અને મૂળ હકુમતવાળી ફોજદારી કોર્ટના બંધારણવાળી છે. રંગુન ઇલાકાના શહેરના દરજ્જાના જેવું શહેર છે. બીજા દરેક પ્રાન્તમાં હાઇકોર્ટ કિંવા ચીફ કોર્ટને બદલે એક વધારે જ્યુડિસિયલ કમિશનર હોય છે.×૧ ઇન્ડિયા સરકાર તેઓની નિમણૂકો કરે છે. તેઓ ઇન્ડિયાના જુદા જુદા ધારાની રૂએ પોતાનો અધિકાર ચલાવે છે.

---

×૧ સિંધમાં જ્યુડિશિયલ કમિશનરને સદર કોર્ટનો જડજ એવી સંજ્ઞા આપે છે.

ફોજદારી રીતના ધારામાં હલકા દરજ્જાની ફોજદારી કોર્ટોનાં બંધારણ માટે યોજના કરેલી છે. તેનાં નામ સેશન્સ કોર્ટો તથા માજીસ્ટ્રેટોની કોર્ટો છે. ઇલાકાના શહેર બહાર આવેલા દરેક પ્રાન્તના સેશન્સ વિભાગો કરેલા છે. તે દરેકમાં એક કિંવા અધિક પરગણાં હોય છે.

**હાલના ધોરણ પ્રમાણેની હલકા દરજ્જાની ફોજદારી કોર્ટો, સેશન્સ કોર્ટો.**

દરેક સેશન્સ વિભાગ માટે સરકારે સેશન્સ કોર્ટ સ્થાપવીજ જોઇએ. તેને માટે એક સેશન્સ જડજ પણ નિમવો જોઇએ. જરૂર પડે તો વધારાનો કે મદદનીશ સેશન્સ જડજ આપવા યોજના નિર્માણ કરેલી છે. પોતપોતાની હકુમતની મુલ્કી મર્યાદામાં રહી આ સ્થાઈ સેશન્સ કોર્ટો, જે ઇંગ્લાન્ડમાં હાઇકોર્ટના ફરતા જડજોના એસાઈસીઝ (પરગણાંની કોર્ટો) ની જગો ઉપર છે, તે તેમની મોકલાયેલા સઘળા આરોપીઓનો તપાસ ચલાવી કાયદા પ્રમાણે શિક્ષા ફરમાવવા મુખત્યાર છે. પરંતુ દરેક દેહાન્તશિક્ષા માટે પ્રાન્તની ફોજદારી અપીલો સાંભળનારી સૌથી ઉંચા દરજ્જાની કોર્ટની મંજુરી લેવી પડે છે. તેની નીચે માજીસ્ટ્રેટોની કોર્ટો આવે છે. તેઓ કેટલેક ભાગે સિવિલ સર્વિસના તાબાના હોય છે, અને કેટલેક ભાગે પ્રાન્તિક નોકરીમાંના સ્થાનિક ભરતીના દેશના વતનીઓ મુખ્યત્વે કરીને છે. માજીસ્ટ્રેટોની કોર્ટોના ત્રણ વર્ગો છે. પહેલા વર્ગના બે વર્ષના કેદની અને ૧૦૦૦ રૂપૈયાના દંડ સુધીની શિક્ષા કરી શકે છે; બીજા વર્ગના છ માસની કેદ અને બસો રૂપૈઆ સુધીનો દંડ, અને ત્રીજા વર્ગના એક મહિનાની કેદ અને ૧૦૦ રૂપૈઆ સુધીનો દંડ કરી શકે છે. મુલ્કી હદથી પણ તેઓની સત્તા વળી નિશ્ચિત થયેલ છે. જુદા જુદા પ્રકારના ગુન્હાઓને સંબંધે એક પરિશિષ્ટ તે ધારાઓની સાથે સંયુક્ત રાખેલ છે. તેનો તપાસ કયા વર્ગનો માજીસ્ટ્રેટ કરી શકે તે તેમાં બતાવેલ છે. પહેલા વર્ગના માજીસ્ટ્રેટો તથા તેનાથી ઉતરતા દરજ્જાના માજીસ્ટ્રેટો, જેને ખાસ અધિકાર મળ્યો હોય તે, પોતાનાની સત્તા બહારના કિંવા જેને માટે તેઓ યોગ્ય શિક્ષા કરવા અશક્ત

હોય તેવા ગુન્હાઓ સેશન્સ કોર્ટમાં ઇનસાફ થવા તેઓ મોકલી દઇ શકે છે. નિયમ બહારના પ્રાન્તો માટે સ્થાનિક સરકાર પહેલા વર્ગના માજીસ્ટ્રેટને એજ હોદ્દાની રૂએ દેહાન્ત શિક્ષા ન કરાય તેવા ગુન્હાના તપાસ માટે અખત્યાર આપી શકે; અને ઇલાકાના શહેર બહારને ઠેકાણે અમુક કેસો કિંવા કેસોના વર્ગોનો તપાસ ચલાવવા અને નિકાલ કરવા ખાસ માજીસ્ટ્રેટો નિમી શકે છે. શહેરોને માટે ઓનરરી (માનનીય) માજીસ્ટ્રેટો, માજીસ્ટ્રેટોના બેંચો (સમૂહો) માનનીય કિંવા પગારદાર, તેમજ ઇલાકાના શહેરો માટે ઇલાકાના માજીસ્ટ્રેટો, જેઓ નાના ગુન્હાઓનો તપાસ ચલાવે છે અને મોટા ગુન્હા કરનારને હાઇકોર્ટમાં તપાસ માટે મોકલી દે છે, તેઓની નિમણૂકો કરવા માટે પણ યોજના કરવામાં આવી છે અને તેનો શહેરોમાં વિશાળ રીતે અમલ થાય છે.

**પ્રતિબંધક હકુમત.** (ફોજદારી રીતનો) ધારો વળી ગુન્હાઓના પ્રતિબંધ માટે સંભાળથી ચોકસ કરેલ અને સાવધાન રીતની બહોળી સત્તા માજીસ્ટ્રેટોને આપે છે. દૃષ્ટાન્ત તરીકે સારી ચાલ કે સુલેહ રાખવાની જામીનગિરી આપવાની સત્તા, ગેરકાયદેસર મળેલી મંડળી સામે ઇલાજ લેવાની સત્તા, અને જાહેર અડચણ કમી કે દૂર કરાવવાની સત્તા મોફુસિલમાં કાર્યદક્ષ જ્યુરી (પંચ) એકઠી કરવાનું હમેશાં બની શકતું નથી. તેથી સેશન્સ કોર્ટના તપાસ વખતે અગ્રેસરો કિંવા જ્યુરરોને સ્થાનિક સરકારના સામાન્ય હુકમ પ્રમાણે નિમી કામ ચલાવવામાં આવે છે. અગ્રેસરો તો માત્ર જડજને પોતાના મતથી મદદ આપે છે, કાંઇ બંધનમાં લેતા નથી. અને જ્યાં જ્યુરીનું સાધન ઉપયોગમાં લેવામાં આવે છે, ત્યાં કાયદો જડજને એવું ફરમાવે છે કે તેના અભિપ્રાયમાં જ્યુરીનો મત દેખીતી રીતે ખોટો છે તો તે કેસ હાઈ કોર્ટ હજુર મોકલવો જોઇએ. હાઇકોર્ટને સેશન્સ જડજનો ઠરાવ રદ કરવા કિંવા

---

×૧ રેગ્યુલેશન અને નોન રેગ્યુલેશન પ્રાન્તો માટે આ ભાગનો બીજો અને ત્રીજો અધ્યાય જોવો.

બદલવા સત્તા છે. હાઇ કોર્ટ પાસે તપાસ ચાલતો હોય તો ઇન્ડિયન જ્યુરીમાં નવ સખ્સો હોવા જોઇએ; અને બીજા તપાસોમાં સ્થાનિક સરકાર ઠરાવે તે પ્રમાણે નવની સંખ્યા સુધી એકીની સંખ્યા રાખવી જોઇએ. તેમાં ઘણે મતે ઠરાવ થાય તે પ્રવર્ત્તે છે. બીજા કે ત્રીજા વર્ગનો માજીસ્ટ્રેટ કોઇને ગુન્હેગાર ઠરાવે તો ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ કિંવા ખાસ સત્તાવાળા પહેલા વર્ગના માજીસ્ટ્રેટ પાસે અપીલ થાય છે. પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ પ્રથમની શિક્ષા કરે તો કેટલાક અપવાદ શિવાય તેના ઉપર સેશન્સ જજ પાસે અપીલ થઈ શકે છે. સેશન્સ જજના મૂળ ઠરાવો જેમાં શિક્ષા ફરમાવી હોય તેના ઉપર પ્રાન્તની સૌથી શ્રેષ્ટ કોર્ટમાં અપીલ થઈ શકે છે; અને તે કોઈ પણ ઠરાવ, શિક્ષા, કિંવા હુકમની સચાઇ, કાયદેસરપણું, યોગ્યતા કિંવા નિયમિતપણું કેવાં છે તેની ખાત્રી કરવા સારૂં કોઈ પણ તાબાની કોર્ટના કેસના કાગળો મંગાવી તપાસવા સત્તાવાન્ છે. ગુન્હામાંથી મુક્ત કર્યાનો ઠરાવ સામાન્ય રીતે છેવટનો (ગણાય) છે; પરંતુ સ્થાનિક સરકારના ખાસ હુકમથી તેના સામે અપીલ થઇ શકે છે કિંવા ઉપરોક્ત ડહાપણ વાપરવાની સત્તાના રૂએ પ્રાન્તની મુખ્ય કોર્ટ તેનો ફરી તપાસ કરે છે. કંઇક દેખીતી રીતે ઇન્સાફ માર્યો ગયો હોય તે કેસમાંજ આ પદ્ધતિ ગ્રહણ કરવામાં આવે છે. આ પ્રમાણે ઇન્ડિયાનું કાયદા સંબંધી ધોરણ અપીલ કરવા દેવાની બાબતમાં મ્હોટો અવકાશ આપે છે. વધારે હલકી પાયરીના ન્યાય ખાતાના દેશના વતનીઓની ઉતરતી સંસારી હાલત, શરૂના જમાનામાં સઘળા જજોની કાયદા સંબંધી અપૂર્ણ તાલીમ, મોફુસિલને સંબંધે તો વળી અડાબીડ વકીલોથી થતા લાભકારી અંકુશની સામાન્ય ખામી, અને જાહેર મત તથા બુદ્ધિશાળી છાપાં, આવાં કારણોને લીધે અપીલો કરવાનો છૂટો હક, તેમજ અન્યાય અટકાવવા નજરસાની (રિવિઝન) અને ફરી તપાસની બહોળી સત્તા રાખેલાં છે છેવટે તાજની સર્વોપરિ સત્તાને ધક્કો પહોંચાડયા વગર રહેમ ફરમાવવાનો હક, બંને

ગવર્નર-જનરલ અને સંબંધ ધરાવતી સ્થાનિક સરકાર ઇન્ડિયાની અંદર અમલમાં લાવી શકે એમ રાખેલું છે.

**હાલના ધોરણ પ્રમાણે હલકી પાયરીની દિવાની કોર્ટો.**

દરેક પ્રાન્તમાં હલકી પાયરીની દિવાની કોર્ટોનું બંધારણ અને હકુમત ખાસ આકટો કિંવા ધારા ( રેગ્યુલેશન ) થી નિર્માણ થયેલ છે. આ પ્રમાણે કરેલ ગોઠવણો પારિભાષિક યોજનામાં અને અન્ય રીતિમાં જુદી પડે છે; પરંતુ તે જરૂરયાતની બાબતોમાં એક સરખી છે. અને સર્વ કરતાં બહોળા મુલ્કમાં પ્રવર્ત્તતું ધોરણ વર્ણવવું એ બસ થશે. તે બાબત નિયમિત કરવા બાંધેલા ધારા* વિવિધ છે. અન્ય સ્થળોમાં વાંચક તેઓને જોઇ લેવા માટે બાકી રાખવામાં આવે છે. પ્રથમતઃ ફરીને કહેવું જોઇએ કે દિવાની દાવાનો તપાસ કદાપિ પણ જ્યુરી ( પંચ ) થી થતો નથી. આખા બંગાળા, આગ્રા પ્રાન્ત અને આસામમાં કોર્ટોના ત્રણ વર્ગો છે, ડિસ્ટ્રિક્ટ જડજ, સબોર્ડિનેટ જડજ,

---

* ૧ ઇસારો કરેલા મુખ્ય ધારાઓ આ છે:—

૧૮૬૯ નો મુંબઇનો સિવિલ કોર્ટસ આકટ,
૧૮૭૭ નો અજમેર કોર્ટોનો ધારો,
૧૮૮૪ નો પંજાબ કોર્ટોનો ધારો.
૧૮૯૫ નો કુર્ગની કોર્ટોનો ધારો,
૧૮૯૫ નો મદ્રાસ દિવાની કોર્ટોનો ધારો.
૧૮૮૬ ઉપરના બર્માનો દિવાની ન્યાયનો ધારો,
૧૮૮૭ નો બંગાળા, વાયવ્ય પ્રાન્તો અને આસામનો દિવાની ધારો,
૧૮૮૮ નો મદ્રાસ ગ્રામ્ય કોર્ટોનો ધારો,
૧૮૯૦ નો બ્રિટિશ બલુચીસ્તાનનો દિવાની ન્યાયનો ધારો,
૧૮૯૨ નો વાયવ્ય પ્રાન્તો અને આઉધનો ગ્રામ્ય કોર્ટોનો ધારો,
૧૯૦૦ નો નીચલો બરમાની કોર્ટોનો આકટ.
૧૯૦૧ નો વાયવ્ય સરહદના પ્રાન્તના કાયદા અને ન્યાયનો ધારો.
૧૯૦૪ મધ્ય પ્રાન્તોની દિવાની અદાલતોનો ધારો.

અને મુન્સિફ; દરેક કારોબારી પરગણામાં સાધારણ રીતે એક ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જડજ નિમાય છે. ડિસ્ટ્રિક્ટ જડજ તરીકે તે મૂળ હકુમતની મુખ્ય દિવાની કોર્ટમાં કામ ચલાવે છે. દિવાની રીતના ધારા પ્રમાણે કેસ ચલાવવાને સર્વેથી ઉત્તરતાં દરજ્જાની કોર્ટ લાયકાત ધરાવતી હોય તેમાં દાવો કરવો જોઇએ. આ ધોરણને અનુસરીને ડિસ્ટ્રિક્ટ જડજની હકુમત સઘળા મૂળ દાવાને લાગુ થાય છે. વળી તેના તાબાના પરગણામાં જેટલી દીવાની કોર્ટો હોય તે સઘળી ઉપર તેનો અંકુશ રહે છે, અને તે કામકાજની વહેંચણ કરી આપે છે. આ હોદ્દાઓ માટે ઇન્ડિયન સિવિલ સર્વિસના અંગભૂતો

**ડિસ્ટ્રિક્ટ જજો.**

તથા ૧૮૮૮ ના પબ્લિક સર્વિસ કમિશનની ભલામણ પ્રમાણે પ્રાન્તિક સિવિલ સર્વિસના અંગભૂતોને જ પસંદ કરવામાં આવે છે. ડિસ્ટ્રિક્ટ જડજ પછી નીચેની પાયરીએ સબોર્ડિનેટ જડજો આવે છે. તેઓની મૂળ હકુમત સરખીજ છે. સૌથી નીચેની પાયરીની કોર્ટો ઉપર મુન્સિફો છે. એક હજારના આંક સુધીના દાવાની તેની સાધારણ રીતે હકુમત છે. તે બે હજાર લગણ વધારી શકાય છે. સબોર્ડિનેટ જડજો અને મુનસિફો તાબાની ન્યાયખાતાની નોકરીમાંથી નિમાય છે. તેમાં ભરતી કરવાનું વસ્તુતઃ હાઇકોર્ટના હાથમાં છે. નિયમિત રીતે ઇન્ડિયાના વતનીઓને નિમણોકો માટે પસંદ કરવામાં આવે છે. ઘણી વખત તેઓ દેશી વકીલો હોય છે. તોપણ કમતી આગળ વધેલા પ્રાન્તોમાં એવી અલાહીદી નોકરી નથી. ત્યાં કમિશનરોથી માંડી ઠેઠ તહેસીલદારો સુધી સામાન્ય કારોબારી અમલદારોને સ્થાનિક દિવાની કોર્ટો ઉપર નિમે છે. ઉપર વર્ણવેલી દિવાની કોર્ટો સિવાય

**સબોર્ડિનેટ જજો અને મુન્સિફો.**

મોફુસિલમાં સંખ્યાબંધ ખાસ સ્મોલકોઝ કોર્ટો છે. તેઓને ૫૦૦ રૂપૈયા સુધીના સાદા લેણદેણના દાવાઓ સંક્ષિપ્ત રીતે, અને જુજ અપીલના હક્કથી ચલાવવા હકુમત છે. અમુક ખાસ કેસોમાં ૧૦૦૦ રૂપૈઆ

**મોફુસિલમાં આવેલી સ્મોલકોઝ કોર્ટો.**

સુધીની સત્તા આપવામાં આવે છે. જે ઠેકાણે આવી ખાસ કોર્ટો બાંધવામાં આવી ન હોય, ત્યાં સ્થાનિક સરકારે પસંદ કરેલા સબોર્ડિનેટ જડજો અને મુનસફોને "સ્મોલકોઝ" ના દાવાઓ સાંભળવા હકુમત આપે છે. તેમાં સબોર્ડિનેટ જડજને ૫૦૦ રૂપૈયા સુધીનો અને મુનસિફને ૧૦૦ સુધીનો, યોગ્ય લાગ્યા પ્રમાણે, અખત્યાર હોય છે. છેવટ કલકત્તા, મદ્રાસ અને મુંબઇમાં જ્યાં ચાર્ટરવાળી હાઈ કોર્ટોને ઇલાકાના શહેરોમાં મૂળ હકુમત છે. ત્યાં નજીવા દાવા ચલાવવા જુની કોર્ટ્સ ઓફ રિકવેસ્ટ્સના બદલામાં ૧૮૫૦ થી સ્મોલકોઝ કોર્ટો થઇ છે; અને ૧૦૦૦ રૂપૈઆ સુધીના સાદા લેણદેણના દાવાઓ ચલાવવા તેઓને અખત્યાર આપવામાં આવેલો છે. પક્ષકારોની કબૂલતથી તે કરતાં અધિક કિમ્મતના દાવાઓ પણ તે સાંભળી શકે છે. મદ્રાસમાં હાઇ કોર્ટને (વધારે કામના બોજામાંથી) છોડવવા ખાતર એક પ્રયોગ અજમાવવામાં આવેલો છે. ત્યાં ૧૮૯૨ ના મદ્રાસ સિટિ સિવિલ કોર્ટ આક્ટની રૂએ એક સિટિ સિવિલ કોર્ટ સ્થાપવામાં આવી છે. તેને કેટલાક અપવાદો સાથે ૨૫૦૦ રૂપૈયાની કિંમત સુધીનાં બધા દાવાઓ સાંભળવા અખત્યાર મળ્યો છે. દક્ષિણ ઇલાકા અને વળી જોડીઆ પ્રાન્તોમાં પણ ગામડાઓના અગ્રેસર રહેવાસીઓને આવા કામ માટે નિમે છે. એકને મુનસિફ તરીકે અને વધારે એકઠા રાખી બેંચ તરીકે નિમે છે. તે એવી જ રીતની પદ્ધતિ ચલાવી વીશ રૂપૈયા સુધીના નજીવા દાવા સાંભળે છે. પક્ષકારોની કબૂલતથી બસો રૂપૈયાની કિંમતના દાવાઓ સાંભળી શકાય છે. દીવાળીયાની કોર્ટ તરીકે કલકત્તા, મદ્રાસ અને મુંબઇની ચાર્ટરવાળી હાઈ કોર્ટોને ૧૮૪૮ ના પાર્લામેન્ટના એક ધારાની રૂએ ઇલાકાઓના શહેરોમાં હકુમત છે. પરંતુ મોફુસિલમાં દિવાળીઆઓ

**ઇલાકાની સ્મોલકોઝ કોર્ટ.**

**મદ્રાસ સિટિ સિવિલ કોર્ટ.**

**ગ્રામ્ય મુન્સિફો.**

**દીવાળીયાની કોર્ટ.**

માટે ખાસ ધારો નથી. પણ દિવાની રીતના કાયદા પ્રમાણે સાધારણ દિવાની કોર્ટો દિવાળીઆઓ માટે કેટલોક છુટકારો આપી શકે છે.* અપીલને સંબંધે ઘણી ખરી સરખી જ રીતની છૂટ છે. ફોજદારી કેસોમાં જે કારણો લાગુ પડે છે તેજ કારણો આ બાબતમાં લાગુ થાય છે. સ્મોલકોઝ કોર્ટની

**અપીલો.**

હકુમત સિવાય મુન્સિફ્ના દરેક ફેસલા ઉપર ડિસ્ટ્રીક્ટ જજ પાસે અપીલ થઈ શકે છે; પરંતુ ડિસ્ટ્રિક્ટ જજ નિકાલ કરવા માટે તે અપીલો સબોર્ડિનેટ જજો તરફ મોકલી શકે છે. તેવીજ રીતે સબોર્ડિનેટ જજે કરેલ દરેક ફેસલા કિંવા હુકુમ ઉપર ડિસ્ટ્રિક્ટ જજ પાસે અપીલ કરી શકાય છે. પરંતુ જો મૂળ દાવાની કિમ્મતનો આંક રૂપૈયા ૧૦૦૦ કરતાં વધારે હોય તો અપીલ હાઇ કોર્ટને કરવી પડે છે. ડિસ્ટ્રિક્ટ જજના ઠરાવો ઉપર હાઈ કોર્ટમાં અપીલ કરવાની બારી છે, અને વળી અમુક કેસોમાં બીજી કિંવા ખાસ અપીલો હાઈ કોર્ટમાં થઈ શકે છે.

**દેશનાં વતનીઓનું કાર્યકારક સાધન પ્રધાન છે.**

ઇન્ડિયાના વતનીઓની કાયદા સંબંધી કાબેલિયતો લાંબો કાળ થયા અંગીકૃત થયેલ છે; અને ન્યાયના કારોબાર માટે કાર્યકારક સાધનો યોજેલાં છે તેમાં દેશના વતનીઓનું તત્ત્વ બહોળી રીતે પ્રધાનપણે રહેલું છે. ડિસ્ટ્રિક્ટ જડજોથી ઉતરતા દરજ્જાની દિવાની કોર્ટો ઉપર નિયમિત રીતે તદ્દન દેશીઓનેજ રાખેલા છે; અને મુખ્ય માજીસ્ટ્રેટોની કોર્ટો સિવાય બીજી બધી માટે તેમજ છે એમ કહી શકાય. ચાર્ટરવાળી હાઈ કોર્ટના બેંચો ઉપર ઇન્ડિયાના આઠ વતનીઓ હાલમાં ( ૧૯૦૬ માં ) હોદ્દાઓ ઉપર છે; અને બે પંજાબની મુખ્ય કોર્ટમાં છે. તેથી તેઓને માટે ન્યાય ખાતાની સૌથી શ્રેષ્ટ પદવીઓ ખુલ્લી રહી છે. અને બંગાળામાં દ્વારકાનાથ મિતર, મદ્રાસમાં મટુસ્વામી આયર, અને

* હાલમાં ( ૧૯૦૬ માં ) દિવાળીઆના ધારા માટેનો એક ખરડો ગવર્નર-જનરલની ધારા સભા સમક્ષ આવેલો છે.

મુંબઇમાં રાનડે, એ નામો માત્ર (અત્રે) લેવાથીજ સાબીત થાય છે કે તેઓએ તે હોદ્દાઓ નામાંકિતપણે દીપાવ્યા છે.

તાજને સ્વાભાવિક રીતે સાર્વભૌમ સત્તાનો સર્વોપરિ હક્ક પ્રાપ્ત છે. (પરંતુ) પાર્લામેન્ટના ધારા, કાઉન્સિલની આજ્ઞાઓ, અને સ્થાનિક નિયમોથી દરિયાઓની સામી બાજુની રૈયત તરફથી અપીલ સાંભળવા તે હક્ક ઉપર અંકુશ અને નિયમ રહેલ છે. તે સત્તા ૧૮૩૩ ના સ્ટાચ્યુટ અનુસાર પ્રિવિ કાઉન્સિલ ની જ્યુડિશિયલ કમિટી દ્વારા ચાલે છે. રાજકર્ત્તા ગમે તે બાબત ઉપર જ્યુડિશિયલ કમિટીની સલાહ માગી શકે છે. પરંતુ આ વાત અલગ રાખીએ તોપણ ઇન્ડિયામાંથી આવતી અપીલો તો હાઇ કોર્ટોના ચાર્ટરો પ્રમાણે નિયમિત થયેલ છે; અને દિવાની કેસોની બાબતમાં દિવાની કામ ચલાવવાની રીતના ધારાથી અધિક મદદ મળતી રહે છે. દિવાની બાબતોમાં નીચે પ્રમાણે અપીલો થઇ શકે છે:—

**પ્રિવિ કાઉન્સિલ.**

(अ) હાઇ કોર્ટ કિંવા છેવટ અપીલની કોર્ટના અપીલના ફેસલા ઉપર, હાઇ કોર્ટ મૂલ હકુમતનો અમલ કરતાં છેવટનું હુકુમનામું કર્યું હોય તેના ઉપર, (क) પ્રિવિ કાઉન્સિલમાં અપીલ કરવા લાયક બાબત છે એવું હાઇ-કોર્ટ પ્રમાણપત્ર આપે તો એવા બીજા કોઇ પણ હુકુમનામા ઉપર, (अ) અને (ब) માં દાવાની કિંમતનો આંક પ્રથમ દરજ્જાની કોર્ટમાં બંધાયા પ્રમાણે રૂપૈયા ૧૦૦૦૦ કિંવા તેથી અધિક જોઇએ; તેમજ રાજકર્ત્તા અને તેની કાઉન્સિલની હજુર કરેલ અપીલમાં તકરારી બાબતનો આંક તેજ પ્રમાણે હોવો જોઇએ; કિંવા તેટલી કિંમતવાળી મિલ્કતનો દાવો કે સવાલ હોય તેને સંબંધે હુકુમનામું થયેલ હોવું જોઇએ. અને જ્યારે જે હુકુમનામા ઉપર અપીલ કરવી હોય તે હુકુમનામું નીચેની કોર્ટનો ઠરાવ બહાલ રાખતું હોય, ત્યારે અપીલમાં કાયદાને લગતો કાંઇક પાકો સવાલ સમાવેશ થયેલો હોવો જોઇએ. ફોજદારી કેસોમાં અપીલનો હક્ક મળવાનો આધાર હાઇ કોર્ટના અભિપ્રાય ઉપર છે. તે અભિપ્રાય એવી મતલબનો હોવો જોઇએ કે હાઇ કોર્ટ

પોતાની મૂળ હકુમતની રૂએ પોતાનો ઠરાવ, હુકમ કે શિક્ષા કરેલ છે તે ઉપરથી કિંવા હાઇ કોર્ટના અભિપ્રાય માટે કાંઇ કાયદાની બારિકી નિકળી હોય તે ઉપરથી, અપીલ થવા યોગ્ય એ કેસ છે. તોપણ બ્રિટિશ ઇન્ડિયાના કાયદાઓના ફરમાનોથી રાજકર્ત્તાનો અપીલ કરવા દેવાની ખાસ પરવાનગી આપવાનો સર્વોપરિ અખત્યાર બંધ થતો નથી.

**કોર્ટોની ભાષા.** કામ ચલાવવાની રીતના ધારાથી તાબાની કોર્ટની કઇ ભાષા રહેવી જોઇએ તે નક્કી કરવાનું કામ દરેક સ્થાનિક સરકારની મરજી ઉપર રાખેલું છે. તે નક્કી કરે તે ભાષામાં કોર્ટનું બધું કામકાજ ચાલે છે; પરંતુ લાગતા વળગતા પક્ષકારો બીજી કાંઈ ગોઠવણ કરે તો જુદી વાત છે. આ પ્રમાણે બંગાળાની કોર્ટોમાં દરેક કેસ ધ્યાનમાં લઇ હિંદી અને બૅંગાલી દેશી બોલીઓ વપરાય છે, પંજાબની કોર્ટોમાં ઉર્દુ ચાલે છે, ઇત્યાદિ. તોપણ કામના કાગળો, અને ઠરાવો કરવામાં આવે તે, ઇંગ્રેજીમાં કિંવા (ઠરાવો તો) કોર્ટની ભાષાને ઠેકાણે ઇંગ્રેજીમાં કિંવા જડજની માતૃ-ભાષામાં લખી શકાય છે. ચાર્ટરવાળી હાઇકોર્ટોમાં હમેશાં ઇંગ્રેજી ભાષાજ વાપરવામાં આવે છે. શાક્ષીઓ તપાસવાના કામ સિવાય હવે નીચેના દરજ્જાની કોર્ટોમાં ઇંગ્રેજીનો ઉપયોગ દિન પ્રતિદિન અધિક થયો જાય છે.

**વસૂલાતી કોર્ટો.** દિવાની કોર્ટોના કામ સાથેજ રેવેન્યુ કોર્ટોનું કામ એકજ અમલદારના હાથમાં રહે છે. તેઓ વળી તેને લીધે વસૂલાતી ખાતા તરીકે જમીનની આમદાની નક્કી કરે છે, અને જમા કરે છે. વસૂલાતી કોર્ટોના કામમાં દિવાની કોર્ટો સામીલ થાય છે તે સવાલ ઇન્ડિયામાં લાંબા કાળથી કંટાળો આપતો થયો છે. યાદ હશે કે સુપ્રીમ કોર્ટની હકુમતનો અમલ ૧૭૮૧ ના સ્થાઇ ધારાથી અંકુશમાં લાવવો પડયો હતો; પરંતુ કંપનીનો કોર્ટો વચ્ચે આવવા માટે જરા પણ ઓછી ઉત્સુક નહોતી એવું રૂપક તે બતાવતી રહી હતી. કારોબારી સત્તાનો પક્ષ લઈ લોર્ડ કોર્નવાલિસે ૧૭૮૭ માં કલેકટરોને જીલ્લાઓના

જડજો બનાવવા, તેઓના દ્વિધા હોદ્દાની રૂએ તેઓના હસ્તક રેવેન્યુ કેસો સોંપવા, અને અપીલનો હકક માત્ર રેવેન્યુ બોર્ડ અને ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલ પ્રત્યેજ રહે, એમ કરવા માંડયું. પરંતુ છ વર્ષના અનુભવ પછી સંપૂર્ણ રીતે તેને મોઢું ફેરવવું પડયું. છેવટ તેણે એવું ધોરણ ગ્રહણ કર્યું કે "સરકારે પોતાની કાયદા બાંધવાની સત્તાની રૂએ જમીનદારોને જે હકકો અને છૂટો આપેલાં હતાં, તે પોતાના કારોબારી હોદ્દાની રૂએ તોડી પાડવાનો અધિકાર છોડી દેવો જોઇએ." તેથી કરીને વસૂલાત એકઠી કરનારા કલેકટરો પાસેથી પોતાનાજ કૃત્યોના વ્યાજબીપણાનો ઇન્સાફ કરવાની સત્તા લઇ લેવામાં આવી એટલુંજ નહિ, પણ સાધારણ કોર્ટો પ્રત્યે તેઓ જવાબદાર બન્યા. ત્યાર બાદ લોલક આમ તેમ ઘણીવાર ફરતું રહ્યું છે; અને અદ્યાપિ પણ બન્ને સ્પર્ધા કરતી કચેરીઓના વર્ગના હકકો અનિશ્ચિત જ રહેવા પામ્યા છે. પરંતુ એકંદર રીતે કહી શકાય છે કે જમીનની મ્હેસૂલ નકકી કરવાની અને તે જમા કરવાની બાબતમાં, અને ચોખ્ખી વસૂલાતી બાબતમાં તો હવે દિવાની કોર્ટોને વચ્ચે આવવાની વાત સામાન્ય રીતે કાઢી નાખવામાં આવેલી છે. બીજી બાજુ તરફથી જમીન ઉપરના હકક સંબંધી સવાલો દિવાની કોર્ટોના અખત્યારમાં લાવવામાં આવ્યા છે. ગણોતની બાબતના દાવાઓ લાંબી મુદત સુધી રેવેન્યુ અમલદારો એકલા ચલાવતા હતા. તે હવે ઇન્ડિયાના ઘણાખરા ભાગોમાં, અને તેમાં ખાસ કરીને બંગાળામાં નિકાલ થવા માટે સાધારણ કોર્ટોને સોંપવામાં આવે છે. તેઓ દિવાની કોર્ટોના જેવા પદ્ધતિ ચલાવે છે; અને હકકના સવાલોની બાબતમાં પણ દિવાની કોર્ટોનો આશરો લેવામાં આવે છે.

**કારોબારી અને ઇન્સાફી ફરજોનો સંયોગ.**

કારોબારી અને ઇન્સાફી ફરજોનો સંયોગ એ એક બીજી તકરારી બાબત છે. ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ એ બ્રિટિશ ઇન્ડિયાના રાજવહિવટનું એકમ છે; અને કલેકટર-માજીસ્ટ્રેટ કિંવા ડેપ્યુટી કમિશનર એ દરેકમાં મુખ્ય કારોબારી અમલદાર છે. આ અમલદાર પોતાના કારો-

બારી હોદ્દાની રૂએ વિવિધ પ્રકારની આમદાની એકઠી કરે છે;અને આ ભાગના બીજા પ્રકરણમાં વર્ણવેલી બીજી કારોબારી ફરજો તેને સોંપેલી છે. તે મુખ્ય સ્થાનિક માજીસ્ટ્રેટ પણ હોવાથી તે દરજ્જે વિસ્તીર્ણપણે ન્યાય ખાતાની સત્તા ધરાવે છે. તે જાતે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ છે; અને તે મરજી પ્રમાણે મૂળ કેસોને કિંવા અપીલોને લગતું ફોજદારી કામ પોતાના હાથમાં લઇ શકે છે. ગુન્હાઓ અટકાવવા, તેમજ તોફાન દબાવી દેવા, અને હાનિ કરતી બાબતો ખસેડી નખાવવા ફોજદારી કામ ચલાવવાની રીતના ધારાથી તેને બ્હોળી સત્તા મળેલ છે. એક માજીસ્ટ્રેટ પાસેથી બીજા માજીસ્ટ્રેટ કને અગર પોતાના પંડની કને તે તપાસ થવા માટે કેસો મોકલી શકે છે. કોઇ પણ કામના કાગળો તે મંગાવવા મુખત્યાર છે; અને તેના ઉપર નજરશાની થવા તે હાઈ કોર્ટ તરફ મોકલાવી શકે છે. કોઇ પણ આરોપીને તહોમતમાંથી છોડી મુકયો હોય તે અયોગ્ય થયું છે એમ તેને લાગે ત્યારે તે તેનો ફરી તપાસ થવાનો હુકમ કરી શકે છે. વળી બીજા કેટલાક પહેલા વર્ગના માજીસ્ટ્રેટો ઘણું કરીને હમેશાં આસિસ્ટન્ટ કિંવા ડેપ્યુટી કલેકટરો હોય છે. તેથી જો કે તેઓ ન્યાયખાતાના હોદ્દાની રૂએ અપીલોની બાબતમાં તેની હકુમતમાં નથી તથાપિ તેઓ તેના કારોબારી હોદ્દાની રૂએ તેના સીધા તાબામાં છે. તોપણ તેના પોતાના ફેસલા ઉપર સેશન્સ જડજ પાસે અપીલો થાય છે, અને તે પોતે હાઇ કોર્ટની દેખરેખ અને નિયંતાપણાને આધીન છે. વસ્તુતઃ ફોજદારી કેસો ચલાવવા માટે તેને થોડોજ અવકાશ રહે છે; અને તે કામ કદાચ તે કરી શકે છે તો ઘણુંજ જુજ. પરંતુ પાશ્ચિમાત્ય મત પ્રમાણે આ ગોઠવણ વિરૂદ્ધતાવાળી છે; અને એવી વાત આગળ મૂકવામાં આવી છે કે કલેકટરની ઇન્સાફ કરવાની સત્તા લઈ લેવી જોઇએ એટલુંજ નહિ, પણ તાબાની પંક્તિઓમાં પણ કારોબારી અને ઇન્સાફની ફરજોને અલગ પાડી જુદા જુદા અમલદારોને તે સોંપવી જોઇએ. બીજી બાજુએ જોતાં એવા સંયોગના તો ઇન્ડિયાના લોકો ઘણાજ માહિતગાર છે; અને સનાતન કાળથી તે તેની હૈયાતીને લીધે

આદત પડેલી છે; જુદારો તો પાશ્ચિમાત્ય જનસમૂહોમાં આગળ વધેલાનોજ માત્ર નિયમ છે. ઘણીવાર આ બાબત ઉપર વિચાર ચલાવવામાં આવે છે. અને સૂચવાયેલો જુદારો કેટલે દરજ્જે અમલમાં લાવી શકાય તેવો છે. તે સવાલ વળી એક વધારે વાર ઇન્ડિયા સરકારનું લક્ષ ખેંચી રહ્યો છે.

**યુરોપિયન બ્રિટિશ રૈયત અને કોર્ટો.**

તાજની કોર્ટોએ લાંબી મુદત થયાં દાવો રાખેલી યુરોપિયનો ઉપરની અનન્ય હકુમત અને તેઓ વાસ્તે બીજી સઘળી કોર્ટોએ પ્રથમ દાવો રાખેલ સંપૂર્ણ સ્વતંત્રતા હવે લગભગ તદન અદૃષ્ટ થયાં છે. ફોજદારી કામ ચલાવવાની રીતના ધારા પ્રમાણે તેમાં વ્યાખ્યાતિત કરેલ યુરોપિયન બ્રિટિશ રૈયત×[1] નો તપાસ (ખુલ્લી કોર્ટમાં તિરસ્કાર કર્યાના ગુન્હા સિવાય) જસ્ટીસ ઓફ ધી પીસ×[2] હોય તેવા જડજો કિંવા માજીસ્ટ્રેટો માત્રથીજ થાય છે×. અને જ્યારે તેનો તપાસ ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ, સેશન્સ જડજ, કિંવા હાઇ કોર્ટ સમક્ષ ચાલે, ત્યારે તે જ્યુરીથી તપાસ થવાનો દાવો કરી શકે. તે જ્યુરીના મેમ્બરોમાં અર્ધ કરતાં ઓછા યુરોપિયનો કિંવા અમેરિકનો હોવા ન જોઇએ. વળી જ્યારે કોઈ યુરોપિયન બ્રિટિશ રૈયતના ઉપર ૧૮૭૪ના યુરોપિયન ભટકનારાના ખાસ ધારા પ્રમાણે કામ ચાલે ત્યારે ચાલતા ધારાની રૂએ તેની પાસેથી સારી ચાલના જામીન માગી શકાતા નથી; પરંતુ તે ભટકનારો ઠરે કિંવા તે ધારાની રૂએ બીજા કોઇ ગુન્હાનો તકસીરવાન માલુમ પડે

×૧ અમે તે કોમની શબ્દની સંસ્થાનિક રૈયત તથા તેના છોકરાંનાં છોકરાં કાયદેસર રીતે જન્મેલાં હોય તેનો તે વ્યાખ્યામાં સમાવેશ થાય છે.

×૨ ઇલાકાના શહેરોની બહાર યુરોપિયન બ્રિટિશ રૈયતજ માત્ર જસ્ટિસ ઓફ ધી પીસ નિમાય છે; પરંતુ સેશન્સ જજો અને ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટો તેમજ અમુક અમલદારો પોતાના હોદ્દાની રૂએ જસ્ટિસો છે. જસ્ટિસો તરીકે હવે તેઓને કાંઇ પણ ઇન્સાફ ખાતાની ફરજો બજાવવી પડતી નથી, અને યુરોપિયન બ્રિટિશ રૈયતના ઉપર આરોપ હોય ત્યારેજ તેઓનું અસ્તિત્વ વસ્તુઃ અગત્યતાનું છે.

ત્યારે બ્રિટિશ રૈયત ન હોય એવા યૂરોપિયનને લાગુ કરવાનો ધારો તેને લાગુ થઇ શકે છે. છેવટ બ્રિટિશ ઇન્ડિયાના હરકોઇ ભાગમાં યૂરોપિયન બ્રિટિશ રૈયત માટે "હેબિયસ કોર્પસ" (તેને જાતે રજુ કરવાનું વારંટ) ના જેવો હક્ક મળી શકે છે; પરંતુ તે હક્ક દેશના વતનીઓને તો માત્ર ઇલાકાના શહેરો માંજ સ્વરક્ષણાર્થે મળી શકે છે. બીજી રીતે યૂરોપિયનો અને બ્રિટિશ ઇન્ડિયાના વતનીઓ એકજ દિવાની તથા ફોજદારી હકુમતને તાબે છે. પરંતુ દેશી રાજ્યોની કોર્ટો યૂરોપિયનો ઉપરનાં કામ ચલાવી શકતી નથી. તેઓને તો પરરાજ્યની હકુમતના અમલની રૂએ સ્થપાયેલ સ્થાનિક બ્રિટિશ કોર્ટો સમક્ષ લેઇ જવા જોઇએ; એમ ન બને તો બ્રિટિશ ઇન્ડિયામાં યોગ્ય હકુમતવાળી કોર્ટોએ તેઓનો તપાસ ચલાવવો જોઇએ.

**કોરોનરો. (અકસ્માત્ મરણ માટે તજવીજ કરનાર અમલદારો).**

અકાળ ગુજરનારાની લાસ ઉપર જ્યુરીની મદદ સાથે તપાસ ચલાવવા કોરોનરોની નિમણોંકો ૧૭૯૩ના ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ધારાથી પ્રથમ શરૂ થઇ. એ ફરજો સુપ્રીમ કોર્ટોના જડજોને સોંપવામાં આવી હતી. હાલમાં માત્ર કલકત્તા અને મુંબઇના શહેરો માટેજ કોરોનરો નિમાય છે. બાકીના બ્રિટિશ ઇન્ડિયામાં તેઓની ફરજો સાધારણ માજીસ્ટ્રેટો અને પોલીસ અમલદારો જ્યુરરોની મદદ વગર બજાવવાનું માથે લે છે.

**ધારાના હિમાયતીઓ.**

એડવોકેટો, વકીલો, એટર્નિઓ (સોલિસિટરો), હાઇ કોર્ટ પ્લીડરો, મુખત્યારો અને રેવેન્યુ એજન્ટો એ ઇન્ડિયાની અંદરના ધારાના હિમાયતીઓ છે. એડવોકેટોને હાઇ કોર્ટ નિમે છે. તેઓ હાઇ કોર્ટ અને તેના તાબાની હાઇકોર્ટોમાં ધંધો ચલાવે છે. ચાર્ટરવાળી હાઇકોર્ટની મૂળ બાજુ ઉપર માત્ર તેઓનેજ કામ કરવા દેવામાં આવે છે. તેમાંના ઘણાખરા યૂરોપિયનો છે; પરંતુ દેશી બારિસ્ટરોની સંખ્યા

દિનપ્રતિદિન વધતી જાય છે. વકીલો ઇન્ડિયાની કોઇપણ યુનિવર્સિટી ( વિશ્વ વિદ્યાલય)ના બાચેલર ઓફ્ લોઝ તરીકે પસાર થયેલા સખ્શો છે. તેઓ "આર્ટિકલ્ડ કલાર્કો" તરીકે નોકરી કરીને યા બીજી રીતે પોતાની લાયકાત સાબીત કરે છે. ત્યારબાદ ચાર્ટરવાળી હાઇકોર્ટની અપીલ સાઇડમાં તેઓ કામ ચલાવી શકે છે. થોડા અપવાદો સિવાય તેઓ બધા દેશના વતનીઓ છે. જેવી રીતે ઇંગ્લાન્ડમાં સોલિસિટરો થાય છે તેવી રીતે એટર્નિઓને ધંધામાં દાખલ થવા માટે લાયકાત પ્રાપ્ત કરવી પડે છે. યુરોપિયનો તેમજ દેશીઓ બન્ને એ પંક્તિમાં છે. પરંતુ સોલિસિટરે કાઉન્સલ (વકીલ)ને માહિતગાર કરવો એ ધોરણુ ચાર્ટરવાળી હાઇકોર્ટની મૂળ સાઇડમાંજ પ્રવર્તે છે. તે કારણને લીધે ઇલાકાના શહેરો સિવાય અન્ય સ્થળોમાં થોડા જ સોલિસિટરો માલૂમ પડી આવે છે. પ્લીડરો અને મુખત્યારોને જુદી જુદી હાઇકોર્ટોના નિયમો પ્રમાણે તાબાની કોર્ટોમાં તેઓને ધંધો ચલાવવા દેવામાં આવે છે. અને રેવેન્યુ એજન્ટો અને બીજાઓ કામ કરે છે તેની દેખરેખ દરેક પ્રાન્તનો મુખ્ય નિયંત રેવેન્યુ અમલદાર રાખે છે. મુખત્યારો કરતાં પ્લીડરોનો દરજ્જો ઉંચો છે. મુખત્યારો તો નીચેના દરજ્જાની દિવાની તથા ફોજદારી કોર્ટોમાંજ કામ કરે છે, તેમજ રેવેન્યુ કોર્ટોમાં પણ કરે છે. નિયમની અંદરના પ્રાન્તોમાં (રેગ્યુલેશન પ્રોવિન્સોમાં) પ્લીડરોને તાબાની ઇન્સાફી ખાતાની નોકરીમાં ભરે છે. ૧૮૭૯ નો કાયદાના હિમાયતીઓનો ધારો ધંધાને ન છાજતી વર્તણુક માટે એ ધંધો કરનારને થોડી મુદત માટે "સસ્પેન્ડ" કરવા અગર બરતરફ કરવા સત્તા આપે છે. તેમજ તેની રૂએ સામાન્ય દેખરેખ અને કજીઆ દલાલને દબાવી દેવા માટે પણ સત્તા પ્રાપ્ત થયેલ છે.

**લો રીપોર્ટો. (ફેસલાનાં પુસ્તકો).** છપાયેલા લો રીપોર્ટોનો જથ્થો અને ખર્ચ કમી કરવાના ઉદ્દેશથી અને તેનો પ્રકાર સુધારવાને માટે ઇન્ડિયા સરકારે ચાર્ટરવાળી હાઇકોર્ટના ફેસલ કરેલા અગત્યના કેસોના અધિકૃત રીપોર્ટો પ્રસિદ્ધ કરવા માથે લીધું છેઃ અને ૧૮૭૫ નો ઇન્ડિયન લો રીપોર્ટોનો ધારો બાંધ

ધારાસભાએ ઠરાવ્યું છે કે અધિકૃત કેસો તેમાં છપાયા હોય તે સિવાય બીજા કોઈ કેસોનાં નામ લેવામાં આવે કિંવા તેનો દાખલો દેવામાં આવે તો તે સાંભળવા કોઇ પણ કોર્ટને બંધન નથી. એ ધારો શરૂ થયા પછી અધિકૃત થયેલ કેશો માત્ર આધાર રાખવા લાયક ગણાય છે. તે પ્રમાણે ઇન્ડિયન લૉ રીપોર્ટોના નામથી એને ચાર જુદી જુદી પ્રતોમાં હોદ્દેદાર રીપોર્ટરો તૈયાર કરે છે. દરેક હાઇ કોર્ટ માટે એક એક સિરિઝ તૈયાર થાય છે. જડજો અને વકીલોના પ્રતિનિધિઓથી બનેલી લૉ રીપોર્ટ કરવા-વાળી સ્થાનિક સભાઓ તે ઉપર દેખરેખ રાખે છે. તેની અંદર હાઇકોર્ટે ફેસલ કરેલ કેસો પૈકી ચુંનદા ફેસલા, તેમજ પ્રિવિકાઉન્સિલ સમક્ષ થયેલ અપીલોના ફેસલા આવે છે. પરંતુ તે ધારાએ કરેલ યોજના પ્રથમ દૃષ્ટિએજ અપૂર્ણ દેખાય છે. કેમકે બતાવી ગયા પ્રમાણે ઘણા પ્રાન્તો ચાર્ટરવાળી હાઇ કોર્ટો વગરના છે. અને એક પ્રાન્તની નીચેના દરજ્જાની કોર્ટો બીજા પ્રાન્તની સર્વેથી ઊંચા દરજ્જાની કોર્ટના પણ ફેસલાથી બંધાયેલી નથી. તેથી. બીજા રીપોર્ટો, જેવા કે "પંજાબ રેકર્ડ" માં જોવામાં આવે છે, તે અમલદારોના નિયંતાપણા કિંવા અંગીકારથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. ચાર્ટરવાળી હાઇ કોર્ટો અને પ્રિવિકાઉન્સિલે ફેસલ કરેલા રીપોર્ટો અંદરના કેસોનો (સંગ્રહ) "ડાઇજેસ્ટ" કકાવાર ગોઠવીને સરકારના હુકમથી તૈયાર કરવામાં આવેલો છે.

## કાયદાના અમલદારો.

**ઇન્ડિયા સરકારનો લૉ મેમ્બર. કાયદા બાંધનારૂં ખાતું.**

ઇન્ડિયા સરકારનું ધારા બાંધનારૂં ખાતું ઇંગ્લાન્ડની પાર્લામેન્ટના કાઉન્સિલની કચેરીને મળતું છે, અને સભાના કાયદા સંબંધી મેમ્બરના હવાલામાં છે. સર્વોપરિ ધારાસભામાં રજુ થતી સઘળી સરકારી બાબતોના તેના અમલદારો મુસદ્દા બનાવે છે. કાઉન્સિલનો

સેક્રેટરી તે ખાતાના સેક્રેટરીનું કામ કરે છે. તે કાઉન્સિલ તેમજ સિલેકટ (ચુંટાયેલી) કમિટીની બેઠકો વખતે હાજર રહે છે. તે ખાતું ધારાની પ્રસિદ્ધિ માટે, સ્થાઇ ધારા સંબંધી નિયમો અને હુકુમોના મુસ્સદા કરવા માટે, અને ૧૮૭૦ના સ્ટાચ્યુટ ને અનુસરીને નિયમો રચવા માટે જવાબદાર છે; અને ખાસ બિનતકરારી પ્રશ્નોને સંબંધે કાયદા બાબત બીજાં ખાતાંઓને સલાહ આપવાનું કામ પણ તેની પાસેથી લેવામાં આવે છે. બંગાળા અને બર્માની ધારાસભામાં તેઓના પોતાનાજ મુસદા કરનારા અમલદારો છે, પરંતુ બીજા ધારા બાંધનારાં ખાતાંઓનો મુસદા બનાવી દેવાનો આધાર તેઓના કાયદા સંબંધી સલાહકારો ઉપર છે.

**એડવોકેટ-જનરલો.** ઇન્ડિયા સરકારનો કાયદા સંબંધી મુખ્ય અમલદાર એડવોકેટ-જનરલ છે. ૧૮૫૮ ના ઇન્ડિયા સરકારના આકટની ૨૯ મી કલમની રૂએ તેની નિમણોક તાજ તરફથી થાય છે. તે સરકારને સલાહ આપે છે તથા ફરિયાદોના કામો ચલાવે છે, તે ઉપરાંત ૧૮૧૩ના ઈસ્ટ ઇન્ડિયા કંપનીના આકટની ૧૧૧મી કલમમાં, દિવાની અને ફોજદારી કામ ચલાવવાની રીતના ધારામાં, અને બીજા અમુક ધારામાં બતાવેલી ફરજો તે અદા કરે છે. સ્થાનિક વકીલ મંડળમાં એડવોકેટ-જનરલ સૌનો અગ્રેસર ગણાય છે. તે હમેશાં પ્રાન્તની ધારાસભાનો મેમ્બર નિમાય છે. કલકત્તાવાળાને સ્થાઈ કોઉન્સેલ હમેશાં મદદ આપતો રહે છે; અને ત્યાંનો સરકારી સોલિસિટર પણ તેના કામ માટે તત્પર રહે છે. તેજ પ્રમાણે નિમાયેલ એડવોકેટ-જનરલ તેમજ સરકારી સોલિસિટર મદ્રાસ અને મુંબઈ સરકાર દરેકને છે. મુંબઈ સરકારને તો વળી એક "લિગલ રિમેમ્બ્રાન્સર" અને તેના તાબામાં આસિસ્ટન્ટ આપવામાં આવેલ છે. તેઓ સામાન્ય રીતે ઇન્ડિયન સિવિલ સર્વિસની ન્યાયની શાખાના અંગભૂતો હોય છે. બંગાળા સરકાર બંગાળાના એડવોકેટ-જનરલ, સ્થાઈ કાઉન્સેલ, અને સરકારી સોલિસિટરની સલાહ પૂછે છે. તેને "લિગલ રિમેમ્બ્રાનસર" અને "ડેપ્યુટી લિગલ રિમેમ્બ્રાન્સર" છે. તે અનુક્રમે સિવિલ સર્વન્ટ અને ધંધાથારી

બારિસ્ટર હોય છે. જોડીઆ પ્રાન્તોને સિવિલ્યન લિગલ રિમેમ્બ્રાન્સર અને ધંધાધારી કાયદાનો જાણકાર સરકારી એડવોકેટ અને મદદનીશ સરકારી એડવોકેટ આપેલા છે. પંજાબને "લિગલ રિમેમ્બ્રાન્સર," સરકારી એડવોકેટ, અને જ્યુનિયર (છોટો) સરકારી એડવોકેટ છે. અને બર્મામાં સ્થાનિક ધારા બાંધનારી સભાના સેક્રેટરી સિવાય એક સરકારી એડવોકેટ છે. નાના રાજ્ય કારોબારમાં ઓછાં માણસોની યોજના થયેલી છે; પરંતુ તેઓને કાયદા સંબંધી સલાહ જોઇએ ત્યારે તે ઇન્ડિયા સરકાર મારફત મળી શકે છે. આખા મોફુસિલમાં મથકના શહેરોમાં (દરેક ડિસ્ટ્રિકટનાં) કારોબારી અમલદારોને મદદ કરવા અને સ્થાનિક કોર્ટમાં તેમના તરફથી હાજરી આપવા દેશી સરકારી વકીલો નિમાય છે.

**શેરિફો.** કલકત્તા, મદ્રાસ અને મુંબઇ હાઇકોર્ટોને લગતા ત્રણ શેરિફો નિમાય છે તેની નોંધ લેવી બાકી રહી છે. તેઓના હવાલામાં પ્રોસેસ બજાવવાનું, જ્યુરરોને સંભાળવાનું, ઇત્યાદિ એજ પ્રકારનાં બીજાં કામો રહે છે. દરેક સાલમાં દરેક શેરિફને કોર્ટના નામ આપવાથી સરકાર નિમે છે. વસ્તુતઃ તે કોઇ હોદ્દો ધરાવનારો હોતો નથી, પરંતુ વગસગ અને (સારી) સ્થિતિનો માણસ હોય છે.

## આંકડાઓની વિગત.

**દાવા અને ગુન્હા સંબંધી આંકડાઓની વિગત.** બ્રિટિશ ઇન્ડિયામાં કેટલા દાવા અને ગુન્હાઓ બને છે તે બતાવવાને નિચેના આંકડાઓની વિગત ઉપયોગી થઇ પડશે. વળી તે ઉપરથી ૧૯૦૧ સુધીની વીશ વર્ષની મુદતમાં કોર્ટોનો આશ્રય કેટલે સુધી લેવામાં આવ્યો છે તે પણ જણાઇ આવશેઃ—

| | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ |
|---|---|---|---|
| કુલ વસ્તિ.... ... ... ... ... | ૧૯૮૮૬૦૬૦૬ | ૨૨૧૧૭૨૯૫૨ | ૨૩૧૫૦૧૧૨૭ |
| **દિવાની દાવા.** | | | |
| કુલ દિવાની દાવા. ... ... ... | ૧૪૩૧૪૮૬ | ૧૮૫૮૬૪૬ | ૨૨૨૮૫૫૬ |
| નાણાં કે જંગમ મિલ્કત વાસ્તેના દાવા. ... ... | ૧૦૩૫૩૯૧ | ૧૧૪૪૭૬૯ | ૧૨૧૩૦૬૩ |
| ગણોદ માટેના દાવા. ... ... ... ... | ૨૨૯૮૭૦ | ૫૩૭૩૬૫ | ૭૪૬૦૯૩ |
| હક્ક સંબંધી અને દાવા. ... ... ... | ૧૨૭૩૮૪ | ૧૭૦૫૧૧ | ૨૨૬૩૯૯૫ |
| પરચુરણ. ... ... ... ... .. | ૩૮૮૪૧ | ૬૦૦૧ | ૫૪૧૫ |
| **ફોજદારી કામ અને ફરિયાદો.** ... | | | |
| કેટલા સખ્સોની તજવીજ ચાલી... ... ... | ૧૦૯૯૦૪૪ | ૧૬૧૨૮૧૯ | ૧૬૩૬૫૦૯ |
| ,, સખ્સોને શિક્ષા કરવામાં આવી. ... ... | ૬૭૮૧૪૨ | ૭૬૭૭૩૩ | ૯૬૩૩૦૯ |
| કુલ કેટલા ગુન્હાઓ બન્યા ... ... ... | ૭૧૬૨૪૧ | ૧૦૮૨૭૯૫ | ૧૧૨૧૫૩૧ |
| અંગ કે મિલ્કત સામેના ગુન્હાઓ. ... .. | ૪૯૦૩૯૮ | ૫૧૨૩૧૮ | ૪૫૫૭૭૨ |
| ઇન્ડિયન પિનલકોડ પ્રમાણે બીજા ગુન્હાઓ. ... | ૬૩૦૦૬ | *૯૧૨૦૭ | ૯૫૫૧૩ |
| ખાસ કિંવા સ્થાનિક કાયદા વિરૂદ્ધ ગુન્હા. ... | ૧૬૨૮૩૭ | ૪૭૯૨૭૦ | ૫૭૦૨૪૬* |
| **કરવામા આવેલી શીક્ષા** | | | |
| મોતની શિક્ષા × ... ... ... ... | ૪૭૪ | ૪૨૭ | ૫૦૦ |
| દેશપારની શિક્ષા. ... ... ... .. | ૧૩૬૯ | ૧૮૭૨ | ૧૬૯૦ |
| કેદની શિક્ષા... ... ... ... ... | ૧૪૭૬૦૬ | ૧૬૭૮૪૫ | ૧૬૦૨૦૪ |
| ફટકાની શિક્ષા. ... ... ... ... | ૨૨૬૦૯ | ૧૯૫૫૬ | ૨૫૯૪૧ |
| દંડની શિક્ષા.... ... ... ... ... | ૪૮૩૫૪૧ | ૫૭૦૮૨૭ | ૬૨૮૦૬૫ |

*૧૮૯૧ કરતાં આ મથાળા નીચે વધારો થયો છે તે મ્યુનિસિપ.લિટીના આરોગ્યતાના ધારા લાગુ કરવામાં અધિક સાવચેતી રાખવાને લીધે છે, તેમજ નિમક, જકાત અને જંગલના ધારાઓ કિંવા ધારા જેવા નિયમોનો અમલ કરવાથી પણ વધારો થયો છે. ×આ શિક્ષા મજદોની બાબતમાં ચોરી અને બીજા ગુન્હાઓ માટે કાયદેસર ઠરેલી છે.

## આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

**પીટર ઓબર**—ઈસ્ટ ઇન્ડિયા કંપનીના બંધારણનું પ્રથકકરણ (૧૮૨૬).
**બંગાળાના નિયમોનું**-હારિંગટને કરેલ પ્રથકકરણના ઈન્તખાબ. (૧૮૬૬).
**ડબ્લ્યુ. એમ. મોરલી**—ઇન્ડિયાની સુપ્રીમ કોર્ટ ઓફ જ્યુડિકેચરે, માનવંતી ઈસ્ટ ઇન્ડિયા કંપનીની કોર્ટોએ, અને ઈંગ્લાંડ સરકારમાં તથા તેની કાઉન્સિલે કરેલ અપીલના ફેસલા (૧૮૪૯, ૧૮૫૨).
**એમ. કાવેલ**—ઇન્ડિયાની કોર્ટો અને ધારા સભાના બંધારણ તથા તવારીખ (ટાગોરના કાયદા ઉપરના ભાષણો, કલકત્તા (૧૮૮૪)
**જે. ડી. મેઈન**—હિંદુ કાયદા અને રિવાજ (મદ્રાસ, ૧૯૦૦)
**સર. એમ. એસ. મેઇન**—અસલના કાયદા (૧૮૯૧). ધારાઓની મૂળ તવારીખ (૧૮૯૦), જુના કાયદા અને રિવાજ (૧૮૯૧), પૂર્વ અને પાશ્ચાત્યગ્રામ્ય જન સમૂહ (૧૮૯૦)
**એચ. ટી. કોલબ્રુક**—કરાર અને વારસા સંબંધી હિંદુ કાયદાનો ડાઈજેસ્ટ, (૧૭૯૮).
**વિટલે સ્ટોકસ**—એન્ગ્લો-ઇન્ડિયન ધારા, ભાગ ૧ તથા ૨ અને પૂર્વણી (ઓક્ષફર્ડ ૧૮૮૭).
**આર. સી. દત્ત**—અસલના ઇન્ડિયાના સુધારાનો ઇતિહાસ. (કલકત્તા ૧૮૯૯).
**ઓનરેબલ માઉંટ સ્ટુઅર્ટ એલ્ફિનસ્ટન**—ઇન્ડિઆનો ઇતિહાસ (કાવેલ કૃત આવૃત્તિ (૧૮૬૦)
**સર. સી. પી. ઇલ્બર્ટ**—ઇન્ડિયા સરકાર ( ઓક્ષફર્ડ ૧૮૯૯ )
**એ. વી. ડીસે**—બંધારણનો કાયદો (૧૮૮૫).
**જેમ્સ બ્રાઈસ**—ઇતિહાસ અને ધારા શાસ્ત્રના અભ્યાસો (ઓક્ષફર્ડ,૧૯૦૧)

# પ્રકરણ છઠ્ઠું.

## નાણાં સંબંધી—(વસુલાતી-ખાતું.)

**શરૂની ટીકા. આવક ખર્ચનો ઉદ્‌ભવ.** ઇન્ડિયાની નાણાં સંબંધી વસુલાતની ખાસ સ્થિતિઓને માટે એ સાદા સબબો ચાવી રૂપ છે. નેવું કરતાં વધારે ટકા તો ખેતીવાડી કરનારી રૈયતનાજ છે તેઓ પ્રધાનતઃ ખેતી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ૧૯૦૩-૪ના વર્ષો લગણનાં છેલ્લાં સાઠ વર્ષોમાં ઇન્ડિયાની આવક અને નિકાસની કુલ કિંમત ૨૮ કરોડમાંથી વધીને ૨૪૬ કરોડની થઇ.×૧ જો કે અદ્યાપિ વસ્તી ઘણે ભાગે નિર્ધન ખેડુતોની છે, તથાપિ તેનાં સાધનોનો વિકાસ ઝપાટા બંધ ચાલુ રહ્યો છે; અને તેની પ્રજાની દોલત ત્વરાથી વધતી જાય છે. આ આર્થિક પ્રચારની સાથે રાજ્યની આમદાની અને ખર્ચમાં પણ ભારે વધારો થયો. છે. ઇન્ડિયાની એકંદર આમદાની ૧૮૪૦માં ૨૧ કરોડની, ૧૮૬૦-૧ માં ૪૩ કરોડની, ૧૮૮૦-૧ માં ૭૦ કરોડની, અને ૧૯૦૦-૧ માં ૧૧૩ કરોડની થઇ હતી. સામાન્ય નિરૂપણ માટેજ આ આંકડાઓ આપવામાં આવ્યા છે. નવીન મુલ્કોની પ્રાપ્તિ અને વસુલાત તથા હિસાબના ધોરણમાં ફેરફાર થવાથી ચોકસ રીતના વસુલાતી મુકાબલા માટે તે પાયારૂપ થવાનો દાવો રાખી શકે તેમ નથી. આ વધતાં જતાં સાધનોમાંથી થયેલું ખર્ચ દેશની સ્થિતિમાં સંપૂર્ણ જબરો ફેરફાર બતાવી આપે છે. બળવાના દિવસો પછીથી ઇન્ડિયામાં

× ૧ બ્રિટિશ ઇન્ડિયાના વસુલાતી અને વેપાર સંબંધી આંકડાઓની વિગત, દસમી આવૃત્તિ.

અર્વાચીન સુધરેલા રાજ્યની સામગ્રી સજ્જ કરવામાં આવી છે. ન્યાયની અદાલતોને, પોલીસને અને તુરંગોને બેહદ સુધારવામાં આવેલાં છે. સર્વ વર્ગના દેશી અમલદારોના પગારમાં વધારો કરવામાં આવેલા છે, અને રાજકારોબારના કામમાં તેઓના હાથમાં વધતો જતો ભાગ દેવામાં આવેલ છે. લોકોને કેળવણી આપવાનું વિસ્તીર્ણ ધોરણ વિકાસિત કરવામાં આવેલ છે; આશરે ત્રણ હજાર ઇસ્પિતાળો અને દવાખાનાં લોકોને વૈદિક છૂટકારો લાવતાં થયાં છે. તેમજ શહેરો અને ગામડાઓની તંદુરસ્તી સુધારવામાં મ્હોટી મ્હોટી રકમો ખર્ચવામાં આવી છે. રેલવેની સડકો અને પીનકામનાં જબર-દસ્ત ધોરણો બાંધવામાં આવેલાં છે; અને ટપાલ અને તાર ખાતાંઓને કાર્ય-નિપૂણતાના શિખર ઉપર લાવવામાં આવેલાં છે.[1] કેટલાક ઘણી અગત્યતાના ફેરફારો કરવામાં પણ આવેલા છે, પરંતુ કહેવાથી તે કોઇ પ્રકારે ખૂટે તેમ નથી. રાજકારોબાર સુધારવા અને રૈયતને લાભ દેવા બીજી ઘણી દિશાઓમાં ઉપાયો લેવામાં આવેલ છે; અને જો કે હજુ ઘણું કરવાનું બાકી છે, તોપણ છેવટના અર્ધા સૈકામાં થયેલ સામાન્ય પ્રગતિ પૂરતી રીતે અચંબો પમાડનારો છે.

---

૧ મુકાબલે બોલતાં બ્રિટિશ ઇન્ડિયામાં આગળ જેને આપણે સુધરેલા રાજ-કારોબારની પ્રથમની જરૂરયાતો કહીએ છીએ તે માંહેનું કાંઇ નહતું. ૧૮૪૪ માં જ્યારે હું કલકત્તેથી વાયવ્ય પ્રાન્તોમાં ગયો ત્યારે માણસોના ખભા ઉપર પાલખીમાં મને ઉપાડવામાં આવ્યો હતો. તે મુસાફરી મહા મહેનતે ત્રણ હફતામાં પૂરી થઇ. તે હવે ચોવીસ કલાકમાં કરી શકાય છે. ઇન્ડિયાના તાલેવર અને સુધરેલા ભાગોમાં મુસાફરી કરવાનાં બીજાં સાધનો હતાં નહિ. સામાન્ય રીતે કહેતાં રસ્તાઓ અને પુલો માત્ર નજરે પડવા લાગ્યા હતા. રેલવે માટે તો ખ્યાલ જ થયો ન હતો. દુકાળના સામે લોકોનું રક્ષણ કરવાના સાધન તરીકે પાણીનાં કામોની કિંમતનો અંગીકાર ભાગ્યેજ થયો હતો. તંદુ-રસ્તી અને સુખ ચેનથી રહેવા માટે ઇંગ્લાન્ડના સોજરો વાસ્તે થોડાજ મકાનો હતાં. કેદની સજા સાથે મોતની સજાનો સંભવ રાખનારા જેલો હતાં તે પણ થોડાં હતાં.

—સરજહોન સ્ટ્રાચીનું ઇન્ડિયા

**જમીનની પેદાશ વધવાનાં કારણો.**

એ એક સવાલ છે કે આટલા બધા ભારે ખર્ચવાળી મોટી અને વિશાળ કાર્ય–ચપળતા, હાલના યુરોપમાં પ્રવર્તે છે એવા કરનો બોજો સહન કરવા ગરીબ અને અશક્ત લોકોના ઘણા ભાગથી વસાયેલ મુલ્કની સ્થિતિની સાથે પ્રમાણમાં મળતી થાય છે કે કેમ? આ સવાલનો હકારમાં જવાબ દેવામાં કાંઇ પણ આનાકાની રાખવાની જરૂર નથી. ખર્ચ કરવાની શક્યતા કરનારો આમદાનીનો વધારો, વધતી જતી આબાદી અને વધારે સારા વ્યવસ્થાને લીધે, થતો ચાલ્યો છે, કર આપનાર ઉપર નવીન બોજાને લીધે તે થયો નથી. ૧૮૬૦ માં ન નંખાયેલો કર શેહનશાહતે નાખેલા કરોમાં હાલ મ્હોટા સાધનરૂપે અસ્તિત્વમાં નથી. ઘણી બાબતોમાં તો મ્હેસુલના દરમાં ઘટાડો કર્યા છતાં કુલ પેદાશમાં વધારો થવા પામ્યો છે. ખેતીના વિસ્તાર ઉપર જમીનની મ્હેસૂલનો બોજો ઘણો જ કમતી કરવામાં આવેલો છે. આવક દાણનો દર વધારે ઓછો છે; અને વસ્તુતઃ ચોખા સિવાય બીજા બધા ઉપરનું જાવક દાણ કાઢી નાખવામાં આવેલું છે. વસ્તુતઃ સર્વ લોકો ઉપર એકસો ફરજીયાત નિમકનો કર હતો તે બધાને માટે ઓછો કરવામાં આવેલો છે. હાલના ઇનકમટાક્ષનો દર ઓછો છે, અને ૧૮૬૦ માં હતી તેના કરતાં એ કર નાખવાની કમતીમાં કમતી હદને હવે વધારવામાં આવી છે. દેશની અંદર થતી વસ્તુઓ ઉપરનું દાણ (એક્ષાઇસ) ઘણું વધ્યું છે. તે વધારે સારા વહિવટથી વધેલા કરને અને ગેરકાયદે થતી નિપજ અને વેચાણને ફતેહમંદીથી દબાવી દેવાને લીધે મુખ્યત્વે કરીને છે. માત્ર મ્યુનિસિપાલિટી અને ગામડામાં લેવાતા કરો જ કેટલેક દરજ્જે ૧૮૬૦ ની સાલ પછી ઉત્પન્ન થયા છે. ૧૯૦૨–૩ માં મ્યુનિસિપાલિટીના કરોનું એકંદર આશરે સાડાત્રણ કરોડનું થયું હતું. તે બધું બળવા પછી ઉદ્ભવને પામેલું નથી. આગલા જમાનામાં કેટલેક સ્થળે મ્યુનિસિપાલિટીના કરો કિંવા તેની બરાબરીના કરો હસ્તિમાં હતા; અને હાલના મ્યુનિસિપલ કરોનો ભાગ સરકારી હિસાબમાંથી એ ખાતામાં નાખેલી રકમોનો છે. ૧૯૦૫-૬ માં

અને ૧૯૦૬—૭ માં કરેલ ઘટાડો ધ્યાનમાં લેતાં ગામડાના પરચુરણ વેરાનું કુલ આશરે સાડા ત્રણ કરોડનું હાલમાં થાય છે. અને એનો કેટ-લોક ભાગ આગળ ૧૮૬૦ માં ખુશીથી અપાતો, અને બીજા નાના નાના કરોને રૂપે ભરી દેવામાં આવતો હતો. એકંદર હિસાબમાં ગામડાના કરોનો સમાવેશ થાય છે. માત્ર મ્યુનિસિપલ વહિવટ માટે લેવાતા કરનોજ હિસાબ વસ્તુતઃ તેમાં આવતો નથી.

**એકંદર મોટી આમદાનીનો ખુલાસો.**

આમદાનીનો વધારો અલગ રાખતાં પણ તાજુબ થવાનું છે કે એકં-દર સરવાળો (૧૯૦૪—૫ માં આશરે ૮૫૦૦૦૦૦૦ પાઊન્ડ) યુનાટેડ કિંગડમ જેવા દોલતમંદ દેશની શાહનશાહતની આમદાનીના આંકડાના અર્ધ કરતાં વધી જાય છે. પરંતુ ઇન્ડિયા અને ઇંગ્લાન્ડનો મુકા-બલો કરતાં ઘણી અગત્યની બાબતો ધ્યાનમાં લેવાની છે. યુનાટેડ કિંગડમના કરતાં ઇન્ડિયાની વસ્તી પાંચ ગણી કરતાં વધારે છે, અને ઇન્ડિયાના હિસાબમાં આઠ મ્હોટા પ્રાન્તોના આંકડા આવી જાય છે. તે આઠ પ્રાન્તોમાંનો દરેક એક રાજ્ય જેવડો છે. ઇંગ્લાન્ડમાં રાજને કામ-કાજ કરવાં પડે છે તે ઉપરાંત ઇન્ડિયા સરકારને બીજાં ઘણાં કામ કરવાં પડે છે. લોકો ઉપર રાજ ચલાવવા ઉપરાંત એ દેશના ઘણા ભાગમાં જમાન-દારનો દરજ્જો ભોગવે છે. તેની પાસે વળી રેલવે, પીતકામો જંગલોની માલિકી છે. તે નિમક અને અફીણ બનાવે છે, તે પ્રજાની કેળવણી ઉપર અને વૈદિક છૂટકારાને અર્થે ખર્ચનો મોટો ભાગ પૂરો પાડે છે, અને ઇંગ્લા-ન્ડમાં ખાનગી સખ્સો કિંવા મંડળો બજાવે છે તેવી ઘણી ફરજો તે માથે લે છે. વળી યાદ રાખવું જોઇએ કે મ્યુનિસિપલ કરના સાડા ત્રણ કરોડ બાદ કરતાં ઉપર કહ્યા પ્રમાણે ઇન્ડિયાના બાદશાહી હિસાબમાં વસ્તુતઃ બધા કરોનો સમાવેશ થાય છે; પરંતુ યુનાઇટેડ કિંગડમમાં તો સ્થાનિક કરો સામાન્ય બોજામાં ભારે વધારો કરે છે. કરો સિવાય બીજાં સાધનોમાંથી અર્ધ કરતાં વધારે આમદાની નસીબ જોગે ઇન્ડિયાને આવે છે. તેમ નહત

તો તે હાલનું ખર્ચનું ધોરણ નભાવી શકત નહિ. સૌથી મોટી રકમ જમીનની પેદાશની છે. તે ખેતીવાડીથી થતા લાભમાં (સરકારનો) લેવાના હક્કરૂપે છે. પાશ્ચિમાત્ય દેશોમાં તે ખાનગી જમીનદારો સ્વહસ્તક લઈ લે છે. ઇન્ડિયામાં તે સરકારને આપવામાં આવે છે, પણ તેથી તેનો પ્રકાર ફરી જતો નથી. ચીનમાં ખપતા અફીણમાંથી મોટી વધઘટ થતી રકમ આવે છે; અને જંગલો, રેલવે, પાણી–કામ (પીત કામ) પોસ્ટ ખાતું, તાર ખાતું, અને ટંકશાળો પોતપોતાનો હિસ્સો ભરે જાય છે. મોગલ શાહનશાહતના સીધા કરો, ઓછી વસ્તી અને ઓછી ખેતીની જમીનમાંથી લેવામાં આવતા હતા, અને હાલના કરતાં રૂપૈયાની ખરીદ–શક્તિ ઘણી વધારે હતી, છતાં હાલમાં ઇન્ડિયા સરકાર વસુલ કરે છે તેના કરતાં ભારે હતા × ૧

**ઇન્ડિયાના વસુલાતી ખાતાની તવારીખ. ઓગણીશમી સદીના પ્રારંભથી તે બળવા સુધી.**

વસુલાતી ધોરણના વિગતવાર બયાનમાં ઉતર્યા પહેલાં તેના ઉદ્‌ભવ અને પ્રકારના વધારે અગત્યના સહગામી બનાવોની હકીકતોનું સંક્ષિપ્ત રેખાદર્શન આપવું સગવડતાવાળું છે. ઓગણીશમી સદીના પહેલા અર્ધ ભાગમાં કંપનીનું વસુલાતી ખાતું બહુ બુદ્ધિશાળી પણાથી પ્રસિદ્ધ થયું નહતું, અને તે મોટી ફોજ રાખવાની ફરજને લીધે અને સામ્રાજ્યની મજબુતી અને રક્ષણ માટે સંખ્યાબંધ લડાઇઓ માથે લઇ ખર્ચમાં પડવાને લીધે ભારે સંકટમાં હતું. ૧૮૧૪ અને ૧૮૭૫ ની વચ્ચે અઠ્ઠાવીશ વર્ષો તો તોટાનાં જ ગયાં હતાં; માત્ર પંદર વર્ષમાં ખર્ચ કરતાં આમદાની વધારે થઇ હતી. આવી રીતે થયેલી નાણાંની ભારે તાણનું પૂરૂં કરવા માટે વારંવાર કરજ કરવાની જરૂર પડતી; અને ૧૮૩૪ અને ૧૮૫૭ ની વચ્ચે સરકારનું કરજ ૪૦ ને બદલે ૬૦ કરોડ થયું. તે બધું સાધારણ અને લશ્કરી ખર્ચ હતું. બળવાના અને

× ૧ આ બાબત માટે હન્ટરનું ઈન્ડિયાનું સામ્રાજ્ય જુઓ (ત્રીજી આવૃત્તિ, પૃ. ૩૫૭ અને ૫૪૭) વળી જુઓ મિસ્તર સ્ટાન્લે લેન પૂલકૃત ઔરંગઝેબ, (ઇન્ડિયાના રાજકર્તાઓની સિરીઝ) પ્ર. ૭; અને આ પુસ્તકનું સાતમું પ્રકરણ.

તે પછીના બે વર્ષોમાં કુલ તોટો ૩૦ કરોડ ઉપરાંતનો હતો; અને ૧૮૫૯-૬૦ માં ફોજ અને લશ્કરનું ખર્ચ અર્ધી આમદાની ગડફ કરી ગયું. નિમક, જગાત, અને સ્ટાંપના દરમાં મોટો વધારો કર્યા છતાં છુટકારો થયો નહિ અને નાણાં સંબંધી હાલતે ઘણોજ ગંભીર ભય પેદા કર્યો.

આ અડાકડીની સંધિએ પહેલા નાણાંપ્રકરણી મંત્રી મિસ્તર જેમ્સ વિલ્સનને ઇંગ્લાન્ડમાંથી ઇન્ડિયામાં મોકલવામાં આવ્યો.*

તેના આગમનથી વસુલાતી ખાતાનું નવું સંવત્સર શરૂ થયું. હિસાબના ધોરણને સુવ્યવસ્થિત કરવામાં આવ્યું. ફોજ

૧૮૬૦-૬૫ અને લશ્કરના ખર્ચમાં મોટો ઘટાડો થયો; અને રાજકારોબારની સઘળી શાખાઓમાં કરકસરનો અમલ કરવા માંડયો. ત્રણ વર્ષોમાં ફક્ત લશ્કરી ખર્ચમાં પોણા સાત કરોડનો ઘટાડો કરવામાં આવ્યો. તે સાથે પાંચ વર્ષની મુદત સુધી થોડા વખત માટે ઈનકમ-ટાક્ષ નાખી આમદાનીમાં વધારો કરવામાં આવ્યો. ચતુરાઈની વ્યવસ્થાથી નાણાંની હાલત જલદીથી ઘણી રીતે પાછી વળવા લાગી. બે વર્ષમાં સરખાઈ થઈ ગઈ; અને એ કંદર રીતે તે પછીનાં ચાર વર્ષો આબાદીનાં આવ્યાં. જગાતના દરનાં પત્રકોમાં સુધારા કરવામાં આવ્યા; અને આવક જગાતનો દર ૧૦ થી ૭½ ટકાનો કરવામાં આવ્યો. ૧૮૬૫ માં ઈન્કમ-ટાક્ષ (કમાઈ ઉપરનો કર) ના પાંચ વર્ષ પૂરાં થયાં.

ત્યાર પછી ૧૮૬૬-૭ થી તે ૧૮૬૯-૭૦ ના અરસાની મુદત આવી. તેમાં સુધરેલા રાજવહિવટ માટે ચોતરફથી નાણાંની

૧૮૬૬-૭૨ માગણીઓ પૂરી પાડવા માટે વસુલાતી અધિકારીઓને ફાંફાં મારવાં પડયાં. નોકરીની દરેક શાખામાં ખર્ચવાળો વધારો અને સુધારો કરવા જરૂર હતી. તેમાં સોલજરો માટેનાં

* લોર્ડ કાનિંગે વ્હાઈસ્રોયનો હોદ્દો લીધો અને મિસ્તર વિલ્સને નિમ્યો તે પહેલાં ઇન્ડિયાનું વસુલાતી ખાતું ગવર્નર-જનરલ અને તેની સભા સાથે મળીને ચલાવતા. આ પુસ્તકનું પહેલું પ્રકરણ જુઓ.

સુધારેલાં મકાનોની એકજ રકમ અગીઆર કરોડના અડસટ્ટાની હતી. સર્વત્ર ભાવ અને મજુરીના દર વધી જતાં સ્થિતિ ઘણી ઉપર આવી પહોંચી. બે સખ્ત દુકાળને લીધે તેમાં વધારો થયો. તે ૧૮૬૫–૭ નો ઓરિસાનો દુકાળ અને ૧૮૬૮–૭૦ માં જોડીઆ પ્રાન્તોમાં તથા રાજપુતાણામાં લાંબી મુદતનો વૃષ્ટિનો અભાવ હતા. ભીડ બંધ કરે એટલાં નાણાં ન હતાં. અને તે મુદતનાં પહેલાં ત્રણ વર્ષમાં છ લાખ કરતાં વધારે તોટો નજરે આવ્યો. ૧૮૬૭–૮ માં લાઇસેન્સ ટાક્ષના રૂપમાં ઇન્કમ–ટાક્ષને ફરીને દાખલ કરવામાં આવ્યો; અને જમાનાની ફરતી હકીકતોને અનુકૂળ કરવા તેની હદ અને દર વર્ષોવર્ષ બદલાવવામાં આવતાં હતાં. ૧૮૭૦–૧ માં તે ૩ ⅛ ના સેંકડા ઉપરના સામાન્ય કરની સૌથી વધારેની હદે પહોંચ્યો. જમીન સુધાંત–સર્વે પ્રકારની આમદાની ઉપર તે નાખવામાં આવ્યો હતો. તેજ સાલમાં એક ઘણીજ અગત્યની બાબત કરકસર અને સારા રાજકારોબારને અર્થે દાખલ કરવામાં આવી હતી. આજ સુધી સ્થાનિક સરકારને વસ્તુતઃ પોતાની જમીનની પેદાશ ઉપર કાંઇપણ કાબુ રહેલો હતો નહિ, અને દરેક પ્રકારની નોકરી માટે હર સાલ સર્વોપરિ સરકાર રકમો મંજુર કરતી હતી. ઇન્ડિયાના દરેક ભાગમાં આવે તેવી રીતે નાણાં ખર્ચવાનો આંકડો નક્કી કરવાની ભાગ્યેજ કાંઇ હદ હતી; અને સ્થાનિક સરકારો મધ્યસ્થ અને છેટે આપેલી સરકારની નાણાંની મુઝવણ કરતાં પોતાની જરૂરત માટે સ્વાભાવિક રીતે વધારે ખ્યાલ રાખતી હતી. આ હકીકતો જોઇ સર રિચેર્ડ સ્ટાચીએ (જેને લેવાયેલા ઇલાજો માટે ઘણું માન ઘટે છે) લખ્યું કે “ રાજની આવકની વહેંચણી એવી બગડી ગઇ છે કે તેણે ઝડપાઝડપીનું સ્વરૂપ ધારણ કર્યું છે, અક્કલ તો કોઇએ વાપરીજ નથી, અને જેણે વધુ જોર માર્યું તે ફાવી ગયો છે. સ્થાનિક કરકસરથી સ્થાનિક લાભ થયા નહિ ત્યારે ઉડાઉપણું અટકાવવાથી આતુરતા નહિ જેવી થઇ ગઇ છે. સ્થાનિક આવકમાં વધારો થયો તો સ્થાનિક સુધારો થવા પામ્યો નહિ ત્યારે રાજની

પેદાશ વધારવાનું હિત સર્વેથી નીચી પાયરીએ આવી ગયું છે"×૧ આ ગંભીર ખામીના ઉપાય તરીકે લોર્ડ મેયોએ પ્રાન્તિક નોકરીના કાર્યભાર માટે દરેક સ્થાનિક સરકારને મુકરર કરેલ રકમ મંજુર કરવાનું ધોરણ દાખલ કર્યું; અને ફરજ પાડી કે કાંઇ વધારે ખર્ચ કરવું પડે તો કરકસર કરવી, અને જરૂર જણાય ત્યાં સ્થાનિક કરો નાખવા. આ ફેરફારથી ધારેલી અસર થઇ. કાર્યદક્ષતાનો ભોગ આવ્યા વગર કરકસર અમલમાં આવી. ઘણા પ્રાન્તોમાં નાના નાના કરો નાખવામાં આવ્યા. તેથી સર્વોપરિ સરકારના સાધનો ઉપર દરસાલ વધતું જતું તાણ કેટલેક અંશે દૂર થયું. આમદાની વધારવા માટે બીજા પણ ઇલાજો લેવામાં આવ્યા. ૧૮૬૭-૮ માં સ્ટાંપનો દર ફરી કરવામાં આવ્યો. ૧૮૬૯-૭૦ માં મદ્રાસ અને મુંબઇમાં મીઠા ઉપરની જકાત (જે ત્યાં ઉત્તર ઇન્ડિયાના કરતાં ઘણી હલકી હતી) નો દર વધારવામાં આવ્યો. જગાતના દરના પત્રકો ફરીને કરવામાં આવ્યાં; અને આમદાનીમાં કેટલોક તોટો ખમીને સંખ્યાબંધ ચીજો ઉપરનું આવક દાણ કાઢી નાખ્યું. ૧૮૬૯-૭૦ ની સાલમાં નાણાં સંબંધી ત્રાજવું સરખું થઇ રહ્યું. તે પછીની બે સાલમાં ઉલટો વધારો જણાયો. આમદાની વધવાથી આખરે નવાં ખર્ચની માગણીઓને પહોંચી વળાયું. ૧૮૭૧-૭૨ અને ૧૮૭૨-૭૩ માં સરકાર ઇન્કમ ટાક્ષમાં ઘણોજ ઘટાડો કરવા શક્તિમાન થઈ; અને ૧૮૭૨-૭૩ **ની** આખરે તેને સમૂળગો કાઢી નાખવામાં આવ્યો.

**૧૮૭૩-૬.** આવકખર્ચ સરખાં થયાં કે તરતજ રાજ્ય કારોબારને નવીન મુશીબતોએ વિટાળી લીધું, અને ૧૮૭૩-૭૪ થી ૧૮૭૫-૭૭ ની ત્રણ સાલોમાં નાણાંની મુંઝવણો પૂરેપૂરી રહી. મોટી બે પીડાઓ સામે આવી અડી. તે દુકાલ અને ઉતરતો જતો વટાવનો ભાવ એ હતો. ૧૮૭૩-૪ માં સોનાને મુકાબલે ચાંદીની કિમતમાં ઘટાડો થયાને સંબંધ ભયનું પહેલવહેલું

×૧ ફુટનોટઃ— સર જ્હોન સ્ટ્રાચીનું ઇન્ડિયા (ત્રીજી આવૃત્તિ) પાનું ૧૧૩.

ઝુંગળું વાગ્યું. તે સવાલ ઉત્તરોત્તર નાણાં પ્રકરણી મંત્રીઓને દીર્ઘ મુદ્દત સુધી મગજમારી કરાવવા નિર્માણ થયો હતો. તે અને તે પછીની ત્રણ સાલમાં વટાવનો ભાવ રૂપૈએ કુલ ૨⅛ પેન્સ જેટલો પડયો. તેથી પાઉન્ડના રૂપમાં ઈંગ્લાન્ડમાં નાણાં મોકલવાનું ખર્ચ ભારે વધી ગયું. તે સાથે ૧૮૭૩–૪ નો બિહારમાંનો દુકાળ અને ૧૮૭૬–૮ નો દક્ષિણમાંનો દુકાળ આવતાં સરકારને ખાસ ખર્ચ અને પેદાશમાં તોટાને લીધે સોળ કરોડ કરતાં વધારે રકમનો ઘટાડો આવ્યો. આ સંકટોને લીધે ૧૮૭૩–૪, ૧૮૭૬–૭૭, અને ૧૮૭૭–૮ એ દરેક ૩ વર્ષમાં જબરી ખોટ નજરે આવી. તોપણ કોઇ પણ નવો કર નાખવામાં આવ્યો નહિ, અને આવકના સંબંધમાં માત્ર એકજ ફેરફાર કરી આયાત દાણને સેંકડે સાડા સાત ટકામાંથી પાંચ ટકા જેટલું કમતી કરવામાં આવ્યું.

**૧૮૭૭–૮૩.** હવે આપણે સર જહોન સ્ટ્રાચિ–એ દાખલ કરેલા, અને સર એવેલિન બેરિંગે (લોર્ડ ક્રોમરે) પૂર્ણ કરેલા મોટી અગત્યતાવાળા અને મહત્ત્વતાના નાણાં પ્રકરણી સુધારણાઓની મુદ્દત નજીક આવ્યા છીએ. તે મુદ્દત ૧૮૭૭–૮ થી ૧૮૮૨–૩ સુધીની છે. સુધારણાઓના કાર્યક્રમમાં પ્રાન્તિક નાણાં પ્રકરણની ફરીને મોટે પાયે કરવાની યોજના, દુકાળને લીધે આવતો તોટો પુરો કરવાની ધારણા, નિમક ઉપરના કરને સરખો કરવાનું, અને સામાન્ય આયાત દાણને કાઢી નાખવાનું કામ આવી જતાં હતાં. આમાંની દરેક બાબત વિષે કાંતો આ પ્રકરણના હવે પછી બીજા ભાગમાં લખવામાં આવશે, કિંવા આઠમા પ્રકરણમાં બયાન કરવામાં આવશે. અત્રે તો માત્ર સામાન્ય દૃષ્ટિપાત કરવાની આવશ્યકતા છે. ૧૮૭૦–૧ ના પ્રાન્તિક નોકરીઓના ખર્ચ માટે દરેક સ્થાનિક સરકારને મુકરર કરેલી રકમ સોંપવામાં આવી હતી. તેને બદલે હવે આમદાનીનો ભાગ કરી દેવામાં આવ્યો છે. આને લીધે વધતા જતા ખરચને પુરૂં પડવાનો માર્ગ થયો અને તે માર્ગ સંભાળ ભરી વ્યવસ્થાથી મોટો કરી શકાય તેમ હતું. વખતોવખત

એ બંદોબસ્ત ફરીને કરવાની ગોઠવણ રાખી હતી. આ પ્રમાણે સ્થાપિત થયેલ ધોરણ આજ લગી ચાલુ છે. લોર્ડ લિટનની સરકારનો દુકાળની રાજપદ્ધતિ બાબત એવો ઉદ્દેશ હતો કે ચાલતા ખર્ચ કરતાં દોઢ કરોડ જેટલો દરસાલ ચાલતી આમદાનીમાં વધારો મેળવી લેવો, અને સાધારણ વર્ષોમાં તે કરજ તોડવામાં, અગર કરજ ન થાય એવી યોજના કરવામાં, તે વાપરવો; અને આ પ્રમાણે રાજનાં સાધનોને વિખંડિત કર્યા વગર દુકાળને લગતા તોટા અને ખર્ચ માટે આગળથી તજવીજ રાખવી. આવકખર્ચને સંભાળથી તપાસતાં આ ગોઠવણથી બન્ને પાસાં સરખાં થઈ રહેતાં હતાં. દુકાળ પડે તો તે માટે નાણાં અલગ રાખી વધારાનું ફંડ ઉભું કરવા, પ્રાન્તિક ખર્ચો માટે અપાતી રકમોમાંથી ચાળીશ લાખ જેટલા કમી કર્યા. વેપારી વર્ગ ઉપર લાઇસેન્સ ટાક્ષ નાખ્યો (જેનો અડસટ્ટો સિતેર લાખનો કરવામાં આવ્યો હતો), અને જમીન ઉપર નાના કરો નાખ્યા (જેનો અડસટ્ટો પચાસ લાખનો કરવામાં આવતો હતો). ૧૮૭૮-૯ માં ઉત્તર તરફના અને દક્ષિણ તરફના ઇન્ડિયામાં નિમક ઉપરની જકાતનો દર એક મણે અઢી રૂપૈયાનો એક સરખો કરી નાખવામાં આવ્યો. ૧૮૮૨ ના માર્ચમાં તેમાં ઘટાડો કરી તે બે રૂપૈયા મુજબ રાખવામાં આવેલો છે. ૧૪૮ દસ લાખ જેટલી રૈયતનો કરના બોજામાંથી છૂટકો થયો એટલુંજ નહિં, પરંતુ ઇન્ડિયાને આગળ બે ભાગમાં વહેંચી નાખતી નાકાબંધીને સરકાર તેથી કરીને ઉઠાડી લેવા શક્તિમાન થઈ. માટે આ સુધારણા ઘણીજ મહત્ત્વતાની હતી. ઉત્તરની જકાત ખાતાની નાકાબંધીને ઓળંગીને નિકાસ થતી ખાંડ ઉપર વસુલ થતું દાણ પણ કાઢી નાખવામાં આવ્યું. ૧૮૭૮ અને ૧૮૭૯ માં વિલાયતી બર ઉપર ઇન્ડિયાના બરના રક્ષણાર્થે જાડા સુતરાઉ કાપડ ઉપર લેવાતી જકાત કાઢી નાખવામાં આવી; અને બીજી કેટલીક વસ્તુઓનાં નામ પણ છૂટની ટીપમાં દાખલ કરવામાં આવ્યાં. ૧૮૮૩ માં સર્વે સામાન્ય આયાત જકાત કાઢી નાખવામાં આવી. આવી રીતે રસ્તો લેવામાં આવ્યો તે માટે તે વખત સવાલ ઉઠયો: ગુરતજ

જણાઇ આવશે કે જ્યારે સરકાર ઉપર નાણાં સંબંધી મુંઝવણો આવી પડી ત્યારે આ બધી જકાતો ફરીને નાખવી પડી. વસુલાતી ધોરણમાં આ અગત્યના ફેરફારો કર્યા ત્યારે નાણાં ખાતે નિરાંતનો વખત ન હતો. તે મુદતના પહેલાજ વર્ષમાં, એટલે ૧૮૭૭–૭૮ માં, દક્ષિણ તરફના ઇન્ડિયામાં ભારે દુકાળ ચાલી રહ્યો હતો. તે પછીનાં ત્રણ વર્ષોમાં સરકારને અફઘાન લડાઇનું ભારે ખર્ચ ઉપાડવું પડ્યું. તેનો ફાળો ઇંગ્લાન્ડે ભર્યો તે સિવાય તેનો આંકડો સોળ કરોડ ઉપરાંતનો હતો. ૧૮૭૮–૯ માં વટાવનો ભાવ (વિલાયતની હુંડીનો) વધારે ઉતરી પડ્યો. આને પરિણામે ૧૮૭૭–૮, ૧૮૭૯–૮૦ અને ૧૮૮૦–૧ માં જબરી ખોટો આવી; પરંતુ તે પછીનાં ત્રણ વર્ષો આબાદીનાં આવ્યાં; અને તે દરેકમાં અંગીકૃત નાણાં પ્રકરણી ધોરણે જબરો વધારો આવ્યો. નિમક અને જકાતના મથાળા હેઠળની આમદાની પ્રાન્તોના વધારેલા કરો (જમીન સંબંધી નાના નાના) અને લાઇસેન્સ ટાક્ષ કરતાં ઘણીજ વધારે થઇ હતી; પરંતુ ચાલતી આમદાનીનાં સતત્ વધારામાં મૂકેલો ભરોંસો પરિણામે સાચો ઠર્યો. ૧૮૭૬–૭ માં એકંદર પેદાશ ૫૮½ કરોડની થઇ હતી; ૧૮૮૨–૩ માં તે ૭૦ કરોડ ઉપર થઇ હતી. દક્ષિણ તરફના ઇન્ડિયામાં દુકાળને લીધે આગલા વર્ષમાં આમદાની કમી થઇ તે બાદ કરતાં ૧૦ કરોડને આશરેનો વધારો થયો હતો. ૧૮૮૨–૩ માં પ્રાન્તોના બંદોબસ્ત ફરી કરવામાં આવ્યા; અને નાણાં પ્રકરણી વસ્તુ સ્થિતિ એટલી બધી સારી થઇ ગઈ કે પ્રાન્તિક નોકરીઓને અપાતી રકમમાં વધારો કરવાનું, અને જોડીઆ પ્રાન્તમાં કર કમતી કરવાનું શક્ય માલૂમ પડ્યું. જોડીયા પ્રાન્તોમાં આર્થિક પ્રગતિ સંતોષ આપે તેવી ન હતી. તેમાં પટવારી કર (ગામડાઓનું રેવેન્યુ કામ કરનારાના નિભાવ માટે લેવા તો હતો તે) ૨૪ લાખનો ભોગ આપી કાઢી નાખવામાં આવ્યો. ૧૮૮૯–૯૦ માં આ કરનો કાંઇક ભાગ પાછો નાખવામાં આવ્યો હતો, પણ ૧૯૦૬–૭ માં તે ફરીને માફ કરવામાં આવ્યો હતો.

સર જહોન સ્ટ્રાચેની સુધારણા બાદ આવેલો સારો જમાનો લાંબો વખત ચાલ્યો નહિ. ૧૮૮૪-૫માં ઘઉં અને ચોખાનો વેપાર મંદીમાં રહેલો (તેથી રેલવે અને જકાતને અસર થયેલી,), અને અફીણ બનાવવામાં મોટું ખર્ચ કરેલું છતાં વસ્તુતઃ આવકખર્ચ સરભર થઈ ગયાં હતાં. પરંતુ તે પછીનાં ચાર વર્ષમાંનાં બેમાં જબરો તોટો જણાયો; અને બાકીના બેમાં દુકાળ નિવારણની રકમનો ભાગ થોડી મુદત આપવા બંધ રાખી કિંચિત્ વધારો સંપાદન કરવામાં આવ્યો હતો. વટાવ (વિલાયતની હુંડીનો ભાવ) બહુજ ઉતરી ગયો તેને લીધે આ ખુવારી થઈ હતી. વળી લશ્કરી ખર્ચ પણ વધ્યું હતું અને ઉપલા બર્માને ખાલસે કરવામાં આવ્યું હતું. વટાવનો દર રૂપૈએ ત્રણ પેની ગગડી ગયો; અને તે એક કરોડ કરતાં વધારે ખર્ચ થાય એની બરાબર હતું. ૧૮૮૫માં રૂશિઆ અને અફઘાનીસ્તાનને સિમાડે પંજદેહવાળો બનાવ બન્યો અને ઉપલું બર્મા જીતી લેવામાં આવ્યું. રૂશિઆ સાથે લડાઇ જાગવાની તૈયારી હતી, તેથી લશ્કરોને સજ્જ કરવામાં બે કરોડનું આંધણુ મૂકાય તેમ હતું. વળી બર્માની સાથેની લડાઇનું ખર્ચ ૬ કરોડ જેટલું થઇ ચૂક્યું હતું. આ બેમાંની એકે બાબતમાં શરૂના ખર્ચથી બંધ વળ્યો નહિ. ઇન્ડિયાની સરહદ ઉપર એક મહાન્ યુરોપિયન સત્તાના આગળ વધી આવવાથી સૈનિક વસ્તુસ્થિતિનો ફરીને વિચાર કરવાની જરૂર હતી. લશ્કરને વધારવામાં આવ્યું, અને મોરચાને સ્થળે રેલવે, અને કિલાબંધી, તેમજ બીજાં બાંધકામો ઉપર ઘણાં વર્ષો સુધી એથી પણ વધારે રકમો ખર્ચી. ઉપરના બર્મામાં સુવ્યવસ્થાનું પુનઃસ્થાપન થયું; અને તે પ્રાન્તનો રાજકારોબાર પાછો હાથ આવ્યો, તેથી તે માટે પણ મોટું ખર્ચ થતું ગયું. કેટલાંક વર્ષો બાદ તે નવું મળેલું રાજ ખીલતું અને વધારે પેદાશ આપતું થયું ત્યાં સુધી તે પ્રમાણે ચાલ્યું. લૉર્ડ લિટનની વ્હાઇસરૉય તરીકેની કાર્કિદીમાં ઘણી સંભાળ ભરી ગોઠવણો પુરા યત્નથા કરવામાં આવેલ તે આ એકઠા થયેલ ભારે ખર્ચને લીધે તુટી પડી; અને

૧૮૮૪-૯૧.

નવીન કરો નાખવાનો ઉપાય ગ્રહણ કરવો પડયો. ૧૮૮૬ના જાન્યુઆરીમાં લાઇસેન્સ ટાક્ષનું રૂપ ફેરવી તેને દર સાલ રૂપૈયા ૬૦૦થી વધારે બિન-ખેતીકારી આવક ઉપર સામાન્ય કરમાં ફેરવી નાખવામાં આવી; અને ૧૮૮૭–૮ માં મીઠા ઉપરનો કર દર મણે બે રૂપૈયાનો કરવા જરૂરયાત માલૂમ પડી. તેમજ ગ્યાસલેટ તેલ ( પ્રેટ્રોલિયમ ) ઉપર આવક દાણ નાખવામાં આવ્યું. આથી ઉપજમાં અઢી કરોડનો વધારો થયો. તે સાથે મુલ્કી રાજકારોબારમાં સખ્ત કરકસરનો અમલ કરવામાં આવ્યો; અને કઇ દિશાઓમાં ખર્ચ કમી કરવું તેની તજવીજ ચલાવવા એક ખાસ કમિટી નિમવામાં આવી હતી. તેની સૂચવેલી ખર્ચમાંથી થયેલ બચતને લીધે કેટલેક અંશે પ્રાન્તિક નાણાં સંબંધી ખાતામાં ફેરફાર કર્યા. તેથી ૧૮૮૬–૭ માં દરસાલ ૬૪ લાખનો વધારો શહેનશાહતના સાધનોમાં થયો. આ ઉપાયોથી જમાખર્ચ સરભર થયાં. વટાવનો દર (વિલાયતી હુંડીનો ભાવ) પાછો ઠેકાણે આવતાં તે પછી ત્રણ વર્ષ સુધી આબાદી રહેવા પામી. તેને લીધે લશ્કરી સજ્જ સામગ્રી અને રક્ષણોના સ્થળો ઉપર સતત્ ભારે ખર્ચ કર્યા છતાં વધારા રહ્યા.

આબાદીની મુદત બાદ તુરતજ વટાવના દર (વિલાયતની હુંડીનો ભાવ) ની સંકટ ભરી તવારીખનો બારીક સમય આવ્યો.

**૧૮૯૨–૯૪.** ૧૮૯૨–૯૩થી ૧૮૯૪–૫ સુધીનાં ત્રણ વર્ષોમાં વટાવનો દર એક શિલિંગ ત્રણ પેન્સમાંથી એક શિલિંગ એક પેની જેટલે ઉતરી પડયો. ૧૮૯૩ના જૂન માસમાં ચાંદીના છુટી રીતે શિક્કા પાડતાં ટંકશાળોને બંધ કરી; અને ઇન્ડિયાને વસ્તુતઃ સોનાના શિક્કાનું ધોરણ આપનાર અને એક રૂપૈયાના એક શિલિંગ ચાર પેન્સનો વટાવનો સ્થાઇ દર આપનાર શિક્કાના ચલણની પદ્ધતિનું ઝાઝ સરકારે ઝુકાવ્યું. વટાવનો ભાવ પડવાથી અતિ ભારે તોટા આવ્યા તે સામે નાણાંની વસ્તુસ્થિતિ ટક્કર ઝીલી શકી નહી; અને ૧૮૯૨–૩ અને ૧૮૯૩–૪માં સખ્ત કરકસર કર્યા છતાં અને ૧૮૯૨–૩ ના ફરી કરેલા બંદોબસ્ત વખતે પ્રાન્તિક સરકારોની વધતી જતી આમદાનીનો ભાગ પુનર્ગ્રહણ કર્યા છતાં વૃદ્ધિંગત થતી ખોટ નજરે

આવી. ૧૮૯૪ના માર્ચમાં પાંચ ટકાના જૂના દરથી સામાન્ય આવક જકાત ફરીથી નાખવાની ફરજ પડી. જકાતની ચીજોમાંથી સુતરાઉ માલને પ્રથમ દરજ્જે બાતલ રાખવામાં આવ્યો હતો, પરંતુ તે સાલની દરમિયાન નાણાં પ્રકરણી હાલત વધારે ખરાબ થવાથી તે માફી લાંબી મુદત નિભાવી શકાય તેમ નહતું. તેથી તેના ઉપર પાંચ ટકા પ્રમાણે જકાત નાખવામાં આવી. તે સાથે ઇન્ડિયાની મિલોના માલ ઉપર (એક્ષાઇસિ) જકાત ખંગ વાળવા માટે લેવામાં આવી. આ નવી જકાતોથી આમદાનીમાં આશરે ત્રણ કરોડનો વધારો થયો.

હવે આપણે વટાવ (વિલાયતી હુંડીનો દર) ની મુસ્કેલીની મુદતને અંતે આવી પહોંચ્યા છીએ. તે પછીની પાંચ સાલમાં

**૧૮૯૫–૧૯૦૬.** સ્થિરતાથી રૂપૈયાની કિંમત વધતી ચાલી; અને ૧૮૯૯–૧૯૦૦માં સરકારની રાજનીતિની અવધિએ એક શિલિંગ ચાર પેન્સે તે જઇ પહોંચ્યો. ૧૮૯૫–૬ થી તે હાલના (૧૯૦૬) ના વખત સુધી નાણાંની સ્થિતિની આબાદી, અને વ્યાપાર તેમજ ઉદ્યોગની ગતિ જારી રહી છે, (પરંતુ) અપૂર્વ સખ્તાઈ ભર્યા બે દુકાળો અને પ્લેગ (ગંઠીઆ તાવની બીમારી) ના ભયંકર દેખાવોથી તેમાં ખલેલ પહોંચ્યું છે. પહેલો દુકાળ ૧૮૯૬–૯૭માં પડયો, અને બીજો ૧૮૯૯–૧૯૦૦ માં આવ્યો. પ્રથમને પ્રસંગે દુકાળ નિવારણ માટે સીધી રીતનું સાત કરોડનું ખર્ચ થયું; અને બીજે પ્રસંગે નવ કરોડે જઈ પહોંચ્યું. તે સાથે પેદાશમાં છૂટ મૂકવાથી અને પરચુરણ કારણોને લીધે આડકતરી રીતે તો તેથી પણ મોટી રકમનું નુકશાન થયું. કેટલાક પ્રાન્તોના લોકોને ભારે હાડમારી ભોગવવી પડી, પરંતુ સારી મોશમોને લીધે બધા ભાગમાં અસાધારણ ત્વરાથી વસ્તુસ્થિતિ પાછી ઠેકાણે આવી ગઇ. અને કેટલાક ગતાબ્દોથી દેશે એકંદર રીતે આર્થિક અને નાણાંની બાબતમાં આબાદાની ભોગવી છે. ૧૮૯૭–૯૮ માં વાયવ્ય તરફના તાયફાઓ સામે વિસ્તીર્ણ યુદ્ધ-કાર્યો ચાલવાથી આશરે પાંચ કરોડનું ખર્ચ થયું હતું. ૧૮૯૬–૭ અને ૧૮૯૭–૮ એ બે સાલમાં એકંદર સાત કરોડની ખોટ ગઇ;

પરંતુ દુકાળ સુધાન્તની તે પછીના દરેક વર્ષમાં સારી રીતે બચત રહેવા પામી. તેથી નવીન કર નાખવાની જરૂર પડી નહિ. તે મુદ્દતમાં અગત્યના ફેરફારો જે વસુલાતી ખાતામાં કરવામાં આવ્યા, તેમાં પ્રથમ તો સુતરાઉ કાપડ ઉપરની જકાત પાંચ ટકામાંથી સાડાત્રણ ટકાની કરી તે હતો. સુતરને વળ ચડાવી બનાવેલા માલ તથા સુતર ઉપરથી દાણ કાઢી નાખવામાં આવ્યું; અને યુરોપમાંથી લવાતી લાલચ મળતી બીટકન્દની ખાંડની હરીફાઇ સામે ઇન્ડિયાની ખાંડનું રક્ષણ કરવા ખંગ વાળવાની જકાત પણ નાખવામાં આવી. ૧૮૯૭–૮ થી અગાડી દરસાલ આમદાની વધતી ગઇ છે, અને ૧૯૦૧–૨ ની કુલ પેદાશ, જેમાં લગભગ આઠ કરોડનો વધારો જણાયો, તે ૧૮૯૫–૬ ની આબાદીવાળી સાલના કરતાં એકંદર રીતે ૧૬ કરોડ કરતાં પણ અધિક હતી. ૧૯૦૨–૩ માં દુકાળને લીધે જમીનની બાકી રહેલ મ્હેસુલની બે કરોડની રકમ માફ કરવા, અને નાનાં પાણીનાં બાંધકામો માટે, કેળવણી માટે, જાહેર બાંધકામો માટે, વૈદિક જરૂરયાતો માટે, અને પ્રાન્તોના રાજકારોબાર માટે ખાસ રકમો પૂરી પાડવાને સરકાર શક્તિમાન્ થઇ. તોપણ વર્ષની આખરે સાડા પાંચ કરોડની બચત રહી. દક્ષિણ આફ્રિકા અને ચીનમાં ઇન્ડિયાનું લશ્કર ગયું તેને પરિણામે ૧૮૯૯–૧૯૦૦ અને ૧૯૦૨–૩ ની વચ્ચે લશ્કરી ખર્ચમાં મોટો બચાવ થયો. બીજી તરફ બોઅર લડાઇથી શિખવાતા ધડાને લીધે સજ્જ સામગ્રી અને ભાર બરદારીનાં જાનવરો માટે મોટું ખર્ચ કરવા જરૂર થઇ છે.

૧૯૦૩–૪ ની નાણાં પ્રકરણી વસ્તુસ્થિતિને લીધે ૧૮૮૨ પછી પ્રથમ વખતનેજ વાસ્તે, ઉદાર વૃત્તિથી કર માફ કરવા એ વ્યાજબી હતું. મીઠા ઉપરનો કર અઢી રૂપૈયે મણ હતો તે કમી કરી બે રૂપૈયાનો કરવામાં આવ્યો; અને ઇન્કમટાક્ષ આપનારાને માટે દરસાલ રૂપૈયા ૧૦૦૦ કરતાં ઓછી સઘળી કમાઇઓને એ કરના અમલમાંથી છોડાવી, તેઓના ઉપર પડેલો બોજો કમી કર્યો. આ કરો માફ થયા તેનો અડસટ્ટો

૧૦૮ કરોડનો હતો. જાહેર બાંધકામો સારૂ વધારેની ખાસ રકમો આપવામાં આવી. ૧૯૦૩ ના જાન્યુઆરીમાં ભરાયેલા દિલ્હી દરબારે દેશી રાજ્યો પ્રત્યે નિવાજીસ કરી તેઓએ દુકાળનાં કામો માટે લીધેલાં નાણાં માફ કર્યાનું જાહેર કર્યું. એ ધીરેલી રકમો ઉપરનું ત્રણ વર્ષનું વ્યાજ માફ કરવામાં આવ્યું. ઉપલી માફીઓ ઉપરાંત પ્રાન્તોની સરકારોને જુદાં જુદાં કાર્યો માટે ૨૦૬ કરોડ આપવામાં આવ્યા. તથાપિ ૧૯૦૩–૪ માં ૫½ કરોડનો અંદાજે વધારો રહ્યો, અને ૧૯૦૪–૫ માં ૭ કરોડ કરતાં પણ અધિક રહ્યો.

૧૯૦૫–૬ માં દર મણ મીઠા ઉપર બે રૂપૈયાની જકાત હતી તેને વળી ઓછી કરી દોઢ રૂપૈયો કરવામાં આવ્યો. ૧૮૭૭–૮ માં ઉત્તર તરફના ઇન્ડિયામાં દુકાળનો કર નાખવામાં આવેલો હતો તે માફ કર્યો. સ્થાનિક સરકારોને પોલીસ, કેળવણી અને ખેતીવાડીની ખીલવણી માટે તેમજ લોકલ બોર્ડોને મદદ માટે મોટી મોટી રકમો મંજુર કરવામાં આવી. તોપણ તે સાલ માટેનું ફરી કરેલ બજેટ ૩૦૪ કરોડની બચત બતાવતું થયું. તેમાંથી ૭૮ લાખ કરજ કમી કરવામાં કિંવા કરજ ન થવા દેવા માટે વાપરવામાં આવ્યા. ૧૯૦૬–૭ ના બજેટમાં પોલીસ અને કેળવણી માટેના વધી ગયેલા ખર્ચ માટે વધારાની યોજના કરી છે. તે સાથે સ્થાનિક કરો કમતી કરવાના હેતુથી ગામડાઓના અમલદારોનો પગાર આપવા માટે, અને પરગણાંની ટપાલના ધોરણના નિભાવ માટે ( જે હાલમાં શાહી ટપાલની નોકરીને સોંપી દેવામાં આવેલ છે) લેવાતા નાના કરોને કાઢી નાખવામાં આવ્યા છે. પરંતુ એવી અટકળ બાંધવામાં આવી છે કે સાલની આખરે ૧૦૩ કરોડનો વધારો રહેવા પામશે.

વળી ૧૯૦૪–૫ થી ૧૯૦૬–૭ ની સાલોમાં નાણાં પ્રકરણી બંદોબસ્ત ફરીને થયો તેથી તે નોંધ લેવા લાયક છે. તે નોંધ પાછળથી કરવામાં આવશે.

**આવક ખર્ચની વિગતો.**

જુદી જુદી જાતનાં આવક ખર્ચનો વધારો આ પ્રકરણની છેવટે આવેલા બીજા અને ત્રીજા કોઠાથી માલૂમ પડી આવશે. ૧૮૭૬ થી તે ૧૯૦૩ ની સાલ સુધી તેમાં સત્તાવીશ વર્ષના આંતરાના આંકડા બતાવે છે. તે સાથે ૧૯૦૩-૪ તથા ૧૯૦૪–૫ ના આંકડા સરખામણી માટે વધારવામાં આવેલા છે. તેના કરતાં વધારે મુદ્દત ઉપર દૃષ્ટિપાત કરવો મુશ્કેલ છે. કેમકે ૧૮૮૪–૫ માં વટાવ (વિલાયતની હુંડી) ના ભાવને લીધે થયેલ નુકશાન બતાવવાની રીતમાં દાખલ કરેલા ફેરફાર ૧૮૭૬–૭ પહેલાંની સાલોના હિસાબને લાગુ કરવામાં આવ્યા ન હતા. સરળતાને માટે ચોખ્ખા આંકડા બતાવવામાં આવ્યા છે; એટલે પેદાશ એકઠી કરવામાં લાગેલ ખર્ચ દરેક મથાળાની મેલી (એકંદર) પેદાશમાંથી બાદ કરેલ છે, અને ખર્ચના દરેક મથાળા નીચે કુલ ખર્ચમાંથી ખાતામાં ભરાયેલી રકમો બાદ કરી છે.

**કરમાંથી અને બીજાં સાધનોમાંથી થયેલી આમદાની.**

પેદાશના પત્રકમાં બે મોટાં મથાળાં કરેલ છે, એક કરનું, અને બીજું કર સિવાયની બીજી આવકોનું. ૧૮૭૬–૧૯૦૧ ની મુદતની શરૂમાં સેંકડે ૩૮ ટકા કર આવતો, અને તેને અંતે કુલ પેદાશના ૫૦ ટકાનો આવ્યો. આ હિસાબમાંથી રેલવે, પાણીકામ, ટપાલ અને તારનાં પેદાશ આપનારાં ખાતાંની કમાણી જુદી રાખેલ છે. ચોખ્ખા ખર્ચના કોઠામાં (બાળબોધ અક્ષરે) તેને બાદ કરેલી રકમો તરીકે બતાવવામાં આવેલી છે. એકંદર પેદાશ નજરમાં રાખતાં ખુદ કરમાંથી ઉપજેલ હિસ્સો હાલમાં સેંકડે ૨૬ ટકાનો છે. યુનાઇટેડ કિંગડમમાં તો એકંદર પેદાશનો આશરે પાંચ–ષષ્ટાંશ કરમાંથી વસુલ થાય છે.

બંગાળાના વધારે મોટા ભાગમાં, જોડીઆ પ્રાન્તના, તેમજ મદ્રાસ અને આસામના કેટલાક ભાગમાં જમીનનું મ્હેસૂલ

**જમીનનું મ્હેસૂલ.** હમેશને માટે નક્કી કરવામાં આવેલ છે. બીજે ઠેકાણે તે મુદ્દતે ફરી ફરીને કરવામાં આવે છે. પરગણાવાળા તે ફરીને બનાવે છે. મદ્રાસ, મુંબઈ અને જોડાઆ પ્રાન્તોમાં એ બંદોબસ્તની ત્રીશ વર્ષની મુદ્દત છે; અને પંજાબ તથા મધ્યપ્રાન્તોમાં વીશ વર્ષની છે. બર્મા અને આસામના જેવા પાછળ રહેલા મુલ્કો, જેમાં પડતર જમીન ઘણી છે, ગણોતનો દર કમતી છે, અને ખેતીવાડી વધતી ઓછી છે, ત્યાંની મુદ્દત એના કરતાં કમતી રાખેલી છે. ૧૯૦૨ ના જાન્યુઆરીમાં ઇન્ડિયા સરકારે એક ઠરાવ કરી તેની જમીનની મ્હેસૂલની પરિપાટી વધતી જતી અને મધ્યમ પ્રકારની ગણવાનું વ્યાજબી ધાર્યું છે.×[1] સરકારને માટે રખાતો "પુંજી" નો ભાગ નિરંતર કમતી થતો જાય છે; પરંતુ "પુંજી" ની ખુદ કિંમત વિસ્તૃત ખેતીથી, વધતી જતી વસ્તિથી, ચઢતા ભાવથી, અને વ્યાપારની ખીલવણીથી, એટલે બધે દરજ્જે વૃદ્ધિંગત થઇ છે કે, તે "પુંજી" ના કમતી થતા હિસ્સામાંથી ધીમે ધીમે વધતી જતી પેદાશ થતી જાય છે. આ વર્ષોમાં દુકાળના સબબથી છૂટ મૂકવામાં આવી. તે છતાં ૧૮૭૬–૭ માં જમીનની ચોખ્ખી પેદાશનો અંદાજે ૧૮૦૮ કરોડનો હતો, અને ૧૯૦૦–૧ માં આશરે ૨૪ કરોડનો હતો. પાછળના આંકડામાંથી ઉપરના બર્મા (જે ૧૮૮૬ માં ખાલસે થયું હતું) ની જમીનની મ્હેસૂલ બાદ કરતાં પચીશ વર્ષમાં ચાર કરોડ કરતાં કાંઇક વધારે, એટલે દરસાલ આશરે ૧૬ લાખની અધિક, રકમ થઇ હતી. નિયમસરની સાલો કરતાં અનાવૃષ્ટિની સાલમાં જમીનના મ્હેસૂલની વસુલાત ઘણીજ કમતી થાય છે, અને આ વર્ષોમાં આવેલા દુકાળોની અસર એટલી તો જબરી હતી, કે ફરીને કરેલા બંદોબસ્ત પ્રમાણે અમલ કરતાં મોટો વધારો થયો હતો; તે છતાં ૧૮૯૬–૭ થી તે ૧૯૦૦–૧ સુધીનાં પાંચ વર્ષોમાં જમા કરેલ રકમો આગલી પાંચ સાલના એકંદર કરતાં માત્ર ૩૬ લાખ વધારે

×૧ આ અને જમીનની મ્હેસૂલ સાથે સંબંધ રાખનારી બીજી બાબતો માટે આ ગ્રન્થનું સાતમું પ્રકરણ જુઓ.

હતી. દુકાળોને લીધે ફેરફાર થાય તે અલગ રાખતાં જમીનનું મ્હેસુલ ઠીક રીતનો સતત વધારો બતાવતું રહે છે, પરંતુ સામાન્ય વધતી જતી આમદાની સાથે તે સરખું પગલું રાખી શકી નથી. ૧૮૭૬–૭ માં જમીનની પેદાશ કુલ ચોખ્ખી પેદાશના સેંકડે ૪૪ દોકડા જેટલી, અને ૧૯૦૧–૩ માં ફક્ત ૩૯ દોકડા જેટલી હતી. ખુદ જમીનની પેદાશ ઉપરાંત હિસાબના આ ખાતામાં જમીન વેચાણ, મચ્છીમાર ખાતું, બર્માની અંદરનો ઘર અને માથા વેરો, અને બીજી જુદી જુદી પરચુરણ રકમોની સંખ્યાબંધ આવકનો સમાવેશ થાય છે. જમીનની પેદાશનો વધારે દર, જે સરકારના પાણીનાં બાંધકામોના પરિણામ સાથે સીધી રીતે સંબંધ ધરાવનાર છે, તે હિસાબમાં પાણીકામની આવક તરીકે બતાવવામાં આવેલ છે. ૧૮૭૬–૭ માં આ રકમ ૪૦ લાખની હતી, તે ૧૯૦૨–૩ માં વધીને ૧૨૨ લાખ થઈ.

**ખંડણીઓ.** દેશી રાજ્યો પાસેથી લેવાતી ખંડણી તથા ફાળાનું એ પત્રકમાં બીજું મથાળું છે. સરખામણીએ એ રકમ નાની છે. મુખ્યત્વે કરીને ફાળાઓ તો આગલા વખતમાં લશ્કર પુરૂ પાડવા કિંવા નિભાવવાનું બંધન હતું તેના બદલામાં છે. દેશના સુલેહશાન્તિ નિર્ભય કરવામાં સર્વોપરિ સરકારે માથે લીધેલી ફરજનો એ થોડોકજ બદલો છે.

**જંગલો.** ઘણી ખરી જંગલની પેદાશ (કાટ) લાકડાં અને જંગલની 'બીજી પેદાશના વેચાણમાંથી આવે છે. તે સરકારની મિલ્કત છે. જંગલખાતાએ તુરતની મોટી આવક કરવાને બદલે, દોલતના આ કિંમતી સાધનને બચાવવા તથા સુધારવા અધિક ધ્યાન રાખેલ છે; પરંતુ તેને લગતાં કામકાજેથી અધિકતર લાભ થતો જાય છે. દુકાળની અસર ન લાગી હોત તો તે થોડા વર્ષ અગાઉ વધારે મોટો થયો હોત.

ઇન્ડિયામાં ખપતા અફીણની ઉપજ "એક્ષાઇસ" નામના ખાતામાં જમે કરવામાં આવે છે, અને ખુદ અફીણની પેદાશ

**અફીણ.** દેશાન્તરમાં મોકલાતા અફીણમાંથી થાય છે. તેમાં તેનો ઘણોખરો ભાગ ચીન લે છે. અફીણની વરસો વરસની પેદાશ બહુ ચઢતી ઉતરતી રહે છે. એ તે વસાણુના બદલી જતા ભાવ અને ઋતુના પ્રકારને લીધે છે. સારા પાકની તાત્કાલિક અસરથી સાલની ચોખ્ખી ઉપજ ઘટે છે. કેમકે તેથી ખેડૂતોને વધારે રકમ આપવી પડે છે, અને આવતા વર્ષ સુધી વેચાણુ કરવા માટે પાક તો તૈયાર થતો નથી. ચીનની બજારની પરિસ્થિતિથી બજાર ભાવમાં ઘણી રીતે અસર થાય છે. કેમકે ત્યાંની દેશી પેદાશ એક બિહામણા હરીફ જેવી થતી જાય છે. દૂરના પૂર્વમાં જે રાજદ્વારી ફેરફારો થયા છે, પેદાશનું આ સાધન આગળના કરતાં પણ વધારે શકાયુક્ત થયું છે. ૧૯૦૧માં પૂરાં થતાં પચીશ વર્ષમાં સામાન્ય વલણ સ્થિરતાથી નીચું ઉતરતું રહેલ છે; અને દરેક પાંચ-સાલી મુદતમાં સરાસરી ચોખ્ખી પેદાશમાં ઘટાડો થયો છે; અને ૧૮૯૫થી તો તે વિશેષ રીતે જોવામાં આવેલો છે. ત્યાર પછીનો પંચસાલી મુદતમાં ઇન્ડિયાનો પાક નબળો થવાથી ખેડૂતોને વધારે ભાવ આપવો પડ્યો હતો. ૧૮૭૬–૭માં અફીણે કુલ ચોખ્ખી આમદાનીનો ૧૬ ટકાનો, અને ૧૯૦૨-૩ માં ફક્ત સાત ટકાનો ભાગ આવ્યો. ત્યાર બાદ કાંઇક ઠેકાણે પડયું છે, પરંતુ તે ટૂંક મુદત ચાલે એવો સંભવ છે.

**નિમક.** ૧૮૮૮ની હકીકતમાં જણાવ્યા પ્રમાણે નિમકની જકાતનો દર એ દરજ્જે ચડાવ્યા બાદ દર મણુ ઉપર સામાન્ય રીતે અઢી રૂપૈયા લેખે ચાલ્યો.×૧ હાલમાં ૧૯૦૩ અને ૧૯૦૫માં તે કમતી કરવામાં આવ્યો ત્યાં સુધી તે જારી રહ્યો. ૧૮૯૬માં ઇનડસ (સિંધુ) નદીની પેલી તરફના મુલ્કોમાંના નિમક ઉપરની જકાત વધારવામાં આવી, પરંતુ તે દર સામાન્ય દર કરતાં કમતી આંકડાનો હતો. પણ તેથી આમદાનીમાં જે વધારો થયો તે સરખામણીમાં નજીવો હતો, નિમકનો ખપ એ લોકસ્થિતિનું ખાત્રી લાયક ચિન્હ

×૧ બ્રહ્મદેશમાં તે એક રૂપૈયાનો છે.

છે. આબાદીના વર્ષોમાં તે વધે છે, અને દુકાળ કિંવા અછત હોય ત્યારે ઘટે છે ટૂંક મુદત માટે ફેરફાર થાય તે અલગ રાખતાં ૧૮૮૭–૮થી તેના ખપમાં સંતોષકારક વધારો થયો છે. રૈયતની વૃદ્ધિની સાથે આ બિના સંયુક્ત કરતાં આમદાનીમાં સ્થિરતાથી વધારો થતો જાય છે. ૧૮૮૮–૯માં ચોખ્ખી આવદાની ૬૦૮ કરોડની, અને અઢી રૂપૈયા લેખેની જકાતનો છેલ્લી સાલ ૧૯૦૨–૩માં ૮·૪ કરોડની થઇ. ૧૯૦૩માં દર માણસે સરકારી બોજો ૪·૯ આના (એટલે પાંચ પેન્સ)નો પડયો, અને જકાત ફરીને કરવાના સબબથી તે ઘણો કમતી થવા પામ્યો છે. એ રીતે ફરીને જકાતનો દર બાંધવાથી દેશના વધારે મોટા ભાગ ઉપર આગળ લેવાતી જકાતનો બે–પંચમાંશ દૂર થઇ ગયો છે.

**એક્ષાઇસ.** એક્ષાઇસની પેદાશ, માદક દારૂ, ભાંગ, અને અફીણ, જે દેશમાંજ ખપેછે, તેમાંથી આવે છે; અને તે બનાવટ ઉપર જકાતના રૂપમાં અને વેચવાના લાઇસેન્સ (પરવાના)ની ફી (લવાજમ) ના રૂપમાં વસૂલ કરવામાં આવે છે. વધતી આબાદી તથા શ્રેષ્ઠતમ રાજ વહિવટથી દર સાલ આશરે ૧૩ લાખની સરાસરી જેટલી આમદાની હમેશાં ઠીક રીતે વધવા લાગી છે. ૧૯૦૧થી ૧૯૦૪ સુધીના વર્ષોમાં એ કરતાં પણ ઘણી અધિક થઇ હતી. નિમક, જંગલ અને જમીનના મ્હેસૂલ માફક એક્ષાઇસની આવક દુકાળ કિંવા અછતના વર્ષોમાં ઘણીજ ઓછી થઇ જાય છે.

**જકાત.** મુખ્યત્વ કરીને જકાત, સામાન્ય આવક દાણમાંથી, હથિયાર, દારૂ, ખાંડ અને પેટ્રોલિયમ તેલ જેવી ચીજો ઉપરના ખાસ આવક દાણમાંથી, તેમજ ચોખાની ઉપરના નિકાસ દાણમાંથી આવે છે. આગળ કહી ગયા પ્રમાણે, ૧૮૯૪ ના માર્ચમાં આવક દાણ ફરીને નાખવામાં આવેલ હતું. તેજ સાલના ડિસેંબરમાં રૂ ઉપર પણ તે લાગુ કરવામાં આવ્યું હતું. ૧૮૯૬ના ફેબ્રુઆરીમાં સુતરાઉ કાપડ ઉપરની જકાત સેંકડે પાંચ ટકા હતી તેને ઓછી

કરી સાડા ત્રણ ટકાની કરવામાં આવી હતી. સુતરના વણેલ દોરા અને સુતર ઉપર તે દાણ એકી વખતે કાઢી નાખવામાં આવ્યું હતું. તે દિવસ પછી અગત્યનો ફેરફાર માત્ર એકજ કરવામાં આવ્યો હતો. તે યુરોપમાંથી આવતી બીટકન્દની ખાંડ ઉપર ખંઝ વાળવાને નાખેલું દાણ હતું. ૧૮૯૬–૭માં ચાલતી ગોઠવણ શરૂ થઇ. તેમાં જકાતની પેદાશ ચોખ્ખે ચોખ્ખા ૪૧૫ લાખ જેટલી થઇ હતી; ૧૯૦૦–૧માં ૪૬૭ લાખ થઈ, અને ખંઝ વાળનારી ખાંડ ઉપરની જકાત બાદ કરતાં લગભગ ૭૦ લાખનો વધારો થયો; અને ૧૯૦૨–૩માં એના કરતાં પણ ૧૫ લાખ વધારે આવ્યા. જકાતની આમદાની વેપારવૃદ્ધિથી વૃદ્ધિ પામે છે; અને સાલની હકીકતો અનુસાર વધે ઘટે છે, પણ એક બીજા કારણનો તેને કેટલેક દરજ્જે ડર રહે છે. બીજી રીતે જોતાં તે કારણ સંતોષની બીના છે. તે એ છે કે સ્વદેશી ઉદ્યોગની ખીલવણી છે.

**મુકરર કરેલા કરો.** ૧૯૦૨–૩ માં કાઢી નાખેલા મધ્ય પ્રાન્તના નાના સ્થાનિક કર અલગ રાખતાં બીજા કોઠામાં બતાવેલ નાના કરોની આવક ૫૦૦ રૂપૈયાથી વધુ કમાણીના બિન-ખેતીકારો ઉપરના સામાન્ય કરોની છે, તે ૧૮૭૮ ના લાઈસેન્સ ટાક્ષના બદલામાં ૧૮૮૬ ની સાલમાં નાખવામાં આવ્યો હતો. ૧૮૮૬-૭ માં એ કરની ચોખ્ખી પેદાશ ૧૨૮ લાખની, અને ૧૯૦૨–૩ માં ૨૦૭ લાખની થઈ હતી. આમદાનીનાં બીજાં સાધનો કરતાં વર્ષના અકસ્માતો આ કરને થોડી અસર કરે છે; અને લોકોની વધતી જતી કમાણીની સાથે લગભગ વાર્ષિક પાંચ લાખના દરથી તે ધીમે ધીમે વધી છે. રૂપૈયા ૫૦૦ અને ૧૦૦૦ ની વચ્ચેની કમાણીને માફ કરતાં ૧૯૦૩-૪ માં ૩૦ લાખની ખોટ આવી, તે હવે હળવે હળવે પુરાતી જાય છે. યાદ રાખવાનું છે કે વારસા અને વંશપરંપરાના હકથી પ્રાપ્ત થતી મીલ્કત ઉપર કર લેવાનું ઇન્ડિયામાં વિશાળ રીતે ચાલતું નથી. કેમકે હિંદુના સંયુક્ત કુટુંબના ધોરણને લીધે અવિભક્ત કુટુંબની માલિકી જારી રહે છે.

**પ્રાન્તોમાં લેવાતા વરાડ, નાના કરો વગેરે. ( રેટ્સ અને સેસ ).**

પ્રાન્તોના વરાડના પોણા ભાગ કરતાં વધારે અંશે "રેટ્સ" ની પેદાશ "સેસ" કહેવાતા નાના કરમાંથી આ છે. તે "સેસ" ૧૮૭૦ અને ૧૮૭૧ માં ઘણા ખરા પ્રાન્તોમાં હાલના રૂપમાં જમીન ઉપર નાખવામાં આવ્યો હતો. ૧૮૭૭ અને ૧૮૭૮ માં દુકાળની પરિપાટી યોજી ત્યારે તેને ઉત્તર તરફના ઇન્ડિયામાં વધારવામાં આવ્યો હતો. પ્રાન્તોના "રેટ્સ" માં બીજી આવી જતી રકમો કેટલાક પ્રાન્તોમાં ગામડાની પોલીસ માટે લેવાતા "સેસ"ની પણ છે. જમીન ઉપરની રેવેન્યુ વસુલ કરતી વખત આ સેસ પણ ઉઘરાવી લેવામાં આવે છે. તેની સાથે તે ચઢતા પડતા રહે છે. ૧૮૭૮–૯ માં પ્રાન્તોના સેસનું એકંદર ૨૫૪ લાખનું, અને ૧૯૦૨–૩ માં ૪૦૫ લાખનું થયું હતું. દુકાળના વરાડો અને ગામડાંઓની પાસેથી રેવેન્યુ મ્હેસૂલ ખાતાના અમલદારના ખર્ચ માટે લેવાતો સેસ હાલમાં માફ કરતાં પાછળથી આમદાનીમાં લગભગ એક કરોડનો ઘટાડો થયો છે.

**સ્ટાંપના.**

સ્ટાંપની આવક ન્યાય ખાતાની કિંવા કોર્ટ–ફી–સ્ટાંપ, અને બિન–ઇન્સાફી ખાતાની યાને રેવેન્યુ સ્ટાંપમાંથી થાય છે. કોર્ટ–ફી–ખાતાની સ્ટાંપો ઉપજનું વધારે મોટું સાધન છે. ૧૯૦૨–૩ માં તે ખાતાની આવક એકંદર આવકના ૬૯ ટકા જેટલી થઈ હતી. એ સ્ટાંપની આવકને "કર" શબ્દના ખરા અર્થમાં કર તરીકે ગણવાના કરતાં ભારે ખર્ચથી રાખેલાં ઇન્સાફી ખાતાં તરફથી થતી સેવાના બદલામાં પગાર આપવાના અર્થમાં ગણવી જોઇએ. બીજા દેશોની માફક, ઇન્ડિયામાં પણ કાયદા પ્રમાણે વેપારના અને બીજા પરચુરણ દસ્તાવેજોનાં ઉપર રેવેન્યુ સ્ટાંપ ચોડવો પડે છે. પ્રસંગોપાત ફેરફાર થયો છે, તોપણ બન્ને જાતની સ્ટાંપની આમદાની ધીમે ધીમે વધતી ગઈ છે; માત્ર ત્રણ વર્ષોમાં જ તેની ચોખ્ખી પેદાશમાં ટૂંક મુદતનો ઘટાડો થયો હતો. દુકાળને લીધે ફરિયાદો ચલાવવા માટે આત્મ-

સંયમ રાખવાની ફરજ પડે છે. તેથી કોર્ટ-ફી-સ્ટાંપની આવક ઓછી થવાનું વલણ રહે છે; પરંતુ નાણાં ઉભાં કરવા માટે દસ્તાવેજોની સંખ્યા વધે છે તેથી કોર્ટ ફી સિવાયના સ્ટાંપની પેદાશમાં વધારો થવા વલણ રહે છે. ૧૮૭૬-૭ માં રેવેન્યુ સ્ટાંપની ચોખ્ખી પેદાશ ૨૦૭ કરોડની થઈ હતી, અને ૧૯૦૨-૩ માં પાંચ કરોડની થઈ હતી. એટલે દર વર્ષે સરાસરી આઠ લાખનો વધારો થયો હતો. એકંદરમાંથી એક ત્રિતીયાંશ કરતાં વધારે બંગાળામાંથી આવે છે.

**રજીસ્ટ્રેશન(દસ્તાવેજોનું નોંધાવવું).**

દસ્તાવેજો (તેમાં મુખ્યત્વે કરીને ગીરોના દસ્તાવેજો) નોંધાવવાની ફીની પેદાશ સરખામણીમાં થોડી છે. ૧૯૦૨-૩ માં તે ૨૧ લાખ જેટલી થઇ હતી.* વર્ષો વર્ષ તેની આમદાની ફરતી રહે છે, પરંતુ તેમાં વધારો થવાનું વલણ નિરંતર જારી રહે છે.

**ચોખ્ખા સાધારણ ખર્ચનું પત્રક મુલ્કી રાજવહિવટ.**

આ પ્રકરણને છેડે આપેલું ત્રીજુ પત્રક રાજના ચોખ્ખા સાધારણ ખર્ચની વિગત આપે છે. પહેલા મથાળામાં સામાન્ય મુલ્કી ખર્ચનો સમાવેશ કરેલો છે. ૧૮૭૬-૭ માં તે આશરે ૧૪ કરોડ હતી તે ૧૯૦૨-૩ માં વધીને ૨૩ કરોડ થઈ. આ વૃદ્ધિંગત પ્રમાણ પ્રગતિની નિયમાનુસાર સ્થિતિ સૂચવે છે, અથવા તેનું રૂપક છે. પરંતુ વિગતો તપાસ્યા પહેલાં ખર્ચ વધવાનાં ત્રણ ખાસ કારણોની નોંધ લેવી જોઇએ. વિલાયતની હુંડીના દરમાં ઘટાડો થયો તેથી ઇંગ્લાન્ડમાં થતા ખર્ચના ભાગના રૂપૈયા ગણતાં તેની રકમ વધારે થઈ વટાવને સંબંધે ખર્ચની બીજી રકમ તે માટે અપાતા વળતરના બદલાની છે. સરકારી અમલદારો જે ઇન્ડિયામાં ન રહેતા હોય તેઓને ઇંગ્લાન્ડમાં નાણાં મોકલતાં રૂપૈયાની કિંમત ઘટવાથી થતા નુકસાન માટે બદલો આપવાનું ૧૮૯૩ માં પ્રથમ શરૂ થયું.

* સ્થાવર મિલ્કતના દસ્તાવેજોના સંબંધમાં હાલમાં રજીસ્ટ્રેસનની ફરજ નાંખેલી છે.

૧૯૦૨-૩ માં આ બદલો આપવાથી સામાન્ય મુલ્કી રાજકારોબારના ખર્ચમાં આશરે ૨૮ લાખનો વધારો થયો. ત્રીજું ખાસ ખર્ચ ઉપલા બ્રહ્મદેશના રાજવહિવટ માટે થાય છે તે છે. તેમાં તે પ્રાન્તની વધતી આમદાની જમે કરવી જોઈએ. પત્રકમાં મુલ્કી ખાતાના ખર્ચના ત્રણ ખાતામાં વિભાગ પાડેલા છેઃ—જમીનના મ્હેસૂલનું ખાતું, મુલ્કી ખાતું, અને પરચુરણ મુલ્કી ખર્ચોનું ખાતું.

**જમીનનું મ્હેસૂલ.** જમીનના મ્હેસૂલ ખાતાના હિસાબમાં પરગણાંના રાજવહિવટના ખર્ચનો મોટો ભાગ આવી જાય છે, અને વળી તે ખાતા સાથે આડકતરી રીતે સંબંધ રાખતી સરકારી નોકરીનાં ખર્ચો પણ તેમાં સમાવિષ્ટ થાય છે. આ મથાળા નીચે ડિસ્ટ્રીકટ કલેકટરો માજીસ્ટ્રેટો અને બીજા અમલદારોના પગારનો ભાગ દર્શાવેલ છે, તેમજ ન્યાયની મ્હોટી કોર્ટોની બચેલી શિલકનો આંકડો પણ તેમાં બતાવવામાં આવ્યો છે. ૧૮૩૬ અને ૧૮૯૩ની વચ્ચે ડિસ્ટ્રીકટ રાજકારોબારના ભાગને લગતું ખર્ચ ૧૪૮ લાખમાંથી ૨૦૨ લાખ જેટલું વધી ગયું છે. આગળ જણાવલાં ખાસ કારણોને અલગ રાખતાં નવાં પરગણાંઓની ઉત્પત્તિ, કામ અને ખાતાંઓમાં થયેલા વધારા, અને દેશી અમલદારોનો પગાર વધારવાથી એકત્ર રીતે કુલ ખર્ચ વૃદ્ધિંગત થયું છે. પરંતુ કેટલીક નિમણોકો ઉપર યૂરોપિયનોને બદલે દેશના વતનીઓને નિમવાથી કેટલેક દરજ્જે એથી ઉલટું પરિણામ પણ આવ્યું છે.

**મુલ્કી ખાતાંઓ.** ૧૯૦૨-૩ માં મુલ્કી ખાતાંઓનું એકંદર ખર્ચ ૧૫$\frac{૧}{૨}$ કરોડનું થયું હતું. તેની વિગતો નીચે પ્રમાણે છેઃ—

૨૨૭ લાખ સામાન્ય રાજકારોબાર ખાતે.
૨૯૫ લાખ ન્યાયની અદાલતોને ખાતે.
૭૪ લાખ જેલ ખર્ચ ખાતે.
૪૦૭ લાખ પોલીસ ખર્ચ ખાતે.
૫૧ લાખ દરિયાઇ ખર્ચ ખાતે.

૧૬૮ લાખ કેળવણી ખર્ચ ખાતે.
૧૩૨ લાખ વૈદકી ખાતાના ખર્ચ ખાતે.
૧૨૩ લાખ રાજદ્વારી ખર્ચ ખાતે.
૧૭ લાખ ધર્મ સંબંધી ખાતાનું ખર્ચ.
૬૧ લાખ પરચુરણ ખાતાંઓનું ખર્ચ.

૧૫૩/૪ કરોડ એકંદર.

સામાન્ય રાજકારોબારનું ખર્ચ એ વિભાગના કમિશનરોના દરજ્જા સુધીના મુલ્કી અમલદારોને લગતું છે. ઈન્ડિયા અને ઇંગ્લાન્ડમાં સ્ટેટ સેક્રેટરી, વ્હાઇસ્રોય, ગવર્નરો, લેફ્ટેનન્ટ-ગવર્નરો, કાઉન્સિલો ઈત્યાદિને લીધે થતું ખર્ચ તેમાં સમાવિષ્ટ થાય છે. ૧૮૭૬-૭૭ અને ૧૮૯૪-૫ ને વચ્ચગાળે તેમાં ૫૫ લાખનો વધારો થયો. ત્યાર બાદ તેમાં માત્ર ૧૬ લાખનો જ વધારો થયેલ છે. ન્યાયની અદાલતો ખાતે ચર્ચાવાળી સત્તાવીશ વર્ષની મુદતમાં ૯૫ લાખનો વધારો થયો, તેથી ફરિયાદોમાં થયેલ વધારો અને ઘણી કિંમતી સુધારણાઓ ઉપર થયેલ ખર્ચ ખુલ્લી રીતે જણાઈ આવે છે. ૧૮૭૬-૭ ની સાલની ૧૯૦૨-૩ ની સાલ સાથે સરખામણી કરતાં જેલના ખર્ચમાં ૨૧ લાખનો વધારો થયો નજરે આવે છે. જેલમાં મોટી વસ્તી છે, અને તેના વહિવટને પણ ઘણો સુધારવામાં આવ્યો છે. મુલ્કીખાતામાં પોલીસનું ખર્ચ ઘણું જબરૂં છે. તેમાં ૧૮૭૬-૭ થી મોટો, એટલે ૧૭૭ લાખનો, વધારો થયો છે. આ વધારામાંના લગભગ ૮૦ લાખ તો ૧૮૮૫-૮૬ અને ૧૮૮૭-૮ ની વચ્ચે ઉપલા બ્રહ્મદેશમાં પોલીસ કરવાના કારણને લીધે હતા. સામાન્ય રીતે પણ તે ખાતું વર્ધિત થયેલું છે; અને માણસોને વધારે કાર્યદક્ષ અને ભરોંસાદાર કરવા માટે અમલદારો તથા પોલીસના સિપાહીઓના પગારો અધિક કરવામાં આવ્યા છે. ૧૯૦૨-૩ થી પોલીસ ખાતાનું ખર્ચ તે સાલના પોલીસ કમિશનની સિફારસ મુજબ એથી પણ અધિક રાખવામાં આવ્યું છે. દરિયાઈ ખાતું ખર્ચમાં વધારે નાનું છે.

બીજી રકમોની સાથે તેમાં બાદશાહી ઇન્ડિયન દરિયાખાતાનું, દરિયાઈ માપણી ખાતાનું, અને ગોદીઓનું ખર્ચ આવી જાય છે. ૧૮૭૬–૭ થી કેળવણી ખાતાનું અધિક ખર્ચ (૮૩ લાખ) અને વૈદકી ખાતાનું (૬૮ લાખનો વધારો) અધિક ખર્ચ ખુલાસો માગતાં નથી. કેમકે વધારેમાં વધારે મહત્ત્વનો તે લોકાશીર્વાદ છે. ચર્ચાવાળી મુદ્દતમાં રાજદ્વારી ખાતાનું ખર્ચ ઘણું ભારે થયેલું દૃષ્ટિએ આવે છે. તેનો મોટો ભાગ વાયવ્ય સરહદનાં કામકાજોને લીધે થયેલો છે. પરચુરણ ખાતામાં ઈન્ડિયાની માપણી, વનસ્પતિ અને ભૂસ્તર ખાતાની માપણી, વાયુચક્ર, અને બીજાં વૈજ્ઞાનિક ખાતાંઓ, અજમાયશી ખેતી, ચિન્કોનાનું વાવેતર, પશુવૈદ્ય ખાતાનું ખર્ચ, પરદેશગમન ખાતું, દેશની અંદર મજુરો મોકલવાનું ખાતું, કારખાનાના તપાસ કરનારૂં ખાતું, આંકડાની હકીકતો એકઠી કરનારૂં ખાતું, સરકારી નોકરોની પરીક્ષા લેનારાઓનું ખાતું અને અવાજ કરતા પદાર્થોનું ખાતું એ સઘળાંના ખર્ચની રકમો આવી જાય છે. વર્ષનું એકંદર ખર્ચ વધુઘટુ થાતું જાય છે, પરંતુ સામાન્ય વલણ વધવા તરફ છે. બેશક, તેથી ઘણા પરચુરણ ઉપયુક્ત કામોનું મોટું રૂપક જણાઇ આવે છે.

**પરચુરણ મુલ્કી ખર્ચો.**

પરચુરણ મુલ્કી ખર્ચનું પત્રકમાં ત્રીજું મથાળુ છે. તેમાં મુલ્કી અને પોલિટિકલ પેન્શનો, કાગળ શાહી વગેરે લેખન સામગ્રી તથા છાપવાનું, અકાર્યકારક મુલ્કી ખર્ચ, જેવાંકે ગેરહાજરોને અપાતાં લવાજમો અને વૃદ્ધાવસ્થાને લીધે અપાતી રકમો, એ બધાનો સમાસ થાય છે. લેવટની રકમ એકંદરના ૧૦ ટકા કરતાં અધિક છે. "મુલ્કી" અને "પોલિટિકલ પેનશનો" નું કુલ, પોલિટિકલ પેનશનો બંધ થવાથી, ધીમે ધીમે સરખામણીની મુદતમાં ૭૯ લાખમાંથી ઘટીને ૪૦ લાખનું થયું છે. અને લેખનસામગ્રી તથા છાપવાનું ખર્ચ કામના વધારા સાથે ૪૩ લાખમાંથી ૮૬ લાખ સુધી વધ્યું છે. ઇન્ડિયા સરકારની ખાસ હકીકતોને લીધે ગેરહાજર અને વૃદ્ધાવસ્થાને લીધે મળતા લવાજમની રકમ ભારે પડતી થઇ છે. ૧૮૭૬–૭

અને ૧૮૯૨-૩ ની વચ્ચે પ્રથમનું ૨૮ થી ૩૭ લાખ સુધી વધ્યું; અને બીજું ૧૪૪ થી ૩૯૨ લાખ સુધી વધ્યું. ખાતાંઓમાં થયેલ વધારો, વિલાયતની હુંડીના ભાવનું ઉતરવું, અને બીજા જુદાં જુદાં કારણો આ મોટા વધારાના સબબો છે.

**પોસ્ટખાતું, તારખાતું અને ટંકશાળ.**

હવે આપણે ટપાલખાતા, તારખાતા અને ટંકશાળના મથાળાની બાબત ઉપર આવીએ છીએ. પહેલાં એ ખાતાંની હકીકત ત્રીજા ભાગના આઠમા પ્રકરણમાં આપેલી છે. અત્રે તો માત્ર એટલુંજ બતાવવાની જરૂર છે કે ટપાલખાતાની સતત્ વધતી જતી નોકરીના સાથે વાર્ષિક ચોખ્ખા ખર્ચનું કમતી ચોખ્ખી આવકમાં રૂપાન્તર જોડાઇ ગયું છે. ૧૮૭૬-૭ માં ટપાલ અને તારખાતાંએ ચોખ્ખું ૨૮ લાખનું ખર્ચ કરાવ્યું. ૧૯૦૨-૩ માં ટપાલખાતાએ ૧૨ લાખનો ચોખ્ખો વટાવ, અને તાર ખાતાએ ૫ લાખનો તોટો બતાવ્યો. ૧૯૦૨-૩ સિવાય પત્રકમાં બતાવેલ દરેક સાલમાં ટંકશાળના કામથી ચોખ્ખો ફાયદો થયો જણાય છે. દર સાલના કામ પ્રમાણે તે વધતો ઘટતો થયેલ છે. ૧૯૦૨-૩ મા જૂના અને ઘસાઇ ગયેલા શિક્કાનું ચલણ પાછું ખેંચી લેતાં તે સંબંધે ઘણું ખર્ચ લાગ્યું હતું. રૂપૈયાની ચાતુર્ય-યોજિત અને સાત્વિક કિંમતમાં હાલ અધિક અંતર હોવાથી નવા રૂપૈયા પાડવાથી થોડા વર્ષો થયાં દેખીતો મોટો લાભ થયો છે. પરંતુ તેની આવકથી વર્ષની બચતને અસર થતી નથી. કેમકે સોળમા પ્રકરણમાં વર્ણવેલી ચલણની પરિપાટી મુજબ ચોખ્ખો નફો સોનાના અલગ રાખેલા ભંડોળમાં જમે થાય છે. તે માટે તેને કોઠામાં (પત્રકમાં) લેવામાં આવેલ નથી. ×૧ બચતને અસર ન કરે એવાં કાર્યોમાં જુદાં જુદાં

---

×૧ આ નફો આગળ સાલની પેદાશમાં અને પેદાશ ખાતે ખર્ચ એ બન્નેમાં બતાવાતા હતા. ૧૯૦૪-૫ થી હવે સીધા "અનામત અને અગાઉ ઉપાડ"ના ખાતામાં મુકાય છે.

સંસ્થાનો માટે ત્રાંબાના પૈસા અને ડોલરોના શિક્કા પાડવાનું કાર્ય પણ આવે છે.

**રેલવે. (૧) જામીનગિરીવાળી કંપનીઓથી બંધાતી રેલવેને સંબંધે નાણાં પ્રકરણી પરિપાટીનું બયાન.**

અંદાજે ૧૮૫૦ માં ઇન્ડિયામાં રેલવે બાંધવાનું શરૂ થયું. થોડા વર્ષો સુધી તો તે સંયુક્ત ભંડોળવાળી કંપનીઓની દ્વારા ચાલ્યું. તે કંપનીઓ વિલાયતમાં રહેતી, અને પાઉન્ડની મુડી વાપરતી. રાજ્ય સાથે તે કરાર કરી કામ કરતી. તેઓને ભંડોળના ખર્ચ ઉપર પાંચ ટકાની જામીનગિરી સાથે વધતા નફામાં નિમે ભાગ મળતો. જમીન મફત મેળવવામાં જે ખર્ચ થતું, તે સિવાય બીજું કાંઇ ભંડોળખાતાનું ખર્ચ રાજ ઉપર પડતું નહિ, પરંતુ જામીનગિરી પ્રમાણે આપવાના વ્યાજમાંથી ચોખ્ખી આવક જતાં બાકી ખોટ જાય તે સામાન્ય પેદાશમાંથી ભરી દેવામાં આવતી હતી. આ સરતે આદ રેલવેની સડકો બંધાણી. તેથી દેશની ખીલવણીમાં અગત્યનો ભાગ ભજવાણો છે. જામીનગીરીવાળું ધોરણ ઘણું કામનું હતું, કેમકે તેથી બ્રિટનના લોકોનું ભંડોળ ખેંચાઈ આવ્યું, અને તે વગર એ મોટાં કામો ભાગ્યેજ બંધાઇ શકે તેમ હતું. પરંતુ કરારની સરતો કેટલેક પ્રકારે સંતોષ ન આપે તેવી હતી; અને ઘણાં વર્ષો સુધી ઇન્ડિયાની આમદાની ઉપર તે મોટો બોજો નાખતી રહી. હવે એક સિવાય બધી જૂની રેલવેઓને કરાર મુજબ સરકારે ખરીદ કરી લીધેલ છે.

**(૨) સરકાર દ્વારા સીધી બંધાયેલ રેલવે.**

૧૮૬૭-૮ માં સરકારે પાણી કામો બાંધવા નાણાં લેવાનું શરૂ કર્યું; અને ૧૮૭૦ માં આ ધોરણ વિસ્તૃત કરી રાજની દ્વારાએ સીધી રીતે રેલવેને વધારે ખીલવણીએ પહોંચાડવા તેણે ઉપાયો યોજ્યા. તે કામના વિસ્તારના ઉપર અંકુશ અને મર્યાદા રાખનારો વિચાર એ હતો કે આમદાની ઉપર દરસાલ કેટલો ચોખ્ખો બોજો

પડશે. ઘણાં વર્ષો સુધી જામીનગિરીવાળી રેલવેના વ્યાજનું ચોખ્ખું ખર્ચ ૧½ અને ૧¾ દસ લાખ પાઉન્ડને વચ્ચગાળે ન્યૂનાધિક થતું રહ્યું, પરંતુ હવે વેપાર વધવાથી કમતી થઇ ગયું છે. નવીન રેલવે અને પાણીનાં બાંધકામો માટે ખર્ચનો અડસટ્ટો એવી રીતે ગોઠવવામાં આવ્યો હતો કે જામીનગિરી વાળી રેલવે અને નવીન ધારેલા કામોમાંથી વધારેની આવક આવે તેમાંથી તે બાબતનું વધારાનું ખર્ચ આપવું, અને આમદાની ઉપર વધારે બોજો નાખવો નહિ. ૧૮૭૫ માં આ રીતિ પ્રમાણે કરેલ અડસટ્ટો એવી રીતે યોજવામાં આવ્યો કે પાંચ વર્ષ સુધી ભંડોળનું ખર્ચ ચાર કરોડનુંજ રાખવું. એવો અંદાજો બાંધવામાં આવ્યો હતો કે આ મુદતનો આમદાની ઉપરનો ચોખ્ખો બોજો અઢી લાખમાંથી ઓછો થઇ બે લાખનો થશે. આમદાની-માંથી અપાતું બાંધકામ ઉપરનું સામાન્ય ખર્ચ "સાધારણ" ના નામથી ઓળખાતું; અને ધીરાયેલાં ભંડોળમાંથી થતું ખર્ચ "અસાધારણ" ના નામથી ઓળખાતું. ચાંદીની સોનાના સિક્કાના રૂપમાં કિંમત હતી તે કરતાં તે ઘટી ગઇ. તેથી આ ધોરણ પડી ભાંગ્યું. નાણાંપ્રકરણી પરિસ્થિત્તિ અલગ રાખતાં પણ વિલાયતની હુંડીના ભાવને લીધે થયેલ નુકશાનમાં પાઉન્ડના રૂપના કરજે ઘણો વધારો કર્યો. તેથી એક વખતે એવી ધારણા ધારવામાં આવી કે જાહેર બાંધકામ માટે કરજ કરવું ઠીક ન હોવાથી બંધ થવું જોઇએ. ૧૮૭૯ માં એ સવાલ આમની સભાની એક કમિટીને અભિપ્રાય માટે પૂછવામાં આવ્યો. તેણે એવી સલાહ આપી કે આવક પૂરૂં ન કરી શકે એવા વ્યાજના મુદ્દાલ બોજામાંથી કરજ કરવાના ધોરણને બંધ પાડવું; અને હરસાલ કરજ કરવાની રકમ કુલ એટલી રાખવી કે બજાર ઉપર અયોગ્ય દબાણ કર્યા વગર તે ઇન્ડિયામાંથીજ ઉભી કરી શકાય. આનો અડસટ્ટો ૨½ કરોડનો હતો. આ ભલામણો સાથે સ્ટેટ સેક્રેટરીનો એવો હુકુમ આવ્યો કે મુડીમાંથી કરેલ ખર્ચ ઉપરનું વ્યાજ યોગ્ય મુદતમાં પૂરૂં કરે એટલી આવક આપે એવાં કામ બાંધવામાંજ કરજાઉ ભંડોળનો ઉપયોગ બાંધકામની હદ રાખી કરવો. આ શરતો

પરિપૂર્ણ ન કરી શકે એવી રેલવે અને પાણી કામની ધારેલી ધારણાએ દુકાળ સામે રક્ષણ સારૂ જોઇતી હોય તો આમદાનીમાંથી બાંધવાની હતી. દુકાળની નવીન પદ્ધતિ પ્રમાણે દુકાળ નિવારણ રકમનો ભાગ આ મથાળા નીચે આવી જાય છે. કામના બે વર્ગનાં નામ "ઉપજ આપનાર" અને "રક્ષણ આપનાર" રાખ્યાં છે. તેથી "અસાધારણ" અને "સાધારણ" નો ભેદ નીકળી ગયો છે.

**મદદ થયેલી કંપનીની રેલવે.**

તોપણ જો ઇન્ડિયામાં સરકારને કરજ ઉપર મળી શકે તેમાંથી, કિંવા આમદાનીમાંથી ખર્ચ જતાં બચત રહે તેમાંથી જ ભંડોળનું ખર્ચ રાખ્યું હોત, તો બાંધકામો ધીમે ચાલ્યાં હોત, અને અત્રે પ્રગતિને સખ્ત અટકાવ થયો હોત. તેથી એમ નક્કી કર્યું કે ખાનગી મુડી ભેળી કરવી, અને તેતો જૂની જામીનગિરીવાળી કંપનીઓના જમાના કરતાં હાલમાં વધારે. સારી સરતોથી મળી શકશે એવી આશા રાખવામાં આવતી હતી. તે વખત થયા બાદ સંખ્યાબંધ કંપનીઓએ રેલવેની ખીલવણીમાં મદદ આપી છે. રાજ સાથે તેઓના કરારોની સરતો જુદા જુદા પ્રકારો દર્શાવે છે, પરંતુ વિષમ રીતે તેના ત્રણ વર્ગો થઇ શકે છે. (૧) પાછળથી થયેલ જામીનગિરીવાળી રેલવે. તે જૂની કંપનીઓની માફક વિલાયતમાં રહેનારી અને સ્ટર્લિંગ પાઉન્ડના ભંડોળવાળી છે. તેના જામીનગિરીવાળા વ્યાજનો દર કદાપિ ચાર ટકાથી અધિક હોતો નથી. તે કંપનીઓ જે રેલવે ચલાવે છે તે સરકારની મિલ્કત છે. બચત નફાનો જે ભાગ તેઓને મળે છે તે જૂના કરાર પ્રમાણે અપાતા ભાગ કરતાં ઓછો હોય છે. (૨) થોડાં વર્ષો થયાં ઇન્ડિયામાં રહેનારી અને રૂપૈયાના ભંડોળવાળી એક નવા વર્ગની કંપનીઓ હસ્તિવાળી રેલવેને માટે રેલવેની શાખાઓ બાંધવા માટે ઉભી થઈ છે. આ શાખા રેલવેની કંપનીઓને ત્રણ ટકાના વ્યાજની જામીનગિરી સાથે બચત નફામાંથી ભાગ કિંવા ભંડોળ ખર્ચ ઉપર અમુક ટકા સુધી શાખા રેલવેની કુલ આવક પુરી ભરાઈ જાય એટલું મૂળ

રેલવે ઉપર લાવવામાં આવેલ વ્યાપારમાંથી વળતર આપી મદદ કરવામાં આવે છે. (૩) ત્રીજા વર્ગની રેલવેની બાબતમાં સરકાર તેનાં નાણાંપ્રકરણી કામકાજ ઉપર કશા પ્રકારનો અંકુશ રાખતી નથી. કેટલીકવાર અમુક આંકડો રેલવેની મેલી પેદાશને પૂરી કરી દેવા જેટલી નાણાંની મદદ તેઓને મળે છે. બીજી બાબતોમાં ભંડોળ-ખર્ચ ઉપર કાંઇક ટકા બદલા તરીકે કંપનીને પગાર કરવામાં આવે છે. વળી બીજી કેટલીક બાબતોમાં માત્ર રેલવે સડક બાંધવા સારૂ જોઇતી જમીન મફત આપી સહાયતા કરવામાં આવે છે.

**૧૮૮૫ થી રેલવે ખર્ચનો કાર્યક્રમ.**

"ઉત્પાદક" કામો માટે સરકારે ૨½ કરોડનું કરજ કરવું એ મર્યાદા કેટલાક વર્ષો સુધી પાળવામાં આવી. ૧૮૮૩ માં વધારે સારો જમાનો આવી પહોંચતાં ઇન્ડિયા સરકારે વધારે મહત્ત્વાકાંક્ષી કાર્યક્રમ સૂચવ્યો. તે સમગ્ર સવાલ ઉપર પાર્લામેન્ટની એક કમિટીએ ફરીને વિચાર ચલાવ્યો. આ કમિટીની ભલામણ પ્રમાણે સરકારે "ઉત્પાદક" અને "નિરૂત્પાદક" કામોની વચ્ચેનો ભેદ કાઢી નાખ્યો. જોઇએ તે પ્રમાણે રેલવેઓ બાંધવાની હતી, પરંતુ વ્યાજનો બોજો પાછો ભરી દેવાની સારી ઉમેદનો નિયમ રાખ્યો હતો. તે કમિટીએ સલાહ આપી કે કરજ કરવાની મર્યાદામાં વધારો કરી શકાય તેમ છે. તેથી સ્ટેટ સેક્રેટરીએ તે વધારી ૩½ કરોડનો વાર્ષિક આંકડો ઠરાવ્યો. દુકાળ નિવારણા માટેની અપાતી રકમમાંથી પોણો કરોડ સુધી દુકાળ અર્થે પાણીકામ અને રેલવે બાંધવા નાણાં અપાતાં રહ્યાં. ૧૮૮૫ માં આ દોર ઉપર એક કાર્યક્રમ બાંધવામાં આવ્યો. પરંતુ પાંચ કરોડના અંદાજી ખર્ચે વાયવ્ય સરહદ ઉપર મોરચાને સ્થળે રેલવે બાંધવાની (પંજદેહના બનાવ બાદ) જરૂરઆતને લીધે વધારે રેલવે બાંધવાનું સાધારણ કામ અડચણમાં આવી પડયું. ૧૮૮૯ ના ઓગસ્ટમાં ૧૮૮૫ વાળો કાર્યક્રમ પૂરો થઇ જવાથી એક ત્રણ વર્ષ માટે અંદાજો તૈયાર કરવામાં આવ્યો તે મધ્યસ્થ પ્રકારનો હતો, અને તે પ્રમાણે ૩½ કરોડનું ખર્ચ થાય તેમ હતું. તેથી વિલાયતનું ખર્ચ કિંવા આમદાનીમાંથી આપવાના ખર્ચનો બોજો

ઘણે ભાગે વધશે નહિ, એમ ધારવામાં આવ્યું હતું. ૧૮૯૦ માં રેલવે અને પાણી કામનું ખર્ચ વધારી ૩½ કરોડનું કર્યું. તેમાં દુકાળ નિવારણની રકમ અપાય તેટલી અધિક આપવાનું રાખ્યું; અને ૧૮૯૨ માં ઇન્ડિયા સરકારે રેલવેની નવી સડકો અને વધારાનાં કામ માથે લેવા કંપનીને શક્તિમાન કરવા અર્ધો કરોડનો અધિક વાર્ષિક વ્યય કરવા મંજૂરી આપી. ૧૮૯૫–૬ માં વધારે વિસ્તારવાળી ખીલવણી સરસ રીતે કેમ થાય તે સવાલ ઉપર વિચાર ચલાવ્યો; અને ૨૯¾ કરોડ એકંદર ખર્ચ કરવાનો કાર્યક્રમ મંજૂર કર્યો. સગવડતાથી બને તેટલું નાણું ઇન્ડિયામાંથી કરજે લેવાનું હતું, અને બાકીનું ઇંગ્લાન્ડમાં સેક્રેટરી ઓફ સ્ટેટ ઉભું કરે, કિંવા તેની સાથે કરાર કર્યા પ્રમાણે કંપનીઓ કરે. આ કાર્યક્રમમાંથી જામીનગિરી વાળી કંપનીઓએ સ્વતંત્ર કરજ કરી નાણાં ઉભા કરવાની વાત બંધ થઈ; અને વગર જામીન-ગીરીવાળી કંપનીના ભંડોળ ખર્ચની વાત તેમાં આવી નહિ. પરંતુ દુકાળ અને સરહદ ઉપરની લડાઈઓને સબબે તે કાર્યક્રમમાં કાપાકુપી કરવી પડી. ત્યાર પછી બીજાં ત્રણ વર્ષનો અડસટ્ટો ગોઠવવામાં આવ્યો. તે પ્રમાણે ૧૮૯૯–૧૯૦૦ થી ૧૯૦૧–૨ સુધીમાં ૨૨¾ કરોડનું ખર્ચ દર્શાવ્યું હતું. આમાં પણ દુકાળને લીધે કેટલીક રીતે ફેરફાર કરવો પડ્યો. અને ખુલ્લી રેલવેના ભંડોળખાતાના ખર્ચ માટે વધતી જતી ગરજને લીધે નવીન કામોના ખર્ચ ઉપર અંકુશ આવી પડ્યો છે.

**રેલવેની નાણાં સંબંધી હાલની પરિસ્થિતિ.**

રેલવેની નાણાં સંબંધી હાલની પરિસ્થિતિ ઉપર ૧૯૦૬–૭ ના બજેટના અડસટ્ટાથી અજવાળું પડે છે. (દુકાળ રક્ષક રેલવે બાદ કરતાં), ઇન્ડિયા સરકાર જેને માટે નાણાંની જવાબદારી માથે લે છે કિંવા સીધી રીતની જામીનગિરી આપે છે એવા ભંડોળ ખર્ચનું અંદાજી એકંદર (નીચે પ્રમાણે) છેઃ—

૮૦૯ કરોડ ખુલ્લી રેલવે ઉપર,
૫૦૪ બંધાતી રેલવે ઉપર,

૦.૭ નવીન રેલવે ઉપર,

---

૧૫.૦ કરોડ કુલ.

આ એકંદર સરવાળો નીચેના સાધનોથી પૂરો પડે છેઃ—

૧૨.૦ કરોડ (૧) બાદશાહી ભંડોળ, રાજની મારફત કિંવા કામ કરતી કંપનીઓની મારફત.

૦.૩ કરોડ (૨) જુની જામીનગિરીવાળી રેલવે કંપનીના ભંડોળખાતામાંથી.

૨.૭ કરોડ (૩) મજબૂત જામીનગિરીવાળી શાખા રેલવેની કંપનીઓના ભંડોળખાતાના હિસાબમાંથી.

આ ઉપરથી જણાઇ આવશે કે ભંડોળ ખર્ચનો અર્ધ કરતાં વધારે ભાગ ખુલ્લી રેલવે માટે જોઇતો હતો. ઇન્ડિયામાંની ઘણી રેલવેઓ મુકાબલે હજી યુવાવસ્થામાં છે. તેઓની હાલની સ્થિતિ ભારે અને વધતું ખર્ચ કરાવતી રહી છે. વાહન સાધનો (ગાડીઓ, વાગનો વગેરે) સ્ટેશનો, માલ ભરવાની વખારો, વધારાની સાઇડિંગો (એક બાજુએ પાટા નાખેલી સડકો), તાર મોકલવાનાં યંત્રો, અને કોઇવાર જાથુકની સડકોને બેવડી બનાવવાનું કામ, એ બધાંમાં મોટો ખર્ચ કરવો પડે છે; અને તેમાં મુડી રોકાઇ જાય છે; હવે તેને સખ્ત રીતે કમી કરેલ છે. ખાસ રીતનાં આબાદ વર્ષો સિવાય આમદાનીમાંથી મોટી રકમ બચાવી શકાતી નથી; અને વળી જાથુકના સુધારાનાં કામો ઉપર ભંડોળખર્ચમાં ચાલતી પેદાશ વાપરી મોટી યોજના કરવા માટે દેખીતી હરકતો છે. તેથી ખર્ચનો મોટો ભાગ ઇન્ડિયા કિંવા ઇંગ્લાન્ડમાં કરજ કરી પૂરો કરવો જોઇએ. સરકારી જામીનગીરીથી વ્યાજે મૂકવાનું ભંડોળ મોટું નથી. વળી સરકાર જે ( વ્યાજના રૂપમાં ) નફો આપે છે તે ડહાપણથી મુડીને વ્યાપારમાં રોકી કમાય તેના કરતાં ઓછા દરનો છે. લંડનમાં પણ ઇન્ડિયાની જામીનગિરીવાળી વ્યાજે નાણાં મૂકવાની રીતને જાણનારાની સંખ્યા મુકાબલે કમતી છે. આ પ્રમાણે ઘણા ફેરફારો પછી નવીન રેલવે સડકો બાંધવા માટેનો ભંડોળખર્ચનો સિદ્ધાન્ત

અદ્યાપિ મુસ્કેલી ભરેલો રહ્યો છે. દરસાલ તે ઉપર સંભાળપૂર્વક વિચાર કરવાનો રહે છે.

**રેલવેની રાજપદ્ધતિનું ચોખ્ખુ પરિણામ.**

આ મોટી મિલ્કતની પ્રાપ્તિથી આમદાની ઉપર કેવી અસર થઈ છે તે હવે બતાવવાનું બાકી છે. આ પ્રકરણની સાથે જોડેલા ચોથા પત્રકના આંકડા જૂની જામીનગીરીવાળી રેલવે, રાજની રેલવે, મદદ અપાયેલી રેલવે, અને પરચુરણના મથાળા નીચે બતાવેલા છે. તેનો વિગતવાર ખુલાસો કરવાની જરૂરયાત રહેતી નથી. પહેલા વર્ગના રેલવેના સંબંધમાં રાજ્ય પાંચ ટકાનું જામિનગીરીવાળું વ્યાજ આપવાને પાત્ર છે. તેમાંથી વધારેના નફાનો કંપનીનો હિસ્સો અને બીજી રકમો બાદ કરી ચોખ્ખી આવકને જમેની બાજુએ મૂકવાની રહે છે. તેને પરિણામે ચોખ્ખા ખર્ચનો આંકડો આવે છે, પણ તે વધુઘટુ થતો રહે છે. સરકારી જામીનગિરીનો બોજો સ્ટર્લિંગ પાઉન્ડના રૂપમાં આપવામાં આવે છે તે હુંડીના ભાવના ઘટવાથી ઘણોજ વધી ગયો છે. જામીનગિરીવાળી રેલવેઓ ખરીદ કરવામાં આવેલી છે. તેથી તેનો હિસાબ રાજની રેલવેના ખાતામાં નાખવામાં આવેલો છે. તેથી બાકીના આંકડા હકીકતોનો જુદોજ સમૂહ બતાવનારા છે. રાજની રેલવેની મેલી આવક અને ચાલતાં ખર્ચો અને તે સાથે ચોખ્ખી આમદાની પાંચવર્ષોની દરેક મુદતમાં મોટો વધારો બતાવે છે. બીજી બાજુએ મુડી ઉપરના વ્યાજનો વધતો જતો બોજો ગણવો જોઇએ. પરંતુ તે ગણતાં પણ રાજની રેલવેઓ, જેમાં નવીન જામીનગિરીવાળી રેલવે કંપનીઓ ચલાવતી સરકારી રેલવે આવી જાય છે, તેનાં થોડાંક વર્ષો થયાં સારો નફો આવેલો છે. મદદ મળતી રેલવેઓના જુદા જુદા વર્ગોના ખાતાનાં ચોખ્ખાં ખર્ચ, અને આવક, તેમજ પરચુરણ ખરચ દરસાલ ઘણાં ફરતાં રહે છે; પરંતુ તેનાં એકંદરો સરખામણીએ નાનાં છે.

રેલવેની આવકનો આખો હિસાબ ભેળો લેતાં ચોખ્ખું પરિણામ નીચે પ્રમાણે આવે છે:—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૭૭–૭ | થી તે | ૧૮૮૦–૧ | સુધી | ચોખ્ખો | તોટો | ૧૨૦ | લાખ. |
| ૧૮૮૧–૮૨ | થી તે | ૧૮૮૫–૬ | ,, | ,, | ,, | ૭૪ | ,, |
| ૧૮૮૬–૭ | થી તે | ૧૮૯૦–૧ | ,, | ,, | ,, | ૧૬૨ | ,, |
| ૧૮૯૧–૨ | થી તે | ૧૮૯૫–૬ | ,, | ,, | ,, | ૧૫૩ | ,, |
| ૧૮૯૬–૭ | થી તે | ૧૮૯૮–૯ | ,, | ,, | ,, | ૧૬૮ | ,, |
| ૧૮૯૯–૧૯૦૦ | થી તે | ૧૯૦૪–૫ | ,, | ,, | નફો | ૧૧૧ | ,, |

૧૮૮૬–૭ થી તે ૧૮૯૦–૧ સુધી ચોખ્ખા ખર્ચમાં વધારો થયો તે ઘણે દરજ્જે વિલાયતની હુંડીનો દર ઉતરી જવાથી અને મોરચાને સ્થળે રેલવે બાંધવાથી થયો હતો. છેલ્લાં પાંચ વર્ષની સુધારણાઓ પ્રસિદ્ધ છે, અને ૧૯૦૫–૬ માં તે જારી રાખવામાં આવી હતી. તે સાલમાં ચોખ્ખો નફો અંદાજે ૩૦૩ લાખનો હતો. તે ઉપરથી ઠીક ઠીક રીતે અનુમાન કરી શકાય છે કે રેલવેઓ રાજ્યના સાધનો ઉપર ભવિષ્યમાં બોજારૂપે નીવડશે નહિ, પરંતુ રાજ્યના ખર્ચનો ભાગ ઉપાડનારી "પુંજી" નીવડશે.

**પાણી કામ.** નાણા પ્રકરણી રીતે જોતાં પાણીનાં કામોના "મોટાં" અને નાનાં એવા બે વર્ગો કરેલા છે. પહેલા વર્ગમાં કરજના ભંડોળ અને દુકાળ નિવારણ તથા દુકાળના વિમા ફંડ તરીકે અપાતી વાર્ષિક રકમમાંથી થતાં કામો આવે છે. નાના કામોનું ખર્ચ, તેમજ તે ચલાવવા માટે દરસાલ જોઈતી રકમો, તથા તેઓને નિભાવવાનો વ્યય સામાન્ય ઉપજમાંથી થાય છે. વળી આ વર્ગના ઘણાંખરાં કામો માટે જુદું ભંડોળ કે હિસાબ રાખવામાં આવતાં નથી. કરજ કરીને અગત્યનાં પાણી કામો બાંધવાની પરિપાટી ૧૮૬૭–૮ માં લોર્ડ લોરેન્સ વ્હાઇસ્રોય હતો ત્યારે આરંભવામાં આવી હતી. પાણી કામ ઉપર ભંડોળનું કુલ ખર્ચ, ( ૧૯૦૪–૫ ની આખર સુધીમાં ૪૫ લાખનું) ચાલતી ઉપજમાંથી થયું તે સુદ્ધાન્ત જો કે વધારે હતું, તોપણ

રેલવેના ભંડોળ ખર્ચ કરતાં ઘણુંજ કમી હતું. પાણી કામ બાંધવા માટેની ભંડોળની યોજના રેલવે સંબંધે આગળ વર્ણવેલા મોટા સિદ્ધાન્તનો ભાગ છે. પાણી કામની ધારણાઓ માટે ભંડોળખર્ચની વાર્ષિક મુકરર કરેલી રકમ આપવાની પરિપાટી ઘણાં વર્ષો થયાં ચાલી આવે છે..૧૮૯૩-૪ માં નાણાં પ્રકરણી પરિણામો શ્રેષ્ઠ રીતના પ્રાપ્ત થવાથી તેનો આંકડો • ૫૫ લાખનો હતો તે વધારી ૭૫ લાખનો કરવામાં આવ્યો હતો. ( નાણાંના દબાણની સાલો સિવાય) ૧૮૯૯-૧૯૦૦ સુધી ૬૫ લાખનો તે આંકડો જારી રહ્યો. તે સાલમાં તેને વધારી ૮૫ લાખનો કરવામાં આવ્યો. ત્યારબાદ તે ૧૦૦ અને તે પછી ૧૨૫ લાખનો કરવામાં આવેલ છે. તે ખર્ચના ઘણાખરા ભાગનું લક્ષણ કમાણી કરતું હોવાનું ધ્યાનમાં લેઇને, અને પાણી મળતે ઠેકાણેથી અછતના વખતમાં અનાજનો જથ્થો મળી શકે છે એ ખાત્રી ઉપર લક્ષ આપીને સરકારને એવો ઠરાવ કરવા ઠીક લાગ્યું છે, કે પાણી કામને વાસ્તે વિસ્તૃત યોજના કરવાની કોશીસો સારૂં કાંઇ બાકી રહેવા ન દેવું. વળી ૧૯૦૨-૩ માં તે બાબત તજવીજ કરનાર કમિશનની પણ સરકારને મુદ્દાની મદદ મળી હતી. તેની સીધી આવકમાંથી અને . તે કામોમાંથી રેવેન્યુ ભાગ આવે તેમાંથી ભંડોળ ઉપરનું બ્યાજ અને તે ખાતું ચલાવવાનું ખર્ચ બાદ કરતાં જે રહે તેટલો રાજને દરસાલ નફો થાય છે. ૧૮૭૬ થી દરેક પાંચ વર્ષની મુદતમાં ચોખ્ખો નફો રહે છે. પરંતુ ૧૮૯૬-૭ અને ૧૮૯૦-૧ ના વચ્ચગાળામાં નફો થયો ન હતો. કેમકે તેની દર્મિયાન નીચલી ગંગાની નહેરના મથાળા પાસે પાણીની એક નીક તુટી જવાથી ભારે નુકશાન થયું હતું. ૧૯૦૧-૪ ની સાલોમાં સરાસરી ચોખ્ખી આવક ૧·૩ કરોડ જેટલી થઈ પડી. એવી જબરી પેદાશ આગલા કોઈ પણ વખતમાં થઇ ન હતી. "નાનાં કામ અને વહાણો ચલાવવા" માટેનું ચોખ્ખું ખર્ચ સરાસરીએ એ મુદ્દતમાં એક કરોડ જેટલું થયું હતું.

મુલ્કી કામો એટલે મુખ્યત્વે કરીને રસ્તાઓ અને ઇમારતો તદ્દન આમદાનીમાંથીજ બનાવવામાં આવે છે. પ્રાન્તિક

**મુલ્કી કામો.** સરકાર, અને ડિસ્ટ્રિકટ તથા સ્થાનિક બોર્ડોને માટે જેટલું ખર્ચ અમુક સાલમાં કરી શકે તેના ઉપર તેના ખર્ચનો વિસ્તાર આધારભૂત રહે છે, કેમકે બીજાં ખર્ચો કરતાં આ ખર્ચ દબાણને વખતે વધારે સહેલાઇથી કમતી કરી શકાય છે. વળી પાંચ વર્ષોની મુદ્દતો ગણતાં સરાસરી ખર્ચમાં ઘણો એકંદો થયેલો વધારો જોવામાં આવે છે. ઘણે ભાગે દુકાળને લીધે ૧૮૯૬-૭ થી તે ૧૯૦૦-૧ સુધીના પાંચ વર્ષો હમેશાં કરતાં તે એટલો બધો વધારે ન હતો. ૧૮૭૬-૭ થી ૧૮૮૦-૧ સુધીમાં સરાસરી ૨.૬ કરોડની હતી. તે સાથે સરખાવતાં આ મુદ્દતની ૪ કરોડ હતી. ૧૯૦૧ થી ૧૯૦૪ સુધીના ચાર વર્ષમાં સરાસરી ખર્ચ ૫.૫ કરોડ હતું.

તે પછીનું મથાળું "વ્યાજ"નું છે. તેની સમજણ માટે ઇન્ડિયાના રાષ્ટ્રિય કરજનું નિરીક્ષણ કરવા જરૂર છે. (જુઓ પત્રક ૧). આ વિષય જાહેર બાંધકામો સાથે નિકટનો સંબંધ ધરાવે છે. કેમકે એ કરજનો મોટો ભાગ

**જાહેર કરજ.**

રેલવે અને પાણી કામના ભંડોળ ખર્ચ માટે થયેલો છે. તે વખત રૂપૈયાની કિંમત બે શિલિંગો હતી. તે પ્રમાણે ગણતાં ઇન્ડિયા સરકારનું કુલ કરજ ૧૮૪૦ માં ૩૧ દસ લાખ પાઉન્ડ સ્ટર્લિંગનું, અને ૧૮૬૦ માં ૯૮ દસ લાખ જેટલું હતું. આ આખી રકમ "અનુત્પાદક" ખર્ચ માટે કરજ કરી લેવામાં આવી હતી. ૧૮૬૦ માં તેનું વ્યાજ ૪ દસ લાખ ઉપરાંત થયું. તે આમદાની ઉપરનો મુડદાલ બોજારૂપે હતું. ૧૮૭૬ માં ૫૫ દસલાખ પાઉન્ડે કરજ જઈ ઉભું રહ્યું, અને રૂપૈયાનું કરજ ૭૨ કરોડે જઈ પહોચ્યું. ૧૯૦૪-૫ માં પાઉન્ડનું કરજ વધી ૧૩૩ દસ લાખ જેટલું, અને રૂપૈયાનું કરજ ૧૨૨ કરોડે પહોંચી ગયાં. સરખામણીને વાસ્તે જો પાઉન્ડના કરજને આ બન્ને વર્ષ માટે ૧ શિલિંગ ૪ પેન્સને હાલને ભાવે ગણીએ તો એકંદર કરજ આશરે ૧૫૫ કરોડમાંથી વધીને ૩૨૧ કરોડ (૧૦૩ દશ લાખમાંથી ૨૧૪ દસ લાખ પાઉન્ડ) જેટલું થયેલું જણાય છે. પરંતુ તે મુદ્દત-

ની શરૂઆત અને છેવટે કરજની વહેંચણી જુદી જુદી છે. ૧૮૭૬–૭ માં ચાલતું કરજ ૧૨૪ કરોડનું હતું; અને જાહેર બાંધકામનું કરજ ૩૦½ કરોડનું હતું. ૧૯૦૪–૫ માં સાધારણ ખર્ચ ઓછું થઈ ૯૦½ કરોડે આવી ઊભું રહ્યું; અને જાહેર બાંધકામનું કરજ વધીને ૨૩૧ કરોડ થયું. આપણે પ્રથમ કહી ગયા છીએ કે રેલવે અને પાણી કામ ઉપરનું ભંડોળ ખર્ચ વધવાથી કર આપનાર ઉપર વધારે બોજો પડયો નહિ, અને એવો સુધારો થવા પામ્યો કે રેલવે અને મોટાં પાણી કામોનું એકંદર ખર્ચ ૧૦૩ કરોડ થયું, તોપણ ૧૯૦૪–૫ માં વ્યાજનો સઘળો બોજો અદા કર્યા પછી આ કામોમાંથી ૪¾ કરોડનો નફો મળ્યો. સાધારણ કરજમાં ૩૩½ કરોડ કમતી થયા તે આ પ્રમાણે થયેલી ખરી બચતનું રૂપક છે. આમદાનીમાંથી અપાતું ઉત્પાદક કામોનું ભંડોળ ખર્ચ જેટલું કરજ જાહેર બાંધકામ ખાતે ચડાવી દેવાથી ઘણે ભાગે આમ થયું છે. ઉપજમાંથી ભંડોળની રકમ ઉપરનું ખર્ચ, પછી તે દુકાળના વિમાની રકમમાંથી કિંવા સામાન્ય બચતમાંથી કરેલું હોય, તોપણ તે ઘણું વધારે થઈ જવા પામ્યું છે; અને તેને કરજના હિસાબમાં ગણવું એ વ્યાજબી છે. કેમકે વ્યાજખાતામાં તેનો વાર્ષિક નફો જમે કરવો એ વ્યાજબી છે. ઘણી વખત તે કરજ કરીને લીધેલ ભંડોળથી અલગ ઓળખી શકાય તેવું નથી. આ ધોરણ ૧૮૮૦–૧ માં બાંધવામાં આવ્યું હતું. તે વખતે ૫½ દસ લાખ પાઉન્ડની ઉઘડી રકમ સાધારણ ખાતામાંથી જાહેર બાંધકામ ખાતામાં જમે દેવામાં આવી હતી. આ ખર્ચનો કેટલોક ભાગ ૧૮૭૬–૭ પહેલાં થઈ ગયો હતો. તેથી તેટલે દરજ્જે તે સાલના સાધારણ કરજનો આંકડો વધારે બતાવવામાં આવેલો છે.

ઉપરોક્ત આંકડામાં બતાવ્યા કરતાં ખરેખરા પરિણામો વધારે અનુકૂળતાવાળા છે. કેમકે ૧૮૭૬–૭ માં છ કરોડ, અને ૧૯૦૪–૫ માં ૧૮ કરોડ જેટલા સાધારણ કરજનો ભાગ તો દેશી રાજ્યો, મ્યુનિસિપાલિટી, જાહેર ટ્રસ્ટો, ખેતીવાડી ઇત્યાદિને આપેલાં લોનો ( વ્યાજુ રકમો ) નો આંકડો છે. આવાં લોનો ઉપર મળતું વ્યાજ સરકારને આપવું પડે છે તેટલું થઈ રહે છે,

તેથી કરજનો આ ભાગ આમદાની ઉપર કશા પ્રકારનો બોજો કરતો નથી. આ તેનો લોન સંબંધી ભાગ હિસાબમાંથી કાઢી નખાય તો ૧૯૦૪-૫ માં સાધારણ કરજનો સરવાળો આશરે ૭૨¾ કરોડનો થઈ રહે.

ખુદ કરજ ઉપરાંત સરકાર બીજાં જુદાં પ્રકારનાં બંધનોમાં આવે છે. કેમકે માત્ર રાજ્યના જ ઉપયોગને માટે ભંડોળ મેળવવું એજ મુખ્ય હેતુ નથી. ૧૯૦૫ ના માર્ચની ૩૧ મી તારીખે એ બંધનોથી થયેલ કરજોનો સરવાળો ૧૯¾ કરોડનો હતો. તેમાં મોટો ભાગ પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ બેન્કોની અંદર મૂકાયેલી અનામત રકમોનો છે. તે તારીખે ૧૩¾ કરોડ તો તે ખાતાનું એકંદર હતું. બાકીનાંનો ઘણો ભાગ પ્રોવિડેન્ટ ફન્ડો અને બીજી એવી સંસ્થાઓને લગતો હતો. આ આવકો સરકારની સામાન્ય શિલકમાં લેવામાં આવે છે. ૧૯૦૩-૪ નું બજેટ રજુ કરતાં નાણાં પ્રકરણી મંત્રી (સર ઇ. લો.) એ જણાવ્યું કે એક તરફ સરકારનું સઘળું કરજ, અને બીજી તરફ વ્યાપારમાં વાપરેલી પુંજી (રેલ્વે તથા પાણી કામની ભંડોળ-કિંમત) છે, તો પુંજી જતાં કરજનો ફક્ત ૩૩ કરોડનો આંકડો રહે. (૧૯૦૨ ના માર્ચની ૩૧ મીના રોજ) સર. ઈ. લો. એ વળી જણાવ્યું કે આવા પ્રકારની નાણાંની અનુકૂળતાવાળી સ્થિતિનું થોડાંજ રાજ્યો અભિમાન રાખી શકે તેમ છે.

ત્રીજા પત્રકમાં આપેલ વ્યાજના આંકડા તરફ હવે આપણે નજર કરીએ. જાહેર બાંધકામના ભંડોળ ઉપરનું વ્યાજ તેમાં આવતું નથી. તેનો હિસાબ રેલવે અને પાણીનાં બાંધકામના આંકડામાં બતાવ્યો છે, અને તે તો ચોખ્ખી આવકથી પુરી રીતે ભરાઈ પણ જાય છે, તેવું આપણે આગળ જોઇ લીધું છે. ૧૮૭૬-૭ ને મુકાબલે ૧૯૦૪-૫ ની સાલમાં સામાન્ય કરજ (દેશી રાજ્યો, સ્થાનિક ભંડોળો વગેરેને જેમાંથી નાણાં ધીરવામાં આવે છે તે ભાગ સાથે ગણતાં) ના વ્યાજનું ખર્ચ ઘટયું છે. ૪૬૬ લાખમાંથી તે ૧૮૦ લાખે ઉતર્યું છે. પ્રથમ ખુલાસો કરેલ ભંડોળ કરજના ઘટાડાને લીધે તે કમતી થયું છે. વળી નાણાંની કિંમતમાં સામાન્ય ઘટાડો થતાં વ્યાજના

દર ઉત્તરોત્તર કમી થયો, અને સરકારની આંટમાં સુધારો થયો તે પણ કારણો છે. ૧૮૭૬–૭ માં પાઉન્ડનાં, તેમજ રૂપૈયાનાં કરજ, એ બન્નેનો વ્યાજનો સરાસરી દર દર સેંકડે ૪.૨ ટકાનો હતો. ૧૯૦૪–૫ માં પ્રથમના ઉપર તે ૩.૨ ટકાનો અને બીજાના ઉપર ૩.૫ ટકાનો હતો. રૂપૈયાના કરજનો ઘણો ખરો ભાગ ૩½ ટકે છે; તેમાંના ૧૧ કરોડ તો ફક્ત ૩ ટકા આપે છે. ઉપરોક્ત બીજાં કરજોનું વ્યાજ (જેવાં કે સેવિંગ્ઝ બેન્કમાં અનામત મૂકેલી રકમો ઉપરનાં) ૧૮૭૬–૭ માં ૪૦ લાખે ચઢયું હતું, તે ૧૯૦૪–૫ માં તેથી પણ વધીને ૬૭ લાખે ચઢયું છે. આ વ્યાજ ખર્ચોની સામી બાજુએ દેશી રાજ્યો, સ્થાનિક ભંડોળો વગેરેને ધારેલ નાણાંના વ્યાજની આમદાનીઓ અને ચલણી નોટોના ખાતાના તરફથી આવતા વ્યાજની અગત્યની રકમો મંડાય છે. કુલ ખર્ચમાંથી આવકો બાદ કરતાં ૧૯૦૪–૫ માં વ્યાજનું ખર્ચ ફક્ત ૧૨૦ લાખ થયું હતું; અને ૧૮૭૬–૭ માં તો તે ૪૫૧ લાખ જેટલું થયેલું.

હવે અમો લશ્કરી ખર્ચની અગત્યની બાબત ઉપર આવીએ છીએ.

**લશ્કરી ખર્ચ.** અન્ય દેશોની સાથે ઇન્ડિયાને પણ મોટા ખર્ચવાળા અર્વાચીન લશ્કરી ધોરણનું ખેંચાણ લાગ્યું છે. પરંતુ ઇન્ડિયાના લશ્કરની સંખ્યા (આશરે ૨૩૦૦૦૦ માણસો) અતિ ઘણી વસ્તીની સંખ્યાના પ્રમાણમાં નાની છે; અને કોઇ પણ પ્રકારના કરજ વગર બીજા દેશોમાં યત્ન કરવાનું બન્યું નથી એવાં નવાં હથિયારો પુરાં પાડવાનાં અને પુનર્યોજનાઓનાં, અને બીજાં કામો માથે લેવા માટે પેદાશે રંગ રાખ્યો છે. આ પ્રકરણને છેડે આપેલા ત્રીજા પત્રકમાં લશ્કરી ચોખ્ખું ખર્ચ તથા "અમલકારક" અને "બિન–અમલકારક" ખર્ચોને લશ્કરી કામોના મથાળા નીચે બતાવવામાં આવેલ છે. આપણે પ્રથમજ જોઈ ગયા છીએ કે સાઠાની આસપાસની આગલી મુદ્દતમાં લશ્કરી ખર્ચમાં મોટો ઘટાડો કરવામાં આવ્યો હતો. ત્યારથી તે ૧૮૮૫ સુધી "અમલકારક" ખર્ચમાં થોડોજ વધારો થયો હતો. ઇન્ડિયા

સરકાર કરકસર કરવાનો યત્ન કરી રહી હતી; અને ૧૮૭૯ માં નિમાયેલ કમિશનની સિફારસને લીધે તેણે એક કરોડથી વધારે રકમ ફાજલ પાડી. ૧૮૮૫ માં રૂશીઆની અગ્રગતિ અને બ્રહ્મદેશનું યુદ્ધ થયાં તેથી લશ્કર ખાતે અને બીજી રીતે અનેક પ્રકારે ખર્ચ વધ્યું. ૧૮૮૪–૫ માં "અમલકારક" ચોખ્ખું ખર્ચ ૧૨ ૩ કરોડ જેટલું થયું, અને ૧૮૮૬–૭ માં ૧૫ ૩ કરોડે જઈ પહોંચ્યું.×૧ ૧૮૯૦–૧ માં ચોખ્ખું એકંદર ખર્ચ ૧૬ કરોડનું થયું; અને તે પછીની સાલમાં તે વધીને ૧૭½ કરોડનું થયું. આ પ્રસંગે વધારો થયો તે હથિયાર, સજ્જ સામગ્રી અને યોજનાની જુદી જુદી અર્વાચીન સુધારણાઓના દાખલ કરવાને લીધે હતો. ૧૮૯૧–૨ થી તે આજ સુધી એ અને એવી બીજી સુધારણાઓની વૃદ્ધિ, જે લશ્કરની ઉપયુક્તતાને માટે જરૂરની છે, તેને જારી રાખવામાં આવી છે. વધારે ખર્ચનાં બીજાં કારણો એ છે કે ૧૮૯૫ માં દેશી સિપાઇઓના પગારમાં વધારો કર્યો, અને ૧૮૯૮ માં, અને વળી ૧૯૦૨ માં બ્રિટિશ સોજરોનો પગાર પણ વધારવામાં આવ્યો હતો. "અમલકારક" ચોખ્ખું ખર્ચ ( લશ્કરી કામ સંબંધીનું બાદ કરતાં ) ૧૮૯૬–૭ માં ૧૮½ કરોડનું, અને ૧૯૦૪–૫ માં ૨૪ કરોડે જઇ પહોચ્યું. ૧૮૯૯–૧૯૦૦ માં અને ત્યાર પછીની સાલોમાં લશ્કરોને દક્ષિણ આફ્રિકા અને ચીનમાં મોકલેલાં હોવાથી મોટી બચત રહી. એ કામમાં લાગેલ લશ્કરનો પગાર વગેરે ખર્ચ વિલાયત સરકારે આપ્યું હતું. પરંતુ આ બચતની સામી બાજુએ, ભાર બરદારીનાં જાનવરો, સજ્જસામગ્રી, અને બીજી ગોઠવણો, જે દક્ષિણ આફ્રિકાની લડાઇના અનુભવે બતાવી, તેનું ખર્ચ મૂકાવું જોઇએ. કોર્ડાઇટ, તોપોની ગાડીઓ, અને નાનાં હથિયારનાં કારખાનાં, જે યુદ્ધ સામગ્રીની કિમ્મતને સસ્તી કરે છે અને ઇન્ડિયાના વતનીઓને યાન્ત્રિક કેળવણી અને ધંધોરોજગાર આપે છે,

×૧ આ અને તેની પછીનાં ઘણાં વર્ષોમાં વિલાયતની હુંડીનો ભાવ ઉતરવાથી અમલકારક ખર્ચનું એકંદર ઘણું વધી ગયું, કેમકે બ્રિટિશ લશ્કરનો પગાર પાઉન્ડના રૂપમાં મુકરર કરેલો છે.

તે માટે હાલમાં ઘણું ખર્ચ કરવામાં આવ્યું છે. તેમજ લશ્કરની ફરી વહેંચણી અને ફરીની ગોઠવણોમાં તે સાથે નવીન બંદુકો અને રાઈફલો આપવામાં પણ ઘણું ખર્ચ થએલું છે. "બિન–અમલકારક" ચોખ્ખું ખર્ચ ૧૮૭૬–૭૭ માં ૨¾ કરોડનું હતું, તે ૧૮૯૪–૫ માં વધીને ૫ કરોડનું થયું; અને ત્યારબાદ ૧૯૦૪–૫ માં ૪¾ કરોડ, એટલે કમતી થયું. તેનો ક્રમ વિલાયતની હુંડીના ભાવ અને જુદી જુદી ગુંચવણો, તેમજ ધોરણના ફેરફારથી બદલાતો રહ્યો છે. ઇંગ્લાન્ડમાં ટૂંકી નોકરીના ધોરણને દાખલ કરવાથી પેન્શન ખર્ચમાં ઘટાડો થવાનું વલણ રહ્યું છે. લશ્કરી બાંધકામનું ખર્ચ બહુ બદલાતું નથી, અને હાલની સાલોમાં તેની સરાસરી ૧¾ કરોડની આવેલી છે.

ફોજ અને લશ્કરી કામોના ચોખ્ખા ખર્ચનું એકંદર લેતાં પાંચ પંચવર્ષીય મુદતો, અને ૧૯૦૨–૩ થી તે ૧૯૦૪–૫ ની સાલોના સરાસરી આંકડા નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| ૧૭.૪ | કરોડ | ૧૮૭૬–૭ થી ૧૮૮૦–૧ |
| ૧૭૪ | ,, | ૧૮૮૧–૨ થી ૧૮૮૫–૬ |
| ૨૦·૩ | ,, | ૧૮૮૬–૭ થી ૧૮૯૦–૧ |
| ૨૩·૫ | ,, | ૧૮૯૧–૨ થી ૧૮૯૫–૬ |
| ૨૩૨ | ,, | ૧૮૯૬–૭ થી ૧૯૦૦–૧ |
| ૨૭૬ | ,, | ૧૯૦૨–૩ થી ૧૯૦૪–૫ |

આ આંકડાઓ રક્ષણના ખાસ કામો અને યુદ્ધ ક્રિયા સિવાયનાં છે. અસાધારણ ખર્ચની બાબત સાથે તે વિષે નોંધ લેવામાં આવશે.

ચોખ્ખા ખર્ચના પત્રકમાં છેલ્લી રકમ "પ્રાન્તિક અને સ્થાનિક વધારો કે ઘટાડો" એ નામની છે. તે રકમ પ્રાન્તના નાણાં પ્રકરણી ધોરણના કામને લગતી છે; તેનો ખુલાસો હવે પછી કરવામાં આવશે.

ઇન્ડિયા સરકારની ચોખ્ખી આવકો અને ચોખ્ખાં સાધારણ ખર્ચોની કેટલીક હકીકત હવે અપાઈ ગઇ છે. એટલે સાધારણ

**અસાધારણ ખર્ચો.** ખર્ચ કરતાં સાધારણ આમદાનીમાં જે વધારે રહે તેમાંથી થતાં અસાધારણ ખર્ચો વિશે કહેવાનું અવશિષ્ટ રહે છે. નંબર ૧ ના પત્રક સિવાય આ પ્રકરણના છેવટે આપેલાં પત્રકોમાં તેઓને દર્શાવેલ નથી. કેમકે અમુક સાલનું અસાધારણ ખર્ચ આ મથાળા નીચેના સરકારનાં ખરેખરાં કરજોનાં કાંઈ પણ નામનિશાન આપી શકે નહિ. અસાધારણ ખર્ચોનો પ્રકાર અને વિસ્તાર ચોકસ મુદતના એકંદર આંકડાથી ઉત્તમ રીતે નિરૂપણીય છે. ૧૮૯૬–૭ થી ૧૯૦૨–૩ ની મુદત લેતાં ઇન્ડિયા સરકારનું અસાધારણ ખર્ચ નીચે પ્રમાણે વિભાજ્ય છે:—

૨૨.૨ કરોડ લશ્કરી કામકાજો.
૪.૫ ,, ખાસ રક્ષણો.
૨૬.૩ ,, દુકાળ નિવારણ.
૭.૩ ,, ઉપજમાંથી રેલવે બાંધકામ ખાતે.
૯.૮ ,, દુકાલ ઇન્સ્યુરન્સની રકમમાંથી રેલવે અને પાણીનાં બાંધકામો.

લડાઈનું ખર્ચ પૂરૂં પાડવા માટે પહેલેથી ગોઠવણો થઈ શકતી નથી; અને જ્યારે તે કરવું પડે ત્યારે તે ઉપજ, યાને

**લશ્કરી કામકાજો, યાને યુદ્ધકાર્યો.** શિલક, યાને કરજ કરી પૂરૂં પાડવું જોઇએ. સરહદ ઉપર જંગલી તાઇફાઓની વસ્તી હોવાથી ઇન્ડિયા સરકારને વારંવાર નાની નાની ચઢાઇઓ કરવી પડે છે, અને ચર્ચેલી મુદતમાં જે લડાઇમાં ઇન્ડિયા રોકાઈ રહેલું હતું, તે તો એકજ અફ્ઘાનો સાથેની લડાઈ હતી. સિવાય બીજાં યુદ્ધકાર્યોમાં ઉપરના બ્રહ્મદેશનાં, ૧૮૯૫–૬ ની ચિત્રાળની ચઢાઇ, અને ૧૮૯૭–૯ ની તિરાહ અને બીજી સરહદ ઉપરની ચઢાઇઓ છે. બંદરો તથા સરહદનાં રક્ષણસ્થળો સુધારવા એકંદર પાંચ લાખના ખર્ચના અંદાજાની ધારણા અનુસાર ૧૮૮૫–૭ માં ખાસ રક્ષણોનું ખર્ચ શરૂ થયું તે ખર્ચનો મોટો ભાગ ૧૮૯૬–૭ પહેલાં કરી દેવામાં આવ્યો હતો.

ઓગણીશમા સૈકાના છેલ્લાં પચીશ વર્ષમાં ઇન્ડિયામાં ત્રણ મોટા દુકાળો આવ્યા. દક્ષિણ તરફના ઇન્ડિયામાં ૧૮૭૬-૮ ના દુકાળથી તે મુદ્દતનો પ્રારંભ થયો; અને ૧૮૯૬-૭ તથા ૧૮૯૯-૧૯૦૦ ના વિસ્તીર્ણ (દુષ્કાળના) સંકટોથી તે મુદ્દતનો અંત આવ્યો. તે વચ્ચેના આંતરામાં સામ્રાજ્યમાં વખતોવખત એક કિંવા બીજે સ્થળે અછત ચાલતી રહી. પરંતુ સખ્ત દુકાળ પડયો ન હતો. ૧૮૭૬થી દુકાળ નિવારણ માટે સીધું કુલ ખર્ચ એક સાલને માટે સરાસરીએ એક કરોડ જેટલું છે; અને રાજને ખરેખરૂં ખર્ચ થયું તેમાં ઉપજની ખામી અને આડકતરા ખર્ચથી ઘણો મોટો વધારો થયો છે. ૧૮૭૮ પહેલાં વખતોવખત દુષ્કાળ પડે ત્યારે નાણાં સંબંધી બંધનો પૂરાં પાડવા માટે ખાસ ઇલાજોની યોજનાઓ કરી રાખવામાં આવતી ન હતી. દક્ષિણ તરફના ઇન્ડિયાના સંકટથી લોર્ડ લિટનની સરકારને ખાત્રી થઇ કે વસ્તુ સ્થિતિને એ મુજબ રાખવી એ કાચું કામ કહેવાય, અને દુકાળ ખર્ચને રાજનું સાધારણ ખર્ચ ગણાવા માટે પ્રયત્નો થવા જોઇએ. તેને પરિણામે આગળ વર્ણવેલ છે તે અનુસાર "દુકાળસંરક્ષણ" તરીકે ૧½ કરોડ રૂપૈયાની વાર્ષિક રકમની યોજના થઇ. આ વધારેની આવકનું ઉપયુક્તપણું વખતોવખત ફરતી રીતે થયેલું છે. એ રકમ ઉપર અદ્યતની સાલોના ખરેખરા દુષ્કાળ નિવારણના ખર્ચનો બોજો પ્રથમથી રહેતો આવ્યો છે. પ્રથમ તો આ સિલકને ઉત્પાદક જાહેર બાંધકામોમાં ખરચાતી હતી. એમ ન થાત તો કરજ કરીને એ ખર્ચ કરવું પડત. લાંબી મુદ્દતે દુકાળ ખર્ચનું કરજ જો આ પ્રમાણે થયેલ કરજની બરાબર થઇ રહે તો દુકાળ સંરક્ષણનું કામ પરિપૂર્ણ થયું ગણાય આમ કબૂલ કરવામાં આવ્યું હતું. ૧૮૮૧ માં "સંરક્ષક" જાહેરકામો, જે નાણાં પ્રકરણી રીતે જોતાં ફતેહમંદ થાય તેવાં ન હોય તોપણ તે જેમાં કરવામાં આવે તે દેશમાં દુષ્કાળનું સંકટ અટકાવે કિંવા ન્યૂન કરે તેવાં હોય, તો તેને આ રકમ ઉપર બીજે દરજ્જે આધારભૂત ગણી તેનું ખર્ચ તેમાંથી આપવું. પરંતુ પોણો કરોડની રકમની

વાર્ષિક મર્યાદા તે માટે રાખવાની હતી, અને તેમાંથી જે રકમ બચે તે ત્યારસુધી ખર્ચાતી હતી તે પ્રમાણે ખર્ચવાનું રાખ્યું. ૧૮૯૦ માં આ મર્યાદા કાઢી નાખવામાં આવી. અને તે પછીનાં દશ વર્ષોમાં "સંરક્ષક" કહેવાતાં કામોમાં વધારે મોટી રકમ ખરચવામાં આવી હતી. "સંરક્ષક," અને "ઉત્પાદક" કામો વચ્ચેનો ખરો ભેદ નીકળી ગયા જેવો થઈ ગયો. રેલવે સામાન્ય ધોરણનો ભાગ ગણાતી અને દુકાળ અર્થે તે ખાસ કરીને બાંધવામાં આવતી ન હતી. તેને હવે દુકાળ માટેની રકમમાંથી "સંરક્ષક" કામના ભાગની મદદ મળતી થઇ. ૧૮૯૯ ની આખરે આ પરિપાટીનો અંત લાવવામાં આવ્યો. ફરીને "સંરક્ષક" કામના ખર્ચની મર્યાદા પોણો કરોડની રાખવામાં આવી, અને ખરેખર દુકાળ અર્થે માથે લીધેલ રેલવે અને પાણીકામનેજ આ વર્ગમાં ગણવા દેવામાં આવ્યા. રેલવે બાંધવા માટે નહિં તો કરજ થાય તે ન કરવા માટે (દુકાળ ખર્ચને જુદું રાખી) આ શિલક વાપરવામાં આવે છે. યોગ્ય રીતે "સંરક્ષક" કામ તરીકે ગણાતાં રેલવે અને પાણીકામો માટે તજવીજો કરવામાં તથા તૈયારીઓ કરવામાં જે ખર્ચ થાય, તે પણ વ્યાજબી રીતે દુકાળની રકમના પેટાનું ખર્ચ ગણાય છે.

લોર્ડ લિટ્નની સરકારની નાણાં પ્રકરણી યોજનાથી ઉત્પન્ન થયેલ પરિસ્થિતિમાં તે પછીના બનાવો અને મુસ્કેલીઓથી મુદ્દાના ફેરફારો થયેલા છે; પરંતુ સાધારણ ખર્ચને સાધારણ આવકમાંથી બાદ કરતાં બચત રાખવા માટે હમેશાં ઈષ્ટ પ્રયત્ન જારી રહેલો છે. આ જ્યારે શક્ય નથી એવું માલૂમ પડયું છે ત્યારે દુષ્કાળ સંરક્ષક રકમ સમગ્રને કિંવા તેના અંશને ટૂંક સમય માટે અપાતી બંધ કરેલ છે. ૧૮૭૯ થી ૧૮૮૧ સુધી આ પ્રમાણે બન્યું, અને ફરીને ૧૮૮૬–૭ થી ૧૮૯૧–૨ સુધી પણ બન્યું. ૧૮૯૪–૫ થી ૧૮૯૬–૭ સુધી (કોઇ મોટા દુકાળથી નહિ અંકિત થયેલ લાંબી મુદ્દતનાં અંતિમ વર્ષો) માત્ર એકજ કરોડ આપવાનું બસ ગણવામાં આવ્યું હતું. પરંતુ ૧૮૯૮–૯ માં (હાલના દુકાળોમાંના પહેલાની પછી)

એ રકમને ફરીથી ૧ કરોડની કરવામાં આવી હતી. જે સાલમાં એના કરતાં દુષ્કાળ નિવારણનું ખર્ચ વધતું નથી તે સાલમાં તે રકમને દોઢ કરોડનીજ રાખવામાં આવે છે. ૧૯૦૨-૩ માં પૂરાં થતાં પચીશ વર્ષોમાં દુષ્કાળ નિવારણની રકમમાંથી ૧૮·૮ કરોડ ખરચાઇ ચૂક્યા છે, ૧૪ કરોડ (બે "સંરક્ષક" રેલવેના ચોખ્ખા વ્યાજનું ખર્ચ ગણતાં) "સંરક્ષક" કામોમાં લગાડયા છે, ૩ કરોડ કરજ કર્યા વગર ન થઇ શકત એવાં કામોમાં ખરચ્યા છે, અને બે કરોડ ભરી દઇ ખરેખરૂં કરજ ઓછું કરવામાં આવેલ છે. દુકાળ સંરક્ષક રકમ આખી ૧ કરોડની છે. તેને એક મથાળા હેઠે સરકારી હિસાબની ખર્ચ ખાતાની બાજુએ દર્શાવવામાં આવેલ છે, અને તે રકમ જે જે કામ માટે વાપરવામાં આવેલ છે તે પેટામાં બતાવવામાં આવેલ છે. આ પ્રકરણના અંતિમ ભાગમાં આપેલ પત્રકમાં એ રીતિને અનુસરવામાં આવેલ નથી. પરંતુ ખરેખરા દુષ્કાળ નિવારણમાં વાપરેલ તે રકમનો ભાગ, તેમજ "સંરક્ષક" કામો બાંધવાનું બંડોળખર્ચ પેદાશમાંથી કરેલ અસાધારણ ખર્ચમાં આવી જાય છે. તેના એકંદર સરવાળા ઉપર આપવામાં આવેલા છે.

**પ્રાન્તો અને સ્થાનિક ઉપજમાંથી બંધાતી રેલવે.**

બીજી એટલજ રકમ અસાધારણ ખર્ચમાં નખાય છે. તે પ્રાન્તિક અને સ્થાનિક ઉપજમાંથી બંધાતી રેલવેઓનું બંડોળખર્ચ છે. થોડાં વર્ષો થયાં આ ખાતાનું ખર્ચ ઘણુંજ થોડું થયેલ છે, અને રેલવેને લગતાં બાંધકામ સમગ્ર ખર્ચનો ફાળો હવે સામ્રાજ્યની પેદાશમાંથીજ આવે છે.

**પ્રાન્તિક નાણાં પ્રકરણ; તે ધોરણની**

ઇન્ડિયા સરકારના નાણાં પ્રકરણી કામકાજોનો એકંદર હેવાલ અપાઇ ગયો. હવે તેના ધોરણમાં રહેલી અમુક ખાશિયતોનું બયાન કરવું રહે છે. તેમાં પ્રાન્તિક નાણાં પ્રકરણ, વિલાયત સરકારનું ખર્ચ, અને નાણાં

**ખાસીયતો.** પૂરા પાડનાર " સાધનો અને રસ્તા " ની બાબતો આવશે.

ઇન્ડિયા કિંવા ઇંગ્લાન્ડમાં એકંદર આવકો અને એકંદર ખર્ચોનો હિસાબ જાહેર હિસાબમાં લેવામાં આવે છે. ત્રણ પ્રકારના હિસાબોને એકઠા કરીને તે તૈયાર કરવામાં આવે છેઃ—વિલાયત સરકારનો હિસાબ, ઇન્ડિયાની સર્વોપરિ સરકાર હિસાબનો હિસાબ, અને આઠ મોટી સ્થાનિક સરકારોનો હિસાબ, એ ત્રણે હિસાબી ખાતાંઓમાંથી તેઓને એકત્ર કરવામાં આવે છે. સ્થાનિક સરકારોના હિસાબમાં પરગણાં અને પેટા મહાલોના હિસાબ પણ આવી જાય છે; પરંતુ આ બધાને સામ્રાજ્યીય હિસાબમાંથી અલગ રાખવા હાલમાં વિચાર ચાલે છે. આપણે આગળ જોઇ ગયા છીએ કે ઇન્ડિયાનો નાણાં પ્રકરણી વહિવટ સમગ્ર રીતે એક જમાનામાં મધ્યસ્થ સરકારના હસ્તક હતો, અને ૧૮૭૦ માં અમધ્યસ્થ-પણાની રાજનીતિનો પ્રારંભ કરવામાં આવ્યો હતો. તેને ૧૮૭૭–૮૨ માં ખીલવવામાં આવ્યો હતો. ૧૮૭૭ માં દાખલ કરેલી ગોઠવણને કેટલાક પ્રકારે ફેરવવામાં આવી છે; પરંતુ ઘણી બાબતમાં તો તે એવી એવીજ અમલમાં છે. ઉદ્દેશનાં લક્ષ્યો એ હતાં કે સ્થાનિક સરકારને પોતાની આમદાનીની ખીલવણી કરવા અને ખર્ચમાં કરકસર કરવા મજબૂત લાલચ આપવી, પ્રાન્તિક રાજકારોબારની વિગતોમાં સર્વોપરિ સરકારની તરફથી વચ્ચે આવવાની જરૂરયાત દૂર કરવી, અને તેની સાથે નાણાં પ્રકરણના ઐકયને એવી રીતે ચલાવવું કે રાજ્યના બધા ભાગને વધતી જતી જરૂરયાતો પુરી કરવા વધતી જતી આમદાનીનો યોગ્ય ભાગ મળે, તથા વખતોવખત આવી પડતી નાણાંની મુશ્કેલીઓનો બોજો યોગ્ય પ્રમાણમાં ઉપાડી શકાય. સામાન્ય પ્રાન્તિક નોકરીના ખર્ચનો અંકુશ તેમજ તે ખર્ચો પુરાં કરવા જોઇતી પેદાશનાં અમુક ખાતાંઓ સમગ્ર રીતે કે પ્રમાણમાં સ્થાનિક સરકારને આપી દઇને ઇન્ડિયા સરકારે આ સિદ્ધાન્તને નિરાકૃત કરેલો છે. પેદાશનાં ખાતાં એવાં પસંદ કર્યાં છે, કે જેની પ્રાન્તિક વ્યવસ્થા

સંભાળથી કરવામાં આવે તો તેની ઉપજમાં સુધારો થઈ શકવાનો સંભવ રહે. પ્રસંગોપાત્ અપવાદમાં રહે તે વગર, પેદાશનાં વધારે અગત્યનાં સાધનોની વહેંચણ નીચે પ્રમાણે છે:—

સંપૂર્ણ અંશે સામ્રાજ્યીય:—નિમક, જકાત, અફીણ, અને ખંડણીઓ. વિભક્ત અંશે:—જમીનનું મ્હેસૂલ, સ્ટાંપ, એક્ષાઇસ (પરચુરણ જકાત, દારૂ વગેરેની), મુકરર કરેલા કરો, જંગલો, અને રજીસ્ટ્રેશન; તદ્દન પ્રાન્તિક:—"પ્રાન્તિક વરાડો" ના ખાતાના પેટામાં આવી જતા સ્થાનિક કરો. સાધારણ પ્રાન્તિક નોકરીનું ખર્ચ સ્થાનિક સરકારના હસ્તક સોંપાયેલું છે, અને સર્વોપરિ સરકારે જાતે જાહેર કરજ, ફોજ, ઇન્ડિયન દરિયાઇ ખાતું, મધ્યસ્થ રાજવહિવટ, અને દેશાન્તરનાં કામકાજોને સંબંધે તમામ સત્તા સ્વાધિન રાખી છે. વિલાયત સરકારમાં ઇન્ડિયાને લગતું થતું ખર્ચ સામ્રાજ્યના સંબંધનું છે. વ્યાપાર સંબંધી ખાતાની બાબતમાં ટપાલ, તાર, ટંકશાળ, અને રેલવેને લગતાં કામકાજો સમગ્ર રીતે, કિંવા પ્રધાનતઃ, સામ્રાજ્યના સંબંધનાં છે. પાણી-કામ સાથે હિસાબી બન્ને ખાતાઓ નિસબત ધરાવતાં રહે છે. બધા પ્રાન્તોનું ખર્ચ એકઠું કરીએ તેના ત્રણ ગણા કરતાં વધારે ખર્ચ સામ્રાજ્યનું થાય છે. સ્થાનિક સરકારોનો નાણાં પ્રકરણી વહિવટ સર્વોપરિ સરકારની સામાન્ય દેખરેખ નીચે છે; વળી તે નવીન કરો નાખવાને લગતા ઠરાવોને, નિમણુકોની (નવીન) ઉત્પત્તિને, પગારના દરજ્જાના ફેરફારને, વ્યવહારની મોટી મોટી લાઇનોના નીભાવ વગેરેને લગતા ઠરાવોને પણ તાબે છે. વળી જરૂરયાતનાં ખર્ચો પૂરાં પાડવા માટે ઠરાવેલી કમતીમાં કમતી શિલક સામાન્ય રીતે હાજર રાખવા સ્થાનિક સરકારો ઉપર ફરજ રહે છે. બીજી બાબતોમાં ઉપજનો પોતાનો ભાગ વ્યવસ્થિત કરવા માટે તેઓને છૂટો હાથ છે. કેટલીક રીતે આ ધોરણ જર્મન બાદશાહી અને યુનાઇટેડ સ્ટેટસમાં પ્રવર્તતા નાણાં પ્રકરણી ઐક્યને મળતું આવે છે, પરંતુ એક અગત્યની બાબતમાં તે તેનાથી જૂદું પડે છે. જર્મની અને અમેરિકામાંના અંગભૂત રાજ્યોએ પોતાની નાણાં પ્રકરણી અને બીજી સત્તાની અમુક

બાબતો મધ્યસ્થ સરકારને ખુશીથી સોંપેલી છે, પરંતુ નાણાં પ્રકરણી ઐક્યની હદ બહારની પોતાની ઉપજ એકઠી કરી ખર્ચવાનું સંપૂર્ણ સ્વતંત્રપણું સ્વાધીન રાખી રહ્યાં છે. ઇન્ડિયામાં તો સ્થાનિક સરકારો માત્ર સર્વોપરિ સરકારના પ્રતિનિધિઓ છે, અને નાણાં પ્રકરણી અને બીજાં કામો તેની પસંદગી અને અંકુશમાં રહીને ચલાવે છે. વળી તેઓના હાથમાં કરજ કરવાની કાંઇ પણ સત્તા નથી. પ્લેગ અને દુકાળના દબાણથી થોડા વર્ષ પહેલાં જેમ મુંબઇમાં બનવા પામ્યું તેમ તેના સાધન કરતાં જો તેઓ વધારે ખર્ચ કરે તો તે ઇન્ડિયા સરકાર પૂરૂં કરી દે છે.

**પ્રાન્તિક બંદોબસ્તનો વખતોવખત થતો નવીન ફેરફાર.**

સ્થાનિક સરકારે કરેલી ગોઠવણો માટે આગળ પાંચ વર્ષમાં એક વાર ફેરવણી કરવી એમ, નિયમ રાખ્યો હતો. દરેક પાંચ વર્ષની મુદતમાં કુદરતી વધારા, કિંવા સુવ્યવસ્થિત રાજકારોબારને લીધે પેદાશના ભાગમાં થતા સુધારાનો લાભ, પૂર્ણ રીતે દરેક પ્રાન્તજ ભોગવતો હતો. જ્યારે તે પાંચ વર્ષની મુદતનો છેડો નજદીક આવવા લાગે ત્યારે સર્વોપરિ સરકાર નાણાં પ્રકરણી વસ્તુસ્થિતિનો ફરીને હિસાબ તપાસે. પેદાશ ખર્ચની બાબતમાં દરેક પ્રાન્તની વર્ત્તમાન અને ભાવિષ્યની ગરજોનો અડસટ્ટો કરવામાં આવતો હતો, અને તે પ્રમાણે બંદોબસ્ત નવીનસરથી થતો હતો. આ અડસટો કરવામાં ઇન્ડિયા સરકાર, સ્થાનિક સરકાર પોતાની વધતી જતી ઉપજ કિંવા શિલકમાંથી જે ખર્ચ કરી શકતી તે સમગ્ર ખર્ચ વિચારમાં લેવા બંધાતી હતી નહિ; બાંધ-કામ ઉપરનાં ખર્ચો, અને સ્થાનિક કામ માટે આપેલા ફાળાના જેવી રકમો કેટલેક દરજ્જે ખુશીથી અપાતા પ્રકારની છે, અને પ્રાન્તિક નાણાં પ્રકરણના વિકાસ વચ્ચે આવ્યા વગર એવા કામ માટે આપેલું ભંડોળ પાછું લઇ લેવાનું શક્ય હતું. એ પ્રમાણે મેળવેલી રકમો કમતી આબાદ પ્રાન્તોની સ્થિતિ સુધારવામાં વપરાતી હતી, કિંવા એકંદર ખર્ચના ભાગનો મોટો બોજો અદા કરવામાં સામ્રાજ્યને તેની પોતાની ખુદની ગરજ માટે જરૂર

રહેતી હતી. આ પ્રમાણે પ્રાન્તિક નાણાં પ્રકરણી ધોરણ જે ઉદ્દેશોથી દાખલ કરવામાં આવ્યું હતુ તેનો ભોગ આપ્યા વગર અમુક સ્થિતિસ્થાપકતા સંપાદિત થઈ જતો હતો. તોપણ આ ધોરણમાં કેટલીક ખામીઓ રહી હતી. વખતોવખત સર્વોપરિ સરકાર અને સ્થાનિક સરકારો વચ્ચે તકરારો ઉઠતી; અને બંદોબસ્તની મુદ્દતનાં અંતિમ વર્ષોમાં સ્થાનિક સરકારો ઉતાવળથી, અને તેને લીધે ઉડાઉપણે ખર્ચ કરી નાખતી હતી. તેથી કરીને હાલમાં સ્થાનિક સરકારોને પોતાના મુલ્કોમાં ઉત્પન્ન થતી વિભાજ્ય પેદાશમાં જાથુકના હિસ્સા આપવાનું મુકરર કર્યું છે. મદ્રાસ, બંગાળા, જોડીયા પ્રાન્તો અને આસામની સરકારો સાથે ૧૯૦૪-૫ ની સાલથી અમલમાં આવે એવા પાયા ઉપર બંદોબસ્તો કરવામાં આવ્યા છે. તેમજ ૧૯૦૫-૬ થી અમલમાં આવે તેમ મુંબઈ, અને પંજાબ સાથે ૧૯૦૬-૭ થી મધ્ય પ્રાન્તો (બિહાર સુધા) માં અમલમાં આવે એવી રીતના પણ તે સાથે બંદોબસ્તો કરવામાં આવ્યા છે. બંગાળાના હાલમાં વિભાગ કરવામાં આવ્યા છે તેથી તેને લીધે ઉત્પન્ન થયેલા નવા પ્રાન્તો સાથે તાજેતર બંદોબસ્ત કરવા ફરજ પડી છે. તે બંદોબસ્ત ૧૯૦૬-૭ થી અમલમાં આવ્યો છે; તો પણ પૂર્વ તરફના બંગાળા અને આસામ સાથેનો બંદોબસ્ત થોડાં વર્ષો પછી ફરીને કરવા યોગ્ય રાખેલો છે. તેટલાં વર્ષોમાં આવક ખર્ચનાં નિયમિત ધોરણો વધારે સારી રીતે મુકરર થઈ શકશે. નવા બંદોબસ્તની સાથે એકંદર ત્રણ કરોડની પ્રાથમિક રકમ ઉપરોક્ત પ્રાન્તોને મળી ગઈ છે. હવે નવા બંદોબસ્તના ધોરણ વગર એકલો બ્રહ્મદેશનો જ પ્રાન્ત રહેલો છે. *

જ્યાં સુધી પ્રાન્તોના બંદોબસ્તો ટુંક મુદ્દતના રહ્યા, ત્યાં સુધી તેઓની વખતો વખતની ફેરવણી તે વખતની નાણાંની તંગાઈથી અવશ્ય બદલાતી

* વધારે વિગતો માટે ૧૯૦૪-૫ ના ઇન્ડિયા સરકારના નાણા પ્રકરણી હેવાલ ના પારા ૨૦૬-૧૭, ૧૯૦૩-૬ ના પારા ૨૦૩-૫, અને ૧૯૦૬-૭ ના પારા ૨૧૪-૨૨ જુઓ,

રહી. જ્યારે નિયમિત પ્રમાણુની હદ છોડી દઈ બાદશાહી સરકાર ઉપરની માગણીઓ વધી ગઇ, ત્યારે પ્રાન્તોને આપવાની રકમોમાં બળાત્કારે કાંઇક ન્યૂનતા કરવી પડી હતી. જ્યારે બાદશાહી નાણું પ્રકરણી પરિસ્થિતિ આબાદ હતી ત્યારે એકંદર રીતે તેમાં વધારો કરવામાં આવતો હતો.

**પ્રાન્તો તરફથી સર્વોપરિ સરકારને અપાતા ખાસ ફાળાઓ.**

જ્યારથી પ્રાન્તિક ધોરણ હસ્તિમાં આવેલું છે ત્યારથી ઇન્ડિયાની નાણું પ્રકરણી સ્થિતિ ઉપર ચાર ખાસ ભય રહેલા છે—લડાઈ, અફીણની આવકમાં ઘટાડો, વિલાયતની હુંડીના ભાવમાં ઘટાડો, અને દુકાળ. પહેલી ત્રણ બાબતમાં ઇન્ડિયા સરકાર ઉપર તદ્દન જોખમ રહે છે. તેથી કરીને પ્રાન્તિક નાણું પ્રકરણી ખાતાને આપેલ સ્થાઈપણાથી તેને કેટલેક દરજ્જે પીડા ભોગવવી પડી છે. અડાફડીને પ્રસંગે સ્થાનિક સરકારની પાસેથી પાંચ વર્ષોની મુદ્દતોને અંતે આપેલી રકમો પાછી લેવામાં આવે છે. તે ઉપરાંત સામ્રાજ્યના કામ માટે તેની પાસેથી ખાસ ફાળા લઈ શકાય છે; અને તે લેવામાં પણ આવેલા છે. તે પ્રમાણે અફ્ઘાન લડાઇની દરમિયાન તેઓએ ૬૭ લાખ ભર્યા હતાં; અને તે પછીથી પાછા પણ દઇ દેવામાં આવ્યા હતા. ૧૮૮૬–૭માં બ્રહ્મદેશની લડાઇને લીધે વાયવ્ય સરહદ ઉપરની લશ્કરી તૈયારીઓ, અને વિલાયતની હુંડીનો ભાવ પડવાને લીધે થયેલ તોટામાં ૪૦ લાખ આપવામાં આવ્યા હતા. તે પછીની સાલમાં તે પરત દેવામાં આવ્યા હતા. પ્રથમતઃ દુકાળ અને પ્લેગનાં ખર્ચો પ્રાન્તિક અને સ્થાનિક સાધનો ઉપર પડે છે; અને તે ખૂટી જાય ત્યારેજ શાહી સરકાર પગ માંડે છે. પરંતુ સખ્ત દુકાળ પડે, ત્યારે જરૂર આમ બનવા પામે છે. ૧૮૯૭–૮ના બંદોબસ્તોની દરમિયાન પ્રાન્તિક નાણું પ્રકરણી ધોરણ, પ્લેગ અને દુકાળને લીધે પેદાશમાં થયેલ તોટા અને ખર્ચના બોજાથી, ભારે કસોટીમાં આવ્યું હતું. તેથી દુકાળ-ખર્ચનો વધારે મોટો ભાગ આપવાની સાથે શાહી પેદાશમાંથી દરેક સાલ

સ્થાનિક સરકારોને મોટી મોટી રકમો અપાણી. ૧૯૦૩–૪ની આખર સુધીમ તેનો એકંદર સરવાળો લગભગ ૧૩ કરોડનો થયો.

"પ્રાન્તિક અને સ્થાનિક બચત કિંવા તોટો", એવું ત્રીજા પત્રકમ મથાળું છે, તેનો અર્થ હવે સ્પષ્ટ કરવો જોઇએ.

**પ્રાન્તિક, અને સ્થાનિક બચત કિંવા તોટો.** એ હિસાબની મતલબ એ છે કે સરકારનાં એકંદર લેણ દેણ અને શાહી નાણાંની હાલતની વિગતો બતાવવી. પ્રાન્તોના આંકડાઓને અંદર લીધેલા છે, તેની અંદર પરગણાં અને મહાલોના આંકડા ગણેલા છે. તેની અસર આ પ્રમાણે છે. પ્રાન્તની ઉપજ કરતાં પ્રાન્તનું ખર્ચ વધારો ઘટારો થાય, તો વર્ષની આખરની શિલકમાં પણ વધારો ઘટારો થાય. તેથી શાહી સરકારને કાંઈ અસર થતી નથી; કેમકે બંદોબસ્તની મુદ્દત સુધી શાહી હિસાબ અને પ્રાન્તિક હિસાબ એક બીજાથી જુદા જુદા રહે છે. માટે પ્રાન્તની બચત કિંવા ખોટને નાબુદ કરે એવી રીતે રકમ માંડવાની હિસાબની રૂએ જરૂર પડે છે. દૃષ્ટાન્ત તરીકે ૧૯૦૧–૨ની સાલ લો. ઇન્ડિયા સરકારે આપેલી રકમો અંદર ગણતાં સ્થાનિક સરકારને ખર્ચ કરતાં ૧૬૧ લાખ એકંદર રીતે વધુ મળ્યા. આ રકમ બાદશાહી કાર્યો માટે કામમાં આવે તેવી નથી. માટે ખર્ચની બાજુએ ૧૬૧ લાખની રકમ હિસાબની મેળવણી માટે કરવામાં આવેલી છે. તેથી બાદશાહી શિલકમાં એટલી રકમ ઓછી રહે છે; અને પ્રાન્તોના આંકડા સાવ તેમાંથી કાઢી નાખ્યા હોય ને હિસાબ રહ્યો હોય એવી સ્થિતિમાં તે હિસાબ રહેવા પામે છે.

ઇન્ડિયા સરકારના વિલાયતનાં આવક ખર્ચ યોગ્ય મથાળા નીચે સામાન્ય હિસાબમાં લેવામાં આવેલ છે; પરંતુ તેનું જુદું

**વિલાયત સરકારનું ખર્ચ (હોમ ચાર્જિસ).** સંક્ષિપ્ત નિરીક્ષણ કરવા જરૂર છે. સાલની ઉપજમાંથી આપવાનું ઇંગ્લાન્ડમાં થયેલું ચોખ્ખુ ખર્ચ ૧૯૦૨–૩ના વર્ષ માટે ૧૭૭૦૦૦૦૦ પાઉન્ડના જેટલું થયું હતું. તેની વહેંચણ આ પ્રમાણે છે:—રેલવેની ઉપજ ખતે

૬૫૦૦૦૦૦, (રેલવેના હિસાબમાં મૂકેલું વ્યાજ બાદ કરતાં) વ્યાજ અને કરજની વ્યવસ્થા ખાતે ૨૮૦૦૦૦૦, ચીજોના જથ્થા (સ્ટોર્સ) ૧૮૦૦૦૦૦, ફોજી "અમલકારી" ખર્ચ ખાતે ૧૩૦૦૦૦૦, મુલ્કી વહીવટ ખાતે ૪૦૦૦૦૦, દરિયાઇ ખર્ચ ખાતે ૨૦૦૦૦૦, અને "બિન-અમલકારી" ખર્ચ ખાતે જેવાં કે મુખ્યત્વે કરીને મુલ્કી અને લશ્કરી અમલદારોને રજાના તથા પેન્શનના લવાજમો ખાતે ૪૭૦૦૦૦૦ પાઉન્ડ. આ વિલાયતી ખર્ચોને કોઈ કોઈ વાર ઇન્ડિયા ઇંગ્લાન્ડને તે દેશની નીચેની તાબેદારીના બદલામાં ખંડણી રૂપનાં કહી ભૂલથી બયાન કરે છે. ઉપરના આંકડા ઉપર નજર નાખવાથી જણાઈ આવશે કે ૧૭ $\frac{3}{4}$ દસલાખ પાઉન્ડમાંથી લગભગ ૧૧ દશ લાખ પાઉન્ડ તો વિલાયત પુરૂ પાડતા ભંડોળના અને ચીજોના બદલામાં આપવામાં આવે છે. તેથી તે આંકડા રાજવહીવટના ખર્ચના બદલાના નહિ, પણ વ્યાપારના છે. બાકીમાંથી ૪$\frac{1}{2}$ દશલાખ પાઉન્ડ રજાના પગાર અને પેનશનોને માટે આપવામાં આવે છે તેના છે. બ્રિટિશ રાજને લીધે ઇન્ડિયાની આબાદાની પ્રવર્તિ રહી છે. આ ખર્ચો તેનાં સહગામી છે. છેલ્લાં સત્તાવીશ વર્ષોમાં વિલાયતનું ખર્ચ ૪$\frac{3}{4}$ દસ લાખ પાઉન્ડ જેટલું વધુ થયું છે. તેમાં વધારાવાળાં ખાતાં રેલવે, વ્યાજ, રજા અને પેન્શન છે. ઇંગ્લાન્ડ અને ઇન્ડિયા એ બન્નેના હિતની બાબતોમાં, તેમાં ખાસ કરીને ફોજને સંબંધે, ખર્ચની વહેંચણી માટે ઇન્ડિયાના અને વિલાયત સરકારની વચ્ચે વારંવાર ચર્ચા ચાલી હતી. ૧૮૯૫-૧૯૦૦માં આ બાબતનો લોર્ડ વેલ્બીના કમિશને પૂરો તપાસ કર્યો હતો; અને ત્યાર પછી સંખ્યા બંધ તકરારો બાબતોનો નિવેડો લાવવામાં આવ્યો હતો. તેથી ઇન્ડિયાની ત્રીજોરીને તેના પરિણામ તરીકે આશરે અઢી લાખ પાઉન્ડનો ચોખ્ખો વાર્ષિક છૂટકારો મળ્યો હતો.

સ્ટેટ સેક્રેટરી કાઉન્સિલ બિલો (હુંડીઓ) કિંવા તારની હુંડીઓ-હવાલા-વેચીને વિલાયતનું ખર્ચ મજરે લે છે.

**વિલાયેતનું ખર્ચ પૂરૂં પાડવાની રીતિ.** ઇન્ડિયાના આયાત માલ કરતાં જાવક માલ વધારે હોવાથી એ વધારાની ચોખ્ખી કિંમત યૂરોપીયનો

**વટાવને લીધે થતો તોટો.** માલ મંગાવનારા છે તેમણે ઇન્ડિયામાં પહોંચતી કરવી જોઇએ. આને લીધે સ્ટેટ સેક્રેટરી આપે છે તે ઇન્ડિયા ઉપરનાં બિલો (હુંડીઓ) તેઓ ખરીદ કરે છે. તેનાં નાણું આવે તેમાંથી સ્ટેટ સેક્રેટરી વિલાયતનું ખર્ચ ચૂકવે છે. હુંડી ખરીદનારા તે હુંડીઓ ઇન્ડિયામાં મોકલી દે છે. ત્યાં ઇન્ડિયા સરકાર તરફથી તેનાં નાણું મળે છે. તેથી ઇન્ડિયાના ખજાનાને તો ઇન્ડિયા ઓફીસમાં સીધાં નાણું મોકલ્યાની બરાબરીનુંજ પરિણામ આવે છે. ચાંદીના શિક્કા પાડવાની ઇન્ડિયાની અંદરની ટંકશાળોને મના થઈ તે પહેલાં હુંડીઓ માટે સ્ટેટ સેક્રેટરીને ભાવ મળતો તે ચાંદીની પાટોના સોનાની કિંમતે નક્કી કરવામાં આવતો હતો. જો ચાંદીના બજારભાવ કરતાં ઓછા નફાના દરથી હુંડીઓ આપવા માંડે તો માલ મંગાવનારા ચાંદી ખરીદી શિક્કા પાડવા માટે તે ઇન્ડિયામાં મોકલી દેવાનો બીજો રસ્તો ગ્રહણ કરી શકતા હતા. એ કાર્યનું ખરૂં રૂપ વધારે ગુંચવણ ભર્યું હતું, પરંતુ તેનો સાર ઉપર પ્રમાણે હતો. ૧૮૭૧–૨ સુધી રૂપૈયાની સોનાના રૂપની કિંમત એક વર્ષ સિવાય હમેશાં ૧ શિલિંગ ૧૧ પેન્સ કરતાં વધારે હતી. ૧૮૭૨ માં તે થોડીક ઉતરી ગઈ, અને એક શિલિંગ ૧૦$\frac{3}{4}$ પેન્સ કરતાં પણ કમતી હતી; અને ત્યારપછી ચાંદીની નિપજ વધારે થતાં, અને નાણું તરીકે તેનો ઉપયોગ કમતી થતાં તેના ભાવમાં વધઘટ થવા મંડી. જર્મની અને બીજા દેશોની ચલણની રાજનીતિને લીધે તેનું વલણ નમતું રહ્યું. ૧૮૯૪–૫ માં એક શિલિંગ એક પેનીની હેઠે ઉતરી સૌથી નીચેને ભાવે આવ્યું. ચાંદીની કિંમત ઘટતાં સ્ટેટ સેક્રેટરીને હુંડીની સરતો દિન પ્રતિદિન નઠારી મળતી આવી; બીજી રીતે કરીએ તો ઇન્ડિયા સરકારને વિલાયતના પાઉન્ડના રૂપના ખર્ચ બદલ રૂપૈયાની વધારે રકમ નિરંતર આપવી પડતી હતી. આ પ્રમાણે વટાવનો ભાવ ઉતરવાનું, જો કે એકલું નહિ તોપણ મુખ્ય કારણ પેદા થયું. ૧૯ મા પ્રકરણમાં વર્ણવેલા ચલણના ધોરણના ફેરફારોથી રૂપૈયાની કિંમત સ્થાપિત ઠરવાનું પરિણામ હાંસલ થયું. તે ૧ શિલિંગ

૪ પેન્સની બન્ને તરફ થોડી હદમાં ફરતો રહે છે. આ પ્રમાણે નાણાં પ્રકરણી મુંઝવણનું, તેમજ આ સ્થિરતાનું ફળરુપ કારણ દૂર કરવામાં આવ્યું છે. ઇન્ડિયા સરકારને થયેલા નુકશાનનો અડસટ્ટો કાઢતી વખત સરખામણીની મુદ્દત ઉપર પરિણામનો આધાર રહેશે. રૂપૈયો સરભર કે તે કરતાં ઉંચો હતો તે મુદ્દત લેવી ગેરવ્યાજબી ગણાશે. કેમકે તેતો બળવાનો સમય હતો. વસ્તુતઃ તે સમયમાં ઇંગ્લાન્ડ તરફ નાણાં મોકલવામાં આવતાં ન હતાં, અને દેશનો આધાર કરજ ઉપર રહ્યો હતો. વળી ૧૮૭૨–૩ પહેલાં વિલાયત મોકલેલ નાણાંની રકમ તેની પછીની સાલની રકમ કરતાં ઘણીજ નાની હતી. જામીનગિરીવાળી રેલ્વે કંપનીઓ ભંડોળ અનામત મૂકી સ્ટેટ સેક્રેટરીને નાણું પૂરૂં પાડતી રહેલી હતી. તેને લીધે ઘણે દરજ્જે આમ થવા પામ્યું. તે નાણાં ઉપયોગમાં લેવાની કંપનીઓને જરૂર પડી ત્યારે તે પછીથી પાછાં આપવામાં આવ્યાં હતાં. તેથી ૧૮૭૨–૩ ની સાલથી ગણુતરી શરૂ કરવાનું ઠીક છે. કેમકે તેમાં વટાવનો ભાવ તાત્કાલિક પડી ભાંગ્યો હતો, અને નિયમસર નાણાં મોકલાયાનો તે મુદતબંધી લાગ હતો. ૧૮૯૪–૫ ની સાલમાં વટાવ સૌથી હલકો હતો. તે સાલમાં નાણાં મોકલતાં ઇન્ડિયા સરકારે જે ભાવ આપ્યો તે, અને ૧૮૭૨–૩ માં ભાવ હતો તે પ્રમાણે તેજ રકમ જે ભાવે મોકલી હોત તેનો આપણે મુકાબલો કરવો જોઇએ. ૧૮૯૪–૫ માં પાઉન્ડના રૂપમાં ૧૫૭૭૦૫૩૩ ની કિંમત હુંડીઓ ખાતે બેઠી હતી. તેની બરાબર ખરેખર ઇન્ડિયા સરકારે રૂપૈયાના રૂપમાં રકમ આપી તે ૨૮.૯ કરોડની થઈ હતી. ૧૮૭૨–૩ ના ભાવ પ્રમાણે તે ફકત ૧૬.૬ કરોડની થાત. આ પ્રમાણે ૧૨.૩ કરોડનો ફેર આવે છે. તે જમીનના મ્હેસૂલના અર્ધ કરતાં વધારે છે.

એક સાલમાં કાઉન્સિલ બિલોથી (હુંડીથી) સ્ટેટ સેક્રેટરી ઇન્ડિયામાંથી નાણાં ખરી રીતે મંગાવે છે તે પેદાશ ઉપર

**સ્ટેટ સેક્રેટરી હુંડીના નાણાં મંગાવે છે** નાખવાનાં ઇંગ્લાન્ડમાં થયેલ ચોખ્ખા ખર્ચ એકલા પ્રમાણેજ નક્કી થાય છે એમ નથી. સઘળી

**તેની રીતિ.** જાતનાં એકંદર ખર્ચો સાધનો સાથે મળતાં કરી નાખનારાં ઘણાં ગુંચવણ ભર્યાં લેવડદેવડનાં કામોને વિચારમાં લઈને તે નક્કી કરવામાં આવે છે. બ્રિટિશના નાણાં પ્રકરણની આફક ઇન્ડિયાનું નાણાં પ્રકરણ ૧૮૬૦ ની મિસ્તર વિલ્સનની સુધારણા પછીથી બજેટના ધોરણ મુજબ ચાલતું રહ્યું છે; અને નાણાં પ્રકરણી સાલ ૩૧મી માર્ચના રોજ પૂરી થાય છે. માર્ચ માસના પાછલા ભાગમાં વાર્ષિક નાણાં પ્રકરણી હકીકતો બરાબર પડે છે. તેની અંદર આવતી સાલના બજેટના અંદાજી અડસટ્ટા, ચાલતી સાલનું ફરી કરેલું અંદાજ પત્રક, અને આગલી સાલના ખરા આંકડા કિંવા માંડી વાળેલા હિસાબો આવે છે.

અંદાજ પત્ર (બજેટ) નો સાર બે મુખ્ય વિભાગોમાં દર્શાવવામાં આવે છે. પહેલામાં ફક્ત પેદાશ અને પેદાશમાંથી થતુ ખર્ચ બતાવવામાં આવે છે; અને રેવન્યુ ખાતાની બચત કે તોટો બતાવી સરભર દેખાડવામાં આવે છે. આ બચત કિંવા તોટો, અને તે સાથે ઇન્ડિયા તથા ઈંગ્લાન્ડમાં ત્રીજોરીમાં રહેલી બાકી પરાંતને બીજા મુખ્ય વિભાગમાં ખેંચી જવામાં આવે છે. તેમાં વળી ભંડોળ ખાતાનું ખર્ચ, કરજની આવક, અને બીજાં લેણદેણો કરજ, અનામત, અગાઉ આપેલ રકમોનું ખાતું, સ્ટેટ સેક્રેટરીની હુંડી ચેકો વગેરે, જે રેવેન્યુ હિસાબની બરાબર ગણાય છે, તે બધું બતાવવામાં આવે છે. પ્રાન્તિક સરકારની જુદી બચતો અને તોટાને ઠેકાણે પાડી સામાન્ય બજેટની રકમો તૈયાર કરવામાં આવે છે. તે સાથે ઇન્ડિયા અને ઈંગ્લાન્ડમાંના ખજાનાઓના છેવટની શિલકોના આંકડા દાખલ કરવામાં આવે છે.

યાદ રાખવાનું છે કે બીજો વિભાગ પહેલા વિભાગને મુકાબલે ભંડોળના હિસાબને લગતા પ્રકારનો છે. તે ચોખ્ખી રીતે રેવેન્યુ (પેદાશ) અને પેદાશ ખર્ચ ખાતે લખાતો રાજવહિવટનો ખર્ચનો હિસાબ છે. આવક કરતાં ખર્ચનું એકંદર વધારે થએલ હોય તેનો આંકડો બીજા વિભાગમાં બતાવાય છે. તે રેલવે અને પાણી કામ ઉપર ભંડોળ ખર્ચ થયું હોય તેને લીધે ઘણું કરીને થાય છે. તે ઇન્ડિયા અને ઈંગ્લાન્ડમાં નાણાં કરજે લઈ ભરીદેવામાં

આવે છે. ઘણી વખત ત્રીજુરીની શિલકમાંથી તેમાં પૂરૂં કરવામાં પણ આવે છે.

ઇંગ્લાન્ડમાંના ખર્ચ માટે ઇન્ડિઆ સરકારને જોઈતાં નાણાં પૂરાં પાડવા સારૂ ઉપાડવાની રકમ એવા ખર્ચના એકંદરમાંથી લંડનમાં પાઉન્ડ ઉપાડી કરેલ કરજનો આંકડો બાદ કરીને નક્કી થાય છે. વટાવનો અયોગ્ય ઓછો ભાવ આપ્યા વગર સ્ટેટ સેક્રેટરી હુંડીથી એકંદર રકમ મોકલી શકે તેનો આધાર નિકાસ વેપારને સંબંધે ઇન્ડિયામાં નાણાં મોકલવાની માગણી ઉપર રહે છે. અને હાલના વર્ષોમાં ઇંગ્લાન્ડમાં પાઉન્ડની રકમો આપવા માટે સ્ટેટ સેક્રેટરીની બજેટ પ્રમાણેની જરૂરયાતો કરતાં તે વધી ગયેલ છે. તેને પૂરૂં પાડવાનો આધાર પ્રથમતઃ ઇન્ડિયાની ત્રીજુરીના ખજાનાનાં સાધનો ઉપર રહે છે. પરંતુ માગણી પૂરી કરવા તે અશક્ત હોય તો કરન્સી રીઝર્વ (ચલણી નોટોનું અલગ રાખેલ ભંડોળ) ઉપર હુંડીઓ લખાય છે. તેનાં નાણાં આવે તે સોનાના રૂપમાં ઇન્ડિયામાં મોકલાય છે, કિંવા કરન્સી રીઝર્વને તેની પાસેથી લીધેલ શિલકના બદલામાં નાણાં ભરી દેવા ચાંદીની ખરીદીમાં વપરાય છે. બીજી તરફથી દુકાળ કિંવા બીજા કારણને લીધે નિકાસ વેપાર નિષ્ફળ જાય, અને પાઉન્ડના રૂપમાં થયેલ સરકારી ખર્ચ પૂરૂં અદા કરવા એકંદર જોઈતી રકમ કરતાં વેપાર માટે મોકલવાનાં નાણાંની રકમ ઓછી થાય, તો પાઉન્ડના રૂપમાં સ્ટેટ સેક્રેટરી વધારે કરજ કરીને તોટો સરભર કરી દે છે. પેદાશની જરૂરયાત સાથે સરખાવતાં સ્ટેટ સેક્રેટરી હુંડીથી વધારે નાણાં ઉપજાવે તો તે થોડા વર્ષ થયાં થોડે ભાગે ઇગ્લાન્ડની અંદર પોતાની પાસેની શિલકમાં નાખી તેને મજબૂત કરે છે, થોડે ભાગે શિક્કા પડાવવા ચાંદી ખરીદે છે, અને થોડે ભાગે રેલવે બાંધવાના ભંડોળ–ખર્ચમાં આપે છે.

**(નાણાં પૂરાં પાડનાર) "રસ્તા અને**

ઇન્ડિયાના નાણાં પ્રકરણની એક ખાસ રૂપરેખા એ છે કે સાલની જુદી જુદી મોસમે પેદાશની આવક ઘણી ફરતી રહે છે. જાનેવારીથી એપ્રિલ સુધીના માસોમાં તે સર્વ કરતાં વધારે રહે છે. તેથી ઇન્ડિઆની રોકડ શિલકમાં

સાધનો" વધારો રહે છે. તેની પછીના મહિનાઓમાં ખજાના ઉપર આવતી માગણીઓ કરતાં તે ઓછી રહે છે. શિલક ઘટતી જાય છે, અને સામાન્ય રીતે ડિસેંબરમાં છેક એ પછી (તળીઆ-ઝાટક) થઈ જાય છે. અનુભવ શિખવે છે કે એ મહિનામાં દશ કરોડથી ઓછી શિલક રાખવા દેવી એ સલામતીવાળું નથી; અને ઇંગ્લાન્ડ કિંવા ઇન્ડિયામાં, કિંવા બન્નેમાં કરજે કરી, લેવા ધારેલી અને સરકારે વાર્ષિક બજેટમાં જાહેર કરેલ રકમ નક્કી કરવામાં આ બિના વિચારમાં લેવી જોઇએ. ઇન્ડિયામાં ટ્રીઝુરીની શિલક માટે આવતી માસિક માગણીઓનો ખ્યાલ એ સાધનના અડસટ્ટાનો પાયો છે. તેને પારિભાષિક ભાષામાં (નાણાં પૂરાં પાડનાર) "રસ્તાઓ અને સાધનો" એવી સંજ્ઞા આપેલી છે. અને ઇન્ડિયાની નાણાં બજારની સ્થિતિ સાથે સંબંધ જોડી, એ અડસટ્ટાનું પરિણામ રૂપૈયાના રૂપમાં ઇન્ડિયામાં ઉભા કરવાના કરજ (લોન) ની રકમને નક્કી કરવાનું સાધન છે.

કદાચ એટલું બતાવવાનું રહે છે કે સરકારી બેન્કો દ્વારા ટ્રીઝુરી તરફથી હુંડીઓ લખી ટ્રીઝુરીના તાત્કાલિક ઉપયોગ માટે નાણું ઉભું કરવા યુરોપની સરકારો તો વિશ્વાસ રાખી શકે છે, પરંતુ ઇન્ડિયામાં એવો ભરોંસો રાખી શકાતો નથી. તે કારણને લીધે ઇન્ડિયાના ખજાનાને પોતાનાજ બેન્કર તરીકે કામ કરવાની ફરજ પડે છે. તે સાથે ખાસ દીર્ઘ દૃષ્ટિ અને ડહાપણથી દર મહિનામાં જોઈતાં નાણાંનો અંદાજો કરવો પડે છે, અને આખા વર્ષ સુધી બારીક લક્ષપૂર્વક પરિસ્થિતિનું અવલોકન કરવું પડે છે.

ઇન્ડિયાની નાણાં પ્રકરણી પ્રગતિ અને સ્થિતિના ઉપર પ્રકાશ પાડવા માટે પસંદ કરેલી મુદતનું ઉપલક નિરીક્ષણ આપી આ બયાન સંપૂર્ણ કરીએ. આ મુદતમાં (૧૮૭૬–૧૯૦૩) એકંદર ચોખ્ખી પેદાશ ૩૯ કરોડ હતી તે વધીને ૬૧ કરોડની થઈ. તેમાં ૨૩ કરોડ તાજેતર કર નાખવાથી વધ્યા હતા. તે કર ઇન્કમટાક્ષ અને દુકાળનો કર નાખી પ્રાન્તમાં લેવાતા વરાડોનો થયેલ વધારો એ હતા. આગળ ખુલાસો કર્યા પ્રમાણે હાલમાં તેઓને

કાઢી નાખવામાં આવેલા છે. રેલવે, પાણી કામ, ટપાલ અને તાર એ ખાતાં વ્યાપારની નોકરી બજાવનારાં જેવાં છે. તેઓની ખીલવણીની સાથે એવા ફારફેર થયા છે, કે બે કરોડના બોજાને ઠેકાણે તેઓ ૭૦ લાખના નફાનાં સાધનો થઈ ગયાં છે. ભંડોળવાળાં અને ભંડોળ વગરનાં કરજોનો ચોખ્ખો ખર્ચ ૪ ¾ કરોડ હતો તે કમતી થઈને ૧¾ કરોડનો થયો છે. સાધારણ મુલ્કી કાર્યભારનું ચોખ્ખું ખર્ચ લગભગ ૧૪ કરોડનું હતું તે વધીને ૨૩ કરોડનું થયું છે. તેમાં મુખ્ય વધારા પોલીસ, ન્યાયની અદાલતો, વૈદકી નોકરીઓ, કેળવણી, મુલ્કી કામ અને પેન્શનોનાં ખાતામાં થયા છે. ફોજી ખર્ચ (લસ્કરી કામ સુદ્ધાંત) ૧૬¾ કરોડ હતું, તે વધીને ૨૬ કરોડનુ થયું છે. સાધારણ ખર્ચ જતાં સાધારણ ઉપજમાં ચોખ્ખી ૯૧ કરોડ જેટલી બચત એ મુદ્દતમાં થઇ છે. આ બચતમાંથી ૨૨ કરોડ મોટાં લશ્કરી કામો ઉપર, ૪૦૫ કરોડ ખાસ રક્ષણનાં સ્થળો ઉપર, ૨૧ કરોડ દુકાળ નિવારણ ઉપર. અને ૧૬¾ કરોડ રેલવે અને મોટાં મોટાં પાણી કામો ઉપરનાં ખર્ચો છે. વિલાયતની હુંડીઓનો ભાવ ઘણોજ ગગડી જવાથી ભારે નુકશાન થયા છતાં હિસાબની પરિસ્થિતિની નોંધ સંતોષકારક છે. થોડાજ દેશો આના કરતાં વધારે સારી નોંધ બતાવી શકશે. મહા મુશીબતો અને વિટંબનાઓ વેઠવામાં આવી છે, પરંતુ રાષ્ટ્રીય દોલતની અભિવૃદ્ધિ અને દેશની સમેટી લેવાની અજબ શક્તિને રંગ છે, કે એ બધી મુશીબતો અને વિટંબનાઓને ફતેહમંદીથી ઓળંગી જવામાં આવી છે. ઇન્ડિયાની આર્થિક પ્રગતિની સત્યતા માટે કેટલીકવાર સવાલ કરવામાં આવે છે; અને દુષ્કાળનાં ભયભીત સત્યાનાશી નુકશાનો તે સાથે વિરૂદ્ધતા ધરાવે છે એમ કહેવાય છે. ખેતીના વિસ્તાર ઉપર કરનો બોજો કમતી થતો જાય છે. તે સાથે જમીનનું મ્હેસૂલ પણ વધતું જાય છે. નિમક, પરચુરણ જકાત (એક્ષાઇસ), જકાત, અને ઇનકમટાક્ષ (કમાણી ઉપરનો કર) ની આવકોમાં સ્થિરપણે વૃદ્ધિ થતી જાય છે. તે બધાં વિકાસ પામતાં સાધનોનાં કાંઇ અચોકસ ચિન્હો નથી. વળી સરકારી હિસાબથી જૂદા પુરાવો હોવાની પણ ખામી નથી. ૧૮૭૬–૭માં બ્રિટિશ ઇન્ડિયાના

નિકાસ અને આયાત માલની કુલ કિંમત (લગડીઓ સિવાય) અનુક્રમે ૬૧ અને ૩૭ કરોડની હતી; ૧૯૦૨–૩માં તે આંકડા વધીને ૧૨૯ અને ૮૬ કરોડ થયા હતા. ૧૮૭૮–૯માં ૮⅔ કરોડની મુડીવાળી (જાણ્યા પ્રમાણે) રૂની અને સણની ૭૮ મિલો હતી; ૧૯૦૨–૩માં મિલોની સંખ્યા વધીને ૨૩૭ થઈ, અને ભંડોળ ૨૪⅔ કરોડનું થયું. ૧૮૭૮માં ઇન્ડિયામાં દસ લાખ ટન કોલસા નિકળ્યા હતા અને ૧૯૦૨માં પંચોતેર લાખ નિકળ્યા હતા. ૧૮૯૧માં પેટ્રોલિયમ કાઢવાના સાધનોમાંથી ૬⅔ દસ લાખ ગ્યાલન તેલ મળી આવ્યું હતું, અને ૧૯૦૨માં ૫૬⅘ દસ લાખ ગ્યાલન નિકળ્યું હતું. ૧૮૮૪–૫માં ૨૦⅔ કરોડના ભરાઈ ગયેલા ભંડોળવાળી ઇન્ડિયામાં ૬૯૪ સંયુક્ત ભંડોળ (જોઈન્ટ સ્ટોક) વાળી કંપનીઓ હતી; અને ૧૯૦૩–૪માં ૧૪૮૯ કંપનીઓ ૭૯⅘ કરોડના ભરાઈ ગયેલા ભંડોળની સેઠાઇ ભોગવી રહી હતી. વ્યાપારિક અને ઔદ્યોગિક પ્રગતિનો ક્રમ કદાપિ સરલતા પૂર્વક વહન કરતો રહેતો નથી; તો પણ મુશ્કિલતો અને દબાણની મુદ્દતો છતાં ઇન્ડિયા સ્થિરતાથી અગ્રગતિ કરી રહ્યો છે તેના પુષ્કળ ચિન્હો છે; અને એટલું પણ આગળથી કહેવું ગેરવ્યાજબી નથી કે ભૂત કાળમાં ઇન્ડિયાએ ન અનુભવેલો આર્થિક આબાદીનો જમાનો તેને માટે હવે પ્રારબ્ધ થઈ ચૂક્યો છે. એમ હોય તો ઇન્ડિયાના ભવિષ્યના નાણાંશાસ્ત્રવેત્તાઓ તેઓના પૂર્વગામીઓ કરતાં હજુ વધારે મોટા પરિણામો સંપાદિત કરશે. તો પણ જે દેખાવ છે તે નિશ્ચિંતપણાનો નથી. વિલાયતની હુંડીના ઉતરતા ભાવની ક્રુર અસરને રૂકસતદેવામાં આવી છે; પરંતુ અફીણની આમદાની અનિશ્ચિત થઈ છે. જમીનનું મ્હેસૂલ બાગ્યેજ પોતાનો વધતો જતો આગલો દર નિભાવી શકે તેમ છે; અને જકાતની આમદાનીને આયાત વેપારનો કેટલોક અગત્યનો માલ વિલાયતમાં બનાવાનું વધી જતાં ભારે ડર થઈ પડ્યો છે. તેથી એમ બનવા સંભવ છે કે જે સાધનો ઉપર રાજ્યે અદ્યાપિ ભરોંસો રાખેલો છે તે ભવિષ્યની ગરજો માટે પૂરતો ન નીવડે. પરંતુ પ્રજાની દોલતના નાશમાંથી નહિ ઉત્પન્ન થનારી આવા પ્રકારની મુશ્કિલતોને ચાતુર્ય અને ડહાપણથી ઓળંગી શકાય

ખરી; માટે રાજકારોબારી સુધારા કરવાના અને આર્થિક પ્રગતિને પોષવાના સાધનોની સરકારને ખામી આવશે એવો ડર રાખવાનું કારણ નથી.

# આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

**સર જહોન અને સર રિચર્ડ સ્ટ્રાચી**—ઇન્ડિયાનું નાણાં પ્રકરણ અને જાહેર બાંધકામ, (૧૮૮૨).

ઇન્ડિયન નાણાં પ્રકરણી કમિશનનો રિપોર્ટ, ૧૮૮૬. ઇન્ડિયા સરકારના નાણાં પ્રકરણી કમિશનનો રિપોર્ટ (સરચાર્લ્સએલિયટ), ૧૮૮૭.

ઇન્ડિયન ચલણ કમિટીનો રીપોર્ટ, ૧૮૯૩ અને ૧૮૯૯ ઇન્ડિયાના ખર્ચના કારોબાર વિષે બાદશાહી કમિશનનો રિપોર્ટ, ૧૯૦૦.

નાણાં પ્રકરણી ખાતાનાં ઇન્ડિયા સરકાર તરફથી દર સાલ પ્રસિદ્ધ થતા નાણાં પ્રકરણી હેવાલો, અને વ્યાપારિક અને ઔદ્યોગિક ખાતામાં પ્રસિદ્ધ કરેલ વેપાર અને ઉદ્યોગ સંબંધી આંકડાના પત્રકો.

પ્રાન્તો અને દેશી રાજ્યોના આવક ખર્ચની વિગતો માટે આ ગેઝીટીયરના જુદાજુદા ભાગોમાં તે વિષય ઉપરની કલમો જુઓ.

## પહેલું પત્રક. ( કેટલા લાખ

| પેદાશ અને ખર્ચ. | ૧૮૭૬-૭ | ૧૮૮૧-૨ |
|---|---|---|
| એકંદર પેદાશ. | ૫૮૬૫ | ૭૨૫૫ |
| એકંદર સાધારણ પેદાશ. | ૫૯૦૫ | ૬૮૩૬ |
| અસાધારણ ખર્ચ. | ૨૧૮ | -૧૨ |
| કુલ ખર્ચ. | ૬૧૨૩ | ૬૮૨૪ |
| બચત કિંવા તોટો. | -૨૫૮ | +૪૩૧ |
| કેટલું કરજ કમી કર્યું કિંવા ન થવા દીધું. | | ૭૨ |
| પ્રસિદ્ધ કરેલા હિસાબ પ્રમાણે બચત કિંવા તોટો. | -૨૫૮ | +૩૫૯ |
| **કરજ.** | | |
| પાઉન્ડના ૧૫ લેખે રૂપૈયામાં ગણેલું સ્ટર્લિંગ ખર્ચ. | ૮૩૦૭ | ૧૦૨૦૪ |
| રૂપૈયાનું કરજ. | ૭૧૮૬ | ૮૮૫૩ |
| કુલ. | ૧૫૪૯૩ | ૧૯૦૫૭ |
| **કરજની વહેંચણી.** | | |
| ખુદ સાધારણ કરજ. | ૧૧૮૩૧ | ૧૧૧૫૧ |
| વ્યાજે આપેલાં લોન. | ૬૧૫ | ૮૦૬ |
| રેલવે બાંધકામ. | ૧૫૩૭ | ૩૬૮૬ |
| રેલવે ખરીદી તેના. | ...... | ૧૫૨૪ |
| પાણીકામ. | ૧૫૧૦ | ૧૮૯૦ |
| **પરદેશ સાથેનો વેપાર.** | | |
| નિકાસ માલની કિંમત. | ૬૧૦૧ | ૮૧૯૭ |
| આયાત માલની કિંમત. | ૩૭૪૪ | ૪૯૧૧ |

+ કંપની તરફથી ચલાવાતી રાજ્યની રેલવેએ કમાં કરેલ ભંડોળમાંથી આ પાછું

રૂપૈયા તે બતાવનારૂં. )

| | ૧૮૮૬-૭ | ૧૮૯૧-૨ | ૧૮૯૬-૩ | ૧૯૦૧-૨ | ૧૯૦૨-૩ | ૧૯૦૩-૪ | ૧૯૦૪-૫ |
|---|---|---|---|---|---|---|---|
| | ૭૭૩૪ | ૮૯૧૪ | ૯૪૧૩ | ૧૧૪૫૨ | ૧૧૬૧૫ | ૧૨૫૬૩ | ૧૨૭૨૨ |
| | ૭૬૩૪ | ૮૬૫૪ | ૯૩૫૯ | ૧૦૫૮૭ | ૧૧૦૦૦ | ૧૧૯૭૦ | ૧૨૦૩૩ |
| | ૮૨ | ૧૪૫ | ૨૨૫ | ૮૦ | ૭૦ | ૪૭ | ૭૦ |
| | ૭૭૧૬ | ૮૭૯૯ | ૯૫૮૪ | ૧૦૬૬૭ | ૧૧૦૭૦ | ૧૨૦૧૭ | ૧૨૧૦૩ |
| | +૧૮ | +૧૧૫ | ૧૭૧ | +૭૮૫ | +૫૪૫ | +૫૪૬ | +૬૧૯ |
| | | ૬૮ | | ૪૩ | ૮૫ | ૯૭ | ૧૦૦ |
| | +૧૮ | +૪૭ | ૧૭૧ | +૭૪૨ | +૪૬૦ | +૪૪૯ | +૫૧૯ |
| | ૧૨૬૨૯ | ૧૬૧૦૨ | ૧૭૨૨૬ | ૨૦૧૪૦ | ૨૦૦૬૪ | ૧૯૯૫૧ | ૧૯૯૨૭ |
| | ૯૨૬૦ | ૧૦૨૬૫ | ૧૦૮૨૧ | ૧૧૫૯૪ | ૧૧૭૩૨ | ૧૧૯૨૦ | ૧૨૨૦૮ |
| | ૨૧૮૮૯ | ૨૬૩૬૭ | ૨૮૦૪૭ | ૩૧૭૩૪ | ૩૧૭૯૬ | ૩૧૮૭૧ | ૩૨૧૩૫ |
| | ૯૭૩૦ | ૧૦૨૧૫ | ૯૧૯૫ | ૯૦૪૩ | ૮૪૯૯ | ૭૮૦૭ | ૭૨૫૭ |
| | ૧૭૩૯ | ૧૧૦૦ | ૧૨૨૩ | ૧૯૦૦ | ૧૮૯૦ | ૧૮૩૬ | ૧૮૦૩ |
| | ૫૯૧૪ | ૭૧૮૭ | ૯૪૦૭ | ૧૧૨૫૪ | ૧૭૬૧ | ૧૨૪૬૪ | ૧૩૨૩૩ |
| | ૨૭૧૮ | ૫૦૩૩ | ૫૦૩૨ | ૫૯૨૧ | ૫૯૨૧ | ૫૯૨૧ | ૫૯૨૧ |
| | ૨૫૨૮ | ૨૮૩૨ | ૩૧૯૦ | ૩૬૧૬ | ૩૭૨૫ | ૩૮૩૩ | ૩૯૨૧ |
| | ૮૮૪૭ | ૧૦૮૧૭ | ૧૦૩૯૮ | ૧૨૪૯૦ | ૧૨૯૪૦ | ૧૫૩૫૨ | ૧૫૭૫૧ |
| | ૬૧૦૮ | ૬૯૪૩ | ૭૬૧૨ | ૮૮૭૩ | ૮૫૮૨ | ૯૨૫૯ | ૧૦૪૪ |

ખર્ચ બાદ જતાં.

## બીજું પત્રક. ચોખ્ખી પેદાશનું

| કર સિવાયની પેદાશ. | ૧૮૭૬-૭ | ૧૮૮૧-૨ |
|---|---|---|
| જમીનની પેદાશ. | ૧૭૨૭ | ૧૯૧૭ |
| દેશી રાજ્યોની ખંડણી અને ફાળાઓ. | ૬૨ | ૬૬ |
| જંગલ. | ૧૬ | ૩૧ |
| અફીણ. | ૬૨૮ | ૭૮૦ |
| પરચુરણ. | ૧૨ | ૯ |
| કુલ. | ૨૪૨૧ | ૨૮૩૫ |
| **કરો.** | | |
| નિમક. | ૫૧૮ | ૬૪૮ |
| એક્ષાઇસ (પરચુરણ કર.) | ૨૪૩ | ૩૨૯ |
| જકાત. | ૨૨૦ | ૪૦૮ |
| મુકરર કરેલા કરો. | ૧ | ૫૦ |
| પ્રાન્તિક ફાળાઓ. | ૧૮૨ | ૨૮૩ |
| સ્ટાંપ. | ૨૭૦ | ૩૨૩ |
| રજીસ્ટ્રેશન. | ૬ | ૧૦ |
| કુલ. | ૧૪૯૬ | ૧૮૫૧ |
| * કુલ ચોખ્ખી પેદાશ. | ૩૯૧૭ | ૪૬૮૬ |

* બાળબોધ આંકડા પેદાશ જતાં ખર્ચના વધારાના છે.

( કેટલા લાખ રૂપૈયા તે બતાવનારૂં. )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧૮૬–૭ | ૧૮૯૧–૨ | ૧૮૯૬–૭ | ૧૯૦૧–૨ | ૧૯૦૨–૩ | ૧૯૦૩–૪ | ૧૯૦૪–૫ |
| ૨૦૬૨ | ૨૧૨૭ | ૨૦૬૦ | ૨૩૯૯ | ૨૪૦૯ | ૨૫૮૭ | ૨૪૭૧ |
| ૬૫ | ૭૨ | ૮૬ | ૮૪ | ૮૭ | ૬૨ | ૬૩ |
| ૩૮ | ૬૪ | ૭૩ | ૬૭ | ૮૧ | ૯૯ | ૧૦૯ |
| ૬૨૨ | ૬૦૫ | ૩૭૨ | ૪૮૬ | ૪૨૭ | ૫૦૬ | ૬૦૮ |
| ૨ | ૧૭ | ૩૮ | ૭ | ૩૩ | ૪ | ૧૭ |
| ૨૭૮૫ | ૨૮૯૫ | ૨૬૪૯ | ૩૦૪૩ | ૨૯૮૧ | ૩૨૧૦ | ૩૨૬૮ |
| ૫૭૫ | ૭૭૨ | ૭૫૧ | ૮૦૦ | ૮૩૮ | ૬૯૮ | ૭૧૨ |
| ૪૧૯ | ૪૮૬ | ૫૩૨ | ૫૭૯ | ૬૨૯ | ૭૦૮ | ૭૬૦ |
| ૧૦૬ | ૧૫૦ | ૪૧૫ | ૫૩૬ | ૫૫૧ | ૫૫૧ | ૬૧૩ |
| ૧૨૮ | ૧૬૧ | ૧૮૩ | ૨૦૧ | ૨૦૭ | ૧૭૭ | ૧૮૬ |
| ૨૯૪ | ૩૪૪ | ૩૪૭ | ૪૦૪ | ૪૦૫ | ૪૧૭ | ૪૧૮ |
| ૩૫૬ | ૪૦૮ | ૪૫૬ | ૪૯૫ | ૪૯૯ | ૫૧૨ | ૫૩૬ |
| ૧૧ | ૧૯ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૪ |
| ૧૮૮૯ | ૨૩૪૦ | ૨૭૦૬ | ૩૦૩૬ | ૩૧૫૦ | ૩૦૮૫ | ૩૨૪૯ |
| ૪૬૭૪ | ૫૨૩૫ | ૫૩૫૫ | ૬૦૭૯ | ૬૧૩૧ | ૬૨૯૫ | ૬૫૧૭ |

## ત્રીજું પત્રક. ચોખ્ખું ખર્ચ:

| મુલ્કી વ હુંવટ ખાતું. | ૧૮૭૬-૭ | ૧૮૮૧-૨ | ૧૮૮૬-૭ |
|---|---|---|---|
| જમીનનું મ્હેસૂલ. | ૧૪૮ | ૧૫૨ | ૨૦૨ |
| મુલ્કી ખાતાં. | ૯૩૧ | ૯૬૨ | ૧૧૨૪ |
| પરચુરણ મુલ્કી ખર્ચ. | ૨૯૩ | ૩૫૭ | ૩૮૩ |
| એકંદર. | ૧૩૭૨ | ૧૪૭૧ | ૧૭૦૯ |
| ટપાલ ખાતું. | ૧૩ | ૨૨ | ૨૦ |
| તાર ખાતું. | ૧૫ | ૮ | ૨ |
| ટંકશાળ. | ૧૨+ | ૨+ | ૧૦+ |
| એકંદર. | ૧૬ | ૩૨ | ૧૨ |
| જાહેર બાંધકામ. | | | |
| રેલવે. | ૧૧૫ | ૨૯ | ૧૧૯ |
| પાણીકામ. | ૬૨ | ૫૭ | ૬૫ |
| મુલ્કીકામ. | ૨૮૪ | ૩૪૩ | ૩૬૦ |
| એકંદર. | ૪૬૧ | ૪૨૯ | ૫૪૪ |
| વ્યાજ ખાતું. | | | |
| ચાલતું કરજ. | ૪૬૬ | ૪૩૨ | ૩૯૫ |
| બીજાં કરજો. | ૪૦ | ૫૩ | ૩૬ |
| આવક. | ૫૫+ | ૯૦+ | ૬૭+ |
| એકંદર. | ૪૫૨ | ૩૯૫ | ૩૬૪ |
| ફોજખાતું. | | | |
| "અમલકારક." | ૧૨૯૫ | ૧૩૪૭ | ૧૫૩૦ |
| "બિન-અમલકારક." | ૨૫૮ | ૩૩૯ | ૩૨૪ |
| લશ્કરી કામ. | ૧૧૬ | ૧૦૨ | ૮૭ |
| એકંદર. | ૧૬૬૯ | ૧૭૮૮ | ૧૯૪૧ |
| પ્રાન્તિક અને સ્થાનિક વધારો કે ઘટાડો. | -૧૨ | +૧૫૨ | +૪ |
| કુલ ચોખ્ખું ખર્ચ. | ૩૯૫૭ | ૪૨૬૭ | ૪૫૭૪ |

+ આ નિશાની ખર્ચ ઉપરાન્તની આવક બતાવે છે.

(કેટલાક લાખ રૂપૈયાનું તે બતાવનારૂં)

| ૧૮૯૧-૨ | ૧૮૯૬-૭ | ૧૯૦૧-૨ | ૧૯૦૨-૩ | ૧૯૦૩-૪ | ૧૯૦૪-૫ |
|---|---|---|---|---|---|
| ૨૨૧ | ૧૮૯ | ૧૯૮ | ૨૦૨ | ૨૦૮ | ૨૧૭ |
| ૧૨૨૦ | ૧૩૭૭ | ૧૪૮૩ | ૧૫૫૫ | ૧૫૫૭ | ૧૬૨૮ |
| ૪૩૧ | ૫૧૭ | ૫૩૪ | ૫૪૬ | ૫૪૫ | ૫૫૩ |
| ૧૮૭૨ | ૨૦૮૩ | ૨૨૧૫ | ૨૩૦૩ | ૨૩૧૦ | ૨૩૯૮ |
| ૪ | ૮+ | ૧૫+ | ૧૨+ | ૧૫+ | ૮+ |
| ૮+ | ૧૨+ | ,, | ૫ | ૯ | ૧ |
| ૧૧+ | ૧૦+ | ૮+ | ૨+ | ૧૫ | ૧૩+ |
| ૧૫+ | ૩૦+ | ૨૦+ | ૫+ | ૨૧+ | ૨૦+ |
| ૩૨ | ૨૬૬ | ૧૨૭+ | ૩૪+ | ૧૨૯+ | ૩૧૬+ |
| ૬૭ | ૧૦ | ૨૬+ | ૨૯+ | ૩૫+ | ૪૩+ |
| ૪૪૨ | ૩૯૯ | ૪૮૫ | ૫૫૫ | ૬૧૪ | ૬૪૩ |
| ૫૪૧ | ૬૭૫ | ૩૩૨ | ૪૯૨ | ૪૫૦ | ૨૮૪ |
| ૩૮૪ | ૨૯૯ | ૨૩૫ | ૨૧૫ | ૧૯૧ | ૧૮૦ |
| ૪૮ | ૪૬ | ૫૭ | ૬૦ | ૬૩ | ૬૭ |
| ૮૮+ | ૧૦૮+ | ૧૧૮+ | ૧૩૦+ | ૧૩૪+ | ૧૨૭+ |
| ૩૪૪ | ૨૩૭ | ૧૭૪ | ૧૪૫ | ૧૨૦ | ૧૨૦ |
| ૧૭૪૬ | ૧૮૫૬ | ૧૭૮૬ | ૨૦૦૧ | ૨૦૭૮ | ૨૪૩૩ |
| ૩૯૫ | ૪૭૨ | ૪૩૨ | ૪૩૨ | ૪૩૮ | ૪૪૯ |
| ૧૧૬ | ૧૧૦ | ૧૩૭ | ૧૫૯ | ૧૪૮ | ૧૪૦ |
| ૨૨૫૭ | ૨૪૩૮ | ૨૩૫૫ | ૨૫૯૨ | ૨૬૬૪ | ૩૦૨૨ |
| −૨૪ | −૧૦૨ | +૧૬૧ | −૧૧ | +૧૭૯ | +૨૪ |
| [illegible] | ૫૩૦૧ | ૫૨૧૪ | ૫૫૧૬ | ૫૭૦૨ | ૫૮૨૮ |

ચોથું પત્રક, જાહેર બાંધકામ:—

| જૂની જામીનગિરી વાળી રેલવેઓ. | ૧૮૭૬-૭ | ૧૮૮૧-૨ |
|---|---|---|
| વ્યાજ. | ૫૪૫ | ૩૯૫ |
| વધારાનો નફો, જમીન અને દેખરેખ ખર્ચ બાદ કરતાં ચોખી આમદાની. | ૪૭૭+ | ૩૨૧+ |
| ચોખ્ખું ખર્ચ. | ૬૮+ | ૭૪ |
| સ્ટેટની રેલવેઓ. | | |
| એકંદર આવક. | ૩૮+ | ૭૨૭+ |
| ચલાવવાનું ખર્ચ. | ૨૯ | ૩૩૭ |
| ચોખ્ખી આવક. | ૯+ | ૩૯૦+ |
| ભંડોળનું વ્યાજ. | ૫૬ | ૧૮૯ |
| રેલવે ખરીદવાથી અપાતાં વર્ષાસનો વગેરે. | .. | ૧૪૫ |
| ચોખ્ખું ખર્ચ કિંવા આવક. | ૪૭ | ૫૨+ |
| મદદ મળતી રેલવેનું ચોખ્ખું ખર્ચ. | .. | ૨ |
| પરચુરણ રેલવે ખર્ચ. | .. | ૫ |
| રેલવે વાસ્તે ચોખ્ખું ખર્ચ કિંવા આવક. | ૧૧૫ | ૨૯ |
| પાણીનાં મોટાં કામ. | | |
| કુલ સીધી આવક. | ૪૨+ | ૮૬+ |
| જમીનની મ્હેસૂલનો હિસ્સો ચલાવવાનું ખર્ચ. | ૪૦+ | ૪૯+ |
| | ૩૬ | ૪૬ |
| ચોખ્ખી આવક. | ૪૬+ | ૮૯+ |
| વ્યાજ. | ૬૪ | ૮૦ |
| ચોખ્ખું ખર્ચ કે આવક. | ૧૮ | ૯+ |
| રેલવે અને મોટાં પાણીકામનું એકંદર. | | |
| ચોખ્ખું ખર્ચ કે આવક. | ૧૩૩ | ૨૦ |
| નાનાં કામ અને નૌકા. | ૪૪ | ૬૬ |
| મુલ્કિ કામ. | ૨૮૪ | ૩૪૩ |
| કુલ એકંદર ખર્ચ. | ૪૬૧ | ૪૨૯ |

+ આ નિશાની ખર્ચ ઉપરાન્તની આવક બતાવે છે.

(કેટલા લાખ રૂપૈયા તે દર્શાવનારૂં)

| ૧૮૮૬-૭ | ૧૮૯૧-૨ | ૧૮૯૬-૭ | ૧૯૦૧-૨ | ૧૯૦૨-૩ | ૧૯૦૩-૪ | ૧૯૦૪-૫ |
|---|---|---|---|---|---|---|
| ૩૭૨ | ૩૦૭ | ૩૬૦ | ૧૫૨ | ૧૫૫ | ૧૫૭ | ૧૬૦ |
| ૩૦૫+ | ૨૭૩+ | ૨૧૬+ | ૧૧૫+ | ૧૩૦+ | ૧૨૬+ | ૧૪૩+ |
| ૬૭ | ૩૪ | ૧૪૪ | ૩૭ | ૨૫ | ૩૧ | ૧૭ |
| ૧૦૮૩+ | ૧૬૪૧+ | ૧૭૬૪+ | ૨૮૯૨+ | ૨૮૭૦+ | ૩૦૮૬+ | ૩૪૩૫+ |
| ૫૨૨ | ૮૨૧ | ૮૮૨ | ૧૪૨૪ | ૧૪૭૪ | ૧૫૫૬ | ૧૬૯૪ |
| ૫૬૧+ | ૮૨૦+ | ૮૮૨+ | ૧૪૬૮+ | ૧૩૯૬+ | ૧૫૩૦+ | ૧૭૪૧+ |
| ૩૬૮ | ૫૬૬ | ૭૦૭ | ૮૪૫ | ૮૭૯ | ૯૧૨ | ૯૫૦ |
| ૨૩૧ | ૨૪૩ | ૨૮૫ | ૪૫૦ | ૪૫૦ | ૪૫૧ | ૪૫૧ |
| ૩૮ | ૧૧+ | ૧૧૦ | ૧૭૩+ | ૬૭+ | ૧૬૭+ | ૩૪૦+ |
| ૪ | ,, | ૬ | ૩+ | ૧+ | ૧+ | ,, |
| ૧૦ | ૯ | ૬ | ૧૨ | ૮ | ૮ | ૭ |
| ૧૧૯ | ૩૨ | ૨૬૬ | ૧૨૭+ | ૩૪+ | ૧૨૯+ | ૩૧૬+ |
| ૯૧+ | ૧૪૧+ | ૨૦૭+ | ૨૩૪+ | ૨૭૨+ | ૨૮૮+ | ૨૯૯+ |
| ૬૦+ | ૬૭+ | ૮૭+ | ૧૨૨+ | ૧૨૨+ | ૧૨૬+ | ૧૩૪+ |
| ૬૩ | ૭૬ | ૮૭ | ૧૦૫ | ૧૧૩ | ૧૨૨ | ૧૩૧ |
| ૮૮ | ૧૩૨ | ૨૦૭+ | ૨૫૧+ | ૨૮૧+ | ૨૯૨+ | ૩૦૨+ |
| ૯૯ | ૧૧૧ | ૧૨૫ | ૧૪૨ | ૧૪૫ | ૧૪૯ | ૧૫૨ |
| ૧૧ | ૨૧+ | ૮૨+ | ૧૦૯+ | ૧૩૬+ | ૧૪૩+ | ૧૫૦+ |
| ૧૩૦ | ૧૧ | ૧૮૪ | ૨૩૬+ | ૧૭૦+ | ૨૭૨+ | ૪૬૬+ |
| ૫૪ | ૮૮ | ૯૨ | ૮૩ | ૧૦૭ | ૧૦૮ | ૧૦૭ |
| ૩૬૦ | ૪૪૨ | ૩૯૯ | ૪૮૫ | ૫૫૫ | ૬૧૪ | ૬૪૩ |
| ૫૪૪ | ૫૪૧ | ૬૭૫ | ૩૩૨ | ૪૯૨ | ૪૫૦ | ૨.૮૪ |

# પ્રકરણ સાતમું.

## જમીનનું મ્હેસૂલ. (રેવેન્યુ)

**ઘણાખરા અંગ્રેજોને વાસ્તે તદ્દન અજાણ્યો વિષય.**

સાધારણ કેળવાયેલા અંગ્રેજના હિતથી ઇન્ડિયાની જમીનની મ્હેસૂલના કરતાં બીજો કોઇ વિષય ક્વચિતજ વધારે દૂરસ્થ હશે. તેની કિંમત કોઈ પણ પ્રકારે બૂજવા માટે તેણે જાતે નવીન સંજોગોના મધ્યમાં જવું જોઇએ. જે દેશમાં લોકોનો મોટો ભાગ મહાન્ નગરોમાં વસે છે, જ્યાં ખોરાક અને મોજશોખ માટે કસ્બાના ઉપર હર કોઇને આધાર રાખવો પડે છે, જ્યાં નાગરિક હિતો અને નાગરિક ધનાઢ્યતા દરેક સ્થળે પ્રવર્ત્તે છે, તે બધાનો મર્યાદિત ખ્યાલ તેણે પાછળ છોડી દેવો જોઇએ. જ્યાં અમિત લોકોની સંખ્યા ખેતીવાડીથી ગુજરાન ચલાવે છે, જ્યાં શહેરોની સંખ્યા ઘણી કમતી છે, અને જ્યાં શહેરના ઉદ્યમો મુકાબલે નજીવા છે, તેવા મહાન્ દેશ ઉપર તેણે, તેના બદલામાં, દૃષ્ટિપાત કરવો જોઇએ. ઇન્ડિયામાં જયાં જુઓ ત્યાં ખેતીવાડીજ છે. ઇન્ડિયાના એક આબાદ પરગણાનો નિયમિત દેખાવ જુઓ તો વિસ્તીર્ણ પુલિનમય મેદાન, કિંવા કિંચિત્ ચઢતી ઉતરતી સપાટીવાળી જમીન દૃષ્ટિએ પડે છે; અને તેમાંના દરેક ચોરસ વારમાં કૃષિ કરવામાં આવે છે. નિયમિત રીતે જોતાં વાડ કે વંડાનું નામ નિશાન નથી. કાપણીની મોસમ નજીક આવે ત્યારે ડાંગર, ઘઉં, અને બીજાં અનાજનાં ખેતરો ડોલતાં ડોલતાં ક્ષિતિજ પર્યન્ત નિરંતર ફેલાયેલાં હોય છે; અને મોસમની કાપણીઓની વચ્ચગાળેના વખતમાં એનાં એજ ખેતરો નિરંતર એક સરખી રીતે અતિ પ્રચંડ સૂર્યના તાપથી કાળી ભઠ્ઠ થઈ ગયેલી જમીનનો વિસ્તાર ધુમસના અંધકારમાં ગુમ

થઇ જાય છે, એવો દેખાવ થઇ રહે છે. ખેતીની મોસમમાં દર રોજ સવારે ઇન્ડિયાનો ખેડૂત. જે દુનિયામાં સૌથી અધિક કરકસરીઓ અને ધૈર્યવાન્ છે, તે પોતાના ઢોર ઢાંખર લઇને કોસ ચલાવવા કિંવા ખેતર ખેડવા જાય છે. સાંજે તે પોતાના ઝાડો નજીકના ઘાસના છાજથી બનાવેલે ઝુંપડે અગર ઘટ વસ્તીવાળા ગામડામાંના પોતાના કાચી માટીથી બાંધેલે ઘેર આવે છે. જે પ્રકારની તેની જરૂરયાતો હોય છે તે સ્થાનિક કારીગરો અને વસવાયાં પૂરી પાડે છે. તેઓને તે ખળાની ઉપજમાંથી દસ્તુર પ્રમાણે લવાજમ આપી બદલો વાળે છે. એ ઉપજમાંથી દરેક વર્ગનું પોષણ ચાલે છે. સરકાર પણ તેમાંથીજ પોતાનું મ્હેસૂલ લેવાની ઉમેદ રાખે છે. જમીનનો માલેક (જુદો હોય તો તે પોતાના ગણોત માટે, દાણાનો વેપારી પોતાના નફા માટે, અને મજુરો તથા કારીગરો પોતાની મજુરીના પૈસા માટે તેની ઉપજ તરફજ નજર કરે છે. એ બધા લોકોને (જેઓ સમુદાય રૂપે-સમગ્ર રીતે આખા ઇન્ડિયાના સ્વરૂપમય છે) ખેડૂતની નિપજ એજ હિતનું કેન્દ્રસ્થાન છે. ઘણા ખરાઓ "મોસમની સ્થિતિ" એ શબ્દો માત્ર વાતચિતના ઉપલક વિષય માટે વાપરતા નથી, પરંતુ તે તો જીંદગીના સર્વશ્રેષ્ટ સવાલ સાથે સંબંધ ધરાવે છે. માટે ઇન્ડિયાની જમીનને લગતા પ્રશ્નની બુજ સમજવા સારૂ દરેક અંગ્રેજે વિલાયતમાં તેને સમાગમ થયો હોય તેથી જુદી રીતની હકીકતોની મધ્યમાં તદન પોતાની જાતને સ્થાપિત કરવી જોઇએ. તેણે પાતાની રાજદ્વારી અને આર્થિક કલ્પનાઓને પણ ફરીથી સારી રીતે ગોઠવવી જોઇએ. દૃષ્ટાન્ત તરીકે ઇંગ્લાન્ડના નાણાં પ્રકરણમાં જમીનના કરને ટૂંકુજ સ્થળ છે. કેમકે ત્યાં સરકારને જે એકંદર પેદાશ આવ છે તેમાં જમીનનો કર તો એક ટકાથી પણ ઓછો છે, પરંતુ ઇન્ડિયામાં તો રાજની એકંદર પેદાશના ૨૩ ટકા કરતાં વધારે અને લગભગ ખુદ પેદાશના ૩૯ ટકા જેટલો તે છે. વળી બ્રિટિશ ટાપુઓમાં જમીન ઉપરની સત્તાના અને ઉપભોગના પ્રકારોનું ધોરણ વિલક્ષણ છે. ખેડૂતોના કબજાને, કિંવા (યુરોપ) ખંડની પ્રજા ઉપર કર નાખવા માટેની કરેલ

આપણી "(ક્યાડેસ્ટર)" વાળા જમીનના ધોરણને મળતું આવતું ઈંગલાન્ડમાં કાંઇ પણ નથી. તેથી યૂરોપના બાકીના વધારે ભાગને નિવાસીઓ કરતાં પણ એક અંગ્રેજ ઇન્ડિયાને લગતા જમીનના સિદ્ધાન્તોને વધારે દૂરસ્થ નિરીક્ષક છે. જો તે (અંગ્રેજ) પોતાના શોધખોળને આગળ લંબાવે, તો તે વિષયના દફતરોના ઢગલાથી, કિંવા તે દફતરોના કાગળો જે ભાષામાં લખાયેલ છે તેના ગૂઢ પ્રકારથી તે હેબતાઇ જાય તેવું છે. ઇન્ડિયાની તવારીખોમાં પ્રસિદ્ધ સૈનિકો તથા મુસ્સદીઓનાં નામો આવે છે, પરંતુ શોર, ડંકન, મન્રો, ટોમસન્ અને વિન્ગેટ જેવા પુરૂષોનાં નામોની નોંધ તેમાં ભાગ્યેજ આવે છે. તેઓએ ઇન્ડિયાની જમીનની મ્હેસૂલને સંબંધે ભગીરથ પ્રયત્ન વડે દેશના સઘળા ભાગમાં અનેક પેઢીના લોકોના કલ્યાણ ઉપર પોતાની છાપ પાડી છે, અને તેનાં કામો ઇન્ડિયાના કારભારીઓ માટે સદૈવ અત્યન્ત હિત અને અગત્યના વાહક હોવાં જોઈએ.

**ઇન્ડિયાની જમીનની મ્હેસૂલના ધોરણના સામાન્ય વર્ણનને સંબંધે મુશ્કેલી.**

વળી એકી વખતે પ્રકાશ પાડે એવું, અને ચોકસ ઇન્ડિયાની જમીનને લગતા વસુલાની કારોબારનું ટૂંક મર્યાદામાં વર્ણન આપી બહારના પ્રશ્ન કરનારને સંતોષ આપવાનું અને તેની ગરજ પૂરી પાડવાનું કામ ઘણુંજ દુર્લભ છે. દરેક સામાન્ય ઉક્તિ માટે સંખ્યાબંધ અપવાદો રહે છે, અને એક પરગણા કે પ્રાન્ત માટે જે ઉક્તિ સાચી હોય તે દેશના અન્ય ભાગો માટે ફેરફાર વગર ભાગ્યેજ સ્વીકારી શકાય છે. અમલ થતાં જુદાં જુદાં ધોરણોના પાયારૂપે સામાન્ય રીતે બેશક અમુક નિયમો અને પરિપાટિઓ છે. અને બને તેટલી સ્પષ્ટતાથી તે દષ્ટિગોચર કરવાનો હવેના પૃષ્ઠોનો ઉદ્દેશ છે. પરંતુ જે કાંઇ અત્રે દર્શાવ્યું છે તેવું પઠન કરતી વેળા સંભાળથી એટલુંજ યાદ રાખવું જોઇએ કે મ્હેસૂલના કામની ખરેખરી વિગતો એટલા બધા પ્રકારની અને ગુંચવણ ભરી છે કે સામાન્ય વર્ણન,

તેમાં હાલના જેવું સંક્ષિપ્ત વર્ણન, તો તેને પહોંચી વળવાને ભાગ્યેજ ઉમેદ રાખી શકે.

**દેશી રાજ્યમાં જમીનનું મ્હેસૂલ.**

અર્વાચીન ઇન્ડિયાનું જમીનનું મ્હેસૂલ રાજની આમદાનીનું એક રૂપક છે. દેશના સનાતન રિવાજથી તે ચાલ્યું આવે છે. તેના પ્રાથમિક રૂપમાં જમીનનું મ્હેસૂલ એ, જાહેર ઉપયોગ માટે રાજ ખેડૂતના અનાજના ગંજમાંથી ભાગ લેતું, તે હતું. રાજની ઘણી ખરી આમદાની વસૂલ કરવાની આ કાચી રીત આપણા સને ( ક્રિશ્ચિયન સંવત્સર ) ની સોળમી સદી સુધી ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં માત્ર એકજ વસ્તુતઃ અમલમાં હતી એમ જણાય છે. એ સૈકામાં ઇન્ડિયાની ઉત્તરમાં મોગલ સત્તા છેવટને માટે સ્થાપિત થઈ હતી. ત્યારપછી તે ધીમે ધીમે દક્ષિણ ઇન્ડિયામાં દ્વિપકલ્પની દક્ષિણમાં) વિસ્તાર પામવા મંડી. તેના મજબૂત અને મધ્યસ્થ કારોબારમાં જમીનના મ્હેસૂલમાં હારબંધ સુધારણાઓ થઈ. તે મુખ્યત્વે કરીને અકબરના નામ સાથે જોડાયેલી છે. તેણે સને ૧૫૫૬ થી સને ૧૬૦૫ સુધી રાજ્ય કર્યું. વળી તે સુધારણાઓ સાથે તેના હિંદુ મંત્રી ટોડરમલનું નામ પણ જોડાયેલ છે; દ્રષ્ટાન્ત તરીકે અનાજના વજેહ ભાગ તરીકે અનાજને બદલે નાણાંની રકમો ઘણે ભાગે લેવામાં આવતી હતી. બને ત્યારે, દરસાલ ભાવ બદલાવવાને ઠેકાણે અમુક મુદત માટે તે નક્કી કરવામાં આવ્યા હતા; અને હિસાબ રાખવાની થોડી ઘણી એક સરખી રીત દાખલ કરવામાં આવી હતી. તેના પારિભાષિક શબ્દો ઇન્ડિયાના દરેક ભાગમાં પ્રવર્તી ગયા છે.×[1] પરંતુ મોગલ સત્તાના પડી ભાંગવાની સાથે અને છેટેના પ્રાન્તોના સુબાઓની વધતી જતી સ્વતંત્રતાની સાથે મોટાં પરગણાંઓની પેદાશના ઇજારાઓ આપવાની પરિપાટી સાધારણ થઈ પડી.

×૧ એના જેવુંજ ધોરણ મુંબઇની દક્ષિણમાં અહમદનગરના મલ્લાનૂ મંત્રી, જે ઇ. સ. ૧૬૨૬ માં મરણ પામ્યો, તેણે અમલમાં આણ્યું હતું. જુઓ બેડન-પાવેલ કૃત બ્રિટિશ ઇન્ડિયાનું જમીનનું મ્હેસૂલ ૩,૨૦૫.

ઇજારદારો ઉપરનો દાબ દિનપ્રતિદિન કમતી કાળજીવાળો થયો; અને જો કે મોગલ જમાબંધીની યાદદાસ્ત તદ્દન વિસ્મૃત ન થઈ, તોપણ તે પછીના મુસલમાન સુબા અને સીખની સત્તાઓની જમીનનું મ્હેસૂલ ઉઘરાવવાની રીતિ વસ્તુતઃ અવ્યવસ્થિત ઝડપાઝડપીના કરતાં પણ કાંઇક વધારે હતી. જમીનને ચુસ્ત ચુસ્તને મળે તેટલી રકમો આવક તરીકે પાઠી લેવામાં આવતી હતી.

**ત્યારપછીની ખીલવણી; જમીનદારી અને રૈયતવારી.**

જેમ જેમ પ્રાન્તો બ્રિટિશ અંકુશમાં આવતા ગયા તેમ તેમ જમાબંધી નક્કી કરવાનું ધીમી ધીમે ચાલતું રહ્યું. પ્રથમતો જુદાં જુદાં પરગણાંઓની જુદી જુદી હકીકતો પ્રમાણે અજમાયશ તરીકે ધોરણો પસંદ કર્યાં; અને જેમ વખત જતો ગયો તેમ તે સ્થિરતાનું રૂપ પકડતાં ગયાં. આ ક્રિયા ખાસ વિચારપૂર્વક અમલમાં લાવવામાં આવી હતી. ૧૭૬૫ માં બંગાળા પ્રાપ્ત થયું હતું. તેમાં લોર્ડ કોર્નવાલિસે ૧૭૯૩ ની અંદર એક સ્થિર ધોરણ દાખલ કર્યું હતું. ૧૭૯૨–૧૮૦૧ માં મદ્રાસ ઇલાકાનો વધારે મોટો ભાગ લેવામાં આવ્યો હતો; અને જોકે હાલનાં ધોરણોના નિયમો સર ટામસ મનરો અને બીજાઓએ ઓગણીશમી સદીના શરૂ ભાગમાં દાખલ કર્યા હતા, તોપણ હાલની ગોઠવણનો ખરો પાયો ઠેઠ ૧૮૫૫ ની સાલનો છે. આગ્રાના પ્રાન્તનો ઘણોખરો ભાગ ૧૮૦૧ અને ૧૮૦૩ માં જોડી દેવામાં આવ્યો હતો. તેની અંદર હાલના ધોરણનો પ્રારંભ ૧૮૨૨ માં કરવામાં આવ્યો હતો, પરંતુ ૧૮૩૩ માં સર આર. એમ. બર્ડની દ્વારા તેને પ્રથમને માટે અમલમાં મૂકવામાં આવ્યો હતો; અને ૧૮૪૩ અને ૧૮૫૩ ની વચ્ચે મિસ્તર ટામસને કોશીસો કરી પાછળથી ફતેહમંદીથી તે કામ પાર ઉતર્યું. તેજ પ્રમાણે મુંબઈ તાબાના પ્રદેશો જે ૧૮૧૮ માં બ્રિટિશ સત્તા નીચે આવ્યા, તેને વાસ્તે ૧૮૩૫ પર્યન્ત કાંઇ પણ ધારણ બાંધવાનું કામ હાથમાં

લેવામાં આવ્યું ન હતું. તેમજ ૧૮૪૭ માં મિસ્તર ગોલ્ડસ્મિથ, કેપટૃન વિન્ગેટ, અને કેપટૃન ડેવિડસને પ્રસિદ્ધ કરેલા સંયુકત રીપોર્ટ પહેલાં તેમાં મુકરર કરેલી વસૂલાત લેવાતી ન હતી. આ પ્રમાણે ઘણે ભાગે એક બીજાથી ભિન્ન ભિન્ન રીતિનાં સંખ્યાબંધ ભિન્ન ભિન્ન ધોરણો ધીમે ધીમે ખીલવણીમાં આવતાં ગયાં. સર્વોપરિ સરકારે નિયમિત રીતે જોતાં ડહાપણ વાપરીને નહિં જોઇતા એક ધોરણના અમલને દૂર રાખ્યો છે. આથી જોવામાં આવશે કે ઇન્ડિયાની પેદાશના જુદા જુદા નિયમો અને રીતિ એ બન્નેમાં રહેલા તફાવતો કાંઇ થોડા નથી. તોપણ જેની પાસેથી પેદાશ માગવામાં આવે છે તે સખ્સની સ્થિતિ પ્રમાણે બોહોળા પાયા ઉપર નજર રાખી તેના અંતરનો ઉપલક ખ્યાલ કરવો એ સામાન્ય વાત છે. જ્યારે કોઇ સખ્સ કે મંડળ જેને જાગીર હોય અને તેની સ્થિતિ જાગીરદારની, કિંવા તેના જેવી હોય, ત્યારે તેના ઉપર ઠરાવેલી મ્હેસૂલ "જમીનદારી" ની સંજ્ઞાથી ઓળખાય છે; અને જ્યારે ખરેખરા જમીનના કબ્જેદારો, કિંવા જમીનના કબ્જાદારોની તરફથી ખેતી કરનારા પાસેથી મ્હેસૂલ લેવામાં આવતું હોય, ત્યારે તે ધોરણને "રૈયતવારી"×[1] એવી સંજ્ઞા આપવામાં

---

×૧ જમીનદારી અને રૈયતવારી વચ્ચેનો આ ભેદ ઘણોજ પ્રચલિત છે. એ બન્ને ધોરણોમાં બીજા પણ ભેદો, જેવા કે પડતર જમીનની વ્યવસ્થા, વસૂલાતની વાર્ષિક ફેરવણી, સંયુકત અને જુદી જુદી જવાબદારી, જમીન ઉપરના સરકારી હક્કો, વગેરે વખતો વખત લાક્ષણિક પ્રકારોના વિસ્તારથી ગણવામાં આવે છે, પરંતુ આ બાબતોની ચર્ચા કરી વાચકવર્ગને ગુંચવણમાં નાખવાની જરૂર નથી. દેશના જુદા જુદા ભાગોમાં જુદે જુદે અંશે રાજ્યના હક્કોના બદલામાં મુલ્કો ઉપર લોકોની જાતોના કબજા થયા છે, કિંવા એક સખ્સને પૂર્ણ માલિકીના હક્ક આપવામાં આવેલા છે એ ઐતિહાસિક ઉત્પત્તિને લીધે એ ભેદ થયો છે. જમીનદારી કબજાની રૂએ જમીનનો કબજો સ્વતંત્ર રીતનો છે. રૈયતવારી ધોરણ પ્રમાણે તાજ તરફથી જમીનના કબજાનો હક્ક પ્રાપ્ત થાય છે.

આવે છે. આમાંનું પહેલું કહેલું ધોરણ ઉત્તર તરફના અને મધ્ય ઇન્ડિયા આખામાં એટલે બંગાળા, જોડીઆ પ્રાન્તો, પંજાબ અને મધ્ય પ્રાંતોમાં ચાલે છે; અને બીજું ધોરણ મુંબઇ, મદ્રાસ, આસામ અને બ્રહ્મદેશમાં ચાલે છે. બ્રિટિશ ઇન્ડિયાની જમીનદારી ધોરણના ૫૩ અને ૪૭ ટકા રૈયતવારી ધોરણના છે.

**જેનાં વસુલાતી ધોરણો ખીલવણીમાં નથી આવ્યા એવા પ્રદેશો.**

દેશી રાજ્યોનાં વસૂલાતી ધોરણો બ્રિટિશ મુલ્કોના તેઓની નજીકના જેવાં કાંઇક રાખેલાં છે. નિયમિત રીતે જોતાં તેઓ અસલના જમાનાની રીતિઓને ગ્રહણ કરે છે; અને બ્રિટિશ પરગણાંઓમાં લેવાય છે તેના કરતાં તેઓ વધારે લે છે; પરંતુ ધીમે ધીમે દેશી રાજ્યોનાં રેવેન્યુ ધોરણો હવે બ્રિટિશ રાજ્યોની સાથે મળતાં થવાનું સામાન્ય વલણ જોવામાં આવે છે. ઉપરનો બ્રહ્મદેશ, આસામના ભાગ, અને બલુચીસ્તાનનાં પરગણાંઓ જેવાં બ્રિટિશ વહીવટના છેટેના પ્રદેશોમાં પણ એજ પ્રમાણે ચાલે છે. કેમકે ત્યાંની રેવેન્યુ ગોઠવણો અદ્યાપિ અસંપૂર્ણ છે, અને જૂનાં પરગણાંઓના જેવી તેમાં વ્યવસ્થા કરવામાં આવી નથી. તેટલા માટે હવેના બયાનમાં માત્ર ઇન્ડિયાની જમીનની મ્હેસૂલના વહિવટના સામાન્ય નિયમો આવશે; પરંતુ દેશી રાજ્યો કિંવા ઉપર વર્ણવેલા પ્રકારનાં પરગણાંઓમાં હાલમાં ચાલે છે તે ધોરણ વિષે ફરીને લખવાની જરૂર ધારવામાં આવી નથી.

ખરેખરી રીતે અમલમાં આવતી રીતિસૂચક ત્રણ મથાળા નીચે ઇન્ડિયાનો જમીનની મ્હેસૂલનો વહીવટ—પછી તે જમીન-

---

તે બ્રિટિશ રાજમાં તો વંશપરંપરા ચાલ્યો જાય છે અને બીજાને આપવો હોય તો આપી પણ શકાય છે. આ પુસ્તકમાં બતાવેલ તફાવતમાં પણ કાંઇક વિરૂદ્ધતાનું તત્ત્વ આવે છે, કેમકે જેમ વખત જતો જાય છે તેમ રૈયતવારી નમુના પ્રમાણે ઉત્તર તરફના ઇન્ડિયાની અગ્ય જાતિઓમાં ઘણાક જૂજ જેટલી જમીનને હાથે ખેડનારાઓને એક એક જમીનદાર તરીકે નોખા નોખા ગણવાનું વળણ છે.

**એ વિષયની ત્રણ મોટી શાખાઓ.** વારી કિંવા રૈયતવારીના પ્રકારનો હોય, તેની સામાન્ય ખાશીયતોની નોંધ લેવાનું સગવડતાવાળું જણાય છે. એ ત્રણ મથાળાં યાને બાબતોનાં નામઃ–(૧) જમીનની કીંમત અને ક્ષેત્રફળ દર્શાવનાર નોંધ, (૨) મ્હેસૂલનો મુકરર કરેલ આંકડો, અને (૩) એ રીતે નક્કી કરેલ આંકડાની વસૂલાત. ઇન્ડિયાના ઘણા ખરા પ્રાન્તોમાં ઉપરની પ્રથમ બે બાબતોની ક્રિયાને જમાબંધી યાને "સેટ્લમેન્ટ" કહે છે, અને જે અમલદાર તેનો અમલ કરે છે તેને "સેટ્લમેન્ટ ઓફિસર" કહે છે. જમાબંધી ખાતાનું કામ કરનારાં માણસોની ફરજ છે કે તેઓએ દેશના મોટા વિસ્તારવાળા પરગણાંઓના એક ગામથી બીજે ગામ બારીક રીતનો સ્થાનિક તપાસ કરવા માટે ફરવા જવું; અને સેટ્લમેન્ટ ઓફીસરો જેવા ઘણા થોડાજ અમલદારો છે કે જેને લોકોના સમાગમમાં આવવું પડવાથી તેઓની હાજતો અને લાગણીઓ સમજવાને વાસ્તે વધારે સારી તક મળે.

## (૧). જમીનની કિંમત અને ક્ષેત્રફળની નોંધ.

**કિંમત અને ક્ષેત્રફળ દર્શક નકશો.** બીજા સુધરેલા દેશોની માફક ઇન્ડિયાની જમાબંધી નક્કી કરવાનું પ્રથમનું જરૂરી પગલું એ કિંમત અને ક્ષેત્રફળ દર્શક નકશો તૈયાર કરવાનું કામજ છે. એ ખરૂં છે કે બંગાળા, જ્યાં ૧૭૯૩માં કાયમની જમાબંધી મુકરર કરવામાં આવી હતી, ત્યાંની હાલની જમાબંધીનો આધાર માપણીની મદદ વગરના સાધનો ઉપર રહેલો છે. પરંતુ આ ખામીથી વસૂલાત અને વહિવટ બન્નેમાં પ્રતિકૂલતા ઉત્પન્ન થઈ છે, અને ૧૮૯૨માં જમીનદાર અને ખેડૂતો વચ્ચેના સંબંધો નિયમિત કરવા માટે તે પ્રાન્તના બિહાર પરગણામાં જમીનની કિંમત અને વિસ્તાર દર્શાવનારી "ક્યાડેસ્ટ્રલ" માપણી અને નોંધ દાખલ કરવાની જરૂર પડી હતી. બેંગોલ (બંગાળા) સિવાયના

પ્રાન્તોમાં જમાબંધીનું ચાલતું ધોરણ કોઇ પણ અપવાદ વગર ખેતર વાર માપણી ઉપર રાખેલું છે. કેટલીક વખત સરવ્હેઇ ખાતાની વિદ્યા જાણનારા જરીફો નકશા તૈયાર કરે છે, બીજી બાબતમાં એમ કરે છે કે માત્ર ચોતરફની સરહદજ આધાર માટે સરવ્હેઈ વિદ્યાના યન્ત્રોવડે નક્કી કરી આપે છે, અને પછીથી સ્થાનિક માણસો તેના ઉપર ખેતરવાર (પ્લોટ દર્શક) હદ કાઢી બતાવે છે. ઘણું કરીને દરેક ગામ વાસ્તે એક જુદો નકશો બનાવવામાં આવે છે. ઇન્ડિયાની અંદરનું ગામ જમીનનો એક ભાગ છે કે જેને ગ્રેટબ્રિટનમાં "પારીશ" કહે છે. તેની સાથે તે કેટલેક પ્રકારે મળતું આવે છે. ઘણાખરા પ્રાન્તોમાં કબજે હોય તેટલી જમીનને જમાબંધીનું છેવટનું એકમ ગણવામાં આવે છે. તેમાં જેટલાં ખેતરો હોય તેટલાંને તેની સ્થિતિ પ્રમાણે નકશા ઉપર દોરે છે. પરંતુ મુંબઇમાં (અને કાંઇક ઓછે દરજ્જે મદ્રાસમાં પણ) ખરેખરા કબજાની જમીનોને ઘણે ભાગે એકઠી કરીને તેના નાના નાના "સરવ્હેઈ નંબરો" પાડે છે; અને તેને બદલી ન શકાય તેવાં નિશાનોથી ચોતરફની હદ નક્કી કરી દે છે. વળી તે જમીન ઉપર મજબૂત રીતે અને સંભાળથી ખાંભાઓ ઉભા કરે છે. મુંબઈમાં તો તેને રેવેન્યુ ધોરણની લાક્ષણિક ખાશીયત ગણી મુકરર વસૂલાતનો આંકડો ભરનારો સર્વૈઈ હક્કવાળો ખેડૂત કહેવાય છે.

**વસૂલાતી દફતર.**

"કેડેસ્ટ્રલ" નકશો તૈયાર થયા બાદ તે પ્રમાણે ઘણું કરીને ખેતરોનું એક રજીષ્ટર—પત્રક—તૈયાર કરવામાં આવે છે; અને તે પત્રક ઉપરથી ખેતરોની ખાતાવહી તૈયાર થાય છે. તે યુરોપમાં રખાતી "મેટ્રાઇસ ક્યાડસ્ટ્રેલ" ને મળતી આવે છે. આ બધું પ્રથમ દરજ્જાનું વસૂલાતી દફતર કહેવાય છે. તેનો હેતુ એ છે કે દરેક જમીનના ભાગ, કિંવા ખેતર, કિંવા નંબરની જમાબંધી કોની પાસેથી અને કેટલી લેવી. કબજેદાર સખ્સોનાં નામ લખી જવાં તે આ કામને માટે પૂરતું ગણાતું નથી; કેમકે એકજ જમીનના કબજેદાર ઘણા પક્ષકારો પણ હોય, દરેકને જુદા જુદા હક્ક હોય, એક સખ્સ ધણીપણાનો

માલિકી હક્ક રાખતો હોય, અને બીજો તેના દરજ્જા નીચે પેટા હકદાર હોય, કોઇ ગીરો રાખનાર હોય, કોઇ ખેડૂત પણ હોય, વગરે. તેથી તેમાંનો કયો પક્ષકાર વસૂલાત માટે જવાબદાર છે, કિંવા (પારિભાષિક શબ્દો વાપરીએ તો) કોની સાથે જમાબંધી નક્કી કરવી એ ખાસ રીતે બતાવવાની જરૂર રહે છે. આ બાબતનો કયા ધોરણ પ્રમાણે નિશ્ચય કરવો તે વિષે બ્રિટિશ અમલના પ્રારંભમાં લાંબી ચર્ચા ચાલી હતી. તેની તજવીજની અંદર તે જમાનાના ગુંચવણ ભર્યા અને અનિશ્ચિત જમીન ઉપરના હક્કનો અમિત તપાસ ચાલ્યો હતો. આ તપાસથી લક્ષ ખેંચાવાને લીધે ઘણાં વર્ષો સુધી ઇન્ડિયાની વસૂલાતના પ્રશ્નોના ફડચા માટે બારીકીથી જુદા જુદા જૂના જમીનના હક્કોનું નિરીક્ષણ કરવામાં આવ્યું. તેથી ઘણાં થોડાં વર્ષો થયાંજ જૂના પ્રશ્નોનું નિરાકરણ થવા પામ્યું છે. તેથી ઇન્ડિયાની જમાબંધીના પ્રકારનો અભ્યાસ કેટલેક દરજ્જે જમીનના હાલના હક્કના ઉદ્ભવના ઐતિહાસિક શોધખોળથી જૂદો પાડી શકાય તેવો છે.

જ્યારે દેશને પ્રથમજ કબજામાં લેવામાં આવ્યો, ત્યારે જમીન ખેડનાર માત્ર કોઈવાર ટૂંક વખતનો કબ્જેદાર હતો એમ ખુલ્લું થઇ આવ્યું; કોઇ વાર તે રીવાજને લીધે વંશપરંપરાથી ચાલ્યા આવતા હક્કની રૂએ કબુલ થયેલો જોવામાં આવ્યો; કેટલાક સરકારને સીધી રીતે જમાબંધી ભરતા માલમ પડી આવ્યા, અને વળી કેટલાક તો એક ત્રીજા સખ્સને વચ્ચે રાખીને જમાબંધી ભરતા હતા. તે ત્રીજો સખ્સ કેટલાકની બાબતમાં તો ગામનો પટેલજ હતો. તે પટેલને જમાબંધી એકઠી કરવાના જેટલોજ ખેડૂત ઉપર અખત્યાર હતો. કેટલીક વખત તે ત્રીજો મધ્યસ્થ સખ્સ તે સમયના રાજકર્ત્તાએ નિમેલો કોઇ મોટો ઇજારદાર હોય, કિંવા જેને પેદાશ સ્વાધીન થઇ હોય તેવો અમલદાર હોય, કોઈ વખત તો તે મધ્યસ્થ સત્તાધીશ સરકારે પૂર્ણ કિંવા અપૂર્ણ રીતે સ્વીકારેલા દરજ્જાનો વંશપરંપરાનો જાગીરદાર, કિંવા જમાનાની ખંડવિખંડ કરનારી અસરમાંથી સજીવન રહેલી ખેડૂતોની વંશપરંપરાથી ચાલતી આવેલી મંડળી પણ હોય એમ માલૂમ

પડયું. મધ્યસ્થો જેટલે દરજ્જે જમીનની બાબતમાં વચ્ચે આવતા, કિંવા તેના કામમાં સરકાર કેટલે દરજ્જે વચ્ચે આવતી તેમાં પણ ઘણો ફારફેર રહે જતો હતો. કેટલીક બાબત એવી હતી કે તે ખેડૂતોનો જમીનનો કબજો છિનાવી લઇ શકતો હતો, અને કેટલીક એવી પણ હતી કે જેમાં તે એમ કરી શકતો નહિ. કેટલીક બાબતમાં તે પડતર જમીન ઉપયોગમાં લઈ શકતો અને જમીન બીજા લોકોને આપી પણ શકતો. કેટલીક વખત તે તેમ કરી શકતો નહી. કેટલીક વખત સરકાર તેને જીવતાં બરતરફ કરી શકતી, કિંવા તેના મરણ બાદ તેની જમીન જપ્ત કરી શકતી. વળી બીજી બાબતો એવી હતી કે તેમાં તેને અને તેના વારસોને વગર હરકતે જમીનનો ભોગવટો કરવામાં દેવામાં આવતો હતો. કેટલીક વખત સરકાર અને ખેડુતની વચ્ચે તે એકલોજ મધ્યસ્થ તરીકે રહેતો હતો. વળી કેટલાક મધ્યસ્થ જુઓ તો એવા પણ હતા કે જેના બાપદાદાએ જમીન ઉપરના હક્કો રજાથી ભોગવેલા કિંવા બિન હક્કે પચાવી લીધેલા હોય.

તેથી પ્રાન્તો હાથ કર્યા બાદ તુરતજ નક્કી કરવાનું એ હતુ કે ખેતી કરનાર ખુદ ખેડુત પાસેથી સીધી રીતે મ્હેસૂલ જમા કરવું કે કેમ? અને તેમ નહિ તો કયા પ્રકારના મધ્યસ્થો પાસેથી તે લેવું? આ બાબત નક્કી કરવામાં સરકાર કેટલેક અંશે સગવડતાના હેતુથી દોરાતી હતી, અને કેટલેક અંશે થોડે ઘણે દરજ્જે જમીનના માલેકનો દરજ્જો ભોગવનાર જેવો એકાદ સખ્સ હોય તેના અનુમાન ઉપર સરકાર આધાર રાખતી હતી; વળી બીજી બધી બાબતનો સરખી રીતની હોય તો તે સખ્સ જમાબંધી માટે જવાબદાર થવાને પાત્ર હતો કે કેમ તે પણ જોવાનું રહેતુ હતુ; તે પ્રમાણે બંગાળામાં, મદ્રાસ અને જોડીઆ પ્રાન્તોના ભાગોમાં, અને મધ્ય પ્રાન્તોમાં સરકારના નજીકમાં નજીક તાબાના સર્વશ્રેષ્ઠ મધ્યસ્થોને જમાબંધી આપનાર તરીકે કબુલ રાખવામાં આવતા હતા. બાકીના જોડીઆ પ્રાન્તમાં અને

પંજાબમાં આમ્ય મંડળના પ્રતિનિધિઓને થોડો ઘણો આના જેવો દરજ્જો આપવામાં આવતો હતો. તેના જુદા જુદા અંગભૂતોને પોતાના જુદા જુદા ભાગ કિંવા જમીનના માલેકો તરીકે સ્વીકારવામાં આવતા હતા. બીજી તરફથી મુંબઇ, આસામ, અને બ્રહ્મદેશમાં, તેમજ મદ્રાસના ઘણાખરા ભાગોમાં જ્યાં મુખ્યસ્થો હતા ત્યાં તેઓને વારતે ઘણે ભાગે ગણતરીમાં લેવામાં આવતા ન હતા, અને જમીનના ખરેખરા ખેડુતો પાસેથીજ જમાબંધી વસૂલ કરવામાં આવતી હતી. વિશેષે કરીને ઉત્તર તરફના ઇન્ડિયામાં બે પ્રકારના જમીનના માલેકો–ચઢતા દરજ્જાના અને ઉતરતા દરજ્જાના–સ્વીકારાયેલા હતા. ત્યાંના જેવાની બાબતમાં હકીકત પ્રમાણે એક કિંવા બીજા પક્ષકાર ઉપર જમાબંધીનો બોજો રાખવામાં આવતો હતો. તેમાં ચઢતા દરજ્જાવાળાને સરકાર ભાગમાંથી બાદ કરીને લવાજમ તરીકે બદલો આપવાની જમીનગિરી મળતી હતી. દરેક પ્રાન્તમાં છેવટ એક કિંવા બીજી રીતે એ પ્રમાણે ઠરાવ કરી નાખવામાં આવતો હતો કે હક્કનો અમુક પ્રકારજ પક્ષકાર ધરાવતા હોય તેનેજ જમાબંધી માટે જવાબદાર ગણવો જોઇએ. એ પ્રકારના ખાસ હક્ક ધરાવનાર સમજાતા સખ્સોનાં નામ અવસ્ય જમીનનાં પત્રકોની અંદર નોંધમાં આવતાં હતાં×[1]

---

×૧આ પ્રમાણે માલેકો તરીકે સ્વીકૃત થએલા સખ્સો (તેમજ કેટલાક વર્ગના ખેડૂતો પણ) ઇન્ડિયાના ઘણાખરા ભાગોમાં વેચાણ, ગીરો, બક્ષીસ વગેરે કરી દેવાના છૂટા હક્કો ભોગવી શકતા; પરંતુ આ હક્કોનો ભોગવટો ઉડાઉપણે થાય તો ઘણા પ્રાન્તોમાં મોટી મોટી મિલ્કતોના ટૂકડેટુકડા થઇ જવાનો, અને ખેતી કરનાર વર્ગ પાસેથી બિન ખેતીકાર વર્ગના હાથમાં જમીન જતી રહેવાનો સંભવ છે. ૧૮૬૨ પછીથી એવી કોશીસ થતી આવી છે કે ઐતિહાસિક જાગીરોને આ પ્રમાણે ખંડવિખંડ થવાના ભયમાંથી બચાવી લેવી. તેને માટે થોડા વખત સુધી સરકારના હવાલામાં વ્યવસ્થા રાખવા દેવા, અગ્ર હક્ક પ્રમાણે વારસો આપવા, અને બીજા ઈલાજે લેવા દેવા ધારાનાં સાધનો થયાં છે. વળી આ પ્રકારના ધારા બાંધવા માટે સિંધ, મુંબઇના કેટલાક ભાગમાં, આસામ, પંજાબ, બુંદેલખંડ, અજમેર, છોટા નાગપુર અને મદ્રાસની જમીનદારીઓમાં યોજના

જમાબંધીની વસૂલાતને ટાંકણે કરેલી પરગણાની માપણીની નોંધ પ્રથમતઃ આ પ્રમાણે તૈયાર કરેલ "વસૂલાતી નોંધ" કહેવાય છે. સરકાર સાથે તે માટે કોણ બંધનમાં આવે છે તેવા સખ્સોની ઓળખાણ માટે તે તૈયાર કરવામાં આવે છે. પરંતુ ઉપરના વર્ણનથી જણાઇ આવશે કે આખા ઇન્ડિયામાં જમીનના હક્કને લગતા સવાલના સામાન્ય મુદ્દાઓની સાથે આ નોંધ તૈયાર કરવાના સંબંધી બાબતો કેવે નિકટ-પણે જોડાયેલી રહે છે. તેથી એ પ્રમાણે કરેલી નોંધો સાથે દફતરમાં જમીન ઉપરના હક્કો અને બોજાની નોંધો બને તેટલી વધતી ઓછી કરી લેવામાં આવે છે, અગર જુદી કરીને રાખવામાં આવે છે. રૈયતવારી ધોરણવાળાં જૂનાં પરગણાંઓમાં ખેડૂતો સિવાય બીજાના જમીનના હક્કો ખાસ રીતે આગળ પડતા નથી. ત્યાંનાં દફતરોમાં તો ચોખ્ખો વસૂલાતી પ્રકારનો વહિવટ નોંધાયેલો રહે છે. પરંતુ, જો કે મદ્રાસ ખાતાના દફતરોમાં તો માત્ર વસૂલાત ભરનારા જવાબદાર સખ્સોનાંજ નામો નોંધવામાં આવે છે, તથાપિ મુંબઇમાં તો ગીરો, પેટા ખેડૂતો વગેરેની નોંધો દફતરમાં રાખવા માટે હાલમાં વધુ ગોઠવણ કરવામાં આવી છે. બંગાળા ખાતે જો કે અદ્યાપિ માત્ર બિહાર અને બીજા સ્થળના ટૂંક મુદ્દતના બંદોબસ્તવાળા પ્રદેશોમાંજ ખેડૂતોના હક્કોની સંપૂર્ણ નોંધ તૈયાર કરવાનું રાખ્યું છે, તથાપિ રેવેન્યુ દફતરમાં વધારા તરીકે એક રજીસ્ટર (પત્રક) રાખવામાં આવે છે. તેમાં ગીરો રાખનારાઓ અને જમીનના કબજેદારોના બીજા વર્ગો, તેમજ ઇજારદારો પોતાના હક્કો નોંધવાને મુખત્યાર છે. ઉત્તર તરફના ઇન્ડિયામાં, મધ્યપ્રાન્તોમાં, અને આસામ તથા

**જમીનના હક્કની નોંધ.**

---

ચાલુ છે. પંજાબ અને બુંદેલખંડમાં નાણાં ધીરનાર અને બીજા બિન-ખેતીકારોને અપાતા જમીનના હક્ક ટૂંકા કરવાનું હાલમાં ચાલુ છે. તેમજ મધ્ય પ્રાન્તોના ખેડૂતના અમુક વર્ગો, અને મુંબઈમાં અમુક ખાલી પડેલા જમીનના વિસ્તારના નવા કબજેદારો ઉપર એવાજ અંકુશો હાલમાં મૂકવામાં આવેલા છે.

બ્રહ્મદેશના રૈયતવારી ધોરણવાળા પ્રાન્તોમાં માપણીના દફતરો વધારે સંપૂર્ણ પ્રકારનાં રાખવામાં આવે છે. તેમાં માલેકી કિંવા ખેડૂતોના હક્કોના સઘળા પ્રકારો, તેમજ ઇજારા અને ગીરોના વગેરે સામાન્ય સઘળાં કારમો દર્શાવવામાં આવે છે. તે દફતર તૈયાર કરવાનું કામ હવે સેટ્લમેન્ટ ઓફીસરની ફરજોનો ઘણો અગત્યનો ભાગ થઇ પડેલ છે, માટે બ્રિટિશ ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં "ક્યાડાસ્ટ્રલ" માપણીનું દફતર દરેક ખેતરના ઉપરના હાલના હક્ક અને તેના ઉપરના બોજાદર્શક કિંમતી સાર સંગ્રહ છે. અને ઘણાંખરાં પરગણાંઓ, જેમાં હક્કની નોંધ રાખવાના રૂપમાં તેઓને બનાવવામાં આવે છે, ત્યાં તેઓને અનુમાનિક પૂરાવો ગણવામાં આવે છે. તેથી વિરૂદ્ધ સાબીત ન થાય ત્યાં સુધી તેને સાચા પ્રકારનો પુરાવો સમજી લેવામાં આવે છે.

**દફતરને જારી રાખવાનું કામ.**

જ્યારે કોઈ પરગણાની જમાબંધી બાંધવી હોય ત્યારે નકશો અને જમીનની કિંમત, વિસ્તાર ઇત્યાદિદર્શક તેની "ક્યાડાસ્ટ્રલ" નોંધ જરૂર તૈયાર કરવાં પડે છે; અને વસૂલાત માટે એક જમાબંધી અને બીજી જમાબંધીનીની વચ્ચેના ફેરફારોની કેટલેક અંશે નોંધ કરવી પડે છે. રૈયતવારી પરગણાંઓમાં, જ્યાં રેવેન્યુ આપનારાની સંખ્યા ઘણી મોટી છે, ત્યાં દરસાલ કેટલીક સંભાળપૂર્વક રજીસ્ટરોને સુધારવામાં આવે છે. પરંતુ જમીનદારી ધોરણવાળા પ્રાન્તોમાં તે રજીસ્ટરના વસૂલાતી હેતુઓ કમતી છે, અને તેમાં તો માત્ર સરકાર સાથે સંબંધ નહિ રાખનારા હક્કોની નોંધ હોય છે. તેથી ત્યાં એક જમાબંધી અને બીજી જમાબંધી વચ્ચે રજીસ્ટરોને હાથ ન લગાડવાનું વલણ રહે છે; એટલે વીસથી પચીશ વર્ષ સુધી એમ બનતું નથી. આ પદ્ધતિને લીધે બે વાતની ભારે અસગવડતા આવી પડી. દરેક જમાબંધી બાંધવાને ટાંકણે શરૂથી ફરીને નોંધ તૈયાર કરવા ફરજ પડી, અને તેથી સરકાર અને લોકો બન્નેનો વખત ગયો અને પરિશ્રમ પડ્યો; અને કરેલી નોંધ પણ પૂર્ણ થયા પછી

થોડે વર્ષે જમીન ઉપરના હક્કની સાચી હકીકત દર્શાવનાર રહી નહિ. તેથી છેલ્લાં વીશ વર્ષમાં એવી ગોઠવણ કરી છે કે તે નોંધોને દરસાલ કિંવા ટૂંકી ટૂંકી મુદ્દત પછી ફરીને કરવી, જેથી છેવટની તારીખ સુધી શરૂની નોંધની ચોક્કસ સરૂવૈઇ હકીકતો મળી આવે. જે માણસોને આ કામ સોંપવામાં આવેલ છે તે પણ ઘણાં સુધર્યાં છે. હિત ધરાવનાર પક્ષકારોને નિયત રીતે ફરજ પાડી છે કે જમીન ઉપરના હક્કમાં ફેરફાર થાય તો ખબર દેવા, અને એમ ન કરે તો તેઓને શિક્ષાને પાત્ર ગણવા. કેટલાક પ્રાન્તોમાં સ્થાનિક સાધનદ્વારા આ પ્રમાણે રખાયેલ નવીન આવૃત્તિઓને શરૂની નોંધના જેટલીજ કાયદામાં અનુમાનિક આધાર ગણવામાં આવે છે. માટે ઇન્ડિયામાં સરકારી નોંધને લીધે હક્કોની નોંધનું વિસ્તીર્ણ અને સંપૂર્ણ ધોરણ ધીમે ધીમે બંધાતું જાય છે. માલિકીના હક્કના વધારે અગત્યના ફેરફારને સંબંધે રેવેન્યુ દફતરને સામાન્ય રજિસ્ટ્રેશનના ધારાના અમલથી મળતી ખાત્રી પુષ્ટિ આપે છે. પરંતુ ઇન્ડિયાની જમીન સાથે સંબંધ ધરાવનાર સખ્સોની અમિત સંખ્યાને વાસ્તે રેવેન્યુ દફતર એજ માત્ર હક્કનો પુરાવો છે. જમીન એકના હાથમાંથી બીજાના હસ્તક જાય, ત્યારે તેની ખાત્રી જેટલે દરજ્જે એ નોંધથી થાય છે તેવી બીજી કોઈ રીતે થતી નથી. આ પ્રમાણે સરકારની વસૂલાતી ફરજયાતને લીધે જમીન ઉપરના હક્કની હસ્તાન્તર ક્રિયાઓ લોકોમાં ચાલતી રહે છે તેનું ધોરણ બીજ રૂપે હતું તે અંકુરિત થયું છે, અને તે સર હેન્રી મેઇનના કહેવા પ્રમાણે "ઇંગ્લાન્ડ અને ઇંગ્રેજી કાયદાશાસ્ત્રની સત્તા અંદરના દેશો" સિવાય આખી સુધરેલી દુનિયાનું ધોરણ છે. ઇન્ડિયાના ઘણાખરા ભાગનું રેવેન્યુ દફતર તો વસૂલાતી બાબતોની નોંધનું કામ અને માલિકીના હક્કના રજીસ્ટરનું કામ એક સાથે સંયુક્ત કરી રહ્યું છે.

## (૨) જમાબંધી નક્કી કરવાનું કામ.

આગળ કહી ગયા પ્રમાણે ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં દેશી

**રોકડ જમાબંધીનો આંકડો નક્કી કરવાના બ્રિટિશ ધોરણનો વિકાસ.**

રાજ્યોનો મૂળ રિવાજ જમીનની પેદાશનો હિસ્સો (વજેહભાગ) લેવાનો હતો. ઘણાં દેશી રાજ્યોમાં રેવેન્યુ પેદાશનો ભાગ અદ્યાપિ આ પ્રમાણે વસૂલ કરવામાં આવે છે. અને એવા પણ પ્રદેશો છે કે જેમાં જમીનદારો એ સિવાય બીજી કોઈ રીતે ગણોત વસૂલ કરતાજ નથી. જમાબંધી વસૂલ કરવાના આ ધોરણમાં મોટી અસગડવડતા એ છે કે એ ખાતામાં ઘણા અમલદારો રાખવા પડે છે, અનાજ ભરી રાખવાની મહેનત પડે છે; અને તેમાં ખાઈ જવાનાં, હાડમારીનાં, અને જૂલમનાં દ્વારો ખુલ્લાં રહે છે, તે સઘળું સહેલાઈથી સમજી શકાય છે. તેથી દેશી રાજ્યોમાં ધીમે ધીમે તે ધોરણમાં જુદા જુદા ફેરફારો કરવામાં આવ્યા હતા. કેટલીક વખત ઉભા મોલની આગળથી કળતર કરી રાજ ભાગ નક્કી કરવા સરકારી અમલદારની ખળાવાડમાં હાજરી વગર ચલાવી લેવામાં આવતું હતું. કેટલીક વખત અનાજને વાસ્તવિક રીતે સરકાર તરફથી લઈ જવામાં આવતું ન હતું, પરંતુ જમીનદારોને પરાણે* વેચાતું દેવામાં આવતું હતું, અને તેના બદલામાં સરકાર રોકડાં નાણાં લેતી હતી. અને જ્યારે કેટલીક વખત પેદાશના ભાગ પાડવાનું સહેલું ન હતું, ત્યારે વિઘા× ઉપર ઉભા મોલની કળતર કરી નાણાંની રકમનો ભાવ ઠરાવવામાં આવતો હતો. એ બાબતમાં અકબરની મહાન સુધારણાઓ એક પગલું આગળ વધેલી હતી. દરેક વિઘે સંખ્યાબંધ વર્ષો માટે દરેક પાકના દરબાર ભાગની રોકડ કિંમતની સરાસરી ગણવામાં આવતી હતી; અને વિઘાના દરથી વસૂલાત રોકડ રકમના રૂપમાં ભરવા માટે જમીનદારોને તક આપવામાં આવતી હતી. ચોકસ મુદત માટે વિઘાના દર મુકરર કરવામાં આવતા હતા. તેમાં વધારો થવાની કશી બીતિ રહેતી નહિ. તોપણ છેટેના પ્રાન્તોમાં ખાસ કરીને ઘણી ખરી જમાબંધી વજેહ-

* કાઠીઆવાડમાં તેને પેઠ નાખવી એમ કહે છે. (ભાષાન્તર કર્તા)

× સામાન્ય રીતે બોલતાં એક વિઘો પાંચ–અષ્ટમાંશ એકર જેટલો છે.

ભાગના રૂપમાં જ લેવાતી હતી. પરંતુ તેનું નામું તેની કિંમત કરીને રોકડના રૂપમાં લખાતું હતું; અને જેમ જમાનો આગળ વધતો ગયો તેમ વિઘાના રોકડ દરને કાયમ રાખી વિઘાના ધોરણ અનુસાર ગામડાંઓ અને પરગણાંઓની વસૂલાતનો ઈજારો મધ્યસ્થ સખ્સોને આપવાનો રિવાજ પ્રચલિત થયો. તે મધ્યસ્થ સખ્સો દર સાલ માટે મુકરર કરેલ ઉધડ રોકડ રકમો દરબારને આપતા હતા. તોપણ આ ઉધડ વસૂલાતના દર ધીમે ધીમે બાજુએ મુકાતા ગયા, અને ઈજારદારોના લાભ માટે તેમાં હસ્ત ચાલાકી થવા લાગી; અને જેમ જેમ સરકારની જરૂરયાતો વધતી ગઈ, તેમ તેમ ઈજારથી વસૂલાત એકઠી કરવાનું કામ ઉપાડીને ચઢાવી દેવામાં આવ્યું. બ્રિટિશ રાજના આગમ પછી ઈજારા આપી વસૂલાત ઉઘરાવવાનું કામ જારી રાખવામાં આવ્યું, અને આ રૂપમાં જેમ દક્ષિણમાં ચાલતું હતું તે પ્રમાણે ખેતરવાર કિંવા ઉત્તર તરફના ઇન્ડિયામાં ચાલતું હતું તે પ્રમાણે વધારે મ્હોટી જાગીરો કિંવા ગામવાર વસૂલાત મુકરર કરવામાં આવતી હતી. તે સાથે જૂના ધોરણને પણ સજીવન કરવામાં આવ્યું હતું. તેની રૂયે સ્વચ્છંદી ફેરફારની પાત્રતાને છોડી દઇને અમુક મુદત માટે ઇજારા મુકરર કરવામાં આવતા હતા. દક્ષિણ ઇન્ડિયામાં ખેડૂત ખેતર મૂકી દઇને મુકરર કરેલું મ્હેસૂલ દેવામાંથી બચી જઇ શકતો હતો, પરંતુ બન્ને બાબતમાં વસૂલાતી ધોરણ તો સરખું જ હતું; એટલે કે મુકરર કરેલ વાર્ષિક આંકડામાં વસૂલાત ભરવી અને અમુક મુદત સુધી તેના આંકડામાં કાંઇ પણ ફારફેર કરવો નહિ. અને આ મુકરર કરેલ રોકડ મ્હેસૂલ જ અર્વાચીન ઇન્ડિયાનું લાક્ષણિક ધોરણ છે એમ ગણી શકાય.

**વધતી વધતી રોકડ જમાબંધી.**

માગણીના મુકરરપણાને લગતા સજ્જડ લાભ, તેથી ખેતીના વિસ્તાર અને સુધારણાને માટે મળતી તકો, અને રાજ્યો ખાલસે કર્યા પહેલાંની મુદતમાં હેરાન કરતા ફારફેરો પછી હમેશ હાંસલ થતા છૂટકારાને લીધે મુકરર કરેલ વસૂલાતી ધોરણને છોડી દેવા સરકાર

નાખુશ છે. બેશક નીચેના બ્રહ્મદેશ જેવા કેટલાક પ્રદેશોમાં પાકના ખેતરો ઉપર ઘણે ભાગે ફરતો રોકડ દર નાખવામાં આવ્યો હતો, અને બીજા સ્થળોમાંના અમુક ખાસ પ્રદેશોમાં, તેમાં ખાસ કરીને નદીના પૂરથી કિંવા તળાવો અથવા નહેરોના પાણીથી નુકશાન પામેલામાં, પૂર્ણ અંશે કે થોડે અંશે ફરતો દર રાખવામાં આવ્યો હતો; પરંતુ નિયમિત રીતે તો મુકરર કરેલ વસૂલાતી ધોરણો ઘણાં વર્ષો પર્યન્ત કાળજીથી નિભાવી રાખવામાં આવ્યાં હતાં. એક ફસલથી બીજી ફસલ સુધીમાં નઠારી મોસમોને લીધે જે પ્રદેશોમાં ઘણે દરજ્જે નિપજ વધુ ઓછી થાય છે ત્યાં નાના ખેડૂતો ઉપર મુકરર કરેલ રકમ, જો કે નાની હોય તોપણ ભારે દબાણ થવા સંભવ રહે છે એ વાતનો હમેશાં સ્વીકાર થતો આવ્યો છે. પરંતુ ગ્રામ્ય સાધનોની સુધારણા ધીમે ધીમે થતી જાય છે, અને ખેતીવાડી સંબંધી આંકડાં વગેરેની હકીકતો વધારે ચોકસ થતી જાય છે. તેથી હાલમાં જ દરેક સાલની વસૂલાતી માગણીનો આધાર પાકના માપ ઉપર રાખી મુકરર કરેલ મ્હેસૂલની સખ્તાઇને કેટલેક દરજ્જે ફેરવવાનું શકય થયું જણાય છે. નીચે વધારે જણાવવામાં આવશે તે પ્રમાણે ખેતીવાડીની આફતમાં આવેલા પ્રદેશોમાં મુકરર કરેલ મ્હેસૂલનો ભાગ કે તે બધું લેવાનું મુલતવી કિંવા માફ રાખવાનો સામાન્ય રીતે રીવાજ થયો છે; અને કેટલાક પ્રાન્તોમાં તો આગલી મુકરર રકમની માગણીના બદલામાં વાવેતર કરેલા વિસ્તાર ઉપર એકરનો દર અથવા ફસલમાં ઉતરતા પાક ઉપરનો દર, જે વધઘટ થતો રહે છે, તે લેવાનું વલણ વધતું જાય છે. ઉપર વર્ણવેલી ઉધડ વસૂલાતની માફક એ પ્રમાણે ઠરાવેલા દર અમુક વર્ષોની મુદત સુધી અચળ રહે છે. ફરતી મ્હેસૂલના વસૂલાતી ધોરણમાં બેશક ગેરલાભ એ છે કે માત્ર ઠીક રીતે કેળવાયેલાં માણસો જ તેનો અમલ કરી શકે છે, અને સરકારી હલકા દરજ્જાના અધિકારીઓ તરફથી જમીનદારોને હેરાનગતી અને પરાણે નાણાં આપવાનું થાય છે. તે સાથે તેમાં મોટો લાભ પણ એ છે કે જમીનના વધઘટ પાકના પ્રમાણમાં માગણી પણ વધતી ઘટતી થાય છે. કોઇ નવા

પ્રદેશમાં આ ધોરણ વિસ્તૃત કર્યા પહેલાં જે ઠેકાણે તે દાખલ કરવાનું હોય તેની ખાસ લાક્ષણિક સ્થિતિ જોઇને તેના ગુણ અવગુણની બારીકીથી તુલના કરવામાં આવે છે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે હાલની સામાન્ય વૃત્તિ તો એવી છે કે અદ્યાપિ રીવાજ ચાલ્યો છે તેના કરતાં વારંવાર ફરતા દરના ધોરણનો વધારે મોટા મનથી હવે ઉપયોગ કરવો.

**એકંદર પેદાશમાંનો ભાગ એજ જમીનનું મ્હેસૂલ.** દરેક જમીન માટે રોકડ માગણીથી મુકરર કરેલ કે બીજી રીતનું મ્હેસૂલ લેવાય છે તે બિના આવી ગઇ એટલે હવે એ પ્રમાણે રખાતી રોકડ માગણીના બોજાને સંબંધે વિચાર ચલાવવાનું પગલું ભરવું જોઇએ. દેશી રાજ સત્તાની અંદર તો વસૂલાતનું રૂપ ઘણું ખરૂં સીધી કિંવા આડકતરી રીતે એકંદર પેદાશનો અમુક ભાગ લેવાનું હતું. તે ભાગ કેટલામો હતો અને તેનો આધાર કયા ધોરણ ઉપર હતો તેની સામાન્ય રીતે નોંધ કરવી અશક્ય છે. મનુના ધારાથી પ્રસિદ્ધ થયેલ પુરાણા ગ્રંથો એકબારાંશથી એકઅષ્ટમાંસ સુધી વજાજ ભાગ લેવાની પરવાનગી આપે છે, અને તે પ્રમાણે વળી જરૂર પડે તો એક-ચતુર્થાંશ સુધી પણ લઇ શકાય છે× ૧. આ અંશો ગંભીર રીતના ઐતિહાસિક અંકો તરીકે ભાગ્યેજ સ્વીકૃત થાય તેવા છે, તોપણ જમીનના મ્હેસૂલને સંબંધે મુસલમાનોના ગ્રંથો લખાયા પહેલાં બ્રાહ્મણ ગ્રંથકારો કેટલામો અંશ યોગ્ય ધારતા હતા તે બતાવવા માટે તે ઉપયોગી (મનોરંજક) છે. અકબરનું રોકડી વસૂલાતનું ધોરણ તત્સમકાલી ઐન-ઈ-અકબરી મુજબ એક ત્રતીયાંશ અને પાછળના આધાર મુજબ એક ચતુર્થાંશ ગણે છે.×૨ સર ટોમસ મન્રો પ્રમાણે મદ્રાસના વધારે મોટા ભાગના હિંદુ રાજાઓ બે-પંચમાંશથી તે ત્રણ-પંચમાંશ સુધીનો ભાગ લેતા હતા; અને પશ્ચિમ તરફના ઇન્ડિયાના

× ૧. માનવધર્મશાસ્ત્ર ૭, ૧૩૦; ૧૦, ૧૧૮-૨૦.

× ૨. ઐન-ઇ-અકબરી, જારેટ ૨, ૬૩, ગ્રાન્ટ કૃત ઉત્તર સરકારની રાજ પ્રકરણી આપણી.

મરેઠા રાજ કર્ત્તાઓ અર્ધ કરતાં ઓછું પડાવતા નહિં.×૩ ઇન્ડિયાના બીજા ભાગો માટે એવાજ આધારવાળા અંશો આ સ્થળે નોંધમાં લઇ શકાય; અને જો કે તેઓ ગણિત શાસ્ત્રના સખ્ત રીતે સાચા પાયાના, કિંવા ચર્ચાવાળા આખા પ્રદેશને લાગુ થાય તેવા ન હોય, તોપણ મુલ્કો ખાલસા કર્યા પહેલાંના જમાનાના દેશી વસૂલાતી ધોરણના કાંઇક સ્વરૂપ ઉપર તે પ્રકાશ પાડવા તે માટે ઉપયોગી છે.×૪ (ચોખ્ખી "કિંમત" મુકાબલાના આધાર માટે વધારે સારૂં સાધન છે) તોપણ દેશી અને બ્રિટિશ વસૂલાત હમેશાં એ બન્ને ઉઘરાવે છે તે મેલી પેદાશના ભાગોનો મુકાબલો કરતાં બોજાની સરખામણી કરવાનો રીવાજ પડયો તે બિનાને લીધે ઘણે અંશે આ સવાલ આકર્ષણ કરી રહ્યો છે. ૧૮૭૮-૮૦ના દુકાળક મિશને એક અડસટ્ટા-ની ગણતરી કરી હતી. તે ઉપરથી જણાય છે કે જુદા જુદા પ્રાન્તોનું મ્હેસૂલ એકંદર પેદાશના આશરે ૪ થી ૮ ટકા સુધી ફરતું હતું.×૧

૧૮૯૮માં દુકાળ કમિશને આપેલ વિસ્તારના મુલ્કોને ૧૮૭૮માં સ્વીકૃત થયેલ સરાસરી પાક લાગુ કરવામાં આવે, તો ઇન્ડિયાની એકંદર જમીનની પેદાશ કુલ પેદાશના ૫½ ટકા જેટલી થાય. ૧૯૦૦-૧ના દુકાળ કમિશને વધારે આગળ કરેલ ચોકસ ગણતરીથી જણાય છે કે મધ્ય પ્રાન્તોમાં હાલના જમીનના મ્હેસૂલનો બોજો પેદાશની સરાસરી કિંમતના ચાર ટકાથી ઓછો છે; બિહારમાં તે આશરે સાત ટકા છે, અજમેરમાં દસ, પંજાબના ઘણા ખરા ભાગમાં ૭, દક્ષિણમાં ૭ કરતાં કાંઇક વધારે, અને ગુજરાતમાં

---

× ૩. આર્ણુથ નોટનું મત્રો ૧, ૨૪૮; મુંબઈ સરકારનો પત્ર ૨૮૧ માર્ચ ૩૦ ૧૯૦૧.

× ૪ અમુક ગામની કે પ્રદેશની ઉપજ સાથે આખા ગામની ઉપજનો સંબંધ બતાવનાર તરીકે એ દર છે; બધા ખેતરોનો દર અવશ્ય તેનાથી જણાઇ આવતો નથી. જ્યાં વજે ભાગનો દર લેવાય છે ત્યાં તે જમીનના પ્રકાર પ્રમાણે ફરતો રહે છે. અકબરની જમાબંધીમાં એક તફાવત રહે છે. આખી બાદશાહીમાં એકંદર પેદાશનો સરખો ભાગ લેવાય તે ઇન્ડિયાના વજે ભાગના માહિતગારને ગળે ઉતરે એવું નથી.

૨૦ ટકા જેટલો છે. મદ્રાસને વાસ્તે થોડી મુદત પહેલાં ગણતરી કરવામાં આવી હતી. તે ઉપરથી માલૂમ પડે છે કે એ ઇલાકાના (મલબાર અને દક્ષિણ તરફના કિનારા સિવાયની) જમીનની પેદાશ અને રૈયતવારી પરગણાંઓના પાણીના દર એકંદર પેદાશના ૧૦ ટકા ઉપર આવીને ઉભા રહે છે. આ આંકડામાં કાંઇક ભૂલ થાય માટે માર્ગ રાખતાં પણ તે તો સ્પષ્ટ છે કે બ્રિટિશ રાજના જમાના પહેલાંના રિવાજ કરતાં હાલમાં બ્રિટિશ ઇન્ડિયન સરકાર એકંદર પેદાશનો ઘણો થોડો ભાગ લે છે.

**ચોખ્ખી પેદાશ કિંવા ચોખ્ખી કિંમત ઉપર કરેલ વસુલાત.**

તોપણ માત્ર આંકડાઓની હકીકતો માટેજ હાલની જમીનની પેદાશનો આંકડો એકંદર પેદાશના આંકડામાં બતાવવામાં આવે છે, એકંદર પેદાશના એક સરખા અંશે જમીનનું મ્હેસૂલ નક્કી કરવાના કામની (પાછળ રહેલા પ્રદેશો સિવાય) અન્યાય ભરી રીત અર્થશાસ્ત્રીઓએ જાણી લીધી છે. એ ધોરણથી વસૂલાત નક્કી કરવાની પરિપાટિ હાલમાં યૂરોપખંડનાં ઘણાંખરાં સુધરેલાં રાજ્યોની માફક બ્રિટિશ ઇન્ડિયામાંથી પણ નિકળી ગઈ છે. મુંબઈમાં પેદાશને સંબંધે મ્હેસૂલ નક્કી કરવામાં આવતું નથી. તે સિવાય આખા ઇન્ડિયામાં એકંદર પેદાશ ઉપરથી નહિ, પરંતુ ચોખ્ખી પેદાશ ઉપરથી તે નક્કી કરવામાં આવે છે. "ચોખ્ખી પેદાશ" કિંવા "ચોખ્ખી કિંમત" એ શબ્દો વસૂલાત નક્કી કરવાને સંબંધે યોજવામાં આવે છે. તેનો અર્થ ઇન્ડિયાના જુદા જુદા ભાગોમાં જુદો જુદો થાય છે તે વાત સાચી છે.* ઉત્તર તરફના ઇન્ડિયામાં અને મધ્ય પ્રાન્તોમાં ગણોત આવતું હોય તો તે ગણોતનું સ્વરૂપ ગણાય છે; કિંવા એકંદર પેદાશનો તે ભાગ કે જે જો જમીનને ભાડે દેવામાં આવે તો જમીનદારને મળે. તેથી કરીને એ પ્રાન્તોમાં તે ખરા કિંવા માની લીધેલા

× ૧, તે કમિશનના રીપોર્ટના બીજા ભાગનું પૃષ્ટ ૧૧૨.

* "ચોખ્ખી પેદાશ" એ શબ્દો સાધારણ રીતે રૈયતવારી ધોરણમાં વપરાય છે, અને "ચોખ્ખી કિંમત" એ શબ્દો જમીનદારી ધોરણવાળા પ્રાન્તોમાં વપરાય છે.

ગણોત જેટલું છે. મદ્રાસ અને નીચેના બ્રહ્મદેશમાં સરકાર ખેડૂત સાથે સીધી રાજસત્તા ચલાવે છે, ત્યાંતો તેથી ઉલટું, ચોખ્ખી પેદાશ એ એકંદર પેદાશ અને પાક નિપજાવવામાં અને તેનો નિકાલ કરવામાં થયેલ ખર્ચના બહોલા અડસટ્ટાનો તફાવત છે. માટે સામાન્ય રીતે કહેતાં "ચોખ્ખી કિંમત" મદ્રાસ અને બ્રહ્મદેશમાં તો પેદાશનો વધારે મોટો ભાગ છે. ત્યાં ઉત્તર ઇન્ડિયાની માફક ખેતી કરનાર ધણી અને સરકારની દરમિયાન કોઈ ત્રીજા સખ્સો વચ્ચે રાખવામાં આવતા નથી. પ્રથમ કહેલા બે પ્રાન્તોમાં ખેતી એજ "કિંમત," અને બીજામાં ધણીપણું એજ "કિંમત" એમ ગણાય છે.× પરંતુ ઠેઠ સુધી ધોરણ તો એમ છે કે મ્હેસૂલનો આધાર ખરી હકીકત કિંવા એકંદર પેદાશ ઉપર નહિ, પણ આપનારને જમીનની ઉપજતી ચોખ્ખી પેદાશ ઉપર રહેવો જોઇએ. આ ચોખ્ખી પેદાશના ચોકસ નક્કી કરવા ઉપર જ આંકડા માટે નક્કી થતી વસૂલાતનો ખરો મુદ્દો રહેલ છે. માટે વસૂલાતી ધોરણ નક્કી કરવાનો આધાર વધારે મોટા પ્રાન્તોમાં ચોખ્ખી પેદાશ ઉપર આધારભૂત હોવાને લીધે તેની ધોરણ સંબંધી પરિપાર્ટિઓનું સંક્ષિપ્ત બયાન કરવાનું સલાહ ભર્યું ધારવામાં આવ્યું છે.

જોડીઆ પ્રાન્તોમાં લક્ષ્યબિંદુ એ છે કે વસૂલાત નક્કી કરવાની જમીનની ગણોત ભાડાની કિંમત મુકરર કરવી. આગ્રા પ્રાન્તમાં (આઉધમાં પણ એજ રીતનું ધોરણ ચાલે

**ચોખ્ખી પેદાશ**

---

× પારિભાષિક રીતે બોલતાં જમીનનું મ્હેસૂલ નકકી કરવાના ત્રણ આધાર છે, એટલે વેચાણ કિંમત, ગણોત કિંમત, અને ચોખ્ખી પેદાશની કિંમત. પહેલું ધોરણ સામાન્ય રીતે અમેરિકામાં ચાલે છે એમ મનાય છે, બીજું ઈંગ્લાન્ડમાં અને ત્રીજું યુરોપખંડ ઉપર. બીજું અને ત્રીજું ધોરણ આ પ્રમાણે પારિભાષિક રીતે જોતાં ભિન્ન ભિન્ન છે, પરંતુ ઇન્ડિયાની યોજના સંબંધે તેમને એકજ ધોરણનાં જુદાં જુદાં રૂપો સમજવાનું સગવડતાવાળું છે, કારણ ખાસ કરીને એ છે કે જ્યારે ગણોત વજે ભાગના રૂપમાં લેવામાં આવે ત્યારે બન્નેને કેટલેક દરજ્જે વસ્તુતઃ સાથે જોડી દેવાં જોઇએ.

**કિંવા કિંમતની ગણતરી, જોડીઆ પ્રાન્તો.**

છે ) ખેડૂતની જમીનના રોકડ ગણોતની નોંધ રાખવામાં આવે છે. એ પ્રમાણે નોંધાયેલાં ગણોત જો તપાસ કરતાં અસ્થિર, ઘણાંજ અયોગ્ય, કિંવા કપટ ભર્યાં ન લાગે, તો તે એવી જમીનનું મ્હેસૂલ ઠરાવવા માટે પાયારૂપ ગણાય છે. નોંધાયેલાં ગણોતની કસોટી માટે જે જમીનના વિસ્તારની જમાબંધી બાંધવી હોય, તેના વિભાગ કરવામાં આવે છે, અને દરેક વિભાગની જમીનની વર્ગવારી કરવામાં આવે છે. દરેક વર્ગની જમીન વાસ્તે નોંધાયેલા ગણોતનો બોજો ( કપટ ભર્યાં, અયોગ્ય, હકદાર, નામનાં, કલ્પિત, અને બીજાં અનિયમિત ગણોત કાઢી નાખીને ) મુકરર કરવામાં આવે છે, અને બહુધા પ્રકારે અમલમાં હોય તેનાં અંગીકૃત થયેલ દરેક વર્ગની જમીનના ગણોતના દર સાથે સરખાવવામાં આવે છે. એ સરખામણીનાં પરિણામોની કસોટી માટે વસ્તી, મોલ, ખેતરોના વિસ્તાર, વગેરેના આંકડાની હકીકતો તપાસવામાં આવે છે; અને છેવટે ગણોતના દરનું ધોરણ તૈયાર કરવામાં આવે છે. થોડા ઘણા ફારફેર કરીને રોકડ ગણોત ન આપવી હોય તેવી જમીન વાસ્તે કિંમત કરવા એ ધોરણના દરનો ઉપયોગ થાય છે; એટલે કે એ જમીન ગણોત બદલ આપવામાં આવે તો એ જમીન કેટલું ગણોત કમાઇ શકે તે મુકરર થાય છે. ગણોતવાળી અને ગણોત વગરની જમીનની ગણોતી કિંમત ભેગી કરતાં જે આંકડો આવે તે ચોખ્ખી "કિંમત" છે, અને તે પ્રમાણે મ્હેસૂલ લેવાય છે.

મધ્ય પ્રાન્તોમાં પણ ખરેખરાં રોકડ ગણોતોને ચોખ્ખી "કિંમત" તરીકે સ્વીકારાય છે; પરંતુ વસૂલાતનો આંકડો નક્કી

**ચોખ્ખી પેદાશ કિંવા ચોખ્ખી કિંમત; મધ્ય પ્રાન્તો.**

કરતી વખત સરકાર સામાન્ય રીતે ગણોત ફરીને મુકરર કરે છે, તેથી યોગ્ય રોકડ-ગણોત નક્કી કરવાનો સવાલ ઉભો થાય છે. આ કામ પરિપૂર્ણ કરવા માટે જુદા જુદા વર્ગની જમીનની મુકાબલે કિંમત નક્કી કરવી પડે છે. તેનું પરિણામ સામાન્ય એકમ,

જેને "જમીનનું એકમ" કહે છે તેના રૂપમાં નોંધી લેવામાં આવે છે. ત્યાર બાદ દરેક ગામમાં આ એકમના ઉપર ઠરાવેલ ગણોતનો બોજો બીજા ગામના બોજાની સાથે સરખાવી તપાસવામાં આવે છે. વીતેલા વખતમાં વધારા કર્યા હોય, અને ભાવ ચડી ગયા હોય તેનો પણ તપાસ કરવામાં આવે છે. આ બધી ગણુનાઓ ઉપર ગામોના દરેક જથ્થા માટે ધોરણુના એકમનો આધાર રહે છે. ત્યાર બાદ સ્થાનિક હકીકતો પ્રમાણે દરેક ગામને વાસ્તે એકમમાં ફારફેર કરે છે, અને જ્યારે ગામના દરેક ખેતરના જુદા જુદા ક્ષેત્રફળોને ગામનું એકમ લાગુ કરવામાં આવે છે, ત્યારે તેનું પરિણામ આવે તે દરેક ખેતર તથા બધાં ખેતરોનું ધોરણુ મુજબ ગણોત છે (એમ સમજવું); અને તેટલું જ ગણોત વ્યાજબી રીતે માગી શકાય. ચાલતા ગણોત અને બીજી ખાસ હકીકતોને લઇને જરૂર પડે તે ખેતરો માટે તેમાં ફારફેર કરવામાં આવે છે. ખરેખર રીતે મુકરર કરેલાં ગણોતોનો સરવાળો કાયદા પ્રમાણે જમીનદાર માગવાને હક્કદાર છે તે રકમ જેટલો થાય છે. તેજ વસૂલાત નક્કી કરવાના કામ માટે સ્વીકૃત થયેલ "કિંમત" છે.

**પંજાબ.** પંજાબમાં રોકડ-ગણોતના વ્યાજબી નમુના સામાન્ય નથી, અને ત્યાં જમીનનો અર્ધો વિસ્તાર માત્ર ખેડૂતોના હાથમાં છે. ત્યાં જમીનની કિંમતની ગણુતરી વધારે મુસ્કેલ છે. જેની વસૂલાત નક્કી કરવી હોય તે ક્ષેત્રફળના વિભાગો કરવામાં આવે છે, અને દરેક વિભાગની ખેતીના વર્ગો કરવામાં આવે છે. તે વર્ગો જમીનના પ્રકાર પ્રમાણે, કિંવા પાણી કામના પ્રકાર પ્રમાણે, કિંવા બન્ને પ્રમાણે કરે છે. દરેક વર્ગમાં ઉભેલા પાકનું ક્ષેત્રફળ માપી નક્કી કરે છે, તે ઉપરથી પેદાશ કેટલી થશે તેનો સરાસરી દર કાઢે છે, અને અમુક સરાસરી સ્વીકૃત થયેલા ભાવને લાગુ કરીને પરિણામની કિંમતની ગણુતરી કરે છે. આ પ્રમાણે આવેલો આંકડો એ એકંદર પેદાશની કિંમત છે. આમાંથી (યાને કિંમત કર્યા પહેલાની પેદાશમાંથી) લીલા ચારા, ગામના વસવાયાને આપેલ રકમો વગેરે, જે અનાજના ગંજમાંથી વસ્તુતઃ બાદ કર-

વામાં આવે છે, તે બાદ થાય છે. નોંધાયેલા અનાજના ગણોદના સરાસરી દરના ટકા તે બાકીને લાગુ કરવામાં આવે છે. આ પ્રમાણે જે આંકડો આવે છે તે ચોખ્ખી કિંમત ગણાય છે; પરંતુ તેને અમુક બારીક કસોટીઓથી મેળવી લેવામાં આવે છે.

**મદ્રાસ.** મદ્રાસમાં જે રીત લાગુ કરવામાં આવે છે તે પંજાબની રીતને મળતી આવે છે; માત્ર પેટા વિગતોની બાબતમાંજ તે જુદી છે. જમીનના સંભાળપૂર્વક વર્ગો કરવામાં આવે છે, અને પછી તેના જથ્થા બાંધવામાં આવે છે. દરેક વર્ગ તથા પેટા વર્ગ માટે, મુખ્ય ખોરાકી અનાજના દર એકરે નિયમિત કરેલ એકંદર પેદાશ જેટલી અનાજની કિંમત ગણવામાં આવે છે; અને આગલા વીશ વર્ષના સરાસરી ભાવથી કાંઈક કમતી દરથી એકંદર પેદાશની રકમ કાઢવામાં આવે છે. આ આંકડામાંથી વેપારીના નફા અને બજારના અંતર માટે ૧૦ થી ૨૭ ટકા સુધી બાદ કરવામાં આવે છે. ત્યારપછી વળી મોસમના ફેરફાર અને હલકી જમીનના કારણસર ૬½ થી ૨૫ ટકા સુધી બાદ કરવામાં આવે છે. આ પ્રમાણે કમતી થયેલ આંકડામાંથી જમીનના દરેક પ્રકાર માટે ઠરાવેલ ખેતીના ખર્ચનો અડસટ્ટો કાઢી નાખવામાં આવે છે. મતલબ કે ઢોર, ખેતીનાં ઓજાર, બીજ, મજુરના રોજના રોજના પૈસા, રોપાને ફેરવવાનું અને ખાતરનું ખર્ચ બાદ થાય છે. આ બધું બાદ કરતાં બાકી રહે તે ચોખ્ખી પેદાશ કહેવાય છે. વળી ગામના દરજ્જા અને પાણીકામનાં સાધનો-મુકાબલે ઉતરતી રીતનાં હોય, તો તે માટે પણ ઘટાડો કરવામાં આવે છે.

**નીચેના બ્રહ્મદેશ.** નીચેના બ્રહ્મદેશમાં ચાલતું ધોરણ મદ્રાસના જેવું, પરંતુ વધારે સાદું છે. એકજ પ્રકારનાં જે પરગણાં હોય તેની વર્ગવારી કરવામાં આવે છે, તેમજ જમીનની પણ કરવામાં આવે છે, પાક નક્કી કરીને તેના પરિણામને અનાજના સ્થાનિક ભાવ લાગુ કરે છે. તેથી જમીનના દરેક પ્રકાર

ઉપરની દર એકરે એકંદર પેદાશની કિંમત નિકળી આવે છે. બળદ (ઢોર) નું ભાડું, બીજની કિંમત, ખેતીના ઓજાર અને ખળાના સામાનને લાગેલો ઘસારો, અને ખેડૂત તથા તેના કુટુંબની મહેનત ઉપરાંત કામે લગાડેલા મજુરોની મજુરીના પૈસા સહિત ખેતીખર્ચની સરાસરી તેમાંથી બાદ કરવામાં આવે છે.

**પરિણામો માત્ર અંદાજી છે.**

આ ટૂંકા ફકરાઓ ઉપરથી જણાઇ આવશે કે ચોખ્ખી "કિંમત" ની ગણતરી, કિંવા ચોખ્ખી પેદાશની ગણતરીનો આધાર કેટલેક દરજ્જે માગી લીધેલી સંભાવના ઉપર છે. (જમીનની કિંમતની બાબત હમેશાં તેવીજ રહેવી જોઇએ). જોડીઆ પ્રાન્તોમાં સર્વથી ઓછી અચોકસાઇ છે. કેમકે ત્યાં નોંધાયેલ રોકડ-ગણોતના ઉપર વધારે આધાર રાખવામાં આવે છે. પરંતુ જ્યાં અનાજનો વજે-ભાગ લેવામાં આવે છે, ત્યાં પાક અને પેદાશની કિંમતને સંબંધે ગણતરીમાં કેટલીક બીનાને માની લેવી પડે છે, અને તેમાં હમેશાં ભૂલ રહેવી જોઇએ. મદ્રાસ અને નીચલા બ્રહ્મદેશ જેવા પ્રાન્તોમાં, જ્યાં ધોરણ તરીકે ગણવાને વાસ્તે ગણોતની સંખ્યા કમતી છે, ત્યાં ખેતીના ખર્ચને લીધે કમતીપણું કરવાના રૂપમાંથી બીજી બનવા જોગ ભૂલનું મૂલ દાખલ થાય છે.

આ અનિશ્ચિતતાઓ અનિવાર્ય છે એ વાતનો સ્વીકાર થયો છે. અને જમીનનું મ્હેસૂલ નક્કી કરવાનું કામ કોઇ સ્થળે ચોકસ વિધા થયાનો દાવો રાખતું નથી. પરંતુ સહિસલામત બાજુએ રહેવા માટે અર્ધા સૈકા થયા જુદા જુદા અડસટ્ટા કાઢવામાં ઘણી સંભાળ રખાતી આવી છે; અને વસૂલાતી ધોરણની આધારરૂપ ગણતરીઓનું ચાલતું વલણ ઘણીજ નરમાશવાળું છે, બલ્કે ચોખ્ખા આંકડાઓની હકીકતો બાબતમાં તો તે હદ ઉપરાંત નરમાશવાળું છે.

આગળ કહી ગયા તે પ્રમાણે ઇન્ડિયાના રાજ્યે જાહેર ઉપયોગ માટે જમીનની પેદાશનો ભાગ લેવાનો

**આગળના જમાનામાં લેવાતો ચોખ્ખી પેદાશ કિંવા ચોખ્ખી કીંમતનો ભાગ.**

સનાતન હક્ક રાખ્યો છે. જ્યારે દેશી રાજા એકંદર પેદાશનો ભાગ લેતો ત્યારે ઘણું કરીને એમ માલૂમ પડશે કે જમીન, ખેતીની સ્થિતિ અને રીતિ, તેમજ બીજી વિચારની બાબતોના પ્રમાણમાં તે ભાગ ઉઘરાવાતો હતો. એ પ્રમાણે હોવાથી પેદાશનું ખર્ચ રાજ તરફથી લેવાતા જુદા જુદા ભાગ નક્કી કરવામાં એક અગત્યનું અંગ હતું. આ ભાગોને એકંદર પેદાશના આંકડામાં બતાવવામાં આવતા હતા, પણ ચોખ્ખી પેદાશના એક સરખા ભાગના જેટલા તે વારંવાર ઠીક રીતે દેખાઈ આવતા હતા. અમુક વખતે અને સ્થળે ચોખ્ખી પેદાશનો કેટલો ભાગ રેવેન્યુમાં જતો તેનો ઘણો ખરો આધાર રાજકર્ત્તાની જરૂરયાતો ઉપર રહેતો હતો; અને તે બાબત કાંઈ પણ આંકડા સંબંધી હકીકતો મળી આવતી નથી. મુસલમાની કાનુનના એક વિદ્વાનની એક કહેવત કહેવાય છે. તે એ છે કે "જે સખ્સ જમીન ખેડે છે તેને, તથા તેના કુટુંબ માટે આવતી મોસમ આવતાં સુધી ભરણપોષણ સારૂ જોઇએ તેટલું રાખવામાં આવવું જોઇએ. એટલું તો અવશ્ય રાખવુંજ જોઇએ; જે બાકી રહે તે જમીનનું મ્હેસૂલ ગણવું, અને તે દરબારી ખજાનામાં જવું જોઇએ." ×[1] બીજા શબ્દોમાં કહીએ તો મોગલ જમાનાની વસુલાત કલ્પિત રીતે તો સઘળું આર્થિક ગણોત ચુસ્સી લેતી એમ કબૂલ થયેલું છે, અને બ્રિટિશોએ મુલ્કો ખાલસા કર્યા તે પહેલાં તો ખરેખર રીતે વસ્તુતઃ ઘણા પ્રકારે આ રીત પ્રચલિત હતી ×[1]. ઇન્ડિયાની મિલ્કતના ઉદ્ભવનો

---

×૧ બેગમ શમરૂના પરગણાંઓના બંદોબસ્ત વિષેનો રિપોર્ટ, ૧૮૪૦. વાયવ્ય તરફના પ્રાન્તોનું રેવેન્યુ રિપોર્ટર, ભાગ ૨, ૧૮૭૪.

×૧ દ્રષ્ટાન્ત તરીકે જુઓ હોલ્ટ માકેનઝીનો રેવેન્યુ રિપોર્ટ, જુલાઇ ૧૮૧૯, પારા ૩૧૭,૩૪૮ (વાયવ્ય તરફના પ્રાન્તોના રેવન્યુ દફતરોના ફકરા ૧૮૧૮-૧૮૨૦

ઇતિહાસ બતાવે છે કે બ્રિટિશ રાજના જમાના પહેલાના તાત્કાલિન વખતમાં ખેડૂત અને સરકારની વચ્ચેના મધ્યસ્થને જમેબંધી એકઠી કરવા ઉપરાંત ચોખ્ખી "કિંમત" નો કાંઈ પણ વધારે ભાગ તેના હાથમાં રહેવા દેવામાં ભાગ્યેજ આવતો હતો. દેશી વસૂલાતી રીત પ્રમાણે, અને તેના ઉપર આધારભૂત થયેલ આગલા જમાનાથી બ્રિટિશ વસૂલાતી રીત પ્રમાણે જમીન વાસ્તે બજારમાં થોડી, કિંવા કાંઈ પણ કિંમત ઉપજતી ન હતી. વેચાણ તથા ગીરો ઘણાં કવચિતજ થતાં; અને જુદા જુદા પ્રકારના મધ્યસ્થો અને ખરેખરા ખેડૂતો પણ ઘણીવાર રેવેન્યુ આપવાની જવાબદારી કબૂલ કરવાને બદલે જમીન ઉપરના પોતાના હક્કો મૂકી દેતા હતા. ૧૭૯૩ માં બંગાળાની આગલી રીતિ માટે સરકારે એવું જાહેર કર્યું કે "જમાબંધી એકઠી કરવાનું ખર્ચ બાદ કર્યા પછી બહુધા પ્રકારે દસ-અગિઆરાંશ સરકારનો હક્ક ગણાય, અને બાકી વધે તે ખેડૂતનો ભાગ ગણાય." તે સાલમાં બંગાળાનું જાથુકનું વસૂલાતી ધોરણ બાંધવામાં આવ્યું તેનો દેખીતી રીતે આજ પાયો હતો.

બંગાળાનું વસૂલાતી ધોરણ બદલાયા વગરનું રહ્યું છે. ત્યાંનો દર ગણોત સાથે સરખાવતાં ઉતરી ગયો છે. તેનું કારણ એ છે કે ભાવ ચડયા, અને દેશ અધિક ખીલવણીમાં આવ્યો. ૯૦ ટકાની ઉપર તે હતો તેને બદલે ૨૫ ટકાથી કાંઈક કમતી થયેલ છે. બીજા પ્રાન્તોમાં, જ્યાં વસૂલાતી ધોરણને મુદતે મુદતે ફરીને કરવામાં આવે છે, ત્યાં સરકારની પરિપાટિ એવી છે કે ચોખ્ખી "કિંમત" સાથે વસૂલાતનું જે પ્રમાણ છે તેને ધીમે ધીમે કમતી કરવું. તેનો વધારે સારો દ્રષ્ટાન્ત આગ્રાના પ્રાન્ત કરતાં બીજે કોઇ ઠેકાણે મળી આવે તેમ નથી. ત્યાં ગયા સૈકાની જુદી જુદી મુદતે વસૂલાતી ધોરણ રહેલાં તે નીચે પ્રમાણે છેઃ—

---

પૃષ્ટો ૭૫ અને ૮૦), જેમ્સમિલનો પુરાવો (સદરમાં ઉતારેલો ૧૮૨૨-૩૩. પૃષ્ટ ૩૯૧) મનોનો અભિપ્રાય, ડીસેંબર ૩૧,૧૮૨૪ (આર્બુથ નોટનું ગ્રન્થો, ૧, પૃ. ૨૪૭. મુકાબીલ-પાંચમો રિપોર્ટ, ૧૮૧૨, પૃ. ૧૮ (મદ્રાસ આવૃત્તિ).

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૮૮૧ માં | ચોખ્ખી | કિંમતના | સેંકડે | ૯૦ | ટકા. |
| ૧૮૨૨ માં | ” | ” | ” | ૮૦ | ” |
| ૧૮૩૨ માં | ” | ” | ” | ૭૨½ | ” |
| ૧૮૪૯ માં | ” | ” | ” | ૬૬⅔ | ” |
| ૧૮૫૫ માં | ” | ” | ” | ૫૦ | ” |

૧૮૮૫ માં “ ચોખ્ખી કિંમત ” ની વ્યાખ્યા બદલાવીને વધારે ઘટાડો કરવામાં આવ્યો હતો. આવતા બંદોબસ્તમાં જમીનના માલેકોને મળે તે સરાસરી વાર્ષિક “ કિંમત ” નું એ સ્વરૂપ છે એમ પ્રથમ ગણવામાં આવતું હતું, પરંતુ ૧૮૮૫ થી જમાબંધી કરવાના વખતની તે ખરી “કિંમત” માંજ અંકુશિત થયેલ છે. હાલના કાયદાની અસર હજી વધારે ઘટાડો કરવા તરફ છે. કેમકે વધારો અટકાવીને તે સરકારની વસૂલાતમાં ગણાત એવી વધારેની આવકનો ભાગ તેથી કરીને ખેડુતના હાથમાં રહે છે. સરકાર દાવો સખતી પ્રમાણુની ધીમી ઘટનો બીજો પ્રસિદ્ધ દૃષ્ટાન્ત ઓરિસા તરફથી મળી આવે છે. ૧૮૨૨માં ત્યાંનું ધોરણ ‘કિંમત” ના ૬૨ સેંકડે ટકા, ૮૩'૩ જેટલું હતું. ૧૮૩૩માં તેને કમતી કરી ૭૦–૭૫ ટકાનું કરવામાં આવ્યું; અને ૧૮૪૦માં ૬૫ ટકા થયું. તે સાથે ૬૦ સુધી કમી કરવાની પરવાનગી મળી. પરંતુ હાલમાં કરેલ ફરી બંદોબસ્ત પ્રમાણે તેને ૫૪ ટકા સુધી નીચે ઉતારી નાખવામાં આવેલ છે.

**ચોખ્ખી પેદાશ કિંવા ચોખ્ખી “કિંમત”નો હાલમાં લેવાતો ભાગ.**

અર્થ શાસ્ત્રીઓએ સ્વીકાર કરવો જોઇએ કે આવી બાબતમાં ગમે તેવાં અંકગણિત શાસ્ત્રનાં ધોરણો દિગ્દર્શન માટે સ્વીકારવામાં આવે, તોપણ યથાર્થ ગણિત શાસ્ત્રના અંશે વસુલાતી કિંમતને ખરેખરા અમલમાં લાવવી એ અશક્ય છે. અને સરકારે મ્હેસૂલની હદ તરીકે “કિંમત”નો ચોક્કસ ભાગ નક્કી કરતા સારૂ પોતાના ઉપર કોઇ પ્રકારે કાયદાનું બંધન નાખેલ નથી, તોપણ

પોતાના વસૂલાતી અમલદારો તરફ ફરમાન કરવાની સાથે તેણે અમુક અડસટ્ટાનાં ધોરણો મુકરર કર્યા છે; અને પ્રચલિત રીતે તે ધોરણોથી કેટલેક દરજ્જે જુદા પાડવા માટે છૂટ રાખી છે. જોડીઆ પ્રાન્તોમાં નિયમિત ધોરણ ૫૦ ટકાનું છે. પરંતુ વ્યાજબી કારણ હોય ત્યારે તેમાં ફેરફાર કરવાની પરવાનગી અપાય છે. ૫૫ ટકા ઉપરાંત અને ૪૫ ટકાથી કમતી માટે ખાસ મંજૂરીની જરૂર રાખી છે. આગ્રાના પ્રાન્તમાં ખરેખરા ભાગની સરાસરી ૫૦ ટકાથી ઓછી છે. આઉધમાં તે ૪૧ ટકાથી ઓછી છે. મધ્ય પ્રાન્તો બ્રિટિશ રાજ તળે થોડી મુદ્દત થયાં છે, તેમાં તે ૫૦થી ૬૦ ટકાના મુકરર થયેલ ધોરણ પ્રમાણે લેવાય છે. આ નવીન નક્કી કરેલી ચોખ્ખી "કિંમત"ના પ્રમાણ કરતાં ચાલતી રેવેન્યુ વધી ગઇ હોય અને વગર મુશ્કેલીએ આપી દેવામાં આવી હોય, ત્યારેજ ૬૫ ટકા સુધી વસૂલાત મુકરર કરવા દેવામાં આવે છે. જે પરગણાંઓમાં હાલમાંજ બંદોબસ્ત કરવામાં આવેલો છે ત્યાં લેવાતા સરાસરી ટકા ૪૭ થી ૫૯ સુધી ફરતા રહે છે. પંજાબમાં ૫૦ ટકાને ઘણામાં ઘણા ગણવામાં આવે છે. અને ઘણાંખરાં પરગણાંઓમાં આના કરતાં પણ કમતી વસૂલાત છે. મદ્રાસમાં પણ મુકરર કરેલ મોટામાં મોટો આંકડો ૫૦ ટકાનો છે, અને ચોખ્ખી પેદાશ ઉપર લેવાતા ખરેખરા દર બંદોબસ્તના કામ માટે રૈયતના લાભમાં ઘણાંજ ઘટાડી નાખવામાં આવ્યા હતા. તે પણ આ આંકડાથી કમતી છે. વળી નીચેના બ્રહ્મદેશમાં ૫૦ ટકા એ નામનોજ વધુમાં વધુ આંકડો છે; પરંતુ હાલને વાસ્તે ૨૫ ટકાના કામ ચલાઉ ધોરણનો સ્વીકાર થયેલો છે. માટે સમગ્ર ઈન્ડિયાને વાસ્તે તો એવી સામાન્યોક્તિ વાજબી છે કે જાહેર ઉપયોગને માટે સરકારે લેવાની ગણેલી ચોખ્ખી કિંમત, કિંવા પેદાશના ભાગનું ધોરણ લગભગ અર્ધો અર્ધ છે. પરંતુ ઉપર લખેલા દાખલાઓથી જણાશે કે ચોખ્ખી પેદાશની ગણતરી ફક્ત મધ્યમ પ્રકારનીજ નથી પરંતુ લેવાતો

ભાગ ખરેખર અર્ધો અર્ધ કરતાં વધારેને બદલે ઘણી વખત તેથી ઓછો છે.×[1].

છેવટના થોડા પરિચ્છેદોમાં ઇન્ડિયાના વસૂલાતી ધોરણના પાયારૂપ આંકડાની કેટલીક તપસીલોનું વર્ણન આપવામાં આવેલ છે. કેમકે એજ પાયા ઉપર મુખ્યત્વે કરીને ઉપરી અમલદારો વસૂલાત કરનાર અમલદારોની દરખાસ્તોને તપાસે છે; અને એક દેશની વસૂલાત સાથે બીજા દેશની વસૂલાત વચ્ચેનો મુકાબલો કરવાનો વ્યાજબી આધાર પણ તેજ છે. તોપણ ચોખ્ખા પાયારૂપ આંકડા ઉપર ગણાયેલા ચોખ્ખી પેદાશના ધોરણ રૂપ ભાગ જેટલી વસૂલાત ભરનાર દરેક સખ્સ પાસેથી તે માગવામાં આવે છે એમ ધારવું ભૂલ ભરેલું ગણાશે. ચોખ્ખી "કિંમત"ની આંકડા-ગણતરી પ્રમાણે આવેલા દર જેવા હોય તેવા હમેશા લાગુ કરવામાં આવતા નથી. દ્રષ્ટાન્ત તરીકે વસૂલાતના ધોરણનો લાંબો ટકાવ ચાલતી રેવેન્યુ સાથે સરખામણી કરીને બહુધા પ્રકારે નિભાવવાનો છે. ઇન્ડિયામાં જમીનની વેચાણ કિંમતનો સ્વીકાર થતો નથી. અન્ય દેશોની માફક તેને જમીનના કરનો પાયો ગણવામાં આવતી નથી. તોપણ તે અધિક કસોટી માટે ઉપયોગી છે. જે પ્રાન્તોમાં ચોખ્ખી "કિંમત" તરીકે સ્વીકાર થવા માટે ગણોતો ખુદ પુરતી રીતે સામાન્ય નથી હોતાં, ત્યાં ગણેલી કિંમત સાથે સરખાવવા માટે ચાલતાં ગણોતનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે. બીજી વિચારની બાબતો પણ ધ્યાનમાં લેવામાં આવે છે, જેવી કે ખેતરનો વિસ્તાર, સામાન્ય લોકસ્થિતિ, વસ્તીમાંનો વધારો કે ઘટાડો, આગળ મ્હેસૂલ વસૂલ કરતાં પડેલી સગવડ કિંવા મુશ્કેલ, વગેરે. આ અને એવા બીજા વિચારો ઉપરથી ચોખ્ખી "કિંમત" કરતાં

**વસૂલાત ઉઘરાવવાનાં ખરેખરાં કામો આ ધોરણને સખ્ત રીતે અનુસરતાં નથી.**

---

×[1] આગળ વર્ણવેલ ગોઠવણની રૂએ આમાં વળી ખરાબ વરસો આવે ત્યારે પૂરેપૂરી, કિંવા થોડીઘણી છૂટ પણ આપી શકાય છે.

સામાન્ય રીતે ઉતરતા, કિંવા તેમાંથી નિકળતા, કિંવા તદન જુદાજ દર જુદી જુદી જમીન અને વસૂલાતી ભાગને લાગુ કરવા, ઠરાવવામાં આવે છે.

નીચેના બ્રહ્મદેશ જેવા પ્રાન્તોમાં જમીન ઠીક ઠીક રીતે એક સરખી છે, અને વસૂલાત વસ્તુતઃ ફરતી રહે છે. ત્યાં હોય તેવાજ દરોને લાગુ કરવામાં આવે છે; પરંતુ ઉત્તર તરફના ઇન્ડિયામાં જમીનદારી પ્રાન્તો છે, તેમાં બીજી સાવચેતીઓ રાખવામા આવે છે. એક પ્રદેશ કિંવા જાગીરોના થોક માટે દર મંજૂર કરવામાં આવે છે, તેથી તે પ્રદેશ, કિંવા થોક માટે અમુક મ્હેસૂલ પેદા કરવાનું બને છે. જાગીરો ઉપર રકમની વહેંચણી કરવામાં વસૂલાતી અમલદાર, સખ્ત દર પ્રમાણે દરેક જાગીર જે આંકડો આપી શકે તેની હદ બહાર કિંવા તેની હદની અંદર જવા, મુખત્યાર છે. વાસ્તવિક રીતે જોતાં ટોમસમેનના કહેવા પ્રમાણે " વસૂલાત નક્કી કરવાનું કામ અંકગણિતની ગણતરી પ્રમાણે કરવાનું નથી, પણ વિવેક બુદ્ધિ અને પરિપક્વ ડહાપણ પ્રમાણે કરવાનું છે." જ્યારે કોઇ ગામ કિંવા જાગીરની અંદરના ખેતરોની વસૂલાતની વહેંચણ કરવાની હોય છે, ત્યારે જુદા જુદા જમીનદારો ઉપર મતાંધદર લાગુ નહિ કરતાં તેઓનું રક્ષણ કરવામાં આવે છે. વસૂલાતની અંદર અંદરની વહેંચણી નિયમિત રીતે સરકાર ખાનગી ગોઠવણ કરી દઇને જમીનદારોના હાથમાં સોંપે છે. × [1] તેથી એક અગર બીજી

× ૧ ગેર-સમજૂતિ દૂર કરવા માટે અત્રે જણાવવું ઠિક છે કે ફ્રાન્સની માફક ઈન્ડિયાના કોઇ પણ પ્રાન્તમાં વિભાગ કરીને વસૂલાત ઉઘરાવતી નથી: એટલે કે એક પ્રાન્તની રેવેન્યુની ઉધડ રકમ નક્કી કરવાનો કિંવા સ્થાનિક કિંમત પ્રમાણે પરગણાં કે ગામો ઉપર મુદ્દતે મુદ્દતે તે વહેંચી દેવાનો ક્યાંય રીવાજ નથી. જમાબંધી લાંબી મુદત માટેની હોઇને ઉત્તર તરફના ઇન્ડિયામાં પ્રથમતઃ વસૂલાત ઉધડ રકમમાં નક્કી થાય છે અને તે જાગીરોના થોકને લાગુ કરવામાં આવે છે. ત્યાર પછી તેની વહેંચણી જાગીરો અને ખેતરો ઉપર કરી નાખવામાં આવે છે. તેથી જમીનદારી પ્રાન્તોમાં તો ફ્રેન્ચ લોકોના કહેવા પ્રમાણે તો "ફરી વહેંચણનું સ્થાપિત થવું" એ પ્રમાણે કર્યા જેવું થાય છે; પરંતુ

રીતે ધોરણના દર ખરેખરી રીતે લાગુ કરવામાં વસૂલાતી અમલદારની વિવેકબુદ્ધિ અને ડહાપણ, તેમજ સ્થાનિક વિચારની બાબતોને ઘણું મોટું મેદાન અપાય છે. ચોખ્ખી રીતે અંકગણિતના પાયાને તુચ્છતાથી વળગી રહી ઇન્ડિયાના કોઇ પણ ભાગમાં વસૂલાતી બોજો નાખવામાં આવે છે એમ ધારવું ભૂલ ભરેલું છે.

**મુંબઈમાં અમલમાં આવતું ખાસ વસૂલાતી ધોરણ.**

ચોખ્ખા પેદાશની આંકડાની ગણતરીના બદલામાં જે "સામાન્ય વિચાર' કહેવાય છે તેને વળગી રહેનારૂં ધોરણ, જો કે તે આગળ વર્ણવેલા મધ્ય પ્રાન્તોના ધોરણના પાયારૂપ છે, તથાપિ મુંબઈના વસૂલાતી ધોરણનું તે પ્રસિદ્ધ અને અગત્યનું લક્ષણ છે મુંબઇના ધોરણ અનુસાર પ્રથમતઃ બારીક સંભાળ ભર્યા જમીનના વર્ગો પાડી તૈયાર કરેલા જુદા જુદા સર્વે નંબરો કર્યા પછી તેના પરિણામો એક રૂપૈયાની આનીઓમાં બતાવવામાં આવ છે. ઘણુ કરીને સર્વથી શ્રેષ્ઠ જમીનને સોળઆની ગણે છે. પછી જે વિસ્તાર માટે જમાબંધી નક્કી કરવી હોય તેના કુદરતી અને આર્થિક ખાસિયતા પ્રમાણે સરખા પ્રકારના જથ્થા પાડે છે. તે દરેક જથ્થાને માટે સંભાળ-પૂર્વક તેની વસૂલાત બાબતનો આગલો ઇતિહાસ તપાસવામાં આવ છે. તેમાં જમીનની કિંમત, તે વેચવાની, ભાડે આપવાની અને ગીરોની કિંમત, મોસમના ફેરફાર, તેમજ આગલી વસૂલાતના બોજા-દર્શક, અને તે પ્રદેશની આર્થિક સ્થિતિદર્શક બીજી બધી લાગુ પડતી બાબતો આવે છે. વસૂલાત ફરી

---

તે કરનો ઉદ્દેશ એ છે કે દરેક એકમને (એટલે ઉત્તર તરફના ઇન્ડિયામાં જાગીર અને રૈયતવારી પ્રાન્તોમાં સર્વે નંબર કિંવા ખેતર) તેની કિંમતના અમુક પ્રમાણમાં વસૂલાત માટે નક્કી રકમ કરી આપવી. તેથી કરીને, જો કે સગવડતાની ખાતર જથ્થાઓ અગર પરગણાંઓ પ્રમાણે આધારભૂત બીનાઓ વિચારમાં લેવાય, તોપણ ઇન્ડિયાની જમીનની વસૂલાત દેખીતી રીતે દર પ્રમાણે કર આપનારી ગણાય. ફ્રેન્ચ ભાષામાં તેને "ઇમ્પો ડિ રિપાર્ટિશન" ની નહિ, પરંતુ ઇમ્પો ડિ ક્વોટાઇટ" ની સંજ્ઞા આપે છે.

કરવાનું કામ કરી સામાન્ય પરિણામ સંપાદિત કરવાનું નક્કી થાય છે; બાદ દર મુકરર કરવામાં આવે છે. વર્ગવારી પ્રમાણે દરેક ખેતરને તે લાગુ કરીએ તો તે પરિણામનો અંદાજો આવી રહેશે. વધારે લાભવાળા થોક્કો ઉપર વધારે મોટા દર મૂકવામાં આવે છે; અને કમતી લાભવાળા ઉપર કમતી મૂકવામાં આવે છે. મુકાબલાની કિંમત પ્રમાણે જુદાં જુદાં ખેતરોને વગર પરિશ્રમે એની મેળે દર લાગુ થઇ જવાથી દરેક ખેતર માટેનું જે વસૂલાતી પરિણામ થાય છે તે બંદોબસ્તની આવતી મુદતને વાસ્તે માગણીની રકમ ગણાય છે.

**રેવેન્યુ માગણીમાંથી બાદ કરવાની બાબતો.**

ચોખ્ખી "કિંમત" ને આધારે અગર બીજી રીતે જે રેવેન્યુ ઉઘરાવવા યોગ્ય હોય તેમાંથી ઇન્ડિયાના ઘણાખરા ભાગમાં અમુક બાબતો બાદ કરવામાં આવે છે. તેમાં જે અગત્યની છે તેની અત્રે નોંધ લઇએ છીએ. (૧) એકદમ વધારો થતો અટકાવવા માટે બાદ કરવાની બાબત, (૨) ખાનગી સુધારણાના રક્ષણાર્થે બાદ કરવાની બાબત, અર્પણદ્વારા બાદ કરવાની બાબત. આ ત્રણ નામની એ બાબતો છે.

**(૧) એકદમ વધારો થતો અટકાવવા માટે બાદ કરવાની બાબત.**

હમેશાં વસૂલાતી બંદોબસ્ત લાંબી મુદત માટે થતો હોવાને લીધે નવી વસૂલાતો વધતાં જતાં સાધનો ધ્યાનમાં લઇ ગમે તેવી ચોકસ અને વ્યાજબી રીતે થતી હોય, તથાપિ એ તો અનિવાર્ય છે કે કેટલાકની બાબતમાં સરકારની માગણી વધારે પડતી થઇ જાય, અને તેને લીધે રેવેન્યુ આપનારના ભાગમાં એકદમ થઇ જાય. આ પ્રમાણે થતી સખ્તાઇનો હમેશાં સ્વીકાર થયેલો છે. તેને નરમ કરવા માટે કાંતો વધારે વસૂલાત લેવાની રકમ ઉપર હદ રાખીને, કિંવા ઘણા વર્ષો સુધી ઉત્તરોત્તર વધારો કરવાનું રાખીને, કિંવા એ બન્ને રીતે ઘણાખરા પ્રાન્તોમાં ગોઠવણ કરી છે. ઇન્ડિયા સરકાર તરફથી પ્રસિદ્ધ

થયેલા એક રાજપત્રમાં હાલની પરિસ્થિતિનું નીચે પ્રમાણે વર્ણન કરેલ છે×૧:—

ઘણા વીતેલા વખતથી ઉપરના ઇન્ડિયાના વસૂલાતી બંદોબસ્તની ખાશિયત તરીકે સ્વીકૃત થયેલી બિના એ છે કે ઘણાં વર્ષો લગી વસૂલાતને ધીમે ધીમે વધારવાનું રાખી એકદમ થતા વધારાને નરમાશ ભર્યો કરવામાં આવેલ છે; પરંતુ વસ્તુતઃ તેને હજુ સુધી ધોરણમાં લાવવામાં આવેલ નથી. ૧૮૯૫ માં ઇન્ડિયા સરકારે સ્ટેટ સેક્રેટરીની અનુમતિ લઇને ધીમે ધીમેના વધારાઓનો વધારે મોટા ઉપયોગ કરવાની યોગ્યતા ઉપર સામાન્ય લક્ષ ખેંચ્યું. વાયવ્ય તરફના પ્રાન્તોમાં આ ધોરણને ઘણી પૂર્ણતાથી અમલમાં આણેલ છે. મધ્યપ્રાન્તોમાં આવેલ સિઓની પરગણાના ફરીને કરેલ બંદોબસ્તમાં એવાજ નિયમો હાલમાં વાપરવામાં આવેલ છે. તે પ્રાન્તોમાં તેને અનુસરવા માટે ઠરાવ કરવા સારૂ હવે તેની યોગ્યતા વિષે વિચાર કરવામાં આવશે. બંગાળાના સેટ્લમેન્ટ કોડમાં આ બાબતના ધારા છે. તે રૈયત અને જમીન ઉપર હક્ક ધરાવનારાઓને ખાસ રીતે લાગુ થાય તેવા છે. તેની અંદર ધીમે ધીમે વસૂલાત વધારવા માટે કાંઈ ચોકસ નિયમો નથી, તથાપિ ઓરિસ્સા માટે તેવા નિયમો હોવાનું તેમાં ફરમાવેલ છે. તે બંદોબસ્તોમાં ઉત્તરોત્તર ધીમે ધીમે વસૂલાત વધારવા માટે ઉદારવૃત્તિ રાખવામાં આવતી હતી, એ વાત ખરી છે. તેથી રાજને આશરે રૂપૈયા આઠ લાખનું નુકશાન થતું. પંજાબમાં એ ધોરણને માટે બહુ ઉત્તેજન આપવામાં આવતું ન હતું, તેનું કારણ એ હતું કે એ રીત જો કે મોટા જમીનદારોને માટે સુખાવહ છે તથાપિ પંજાબમાં નાના નાના જમીનદારો ઘણા હોવાથી તેઓની સ્થિતિને તે ધોરણ અનુકૂળતાવાળુ નથી. વસૂલાત ફમતી ઠરાવીને આગણીના મોટા વધારાઓને અટકાવવામાં આવેલા છે. પરંતુ સવાલ એ ઉઠે છે કે જે ઉપાય બીજા ભાગોમાં ઉપયોગી થઈ પડયો

×૧ ગવર્નર-જનરલ તથા તેઓની સભાનો ઠરાવ નંબર ૧, તારીખ ૧૬ મી જાન્યુઆરી ૧૯૦૨, પરિચ્છેદ ૩૪.

છે તે પંજાબમાં વાપરવાથી લાભ થાય કે કેમ ? તે બાબત ઉપર વિચાર કરવામાં આવશે, પરંતુ આ પ્રાન્તમાં ઉત્તરોત્તર ધીમે ધીમે મ્હેસૂલ વધારવાની રીતિ રાખી હોય તો સરકારની આમદાની ઘટવાને બદલે વધે તેમ છે. હવે રૈયતવારી ધોરણ તરફ નજર કરીએ તો જણાય છે કે મદ્રાસના સેટ્લમેન્ટ કોડમાં એક એવી કલમ છે કે એકદમ વધારો કરવાની હદ ૨૫ ટકાની રાખવી; અને મૂળ વસૂલાત ઉપર વાર્ષિક કાંધા કરીને દર વખત ૧૨½ ટકાથી વધારે નાખવા નહિ. આથી વસૂલાત બમણી થઇ જાય તેને માટે રૈયતને અનુકૂળતા કરી લેવાને છ વર્ષની મુદત મળી શકે છે. વળી મુંબઈ ઇલાકામાં પણ ભારે વધારાની વસૂલાતને ઘણાં વર્ષોમાં વહેંચી નાખવામાં આવે છે; અને આગળના કરતાં બમણી ઉપરાંત રકમ લઈ શકાતી નથી. તોપણ આ નિયમને બાજુ પર રાખવા દેવામાં આવે છે. રૈયતવારી ધોરણની રીતિ એવી છે કે વસૂલાત નક્કી કરનાર અમલદારને દરેક સખ્સની પરિસ્થિતિ ઉપર દરખાસ્ત કરતી વખત બારીક લક્ષ આપવાનું મુશ્કેલ થાય છે. જે ખેડૂતો પોતાની જમીન પોતાને હાથે ખેડે છે તેઓ ખેતરો ભાડે આપી નિભાવ કરનારા કરતાં વધારાના ટકા સહન કરી શકે છે તે વાતનો અંગીકાર કરીએ, તોપણ ઉપરના કારણસર વ્યક્તિઓ માટેની મુશ્કેલીઓ દૂર કરવા માટે સામાન્ય નિયમો કરવાની મોટી જરૂરયાત છે. આ પ્રશ્ન હજી પણ વધારે વિચાર કરવા યોગ્ય કોઇને તેના ઉપર (અવશ્ય) વિચાર થશેજ."

**(૨) સુધારણાઓ માટે બાદ કરવામાં આવતી બાબતો.**

ખાનગી સાહસથી થયેલી સુધારણાઓને લીધે થયેલી વધારેની આવકનું વસૂલાતમાંથી મુક્ત રાખવાનો પ્રચાર જમીનના કરને સંબંધેજ માલૂમ પડે છે. બીજા કરોને સંબંધે તેને જગો મળી શકતી નથી. જમીનને સંબંધે પણ એ ધોરણનો ઇન્ડિયાના વતની રાજકર્તાઓ અપૂર્ણ સ્વીકાર કરતા હતા. પરંતુ જો કે બીજી જાતના લાભ જેમ થતા

જાય છે તેમ તેના ઉપર કર પડતા જાય છે, તોપણ જમીનની સુધારણાઓના ધોરણને જાથુક કિંવા ટૂંક મુદ્દત માટે કરમાંથી મુક્ત રાખવાના ધોરણને ઇન્ડિયા સરકારે કબૂલ રાખેલ છે. અને કેટલે દરજ્જે તેમ કરવામાં આવે છે તે ઉપરોક્ત રાજપત્રના નીચે ઉતારેલા ઇન્તખાબથી જણાઈ આવશે. સદરહુ ધોરણને માટે હવે ચોકસ નિયમો થયા છે તેનો તેથી ખુલાસો થાય છે.

"મુંબઇ ઇલાકાની બાબતમાં પરિણામે ધારા બાંધવામાં આવ્યા. તેથી ખેડૂતોને હમેશને માટે ખાનગી કુવા, કિંવા તળાવો જેવાં પાણી કામથી થતા સમગ્ર લાભો મળે છે એટલુંજ નહિ, પરંતુ જો ફરીને વસૂલાત નક્કી કરવાનું ધોરણ ચાલે તો પેદાશના વધારામાં ગણાય એવી નાની નાની સુધારણાઓમાંથી થતા લાભોને પણ વસૂલાતમાંથી હમેશને માટે મુક્ત કરવામાં આવે છે. મદ્રાસની રૈયતોને પોતાની સુધારણાઓનાં ફળ સદૈવ ભોગવવા માટે અંગીકૃત થયેલા હક્ક છે. કુવા, પાણીકામ, કાંસ, તળાવો, જે ખાનગી મિલકત હોય, તેને માટેની મારી કારોબારી હુકમોથી રાખવામાં આવી છે. એક વખત વ્યાજબી રીતે જમીનની વર્ગદારી કરીને તેનો જાથુકને માટે સ્વીકાર કરી મુંબઇની માફક નાની નાની સુધારણાઓને પણ બચાવવામાં આવે છે. જમીનદારી ધોરણવાળા પ્રાન્તોમાં જાગીરોને સામટી ગણીને ટૂંક મુદ્દત માટે તેની વસૂલાત નક્કી કરવામાં આવે છે. ત્યાં જાગીરોનાં દરેક ખેતરોને જૂદું ગણવામાં આવતું નથી. પરંતુ ખેડૂતની મ્હેનત, કિંવા ખર્ચની સાથે જમીનની યોગ્યતા જોવામાં આવતી હોય તો સુધારણાઓના ભાગ ઉપરનો હક્ક સરકાર એવી રીતે છોડી દેતી નથી. પરંતુ જે ધોરણને અનુસરવામાં આવ્યું છે તે એ છે કે સુધારણા ઉપર ખાનગી મ્હેનત કિંવા ખર્ચ કરવામાં આવ્યા હોય તેનો બદલો જ્યાં સુધી મળી ન શકે ત્યાં સુધી આ કારણોને લીધે વધારેની વસૂલાત નાખવી નહિ. પંજાબ અને બંગાળામાં સેટલમેન્ટની મુદ્દતને બાજુ ઉપર રાખી માફીની મુદ્દત નક્કી કરવામાં આવેલ છે. પાકા બાંધેલા કુવા માટે વીશ વર્ષ, કાંસ માટે પાંચ વર્ષ, અને બીજા પ્રકારના પાણીકામો માટે દસ વર્ષ. વાયવ્ય તરફના અને મધ્ય પ્રાન્તો

વાસ્તે સરકાર તરફથી નહિ બનાવેલાં હોય એવાં પાણીકામોને તેમને બનાવ્યાની મુદતથી આવતા સેટલમેન્ટની મુદત પિસતાલીશ વર્ષની, અને મધ્ય પ્રાન્તોમાં ત્રીશ વર્ષની છે.×[1]"

**(૩) વસૂલાત અર્પણ કરી દેવાને લીધે બાદ થતી બાબતો.**

જમીનની વસૂલાતી આવકમાંથી બાદ કરવાની હજી એક બાબત બાકી રહે છે. ઉપરની બે બાબતોથી તે જૂદી રીતની છે. કેમકે તેના ઉદ્‌ભવમાં તે પૌર્વાત્ય છે. એટલે કે જમીનની મ્હેસૂલ ઉઘરાવવાનો સરકારનો હક્ક અર્પણ કરવામાં કિંવા બીજી રીતે આપી દેવામાં આવે છે, અગર તો રેવેન્યુ સમગ્ર કિંવા થોડે ભાગે માફ કરીને કેટલાક સખ્સોને જમીન ભોગવવા દેવામાં આવે છે તે પ્રચારને લીધે તે ઉત્પન્ન થાય છે. જેમ જેમ દરેક પ્રાન્ત તેના દેશી રાજકર્ત્તા પાસેથી સ્વાધીન લેવામાં આવ્યો, તેમ તેમ જમીનની આવી અમિત બક્ષીસો કરી દીધેલી અસ્તિત્વમાં હોવાનું માલૂમ પડ્યું. એને કેટલી મુદત માટે અને કેવી સરતે જારી રાખવી તે નક્કી કરવામાં બ્રિટિશ રાજસત્તાની શરૂઆતમાં અમિત કાળનો વ્યય થયો. આ પ્રકારની કેટલીક નવી બક્ષીસો અદ્યાપિ કરવામાં આવે છે. પરંતુ હાલમાં હસ્તિમાં છે તેમની ઘણીખરી તે તો દેશી રાજસત્તાના જમાનાથી વંશપરંપરા ચાલી આવેલી છે. એ બક્ષીસોનું અસ્તિત્વ ઘણાં કારણોથી ઉદ્‌ભવ થવા પામ્યું છે. પરંતુ ઘણે પ્રકારે તો તે રાજસેવા કિંવા લોકસેવાના કારણોસર ઉત્પન્ન થયેલ છે. અને જો કે તે સેવા અદર્શ પ્રકારની ઘણે ભાગે તો થયેલી કિંવા હવે તો પુરાણા ઇતિહાસરૂપ થઇ ગયેલી હોવા છતાં, એ બક્ષીસોને નિભાવી રાખવાનું ખર્ચ રાજ ઉપર વ્યાજબી છે એવો સ્વીકાર થયેલો છે.

---

×૧ ગવર્નર-જનરલ અને તેઓની સભાનો ઠરાવ, નંબર ૧ તારીખ ૧૬ મી જાન્યુઆરી ૧૯૦૨, પરિચ્છેદ ૨૦.

એથી ઉલટું એ છે કે જમીનની વસૂલાતમાં કેટલાક વધારા પણ કરવામાં આવેલા છે. કર (સેસ) ની અર્થગર્ભિત સંજ્ઞાથી ઓળખાય છે. તેઓને જમીનની રેવેન્યુમાં ગણવામાં આવતા નથી. પરંતુ ફ્રાન્સમાં "જેને વધારેના કર કહે છે તેના જેવા છે; અને તેને જમીનના મ્હેસૂલ સાથેજ જોડવામાં આવે છે. આ કરોના બે મુખ્ય વર્ગો છે. તેના નામ (૧) સ્થાનિક કર (વરાડ—રેટ્સ) તે તે કેટલોક સ્થાનિક બાબતો માટે ઉઘરાવવામાં આવે છે. તે સ્થાનિક બાબતો રસ્તા, નિશાળો, દવાખાનાઓ વગેરે વગેરે છે. તે બધાં સ્થાનિક બોર્ડોના હવાલામાં રહે છે. અને (૨) ગામડાના અમલદારોને આપવાની રકમો જે પટેલ, તલાટી અને ચોકીદારને મળે છે તે છે.

**માગણીમાં વધારા; કર.**

જમીનદારી ધોરણવાળા પ્રાન્તોમાં સ્થાનિક કરો ગણોદ ઉપર લેવાય છે. બંગાળામાં તેના દર ૬¼ ટકા, પંજાબમાં ૫.૨ ટકા. અને આગ્રા પ્રાન્તમાં ૬ ટકા છે, પરંતુ છેવટનામાં તે પેદાશના બે-પંચમાંશ ગામડાની ચોકીના નિભાવમાં ખર્ચવામાં આવે છે. બીજે ઠેકાણે ઘણું કરીને એ ચોકી માટે જુદા વરાડની યોજના હોય છે. રૈયતવારી પ્રાન્તોમાં એ કર વસૂલાત ઉપર લેવાય છે. નીચેના બ્રહ્મદેશમાં તેનો દર ૨૦ ટકાનો, આસામમાં ૮.૩ ટકાનો, અને મદ્રાસ અને મુંબઇમાં ૩¼ ટકાનો છે.

દેશી રાજસત્તાના અમલમાં ગામડાંઓના અમલદારોને જમીન આપીને, ખળાં તૈયાર થયે અનાજના ગંજમાંથી ભાગ આપીને, કિંવા લોકો પાસેથી સીધી રીતે લવાજમ એકઠું કરીને મ્હેનતાણું આપતા હતા. મધ્ય પ્રાન્તો અને મુંબઇમાં ચોકીયાતોને હજુ આ ધોરણ પ્રમાણે નિભાવવામાં આવે છે. પરંતુ અન્ય સ્થળે કેટલાક પ્રાન્તોમાં ખેતી કરનારા સિવાયના લોકોના ફાળાવાળા કરમાંથી તેઓનો આખો કિંવા અંશે નિભાવ ચાલે છે. બીજી ફરજો બજાવવાની સાથે પટેલ હોય તે વસૂલાત ઉઘરાવવાનું કામ કરે છે. તેને ઉત્તર તરફના અને મધ્ય ઇન્ડિયામાં જે મ્હેનતાણું મળે છે તે લવાજ

મના રૂપનું છે. જે વસૂલાત તે ઉઘરાવી ભેગી કરે છે તેમાંથી તેને ઘણું કરીને સેંકડે પાંચ ટકા જેટલું મળે છે. ખેતીવાડી સંબંધી દફતર રાખવામાં વધારે લક્ષ આપવાનું હોવાથી તલાટીની ફરજો હાલમાં ઘણી વધી ગઈ છે. તેને કેટલાક પ્રાન્તોમાં રાજની રેવેન્યુમાંથી મદદની રકમ આપી નિભાવવામાં આવે છે. પરંતુ ૧૯૦૬ સુધી તેના પગારનો કાંઈક ભાગ તો એક કર વસૂલ કરીને પૂરો પાડવામાં આવતો હતો.

**વસુલાતની મુદત; જાથુકનો બંદોબસ્ત.**

જુદા જુદા ધારાઓની રૂયે કરો વસૂલ કરવામાં આવે છે. અને સરકારની મરજી પડે ત્યારે વખતો વખત એજ ધારા બાંધનારી સત્તા તેમાં ફેરફાર કરી શકે છે. બીજી તરફ જમીનનું મ્હેસૂલ નક્કી કરવામાં સરકારે એવું જાહેર કરવાનો રિવાજ રાખ્યો છે કે અમુક ઠરાવેલી મુદત સુધી નાંખેલા કર યાને વરાડમાં ફારફેર કરવામાં આવશે નહિ. એક વર્ષ કરતાં વધારે મુદત ચાલે એવું વસૂલાતી ધોરણ નક્કી કરવાનો પ્હેલો પ્રયત્ન અકબર બાદશાહના રાજની છેવટની મુદતમાં દસ વર્ષના બંદોબસ્તથી કરવામાં આવ્યો હતો. એ દશ વર્ષના બંદોબસ્તને અંતે તેના પાયારૂપ એકરના દરમાં સ્પષ્ટ રીતના કાંઈ ફેરફાર થયેલા જણાતા નથી; અને ખરેખર ત્યાર બાદ ઘણાં વર્ષો સુધી એ દર ધોરણરૂપ કિંવા નિયમિત રીતના હતા એમ કબૂલ થયેલા જણાય છે. પરંતુ "હવે પછીનો હુકુમ થાય ત્યાં સુધી" તેઓને અમલમાં લાવવામાં આવ્યા હતા. વસ્તુતઃ મોગલ રાજકર્તાઓની માગણીઓ જો કે જૂના દર ઉપર કિંવા તદંતરગત ઉધડ રકમ ઉપર આધારભૂત હતી, તથાપિ તે વધારાના જુદા જુદા દરજ્જા પ્રમાણે બદલાતી રહેતી હતી,—કાંતો ચોતરફ દર વધારવામાં આવતો હતો તેથી યાને આપણીના એકમ ઉપર હસ્ત ચાલાકીના સબબથી, કિંવા કરોની વૃદ્ધિને લીધે તે ફરતી રહેતી હતી. ખાસ કરાર કિંવા હક્કવાળી વસૂલાત બક્ષીસ આપનાર અથવા બક્ષીસ લેનાર સખ્સના મૃત્યુ બાદ બદલાઇ જવાને પાત્ર રહેતી. અને સાધારણ વસૂલાતો તો રાજકર્ત્તાના મનસ્વીપણા અગર તેના

રેવેન્યુ–ઈજારદારના સ્વચ્છંદ પ્રમાણે દરેક સાલ ફેરફાર માટે ઘણું કરીને ખુલ્લી રહેતી હતી.

૧૭૬૩ માં બંગાળા પ્રાન્તનો રેવેન્યુ કારોબાર હાથમાં લીધા પછી બ્રિટિશ સરકારે તેમાં આ ધોરણ કાયમ રાખ્યું; પણ આ દર વર્ષે કરવાની વસૂલાતી રીતિ હેરાન કરનારા પ્રકારની સ્વીકૃત થઈ; અને ૧૭૭૨ માં બંગાળા અને બિહાર માટે બંદોબસ્ત થયો. તે બંદોબસ્ત ઘણું કરીને વસૂલાતી ઈજારદારો સાથે પાંચ વર્ષની મુદત માટે કરવામાં આવ્યો હતો. લાંબી મુદતના બંદોબસ્ત માટે તથા બીજી બાબતો માટે જોઈતી હકીકતો પૂર્ણ છે કે કેમ તે ઉપર સારી રીતે ચર્ચા ચાલી. પરંતુ અંતે ૧૭૮૬ માં ડિરેક્ટરોની કોર્ટે દસ વર્ષની વસૂલાત માટે ઠરાવ કર્યો; અને તે પૂરી થાય ત્યારે બીજો રિપોર્ટ આવવાનો હુકુમ કર્યો. તે ઉપરથી વધારે ફારફેર કરવા રહે છે કે કેમ તે નક્કી કરવા તેઓ શક્તિમાન્ થાય તેમ હતું.

એ પ્રમાણે દસકાનું વસૂલાતી ધોરણ શરૂ થયું, અને લોર્ડ કોર્નવાલિસના હુકુમ અનુસાર એવું જાહેર કરવામાં આવ્યું કે જો ડિરેકટરોની કોર્ટે કબૂલ રાખશે તો જે વસૂલાત તે વખતે માગવામાં આવતી હતી તેને કાયમ કરવામાં આવશે. સંભાળપૂર્વક વિચાર કર્યા બાદ ડિરેકટરો એવા ઠરાવ ઉપર આવ્યા કે જે હકીકતો ઉપર વસૂલાતનો આધાર છે તેમાં સુધારો થાય એવી ઉમેદ નથી, અને આગળના ધોરણની મુશિબતો માત્ર જાથુકની ગોઠવણથી દૂર કરી શકાશે. તેઓને વળી એવી પણ આશા રહી કે રેવેન્યુની માગણી જાથુકની કરવાથી ખેડૂતો સુધારણાઓ કરવા લલચાશે, અને આડકતરી રીતે દેશને ઘણો લાભ થશે. તે ઉપરથી ૧૭૯૩માં વસૂલાતી ધોરણને કાયમનું કરવામાં આવ્યું. તે વખતે કરેલ બંદોબસ્તમાં પાછળથી કેટલાક વધારા કરવામાં આવ્યા. તે સઘળું મળીને બંગાળાના કાયમના બંદોબસ્તના નામથી પ્રસિદ્ધ સેટ્લમેન્ટ થયું. ૧૭૯૫માં તે કાયમનું ધોરણ બનારસના પરગણાંઓમાં દાખલ કરવામાં આવ્યું (તે પરગણાંઓ હાલ જોડીઆ પ્રાન્તોમાં છે). ૧૮૦૨માં તે મદ્રાસ ઇલાકાના કેટલાક ભાગોમાં દાખલ કર-

વામાં આવ્યું, આ ગોઠવણ પ્રમાણે હાલના બંગાળા પ્રાન્તના પાંચ-પષ્ટાંશ, આસામના એક-અષ્ટમાંશ, જોડીઆ પ્રાન્તના એક-દશાંશ, અને મદ્રાસના એક-ચતુર્થાંશ, કુલ બ્રિટિશ ઇન્ડિયાના આશરે એક-પંચમાંશ વિસ્તારમાં કાયમનો બંદોબસ્ત દાખલ થયો. હાલમાં એ વિસ્તાર આખામાં ઈંગ્લાન્ડની જમીનના કર પ્રમાણેનું એક પણ કરનું લક્ષણ જોવામાં આવતું નથી. તે ગણોદનોજ આંકડો છે એમ હાલમાં કહી શકાય છે. વળી તેની સાથે સંબંધ ધરાવનારી જમીનની વેચાણ-કિંમત કમતી થવાથી ઘણો વખત થયા તેનો બોજો કમતી ગણાય છે.

**ટૂંક મુદ્દતના બંદોબસ્તો.**

૧૮૦૩માં જ્યારે આગ્રા પ્રાન્તનો વધારે મોટો ભાગ બ્રિટિશ રાજ્યસત્તામાં આવ્યો, ત્યારે પ્રથમ એવી દરખાસ્ત થઇ હતી કે ટૂંક મુદત માટે બે ત્રણ વર્ષના બંદોબસ્ત અજમાવ્યા પછી આ પ્રાન્તમાં પણ કાયમનું ધોરણ દાખલ કરવું, પરંતુ છેવટે તે દરખાસ્ત ઉડી ગઇ. ત્યાર પછીથી જૂના પ્રાન્તોમાં ગ્રહણ કરવામાં આવેલું ધોરણ થોડી મુદત માટે ચાલતા સેટ્લમેન્ટને જારી રાખવા માટે રાખ્યું હતું; અગર મુદત નક્કી કર્યા સિવાય લાંબી મુદતનું સેટ્લમેન્ટ દાખલ ન કરવામાં આવે ત્યાં સુધી એ ચલાવે જવાનું હતું. નવા ખાલસા કરેલા પ્રાન્તોમાં તેની ખાલસા થવાના વખત પછી ટૂંક મુદતનાં વસૂલાતી ધોરણો જરૂરનાં હોવાથી થોડી મુદત કાયમ રાખીને લાંબી મુદતનાં બનતી ત્વરાએ કરવામાં આવ્યાં હતાં. તેથી હાલમાં એવો પ્રચાર ચાલ્યો છે કે જમીનના બંદોબસ્ત બહારના પ્રદેશોમાં દરેક પરગણાની કિંવા વિસ્તારના એકમની વસૂલાત કેટલાક વર્ષોની મુદત માટે નક્કી કરવી. અને આખા ઇન્ડિયા કિંવા દરેક પ્રાન્તમાં વસૂલાતી ધોરણો કાંઇ એક દિવસે પ્રથમ દાખલ કરવામાં આવ્યાં ન હતાં તેથી પરિણામ એ આવે છે કે જુદાં જુદાં પરગણાઓનાં નવાં વસૂલાતી ધોરણો એક દિવસે અને એક સાથે દાખલ થઇ શકે નહિ; પરંતુ કાળક્રમની દરેક મુદતની દરમ્યાનના અડસટ્ટાની મુદત-

માં થયા કરે. હાલમાં વસૂલાતી ધોરણની સર્વ-સાધારણ મુદત ત્રીશ વર્ષની છે. તે ૧૮૩૮માં પ્રથમ મુંબઈમાં દાખલ થઇ હતી; પછી મદ્રાસમાં થઇ, તેમજ આગ્રાના પ્રાન્તમાં પણ થઇ. ત્યાં તે ગયા અર્ધા સૈકા થયાં ધોરણની મુદત તરીકે ગણાય છે. ૧૮૬૭માં ઓરિસાના વસૂલાતી ધોરણના નક્કી થવાને વખતે તેજ નિયમને અનુસરવામાં આવ્યો હતો; અને ૧૮૬૦ તથા ૧૮૭૦ને વચ્ચગાળે મધ્ય પ્રાન્તોમાં દાખલ થયેલાં ઘણાંખરાં ધોરણોને મંજૂર રાખવામાં પણ એજ ધોરણને અનુસરવામાં આવ્યું હતું. પરંતુ પંજાબ ખાતે તે કદિ પણ ઉપયોગમાં આવ્યું નહિ. ત્યાંના પ્રાન્તના ઘણા ખરા ભાગમાં વીશ વર્ષની મુદતનો નિયમ ગણાય છે. ૧૮૯૫માં સેટ્લમેન્ટની મુદતના સામાન્ય સવાલને તપાસવામાં આવ્યો હતો. તે વખતે એવું નક્કી થયું કે મદ્રાસ, મુંબઇ, અને જોડીઆ પ્રાન્તોમાં ત્રીશ વર્ષની મુદત કાયમ રાખવી, અને મધ્ય પ્રાન્તોમાં વીશ વર્ષનો સામાન્ય નિયમ રાખવો; પંજાબમાં પણ વીશ વર્ષની મુદત રાખવી, પણ કેટલીક બાબતમાં ત્રીશ સુધીની મંજૂર થઈ હતી. બ્રહ્મદેશ અને આસામ જેવા પાછળ રહેલા પ્રદેશોમાં અને સિંધની માફક અપવાદી હકીકતવાળામાં એથી ટૂંકી મુદતો ચલાવવા દેવામાં આવે છે. તેના કારણોનો ઇન્ડિયા સરકાર નીચે પ્રમાણે ખુલાસો કરે છેઃ—

"જ્યાં જમીન પૂરેપૂરી ખેડવામાં આવતી હોય, ગણોદ વ્યાજબી હોય, અને ખેતીવાડીની નિપજ ભારે ફેરફારને પાત્ર ન હોય, ત્યાં ત્રીશ વર્ષ એટલે એક પેઢીની હૈયાતી સુધીમાં સરકાર એક વખત વસૂલાતી ધોરણ ફરીને બાંધે તો બસ છે. જ્યાંની હકીકતો તેથી ઉલટી રીતની હોય, જ્યાં જમીન પડતર બહુ રહેતી હોય, ગણોદનો દર નીચો હોય, અને ખેતીમાં ફેરફાર થતો રહેતો હોય, અને વળી જ્યાં સડકો, રેલવે, કિંવા ન્હેરો બાંધવાને લીધે, કિંવા વસ્તીના વધારા, કિંવા ભાવ ચડી જવાથી સાધનોનો સત્વર વિકાસ થાય, ત્યાં એટલી બધી લાંબી મુદત સુધી નવા સેટ્લમેન્ટને મુલતવી રાખવામાં આવે તો એકદમના વધારાને ન પહોંચી શકે તેવા લોકોને, અને વધારાની રેવેન્યુના વાજબી હક્કદારી રહિત થોડી મુદત

માટેના સામાન્ય કર ભરનાર એ બન્નેને એ નુકશાનકારક છે."×[1]

માટે ધોરણ તરીકે લેવાની મુદત, જેને અનુસરવા ઇન્ડિયાનો વધારે મોટો ભાગ વલણ ધરાવી રહ્યો છે, તે ત્રીશ વર્ષની ગણાય.

આ પ્રમાણે ઇન્ડિયાનાં વસૂલાતી ધોરણોના બે મુખ્ય વર્ગો પાડવામાં આવેલા છે. એટલે કે કાયમનું અને ટૂંક મુદતનું.

**કાયમના બંદોબસ્તો વિરૂદ્ધ ટૂંક મુદતના બંદોબસ્તો.** ૧૯૦૦-૧ માં ઇન્ડિયાની એકંદર જમીનની પેદાશમાં ૧૬ ટકા આગલા અને ૮૪ ટકા પાછલા વર્ગના છે. તે બન્ને ધોરણોના કાયદા માટે સારી રીતે ચર્ચા ચાલેલી હતી. જ્યાં જથુનું ધોરણ છે ત્યાંથી તેને કાઢી નાખવું, અને જ્યાં તે નથી ત્યાં તેને ગ્રહણ કરવું એવી રીતે કરીને ચાલતી સ્થિતિને ફેરવવા માટે વખતો વખત મુખ્યત્વે કરીને વગર જવાબદારી વાળી સૂચનાઓ આગળ લાવવામાં આવેલી છે. એક તરફથી દલીલો કરવામાં આવે છે કે જાથુકના સેટ્લમેન્ટના સબબથી સરકારને ભારે નુકશાન થયું છે અને થાય છે; અને જો તેના બદલામાં ટૂંક મુદતનું સેટ્લમેન્ટ કરવામાં આવે તો જાથુના વસૂલાતી ધોરણવાળા પ્રદેશોમાંથી ઓછામાં ઓછા નવ લાખ રૂપૈયાની રેવેન્યુ દરસાલ લેવા સરકાર હકદાર થાય, (નવ લાખ વધે); એટલે હાલના કરતાં બમણી થાય; આ સીધા અને મુદ્દાના તોટા વાસ્તે જાથુકના વસૂલાતી ધોરણના કહેવાતા આડકતરા લાભો ભાગ્યેજ બદલો વાળી શકે છે; ૧૭૯૩ માં રેવેન્યુનો બોજો જો વ્યાજબી જેવો હતો એમ ગણીએ તો છેલ્લાં સો વર્ષની દરમિયાન તો તે ઘણોજ વધતો ઓછો થયો છે; બંગાળાના જમીનદારોને ચોખ્ખી રીતનો અણઘટતો વધારો ભોગવવા દેવા વાસ્તે બાકીના ઇન્ડિયા ઉપર વધારે ભારે કર નાખવો પડે છે; જો ઇન્ડિયા પ્રતિનિધિ રાજના તાબામાં હોત, તો કાયમનું ધોરણ કે દહાડાનુંયે નિકળી

×1 ગવર્નર-જનરલ અને તેની સભાનો ઠરાવ નંબર ૧, તારીખ ૧૬ મી જાન્યુઆરી, ૧૯૦૨, પરિચ્છેદ ૧૮.

ગયું હોત; અને તેથી લોકહિત વિરૂદ્ધ નિવડેલ બંધન સામાન્ય કર ભરનાર ઉપર છે તે સરકારે રદ કરવું એ વ્યાજબી છે. બીજી તરફથી એવી તકરાર ઉઠાવવામાં આવે છે કે ટૂંક મુદતના ધોરણવાળા પ્રદેશોમાં જો કાયમનું ધોરણ દાખલ કરવામાં આવે તો હાલનાં વસૂલાતી કામોનું ખર્ચ અને હેરાનગતિ દૂર થાય; દેખીતી "કિંમત" ઓછી કરવા માટે ફરીને થતા સેટ્લમેન્ટને ટાંકણે ખેતી છોડી દેવાની લાલચ રહે નહિ; ભંડોળના વધારાને અને તેને વ્યાજે મૂકવા માટે સીધી રીતે ઉત્તેજન મળે; લોકો વધારે મોટા દિલથી અને સંતોષથી જીંદગી ગાળે; અને ભવિષ્યમાં આ પ્રમાણે થતાં આડકતરા લાભોથી હાલનો રેવેન્યુમાં આવતા તોટાનો બદલો વળી જતાં ઉપરાંત ફાયદા થાય.

**ટૂંક મુદતના સાદા વસૂલાતી ધોરણ માટે દરખાસ્તો.**

આ બે પ્રકારની સૂચનાઓમાંથી કઇ પ્રચલિત રાજ પ્રકરણી બાબતની હદમાં છે તે હવે વિચારવું જોઇએ. પરંતુ પાછળની સૂચના, એટલે ટૂંક મુદતના બંદોબસ્તવાળા પ્રદેશોમાં જાથુકનું ધોરણ વિસ્તૃત કરવું એ સૂચના, ઠેઠ ૧૮૬૧–૮૩ સુધી ગંભીર રીતે ચર્ચવામાં આવી હતી. આખા ઇન્ડિયામાં જાથુકનું સેટ્લમેન્ટ કરવું એ સામાન્ય ધોરણ ૧૮૬૨માં સ્ટેટ સેક્રેટરી સર ચાર્લ્સ વુડે ખરેખર કબુલ રાખ્યું હતું, અને તે ધીમે ધીમે દાખલ કરવા માટે તેણે હુકુમ આપ્યો હતો. પરંતુ તે દરખાસ્તને સંબંધે વ્યવહારી મુશીબતો તુરતમાંજ દ્રશ્યમાન થઈ; પ્રથમ ધારેલ તેના કરતાં અધિક ખેતીની શક્યતાઓ વધારે માલૂમ પડી; બંગાળામાં તે ધોરણની નિષ્ફળતાઓ વધારે આગળ આવી; ઘણાખરા જમીનદારો ગણોતનો નિરૂત્પાદક ઉપયોગ કરતા હતા તેથી વધારે ટીકાઓ થવા લાગી, તેમજ નિપજના ભાવ વધ્યા અને ચાંદીની કિંમત ઘટી હતી તેનો પણ ધીમે ધીમે વિસ્તાર વધતો ગયો. તેથી ઘણાં વર્ષો સુધી રાખી મૂકેલી ધારણાને ૧૮૮૩ માં લોર્ડ કિંબર્લિએ નામંજૂર કરી.

તોપણ જો કે સામાન્ય કાયમના ધોરણવાળી દરખાસ્ત રદ્દ થઈ હતી, તથાપિ તે દરખાસ્તથી ઉભી થયેલી ચર્ચાઓ બીજી રીતે ફળદાયક થઈ. એક એવી ધારણા બાંધવા યત્ન થયો કે વસૂલાતો ફરી બાંધવા જોગ છે તે ધારણાને કાયમ રાખી લાંબા પ્રાથમિક તપાસોથી લોકોને થતા ખર્ચ અને હાલાકીમાંથી તેઓને બને તેટલા બચાવવા. તે ઉપરથી એ એક ધારણાની બાબતમાં ચર્ચા ચલાવી. તે ધારણા એ હતી કે જ્યારે એક વખત જમીનનું મ્હેસૂલ વ્યાજબી રીતે અને ન્યાયસર ઠરાવાય ત્યારે (૧) ખેતીનો વધારો, રાજ્યે કરેલ સુધારણાઓને લીધે થયેલ ઉપજનો વધારો, અને (૩) ભાવનો વધારો થયો હોય તે માટેના સિવાય એ પ્રમાણે આવેલો રેવેન્યુનો પ્રથમ આંકડો ફેરવવા જોઈએ નહિ. વસૂલાત નક્કી કર્યા પહેલા એ દિવસ સુધી થતા કેટલાક વિગતવાર તપાસો અને પરિશ્રમ પડતો તે દૂર કરવા માટે આ ધારણાનો ઉદ્દેશ હતો. વળી જથુના ધોરણની પીડાઓ ટાળવાની સાથે "સેટ્લમેન્ટના કાયમના ધોરણ" તરીકે વર્ણન થયેલા ધોરણને કબૂલ રાખવાનું હતું. પરંતુ આવા પ્રકારની એક સરખી આખી ધારણાને ગ્રહણ કરવામાં વ્યવહારીક મુશ્કેલીઓ ઘણીજ નજરે આવી ચડી. દ્રષ્ટાન્ત તરીકે રાજ્યના કૃત્યને લીધે આડકતરી રીતેજ માત્ર થયેલ સુધારણાઓ ઉપર કર નાખવાની કાંઈ પણ યોજના હતી નહિ. તેમજ વસ્તીના વધારાથી, દેશની ખીલવણીથી, નવીન પ્રકારના ઉપયોગી પાકથી અને બીજાં કારણોથી થયેલી સુધારણાઓ ઉપર પણ નાખવાની કાંઇ યોજના ન હતી. ભાવના આંકડાની હકીકતોથી દોરાવાનું પક્ષપાત ભર્યું અને ભૂલ ભર્યું હતું; જુદાં જુદાં ગામો ઉપર ભાવમાં સામાન્ય વધઘટ થાય તો જુદી જુદી રીતની અસર થાય; અને જે પ્રાન્તોમાં વસૂલાતનો આધાર રોકડ —ગણોદ ઉપર હતો, ત્યાં પેદાશના ભાવ સાથે ગણવો સીધી રીતે વધે ઘટે તેમ ગ્રહણ કરી લેવું જોખમ ભર્યું માલમ પડયું હતું.

એટલા માટે કોઈપણ પ્રાન્તમાં સદ્દહુ ધોરણને હાલમાં વસૂલાતી ધોરણના પાયા તરીકે કોઈ કબુલ રાખતું નથી, પરંતુ

**સદ્દહુથી થતા** થોડી મુદત થયાં એ ધારણાનો ધારેલો હેતુ સંપાદન

**સુધારાઓ.** કરવા તરફ કેટલીક પ્રગતિ થઇ છે. વસૂલાત ફરી ઠરાવવાની પહેલાં જે કંટાળાભરી અને ત્રાસદાયક તપાસણીઓ થતી તે ઓછી થઈ છે. દરેક વખત જ્યારે વસૂલાત ફરીને નક્કી કરવામાં આવતી હતી ત્યારે ઇન્ડિઆના ઘણાખરા ભાગોમાં આગળ રીવાજ હતો કે જમીનની ફરીવાર માપણી કરવી, જમીનની નવેસરથી વર્ગવારી કરવી, અને કેટલાક પ્રાન્તોમાં તો જમીન-દારોના હક્કની ફરીને નોંધ થતી; આગલા ત્રીશ કે વીશ વર્ષની જૂની માપણીઓ, વર્ગદારીઓ અને દફતરોને અચોક્કસ કિંવા નકામા ગણી બાજુ ઉપર મૂકતા. તોપણ માપણીઓનો પ્રકાર સુધર્યો છે તેથી સંપૂર્ણ રીતે ફરી કરવાની પરિપાટિને ઘણે દરજ્જે છોડી દેવામાં આવી છે. મુંબઇમાં તો બીજી-વાર કરેલી જમીનની વર્ગવારી અને એકવાર કરી હોય તેને છેવટની ગણી હોય તો તેને ફરી કરવાને કાયદામાં પાત્ર રાખી નથી. મદ્રાસમાં તે ફરીને ન કરવી એવી ખાત્રી આપવામાં આવી નથી, પણ ચાલતી વર્ગવારી ઘણે ભાગે વ્યાજબી હોય તો નવા સેટ્‌લમેન્ટને ટાંકણે તેને બદલવી નહિ એવું ધોરણ સ્વીકૃત થયેલ છે. તેમજ વળી ઉત્તર તરફના ઇન્ડિયામાં જમીનના દફતરોમાં ઘણો સુધારો થવાથી છેલ્લાં વીશ વર્ષમાં સરકારે એવી ગોઠવણ કરી છે કે નકશો અને નોંધ એક વખત પૂરતી ચોકસ રીતનાં માલૂમ પડે તો તેને છેવટની તારીખ સુધીનાં તૈયાર કરી રાખવાં, અને ફરીને વસૂલાત નક્કી કરવા ટાંણે એકદમ ઉપયોગમાં લેવાં. આ સાધનોથી અને વસૂલાત નક્કી કરવાની પરિપાટિઓને સાદા રૂપમાં લાવવાથી એક પરગણાનું સેટ્‌લમેન્ટ કરતાં જે મુદત જતી (જે ઉત્તર ઇન્ડિયામાં છ થી આઠ વર્ષ લેતી) તે ઓછી થઇ. હવે ચાર વર્ષ કિંવા તેથી પણ કમતી થઈ છે. વળી જેમ જેમ નવીન ગોઠવણ ધીમે ધીમે અમલમાં આવતી જાય છે તેમ તેમ તે અદ્યાપિ વધારે કમતી થતી જાય છે ×[1]

×૧ એક પરગણાના જુદા જુદા ભાગોમાં ઘણું કરીને એકજ વખતે કામ શરૂ અને બંધ થાય છે તેથી આ સંબંધે પરગણાને એકમ ગણવું એ વ્યાજબી છે, શરૂ અને

અર્ધું ગણોદ ગળત કરી જનાર વસૂલાતી પ્રકાર સામે માત્ર યુરોપનાં ધોરણોનાં વાકેફગાર મનુષ્યો વ્હેમથી ચમકી જાય તેવું છે. ધોરણના પ્રકારવાળા કરમાં તેને એકદમ બદલાવી નાખવા તેઓ દલીલ કરવા ખડા થઇ

**ઇન્ડિયાના વસૂલાતી ધોરણની ખાશિયતો.**

જાય તેમ છે. તોપણ આ ગેઝીટીયરમાં ઇન્ડિયાના ગણોત વિષેના પ્રકરણ (વૉ. ૩ જું પ્રકરણ ૯મું.) ઉપર નજરસાની કરવાથી જણાઇ આવશે કે ઐતિહાસિક રીતે જમીનની વસૂલાતનું અસ્તિત્વ ખાનગી ગણોતનું પૂર્વેનું છે અને પછીનું નથી; ઇન્ડિયાની અંદરની બધી જમીનની પેદાશના ભાગ ઉપરના શહેનશાહી રાજના સનાતન હક્કમાં તેનો ઉદ્ભવ અને પાયો રહેલાં છે; અને ગણોત તથા ગણોત આપનારી જમીનની મિલ્કત પોતાના અસ્તિત્વ માટે વસૂલાતનો બોજો કમતી કરવાની બાબતમાં ગયાં એક સો વર્ષ થયાં ગ્રહણ કરેલી રાજનીતિને આભારી છે. તેથી ઐતિહાસિક બાબત તરીકે ગણોત લેવાનો રાજનો હક્ક ખાનગી જમીનદારના હક્ક કરતાં શ્રેષ્ટ છે. વળી ઇન્ડિયાની જમીનની વસૂલાતનો પ્રકાર વસ્તુતઃ યુરોપના વાચકવર્ગને અજ્ઞાત હશે, તોપણ કરોના સર્વથી અધિક પ્રસિદ્ધ પ્રકારો સાથે સરખાવતાં તેનામાં રહેલા ફાયદા અનાદર યોગ્ય નથી એટલી નોંધ કરવાનું સલાહ ભર્યું લાગે છે. દૃષ્ટાન્ત તરીકે ભાવ ચડાવી દીધા વગર અથવા તો સામાન્ય ખપ

---

અંતની વચ્ચેનો વખતજ પરગણાના જમીનદારની મુદતે મુદતની મુલાકાતો અને હાલાકીનો ગણાય. બીજા પરગણાઓમાં સેટલમેન્ટનાં કામો ચાલતાં રહે તો તે સાથે જમીનદારને કાંઈ પણ સંબંધ કે નિસ્બત રહેતી નથી. દાખલા તરીકે મદ્રાસની માપણી ૧૮૫૫ થી ૧૮૯૨ સુધી ચાલી એમ કહીએ ત્યારે એમ સમજવાનું છે કે ઘણાં પરગણાંઓની માપણી માટે તે બોલવું છે, અને એમ સમજવાનું નથી કે દરેક જમીનદાર ચાલીશ વર્ષ સુધી સર્વેના કામમાં હતો. (મદ્રાસ ઇલાકાની માપણીમાં એકંદર વખત લાગ્યો હતો તે પણ ફ્રાન્સની "ક્યાડાસ્ટ્રલ" સરવેઈમાં લાગેલ વખત સાથે ગેરમુકાબલો કરતો નથી. ફ્રેંચ સરવે ૧૮૭૦ થી ૧૮૫૦ સુધી ચાલી હતી.)

કમતી કર્યા વગર રાજની ઘણી પેદાશમાં તે એકલીજ છે કે જેને વધારી શકાય છે, (દેશના ઉપયોગી ઉદ્યમના ફાયદામાંથી મળતી હોવાને લીધે). વસૂલાત નક્કી કરવાને માટે જે સૌથી પ્રૌઢ ખ્યાલ છે તે પ્રમાણે કલ્પના બાંધનારા ખરી કે ખોટી રીતે "એકજ કર" હોવાની હિમાયતી રાખે છે. તેવા કરની સમીપમાં આવતો એ કર છે. વળી તે જબરી પુષ્ટિ મળતા "જમીનના સાર્વભૌમ એકીકરણ" ના ધોરણ તેને સંપાદિત કરે એવા પ્રકારનો તે કર છે, એમ પણ થોડું ઘણું જણાય છે. જે ભાગ ખેડુતને જાય છે, અગર સાધારણ રીતે જાય તેના ઉપર તે પડતો નથી, પરંતુ મધ્યસ્થ ગણોત લેનાર સખ્સ જે હોય તેના ભાગ ઉપર તે પડે છે. વળી મધ્યસ્થને સંબંધે પણ જો કાયમને માટે નક્કી થયેલ હોય તો તે એવા રૂપનું ખર્ચ છે કે જેનો બોજો લાંબી મુદત થયાં કમતી થઈ ચૂકયો છે; અને જ્યારે તે જાથુને માટે નક્કી થયેલો હોવાના સબબસર આ પ્રકારના ખર્ચને તે તેટલે દરજ્જે સામીપ્ય ધરાવતો રહે છે. તે માટે આવા પ્રકારનું લાભકારક ધોરણ, જે સનાતનકાળથી ઇન્ડિયાના લોકોને પરિચિત છે અને અંગીકૃત થયેલ છે, તેને એકદમ રૂપાન્તરમાં બદલાવી લોકોને અપ્રિય અને જુલમ ભર્યું ધોરણ આપવું એ ભાગ્યેજ કલ્પનામાં આવી શકે તેમ છે તોપણ રાજ્યની અને જમીનની એકંદર પેદાશની સરખામણી કરતાં દેશની ખીલવણી ચાલુ હોવા છતાં જમીનની પેદાશનું પ્રમાણ ઘટતું જાય છે. એ નીચે આપેલા આંકડાઓથી ખુલ્લું જણાય છે:—

| | ૧૮૭૦–૧. | ૧૮૮૦–૧. | ૧૮૯૦–૧. | ૧૯૦૦–૧. |
|---|---|---|---|---|
| જમીનની પેદાશનું પ્રમાણ— | દર સેંકડે | દસ સેંકડે | દર સેંકડે | દર સેંકડે. |
| રાજની એકંદર પેદાશ | ૩૯·૦ | ૨૯·૫ | ૨૮·૦ | ૨૩·૨ |
| ખુદ કરની વસૂલાત. | ૪૩·૯ | ૪૧·૬ | ૪૦·૮ | ૩૮·૬ |

## (૩) જમીનની વસૂલાતી ઉઘરાત.

**ઇન્ડિયાની વસૂલાત ઉઘરાવનારાના કામની અગત્યતા.**

હાલના કરતાં દેશી રાજ્યો નીચે જમીનની વસૂલાત રાજના નાણાં પ્રકરણનો વધારે મોટો આધાર૨૩૫ હતી. તે ઉઘરાવવાનું કામ (નીચે બતાવવામાં આવશે તે પ્રમાણે ઘણી વખત ગંભીર પ્રકારનું હતું) ઉચ્ચતમ વર્ગના અમલદારોનેજ સોંપવામાં આવતું હતું; અને તે સરકારનું કેન્દ્ર કર્તવ્ય ગણાતું હતું. ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં અદ્યાપિ દરેક પરગણાના મુલ્કી અમલદારને માજીસ્ટ્રેટ, કિંવા અધ્યક્ષ, કિંવા કારભારી કહેવાનો રિવાજ નથી, પરંતુ કલેક્ટર (એટલે વસૂલાત ઉઘરાવનાર) કહે છે: અને પરગણાના વિભાગના માજીસ્ટ્રેટી કામના હવાલો રાખનારને એવીજ રીતે ઇન્ડિયાના સર્વ પ્રકારનાં સ્થળોમાં દેશી ઇલ્કાબથી ઓળખે છે. તેથી વસૂલાત ઉઘરાવવાના કામ સાથે તેઓને સંબંધ છે એમ જણાઇ આવે છે. એવીજ રીતે દેશના નાના વહીવટી-ભાગોને પણ વસૂલાત સાથેની નિસ્બત ધ્યાનમાં રાખી મુકરર કરવામાં આવેલા છે. જુદા જુદા ગામડાં કિંવા સામાન્ય રાજવહીવટનું કામ કરતાં છતાં તેઓ બધા પટેલોજ છે, કે જેની પ્રથમ ફરજ દરેક ખેડૂત પાસેથી વસૂલાત ઉઘરાવવાની છે. આ ખરી બિનાથી ખુલાસો થઈ આવે તેમ છે કે આગળ કરતાં વસૂલાત એકઠી કરવાનું કામ હાલમાં ઓછા ગંભીર પ્રકારનું છે, છતાં તે યૂરોપમાં એવાંજ કામોને જે સ્થળ આપવામાં આવે છે તેના કરતાં ઇન્ડિયાના રાજકારોબારમાં તે અધિક જગો રોકે છે.

કેટલેક અંશે ખેડૂત વર્ગની વસ્તીમાં નાણાંની સામાન્ય તાણને લીધે જમીનનું મ્હેસૂલ ભાગ્યેજ એક રકમે દરસાલ આવી

**કિસ્તો. (કાંધાઓ)**

જાય છે. તે દરેક પાક ઉતર્યા બાદ થોડી થોડી આપવાનો હમેશનો રિવાજ છે. દરેક પ્રદેશની સ્થાનિક પરિસ્થિતિને અનુસરતી તારાખો અને રકમો નક્કી થાય છે. હમેશાં તારીખોને એવી રીતે મુકરર કરવામાં આવે છે કે દરેક વસૂલાત ભરનારને પોતાની નિપજ લેવાનો અવકાશ મળે અથવા તો તેની પાસે માગણી થાય તે પહેલાં ગણોદનાં નાણાં હાથ કરી લે. ગણોદ કિંવા નિપજ આવે કે તુરતજ વસૂલાત ભરી દેવા માટે તેને ફરજ પાડવામાં આવે છે.

**વસૂલાત લેવાની સત્તા.**

યોગ્ય તારીખે નહિ ભરાયેલી રકમ વસૂલ કરવા માટે સરકારને કાયદાની રૂએ વિસ્તીર્ણ સત્તા પ્રાપ્ત થયેલી છે. બ્રિટિશના આગમન પહેલાં દેશી સત્તાના અશાન્ત જમાનામાં જમીનની મ્હેસૂલ વસૂલ કરવાનું કામ કોઇ કોઇ વખત જોખમ ભર્યું થઇ પડતું હતું. વારંવાર લશ્કરી મોટી મોટી ટૂકડીઓને કામે લગાડવી પડતી હતી, અને કેટલીકવાર તો ગામડાંઓ ઉપર તોપો ચલાવી ફરજ પાડવામાં આવતી હતી. બ્રિટિશોએ મુલ્કો હાથ કર્યા તે જમાનાના પૂર્વ ભાગમાં, જ્યારે લોકો હજી તોફાની હતા અને વસૂલાતી ધોરણો સખ્ત અને વધુપડતું હતાં, ત્યારે વારંવાર સખ્તાઇના ઇલાજો લેવાંમાં આવતા હતા; અને બહારના માણસોને કસુરવાન જાગીરો કિંવા ખેતરો વેચી દેવા માટે અદાલતના હુકમો નિકળતા. હાલમાં સહન ન થાય એટલી બધી વાર એવા હુકમો કાઢવામાં આવતા હતા. વળી તેથી લોકોમાં અસંતોષનું ગંભીર કારણ પેદા થતું હતું. સાંપ્રત સમયમાં, જો કે વસૂલાત ઉઘરાવવાનું કામ એક ચાલતા કામ જેવું થઇ ગયું છે, તોપણ સરકારે માગણીની અગત્યતા અને વસૂલાત આપનારની ભારે સંખ્યા ઉપર ખ્યાલ રાખીને ઘણીજ યોગ્ય રીતે ઠરાવ્યું છે કે જમીનનું મ્હેસૂલ જમીન ઉપરનો પ્રથમ દરજ્જાનો બોજો છે; અને તે વસૂલ કરવા માટે સરકારે

પોતાના હાથમાં પુષ્કળ સત્તા સ્વાધીન રાખી છે. જુદા જુદા પ્રાન્તોની રીતિ પેટા વિગતોમાં જરાતરા નોખી નોખી છે; પરંતુ તેની સામાન્ય ખાશિયતો એકજ તરેહની છે. ઘણીખરી રીતે ચોકસ નિયમ એવો છે કે કસુરવાનની સામે પ્રચલિત પગલું ભર્યાં પહેલા તેની તરફ (સરકારી) માગણીનો હુકમ મોકલવામાં આવે છે. આમ કરવાથી માગેલી રકમ વસૂલ ન થાય તો કસુરવાનની જંગમ મિલ્કત જપ્ત કરી પછી તે હરરાજ કરી નાખવામાં આવે છે; કિંવા જેને સંબંધે કસુર થઇ હોય તે સ્થાવર મિલ્કત અગર તો તે કસુરવાનની બીજી સ્થાવર મિલ્કતનું તેજ પ્રમાણે કરવામાં આવે છે. કોઇ કોઇ વાર જાણી જોઇને વાદીલા થતા કસુરવાનને પકડી થોડો વખત હવાલામાં રાખવામાં આવે છે; અને (ઉત્તર તરફના ઇન્ડિયામાં (થોડી) મુદ્દત માટે તેના ભાગીઆને સોંપવામાં આવે છે, અગર થોડી મુદ્દત માટે તેની પાસેથી મિલ્કતનો વહીવટ છીનવી લેવામાં આવે છે. કેટલાક પ્રાન્તોમાં જુદા જુદા હુકમો કયે અનુક્રમે મોકલવા અને અજમાવવા તે નક્કી કરી રાખેલ છે. વળી કેટલાક મુલ્કોમાં આ બાબત કારોબારી અધિકારીઓના ડહાપણ ઉપર રાખવામાં આવેલી છે. પરંતુ નિયમિત રીતે ઉઘરાણીનો લેખિત હુકમ કિંવા જપ્તીની ધમકીથી વગર-પરિશ્રમે ચડત રકમો આવી જાય છે. તેથી હરરાજ કરવાનું ગંભીર કામ ક્વચિતજ યોજવું પડે છે. ઉત્તર તરફના ઇન્ડિયાની માફક વસૂલાત ભરવા માટે ગામોના સંયુક્ત હિસ્સાઓ એકેકે, કિંવા સામટી રીતે જવાબદાર હોય છે. ત્યાં જે કસુરવાન ભાગદાર હોય તેની પાસેથીજ, અને તેને માથે છેવટનો બોજો નાખીને, વસૂલાત લેવાનું રાખવામાં આવે છે. બીજા ભાગદારને ઓલાવવાનું હવે સામાન્ય રીતે કમતી થઈ ગયું છે.

**બંગાળમાં હરરાજીનો કાયદો.**

ઉપર વર્ણવેલા ઉઘરાતના ધોરણમાં એક અપવાદ છે. તે એ છે કે જે બંગાળાના પ્રદેશમાં જાથુને માટે સ્થાપિત થઇ ગયેલો છે. ૧૭૯૩નું જાથુ ધોરણ ઠરાવ પાડ્યા બાદ એવો નિયમ કરવામાં આવ્યો કે

વસૂલાત ભરી દેવા માટે મુકરર થએલ દિવસે સૂર્યાસ્ત થતાં સુધીમાં કિસ્ત કે તેનો ભાગ આપી દેવામાં ન આવે, તો નિસ્બત ધરાવનારી જાગીર હરરાજી ને પાત્ર થાય. જેમ જેમ વસૂલાતનો બોજો કમતી થતો ગયો તેમ તેમ એ નિયમ ની સખ્તાઇ ફરતી ગઈ છે, અને તે અમલમાં લાવવાની સખ્તાઈ કમતી થઇ છે. હરરાજી સિવાયનું બીજું કશું ફરમાન બંગાળાના ધોરણમાં લાગુ કરવામાં આવતું નથી એ વિચિત્રતા ત્યાંની સખ્ત વસૂલાત ઉઘરાવવાની રીતિમાં અદ્યાપિ રહેલી છે.

**વસૂલાત ટૂંક મુદત મુલતવી રાખવાનું કામ અને તે માફ કરવાનું કામ.**

ઉઘરાતની ખરેખરી રીતિની ધીમી સુધારણામાં વધારા તરીકે એક થોડા વર્ષ થયાં પ્રગતિમાં આવેલ બીજી બાબત પણ છે. આગળ કહી ગયા છીએ કે ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં જમાબંધીની રકમ રોકડી માગવામાં આવે છે, અને સંખ્યાબંધ ફસલોની પેદાશની સરાસરી ઉપર તે વ્યાજબી રીતે લેવાય છે. જ્યારે કાયમ જમાબંધીનું ધોરણ પ્રથમ દાખલ કરવામાં આવ્યું; ત્યારે ઘણાખરા પ્રાન્તોમાં દેશી રાજસત્તાના ફરતા ધોરણને લગતી પીડાઓની સ્મૃતિ ઘણી બળવત્તર હતી; અને ઘણાં વર્ષો થયાં બ્રિટિશોએ દાખલ કરેલ કાયમના ધોરણને વસૂલાતી રાજકારોબારનું પ્રત્યક્ષ પ્રમાણ ગણી તેની વચ્ચે આવવા માટે ડહાપણ ભર્યું માનતા નહિ. એ ધોરણના મૂળમાં એવો ખ્યાલ રહેતો કે ખરાબ ફસલમાં વસૂલાત ભરવા માટે સારી ફસલમાં જાગીરદારો જોઇએ તેટલો સંગ્રહ કરી રાખે છે. કેટલીક મર્યાદાની અંદર આ કલ્પના વ્યાજબી હતી. તોપણ અનુભવથી ધીમે ધીમે જણાઇ આવ્યું કે વધારે નાના જાગીરદારોમાં અને ફસલના ફારફેરોવાળા પ્રદેશોમાં આ પ્રમાણે ક્વચિત્ બનતું હતું; અને વધારે દોલતવાળા પ્રદેશમાં પણ ગંભીર અછતને ખોજે આ મહત્વ કરેલી દલીલ તુટી પડી. તે માટે કાયમ ધોરણવાળા

પ્રદેશોમાં થોડાં વર્ષો થયાં એવો રિવાજ ચાલ્યો છે કે ઘણાખરા પ્રાન્તોમાં ફસલ આવે જરૂર પડે તો આખી માગણી કે માગણીનો ભાગ મુલતવી રાખવાની છૂટ આપવી; અને છેવટની ઉઘરાતમાં ખરી મુશિબતો આવતી જણાય એવી બાબતમાં માગણીને બિલકુલ છોડી દઈ રકમો માફ કરવી. વસૂલાત મુલતવી રાખવાની અને માફ કરવાની વિગતો–જુદા જુદા પ્રાન્તોની અંદર જુદી જુદી રીતની છે;×[1] પરંતુ સમગ્ર ઇન્ડિયામાં સામાન્ય લક્ષ્ય તો એકજ સરખુ રહેલું છે. હાલમાં ઘણાખરા પ્રાન્તોમાં મુકરર કરેલ વસુલાતને ટૂંક વખત માટે મોકુફ રાખી કિંવા માફ કરી જવા દેવાની પરિપાટિ સ્વીકૃત થયેલી છે. છેવટના દુકાળમાં આ વલણનો એક પ્રસિદ્ધ દ્રષ્ટાન્ત પદર્શિન કરવામાં આવ્યો હતો. ૧૮૯૯–૧૯૦૦ તથા ૧૯૦૦–૧માં દુકાલ પીડિત પરગણાઓમાં રૂપૈયા ૨૦૬૩૭૦૦૦ની રકમ જેટલી વસૂલાત ટૂંક મુદત મા મુલતવી રાખવામાં આવી હતી; અને ૧૯૦૨માં તે દુકાળને અંતે તદ્દન મા કરવામાં આવેલી રકમ રૂપૈયા ૧૯૮૨૩૦૦૦થી કમતી ન હતી.

**મોગલોની વસૂલાત.** મોગલ બાદશાહીના વસૂલાતી પત્રકોના મળી આવતા આંકડા અધુ છે; તેમજ તે પૂરતી રીતે ભરોંસાપાત્ર નથી. પરં ઐતિહાસિક અધ્યનકારોની હાલની શોધખોળોમાં જુદી જુદી મુદતે વલાસૂતના આ સાધનમાંથી નિક આવતો આવકનો સર્વશ્રેષ્ટ અડસટ્ટો નીચે પ્રમાણે જણાઈ આવે છે.+[2]

× ૧ મદ્રાસમાં પાણી પાવાથી પાક નિપજતા ખેતરો માટે (પીત મોલના ખે માટે) મોટા દર છે, ત્યાં પાણી નિષ્ફળ જાય તો કિંવા વધી જાય તો સામાન્ય વસૂલ પ્રચાર એવો છે કે એ વર્ષની વસૂલાત માફ કરવી.

+ ૨ મોગલ બાદશાહીનાં ટોમસકૃત રેવેન્યુ સાધનો જુઓ (૧૮૭૧), હં ઇન્ડિયન એમપાયર જુઓ. પૃ ૩૫૨–૭ અને જદુનાથ સરકારનું ઓરંગઝેબનું ઇન્ડિ

| તારીખ. | હાલના બ્રિટિશ ઇન્ડિયાને સંબંધે વિસ્તારના પ્રમાણનો અડસટ્ટો. | અફ્ઘાન પ્રાન્તો બાદ કરતાં કુલ જમીનનું મ્હેસૂલ રૂપૈયા. | પંજાબ, જોડીઆ પ્રાન્તો અને બંગાળા સાથે અડસટે મળતા વિસ્તારની વસૂલાત રૂપૈયા. | |
|---|---|---|---|---|
| અકબર ઇ. સ. ૧૫૯૪ | ત્રણ–પંચમાંશ. | ૧૩૨૧૩૬૮૩૧ | ૭૮૫૮૯૧૦૮ | |
| ,, ,, ,, ૧૬૦૫ | ત્રણ–પંચમાંશ. | ૧૭૪૫૦૦૦૦૦* | ,, | |
| શાહજાહાન ઇ. સ. ૧૬૨૮ | ત્રણ–પંચમાંશ. | ૧૭૫૦૦૦૦૦૦* | ,, | |
| ,, ,, ,, ૧૬૪૮ | ત્રણ–ચતુર્થાંશ. | ૨૧૧૫૦૦૦૦૦ | ૧૨૨૦૦૦૦૦૦ | |
| ઔરંગઝેબ ઇ. સ. ૧૬૬૧ | ત્રણ–ચતુર્થાંશ. | ૨૬૩૫૧૨૭૫૨ | ૧૬૧૮૦૫૦૨૦ | |
| ,, ,, ,, ૧૬૬૫(?) | ત્રણ–ચતુર્થાંશ. | ૨૨૦૬૭૦૫૦૦+ | ૧૧૪૩૫૫૦૦× | |
| ,, ,, ,, ૧૬૯૫ | ત્રણ–ચતુર્થાંશ. | ૨૦૧૨૭૬૪૨૫ | ૧૧૮૮૦૧૬૫૦ | |
| ,, ,, ,, ૧૬૯૭ | ચાર–પંચમાંશ. | ૩૮૩૦૩૯૩૫૨+ | ૧૨૮૭૬૯૦૫૦ | |
| ,, ,, ,, ૧૭૦૦(?) | ચાર–પંચમાંશ. | ૩૩૬૮૧૬૫૮૪ | ૧૨૪૨૪૨૬૭૪ | |
| ,, ,, ,, ૧૭૦૭ | ચાર–પંચમાંશ. | ૨૯૭૭૭૦૮૭૬ | ૧૩૧૫૬૯૬૩૮ | |
| મહમદશાહ ઇ. સ. ૧૭૨૦(?) | ચાર પંચમાંશ. | ૨૯૪૦૭૬૭૭૬॥ | ૧૦૭૧૦૧૫૩૩॥ | |
| ૧૯૦૦–૧ની વસૂલાતની માગણી | સઘળી. | ૨૬૨૫૪૫૪૫૯ | ૧૨૮૫૩૬૫૦૮ | |

*આખી બાદશાહીનું કુલ, પ્રાન્તિક આંકડા મળતા નથી. ×બંગાળા બાદ કરતાં +આસામ મૂકી દેતાં. ॥ઓરિસા મૂકી દેતાં.

મોગલના વસૂલાતી આંકડા અને હાલના આંકડા વચ્ચે સરખામણી કરતાં ઘણી બાબતોનો વિચાર કરવાનો રહે છે. મોગલ જમાનામાં ખેડૂતો મોટા લશ્કરનો નિભાવ કરવા જવાબદાર હતા. તેનું ખર્ચ લગભગ વસૂલાતના જેટલું હતું એમ અડસટ્ટો કાઢવામાં આવેલ છે. પરંતુ આ જવાબદારી તુરતમાંજ અનુપયુક્તતામાં આવી પડેલી જણાય છે, કિંવા તેની ઉપયુક્તતા માત્ર લડાઈનાજ વખતમાં થતી હતી એમ લાગે છે. આજ સુધી બ્રિટિશ વસૂલાત રહી છે તેના કરતાં મોગલ વસૂલાત પણ વધારે સ્થિતિ સ્થાપક હતી. કેમકે સારી ફસલમાં ખેડૂત ઉપર જુદી જુદી જાતના વધારે બાબો લેવામાં આવતા હતા. અને ખરાબ સાલોમાં વસૂલાત (જે ઘણી સખ્ત હતી) પૂરે પૂરી ઉઘરાવવામાં આવતી ન હતી. ગમે તેમ હો પણ અગત્યની બાબત જે યાદ રાખવાની છે તે એ છે કે હાલનાં કરતાં અકબરના જમાનામાં ખેતીનો વિસ્તાર અને રૈયતની સંખ્યા ઓછાં હતાં. વળી હાલના વખતમાં રૂપૈઆને મળતા શિક્કા કરતા અકબરના જમાનાના રૂપૈયાની ખરીદ શક્તિ બમણી કે તમણી જેટલી મોટી હતી. પંજાબ, જોડીઆ પ્રાન્તો અને બંગાળામાં અકબરની વસૂલાત ગણી જોતાં ૪.૮ દસ લાખ ટન ઘઉંના જેટલી હતી. તેજ પ્રાન્તોની હાલની વસૂલાત આશરે ૧.૯ દસલાખ ટનની છે.×૧

• બળવા પછીની બ્રિટિશ ઇન્ડિયાની વસૂલાતી ખીલવણીના આંકડા નીચે બતાવ્યા છે:—

×૧ ઉપરની ગણતરીમાં એમ અનુમાન કરવામાં આવે છે કે અકબરના જમાનામાં એક રૂપૈયાના ઘઉં અકબરના ૩ ૧/૧૬ મણ કિંવા હાલના ધોરણના મણ ૧ ૨/૧૬ મળતા હતા. હાલમાં એક રૂપૈયાના .૪ મણ ઘંઉ વેચાય છે. જુઓ પ્રિન્સેપનાં ઉપયોગી પત્રકો, ૧૦૭૭;—ઐન-ઇ—અકબરી ૧૦ ૬૨૦ બંને જમાનાના ખેતીના વિસ્તારના આંકડા કમનશીબે મળી આવતા નથી. ઇ. સ. ૧૫૯૪ બાદ ખેતીમાં વધારો થયો છે તેમાં શક નથી.

| વસૂલાતી આવકના સાલ | | | | કેટલા લાખ રૂપૈયા. |
|---|---|---|---|---|
| ૧૮૫૬–૭ | ... | ... | ... | ૧૭૩૦ |
| ૧૮૭૦–૧ | ... | ... | ... | ૧૯૯૬ |
| ૧૮૮૦–૧ | ... | ... | ... | ૨૧૯૧ |
| ૧૮૯૦–૧ | ... | ... | ... | ૨૪૦૫ |
| ૧૯૦૦–૧ | ... | ... | ... | ૨૬૨૫ |

આ સાલોની દરમિયાન વસૂલાતી અગત્યતાનો મુલ્કી વિસ્તાર માત્ર ઉપલા બ્રહ્મદેશને ૧૮૮૬ માં ખાલસે કર્યો તે જ હતો. વધારો થયો છે તે મુખ્યત્વે કરીને ખેતીના વિસ્તૃતપણા અને ભાવના ચઢી જવાથી છે. કેમકે આગળના પૃષ્ટોમાં લખી જણાવ્યા પ્રમાણે ચોખ્ખી નિપજનો સરકાર ભાગ એક વધારાના અંગને બદલે ઘટાડાનું અંગ છે. હાલનો વસૂલાતી બોજો. જુદા જુદા પ્રાન્તોમાં ૧૯૦૦–૧ ની સાલમાં જમીનની વસૂલાતની ઉઘરાણીનો સામાન્ય બોજો નીચેના કોઠામાં દર્શાવવામાં આવ્યો છે.

| પ્રાન્ત. | દરેક રૈયતને શીર આવતો વસૂલાતનો આંકડો | | | પૂર્ણ રીતે જમાબંધીમાં લાવેલ વિસ્તારમાં જમાબંધીનો દર એકરે બોજો.* — કુલ રકબા માટે. | | | ખેતીવાડીના રકબા માટે. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | રૂપૈયા. | આ. | પા. | રૂ. | આ. | પા. |
| ઉપલો બ્રહ્મદેશ. | ૨ | ૮ | ૬ | ૧ | ૨ | ૫ | ૧ | ૧૪ | ૪ |
| નીચલો બ્રહ્મદેશ. | ૨ | ૧૨ | ૦ | ૨ | ૦ | ૪ | ૨ | ૨ | ૨ |
| આસામ. | ૧ | ૧ | ૩ | ૦ | ૧૩ | ૩ | ૧ | ૨ | ૬ |
| બંગાળા. | ૦ | ૮ | ૧૧ | ૦ | ૭ | ૪ | ૦ | ૧૨ | ૭ |
| આગ્રા. | ૧ | ૫ | ૫ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ | ૨ |
| આઉધ. | ૧ | ૩ | ૬ | ૧ | ૧ | ૮ | ૧ | ૧૫ | ૧ |
| અજમેર. | ૦ | ૧૩ | ૧ | ૦ | ૭ | ૧ | ૧ | ૩ | ૧૧ |
| પંજાબ. | ૧ | ૪ | ૬ | ૦ | ૮ | ૯ | ૧ | ૧ | ૫ |
| સિંધ. | ૨ | ૧૪ | ૨ | ૨ | ૫ | ૩ | ૨ | ૧૧ | ૧ |
| મુંબઈ. | ૧ | ૦ | ૪ | ૧ | ૦ | .. | ૧ | ૫ | ૧૦ |
| મધ્યપ્રાન્તો. | ૦ | ૧૨ | ૧૧ | ૦ | ૪ | ૬ | ૦ | ૧ | ૧ |
| બિહાર. | ૨ | ૯ | ૧૦ | ૧ | ૦ | ૩ | ૧ | ૧૦ | ૧૧ |
| મદ્રાસ. | ૧ | ૯ | ૫ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ | ૧૧ |
| કુર્ગ. | ૨ | ૦ | ૮ | ૧ | ૨ | ૧ | ૧ | ૧૧ | ૧૧ |

* એટલે વસુલાતની માફીવાળો રકબો કિંવા હકકદાર રકબો બાદ કરતાં ઉપર વર્ણવામાં આવેલ ગોઠવણ મુજબ.

ઇન્ડિયા આખાને ગણતાં ૧૯૦૦–૧ માં વસ્તી દીઠ વસૂલાત રૂ. ૧-૭-૭ ની આવી. કુલ રકબા માટે પૂર્ણ રીતે જમાબંધી થયેલ જમીન ઉપર બોજો પડયો તે એક એકરે રૂ. ૦–૧૨–૯ જેટલો હતો; અને ખેતીના રકબા ઉપર રૂ. ૧–૭–૮ જેટલો થયો હતો.

ઉપરનું બયાન કરના ધોરણની બાહ્યરેખાદર્શક ગણીને આપવામાં આવ્યું છે. આગળ કહી ગયા છીએ તે પ્રમાણે તે અવશ્ય અંગ્રેજ વાચકવર્ગને નવાઇનું લાગશે. ઇન્ડિયાનો જમીનનો કર પૂર્વની દેશી રાજસત્તાનો વારસો છે. અને તેના વહિવટની સાંપ્રત પરિસ્થિતિ સૃષ્ટિના ઉદ્ભવનું પરિણામ છે. જુદા જુદા પ્રાન્તોમાં તે જુદા જુદા દોર ઉપર અગ્રગતિ કરતું રહ્યું છે. સ્વદેશી પ્રચારની ઠીક ઠીક રીતની તપસીલોના જ્ઞાન અને પ્રાચીન અર્થશાસ્ત્રના થોડાંક પ્રત્યક્ષ પ્રમાણોથી પ્રારંભ કરતાં ઇન્ડિયાનું સાંપ્રત કાળના વસૂલાતી ધોરણનું બંધારણ કરનાર અમલદારો એવા પરિણામોએ પહોંચ્યા છે કે જે યુરોપખંડના સમકાલીન ધોરણો સાથે સારી રીતના મુકાબલામાં આવી શકે તેવા મનાય. બેશક ઇન્ડિયાની ગોઠવણો અદ્યાપિ ખામીવાળી છે. તેમાંની કેટલીક તો અજમાયશી સ્થિતિમાં છે. જમીનને લગતા બધા પ્રયોગોની માફક, જમીનની મ્હેસૂલના પ્રયોગો પરિપક્વ થવાને લાંબી મુદત લે છે. અદ્યાપિ જેમાં છેવટના નિશ્ચયો નહિ થઇ શકે એવા ઘણા પ્રશ્નો છે. પરંતુ આજ પર્યન્ત થયું છે તેના કરતાં આખી પરિપાટિ ધીમે ધીમે વધારે વિશાળ અને વધારે ઉદાર વૃત્તિમાં વિકાસ પામતી જાય છે. ખેડૂત વર્ગ ન્યૂનમાં ન્યૂન હાનિ સાથે રાજને જમીનનું મ્હેસૂલ યોગ્ય રીતનું ભરે તે મોટારૂપનો સિદ્ધાન્ત છે. તે સરકારના સંખ્યાબંધ અમલદારોની અક્કલ અને ઉત્સાહને એક યાને બીજી વિગતે પરિશ્રમમાં લાવતો રહ્યો છે. જેમ જેમ કાળ ગતિ કરતો રહેશે તેમ તેમ તે સિદ્ધાન્ત સંતોષકારક નિરાકરણની નજદીક આવતો જશે એવી ઉમેદ રાખવી એ ગેરવાજબી નથી.

---

## આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

અબુલફઝલ.—આઇન–ઈ–અકબરી; અસલ ફારસીમાંથી તરજુમો, ભાગ ૧, બ્લોકમનકૃત, ૧૮૭૩; ભાગ ૨ અને ૩ કર્નલ એચ. એસ. જેરેટકૃત, ૧૮૯૧ અને ૧૮૯૪ ( કલકત્તા ).

ઈસ્ટ ઇન્ડિયા કંપનીનાં કામકાજ વિષે ચુનંદી કમિટીનો પાંચમો રિપોર્ટ–બે ભાગ (લંડન, ૧૮૧૨, મદ્રાસમાં ફરીને પ્રસિદ્ધ થયેલ, ૧૮૮૩ ).

વાયવ્ય તરફના પ્રાન્તોના વસૂલાતી દફતરોના પસંદ કરેલા ફકરાઓ ૧૮૧૮–૧૮૨૦ ( કલકત્તા ૧૮૬૬ ).

મેજર-જનરલ સર ટોમસ મન્રો, તેના આપેલા અભિપ્રાયમાંથી ચુંનદા ફકરા અને બીજાં સરકારી લખાણો, સર એ. જે. આર્બુથનટ કૃત–બે ભાગ (લંડન ૧૮૮૧ ).

મુંબઈ ઇલાકાની માપણી અને વસૂલાતી માન્યુઅલ ( મુંબઈ ૧૮૮૨ ),

ઇન્ડિયાના દુકાલ કમિશનનો રિપોર્ટ, ૧૮૮૦. ( લંડન ).

ઇન્ડિયાના દુકાલ કમિશનનો રિપોર્ટ ૧૮૯૮ (સિમલા ).

ઇન્ડિયાના દુકાળ કમિશનનો રિપોર્ટ ૧૯૦૧ ( કલકત્તા ).

ઇન્ડિયાના આંકડાની વિગતની નકસા બુક ( કલકત્તા ૧૮૯૫ ).

જુદા જુદા દેશોના જમીનના હક્કનાં ધોરણો. કોબડન કલબના કાગળો. ઇન્ડિયા વિષેનું લખાણ સર જ્યોર્જ કામ્પબેલે કરેલું છે. (લંડન ૧૮૮૧).

બી. એચ. બેડન-પોવેલ-બ્રિટિશ ઇન્ડિયાના જમીનનાં ધોરણો-ત્રણ ભાગ, (ઓક્ષફર્ડ ૧૮૯૨).

બી. એચ. બેડન-પોવેલ-બ્રિટિશ ઇન્ડિયાના વસૂલાતી ખાતાની સંક્ષેપ હકીકતો અને તેનો કારોબાર-તે સાથે જમીનના હક્કનું બયાન, (ઓક્ષફર્ડ ૧૮૯૪).

ઇન્ડિયાની જમીન સંબંધી રાજપદ્ધતિ ૧૯૦૧માં ઇન્ડિયા સરકારે પ્રસિદ્ધ કરેલા પત્રોનો સંગ્રહ; તેમાં પહેલો ગતકાળમાં ઇન્ડિયાનું વસૂલાતી ધોરણ કેવું હતું તેના નિયમોનો સત્તાવાર ખુલાસો છે સાથે તે ધોરણ ભવિષ્યમાં કેમ ચલવવું તેની વિગતો પણ આવેલી છે, (કલકત્તા ૧૯૦૨).

આર. સિ. દત્ત.—ઇન્ડિયાના દુકાળો અને વસૂલાત-બાંધવાનાં ધોરણો વિષે લોર્ડ કરઝન પ્રત્યે ખુલ્લા પત્રો-જેના જવાબમાં આ ઉપર લખેલું લખાણ થયું હતું. (લંડન ૧૯૦૦).



# પ્રકરણ આઠમું.

## પરચુરણ પેદાશ.

### અફીણ.

અફીણની આવકના "વિભાગો" અફીણ અને "એક્ષાઇસ" ના મથાળા નીચે.

ચીન અને અન્ય દેશોમાં ચઢાવવા માટે અને દેશના ખપ માટે અફીણ બનાવવા સારૂ ઇન્ડિયામાં ખસખસનું વાવેતર કરવામાં આવે છે. પરદેશ ચઢાવવામાં આવતા અફીણની જકાતને "અફીણ" ના મથાળા નીચે, અને દેશમાં ખપતા અફીણની આવકને "એકસાઇસ" ના મથાળા નીચે રાજના હિસાબમાં જમે કરવામાં આવેછે. જાવકની પેદાશ વધારે અગત્યની છે; ૧૯૦૪-૫માં તે ૭ કરોડ કરતાં વધારે થઇ હતી, અને તેને મુકાબલે દેશમાં ખપતા અફીણની એક્ષાઇસ આવક એક કરોડનીજ થઈ હતી.

અફીણ કયાંથી આવે છે તે.

મુખ્યત્વે કરીને અફીણનો જથ્થો પ્રથમતો બિહાર અને ગંગા નદીની ખીણને લગતા અને તેનાથી ઉત્તરમાં જોડીઆ પ્રાન્તોનાં પરગણાંઓમાંથી આવે છે. અને બીજે દરજ્જે તે મધ્ય ઇન્ડિયા અને રાજપુતાણાની એજન્સીઓના સંખ્યાબંધ દેશી રાજ્યો, તેમાં મુખ્યત્વે કરીને ઇન્દોર, ગ્વાલિયર, ભોપાળ, અને મેવાડમાંથી આવે છે; વડોદરામાં પણ કેટલીક પેદાશ થાય છે. પ્રથમના દેશની પેદાશ બંગાળાના અફીણ તરીકે અને બીજા દેશની પેદાશ માલવાના અફીણ તરીકે ઓળખાય છે.

**બંગાળાના અફીણની પેદાશ.**

બંગાળાનું અફીણ બનાવવાનો હક્ક આપણે આવ્યા પહેલાં મુસલમાન રાજકર્તાઓ ઈજારે આપતા હતા; અને ૧૭૭૩ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની તરફથી વોર્ન હેસ્ટિંગ્ઝે એ પદ્ધતિ ગ્રહણ કરી હતી. પરંતુ તેને લીધે અફીણ હલકી જાતનું બનાવવાનું કારણ ઉત્પન્ન થયું, અને ઈજારદારો ખેડૂતો ઉપર જુલમ કરવા લાગ્યા. તેથી ૧૭૯૭ માં બંગાળાની સરકારે અફીણ બનાવવાનું કામ સીધી રીતે આપસ્વાધીન રાખ્યું અને તેજ ધોરણ આજ સુધી ચાલુ છે. આ ધોરણ તે વખતના નિમકના ધોરણ સાથે મળતું આવતું હતું. તેની રૂએ ખસખસનું વાવેતર અને અફીણની બનાવટ એક ખાસ ખાતાની દેખરેખ તળે રાખવામાં આવેલ છે. એ ખાતાના બે એજન્સીઓમાં ભાગ કરેલા છે, તેમાં એક બિહારની છે, તેનું મથક પટણામાં રાખ્યું છે; અને બીજી જોડીઆ પ્રાન્ત માટે છે, તેનું મથક કાશીની નજીકમાં ગાઝીપુર ખાતે છે. પરંતુ બન્ને એજન્ટો બંગાળાના રેવેન્યુ બોર્ડ અને બંગાળા સરકારના અંકુશ તળે છે. એ ખાતાના અધિકારીની સત્તાવાર પરવાનગી લઈ ખસખસનું વાવેતર થઈ શકે છે; અને જે ખેડૂતોને અફીણની પેદાશ માટે જરૂર પડે ત્યારે અગાઉથી નાણાંની રકમ મદદ માટે મળે છે. તેણે બંધન તરીકે અફીણનો પોતાનો બધો પાક સરકારને જ મુકરર કરેલ ભાવે વેચવો જોઇએ. સ્થાનિક મધ્ય સ્થળોએ તે અફીણને કાચી સ્થિતિમાં જ સોંપી દે છે. ત્યાંથી તેને કારખાનાઓને મથકે મોકલવામાં આવે છે અને ત્યાં તેને ખેડૂતને અપાતો ભાવ કેટલીક વખત ફરતો રહ્યો છે, પરંતુ છેલ્લાં પચાસ વર્ષમાં ધીમે ધીમે વધ્યો છે.[1] ૧૮૫૦–૧ માં તે

---

* સર જે. બી. લ્યાલ અને મિ. આર. એમ. ડેન કૃત ઇન્ડિયાની અફીણની પેદાશ અને ચીન સાથેનો અફીણનો વેપાર સંબંધી કિંમતી નોંધો ૧૮૯૩ ના અફીણના બાદશાહી કમિશનના રિપોર્ટના વોલ્યુમ ૭ માંના બીજા ભાગમાં માલૂમ પડશે.

૧ અફીણનો સેર આશરે બે પાઉન્ડનો છે.

એક સેર માટે રૂપૈયા ૩-૧૦ હતો, અને ૧૮૯૪-૫ પછીથી તે રૂપૈયા ૬-૦ નો થયો છે. અફીણનો મોટો ભાગ પરદેશ માટે નિકાસ થાય છે. તેને "પૂરૂં પાડવાનું અફીણ" કહેવામાં આવે છે. ("પ્રોવિઝન ઓપિઅમ[2]") ઇન્ડિયામાં જ ખપતા અફીણને "એક્ષાઇસ અફીણ" ની સંજ્ઞા આપવામાં આવે છે. તેને બનાવવાનું ખર્ચ દર સેરે રૂપૈઆ ૮⅙ ના ભાવથી અફીણની આવકમાં જમે કરવામાં આવે છે. પરદેશ મોકલવાના અફીણને દરેક પેટીમાં ૧૪૦ પાઉન્ડ જેટલું ભરી દેવામાં આવે છે. પછી તેને કલકત્તા ખાતે મોકલવામાં આવે છે, અને ત્યાં તેનું લિલામ કરી વેચવામાં આવે છે. અફીણની એક પેટી બનાવવાનું ચોખ્ખું એકંદર ખર્ચ ૧૮૫૦-૧ માં ૨૮૦ રૂપૈયા થયું હતું તે ૧૯૦૨-૩ માં વધીને ૪૯૯ રૂપૈયે ચઢયું હતું. કલકત્તાના વેચાણમાંથી મળેલી કિંમતમાંથી બનાવવાનું ખર્ચ બાદ કરતાં જે રહે તે બંગાળાના પ્રોવિઝન અફીણની આવક ગણાય છે.

**પરદેશ જતા બંગાળાના અફીણની આવક.**

પરદેશ જતા બંગાળાના અફીણની આવક દર સાલ ઘણી ફરતી રહે છે, અને છેલાં વીશ વર્ષમાં તો ભાવ નમતો રહ્યો છે. ૧૮૮૦-૧માં ચોખ્ખી આવક અંદાજે ૬ કરોડની થઇ હતી; અને ૧૯૦૨-૩માં ફક્ત ૩⅙ કરોડજ થઇ હતી+[1] વાર્ષિક નફાની અચોક્કસ ખાશિયતને માટે બે અંગો છે. પ્રથમતો પાક ઘણે દરજ્જે મોસમી અસરને લીધે ન્યૂનાધિક થાય છે, તેથી સટ્ટા અને ભાવમાં જબરા ફારફેર થાય છે. આ આફતને ઓછી કરવા માટે ખરાબ ફસલમાં આવતા તોટાને પૂરો કરવા સારૂં અફીણનો સંગ્રહ કરી રાખવામાં આવે છે. એનો અડસટ્ટો

---

૨ આ "પ્રાવિઝન" (પૂરૂ પાડવાનું) અફીણ એ શબ્દ એવી હકિકતથી ઉત્પન્ન થયો છે કે જ્યારે શરૂવાતના જમાનામાં સરકારજ અફીણ વેચતી હતી ત્યારે કંપનીને નાણાં "પૂરાં પાડવા" માટે ચીન ખાતે અફીણ ચડાવવામાં આવતું હતું.

+૧ ત્યાર બાદ કાંઇક ઠેકાણે આવી છે, પરંતુ તે ટૂંક મુદતને માટે હોવાનો સંભવ છે.

કાઢવામાં આવેલો છે કે ખેતીનો હાલનો રકબો, જેમાં મુદ્દાનો વધારો કરવા સરકાર રાખતી નથી, તેમાં સરાસરીએ ૪૮૦૦૦ પેટીઓ નિપજે છે. હાલમાં આ આંકડાને વેચાણના ધોરણનો ગણવામાં આવે છે. કોઇ સારી સાલમાં વધારે નિપજ થાય તો તેને સંગ્રહમાં નાખવામાં આવે છે. દરેક સાલ વેચવાના જથ્થા માટે જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે. વેચવાનો મોટામાં મોટો જથ્થો નક્કી થયો હોય તેમાં ત્રણ માસની ચેતવણી આપ્યા વગર ફારફેર કરવામાં આવતો નથી. હરકત કરનાર બીજું કારણ ઇન્ડિયાના માલની વેચાણ-કિંમત સાથે ચીનના અફીણની હરીફાઇ છે, જેને ઇન્ડિયાની ખેતીના ચઢતા ખર્ચને લીધે અને ઇન્ડિયાની ટંકશાળાના બંધ થવાને લીધે ઉત્તેજન મળેલું છે. આને લીધે રૂપૈઆની પાઉન્ડનાં રૂપની કિંમત વધી જતાં ચીનમાંથી મળતો ડોલર×[૨] અને ટાએલ×[૨] ના બદલામાં આવતી રૂપૈયાની રકમ ઓછી થઈ ગઇ છે. દેશના પાકની હરીફાઇને લીધે તેને તેનામાં એ રીતનો વધારો થવામાંથી અટકાવી રાખી છે. હાલમાં ચીનમાં અફીણનો ઘણો મોટો જથ્થો પેદા કરવામાં આવે છે. ઇન્ડિયાનું અફીણ વધારે સારી જાતનું ન હોત અને વધારે વખાણવા લાયક મોજશોખની વસ્તુ ન હોત તો તે તદ્દન નિકળી ગયું હોત. તોપણ તેની સ્થિરતા માટે ખાત્રી થઈ શકતી નથી, અને હાલના રાજકીય મામલાને લીધે પરિસ્થિતિની શંકાયુક્ત ખાશિયતોમાં વધારો થયો છે.

**માળવાનું અફીણ.** ઠેઠ સોળમી સદીના પ્રારંભથી ઇન્ડિયાના પશ્ચિમ કાંઠા અને દૂરના પૂર્વ મુલ્કો વચ્ચે અફીણનો વેપાર ચાલતો આવ્યો છે. થોડા વખત સુધી તે વેપારનો મોટો ભાગ પોર્ચુગીઝ લોકોના હાથમાં રહ્યો હતો. પ્રથમતો ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ એ વેપારને અંકુશમાં રાખવા અને દબાવી દેવા માટે યત્નો કર્યા, કેમકે તે વેપાર બંગાળાના એક હાથમાં રહેલા વેપારને નુકશાન કરનાર

×૨ "ડાલર" અને "ટાએલ" ચીનના સિક્કા છે.

તો. આ અશક્ય નિવડયું, અને ૧૮૩૦માં ઇન્ડિયા સરકારે જકાત નાખીને માળવાનું અફીણ નિકાસ કરવા અખત્યાર આપ્યો. અફીણની પેદાશવાળા મુખ્ય પ્રદેશોને બ્રિટિશ મુલ્કમાં પસાર કર્યા સિવાય દરિયા કિનારે પહોંચવાનો રસ્તો નથી. તેથી તે હકીકતોને લીધે જકાત વસૂલ કરવાનું કામ સહેલું થયું છે. ૧૮૩૦માં દાખલ કરેલ ધોરણ અદ્યાપિ ચાલુ છે. દેશી રાજ્યોની પેદાશ કે ખપની બાબતોમાં ઇન્ડિયા સરકાર વચ્ચે આવતી નથી; પરંતુ જકાત આપ્યા વગર તેનું અફીણ પરદેશ ચડાવવા માટે કિંવા ખપ માટે બ્રિટિશ મુલ્કોમાં લાવી શકાતું નથી. ઈંદોર અને બીજે ઠેકાણે બ્રિટિશ સરકારે અનુકૂળતા પ્રમાણે રાખેલ સ્ટેશનોએ તે જકાત વસૂલ લેવામાં આવે છે. ત્યાંથી વેપારીઓને આપવા માટે અફીણનો જથ્થો મુંબઇવાળી વખારમાં મોકલી દેવામાં આવે છે. બંગાળાના અફીણને લાગુ થયેલાં કારણોના જેવાંજ કારણોથી આમદાનીને નુકશાન પહોંચેલું છે. ૧૮૮૦–૧માં માળવાનું અફીણ ચીન માટે નિકાસ કરવામાં આવ્યું તે ૩૭૦૦૦ પેટીઓ હતું, અને ૧૯૦૧–૨ માં ૧૮૦૦૦ પેટીઓ કરતાં કમતી નહતું. દર પેટીએ જકાતનો ભાવ ૧૮૩૦માં રૂપૈયા ૧૭૫ હતો તે ૧૮૬૧માં વધીને રૂપૈયા ૭૦૦ નો થયો. ૧૮૯૭–૮ સુધી તે બદલાતો રહ્યો; ૭૦૦ થી ૬૦૦ની વચ્ચે રહ્યો; તે પ્રમાણે ૧૮૯૭–૮ સુધી ચાલ્યો. ત્યાર બાદ તેને ઓછો કરી ૫૦૦ નો કરવામાં આવ્યો. ૧૯૦૪ માં નિકાસમાં કાંઇક સુધારો થયો તેને લીધે તે ફરી ચડાવી દઈ રૂપૈયા ૬૦૦ નો કરવામાં આવ્યો. બંગાળાના અફીણની એક પેટીના ચોખ્ખા નફા કરતાં જકાતનો દર હમેશાં ઘણો કમતી રહ્યો છે. ૧૮૮૦–૧માં માળવાના અફીણની ચોખ્ખી આમદાની ૨$\frac{1}{2}$ કરોડની હતી તે ૧૯૦૨–૩ માં ઓછી થઈ ૮૯ લાખની ઉપજી છે.

**ઇન્ડિયામાં અફીણનો ખપ.**

ઇન્ડિયાના બધા પ્રાન્તોમાં અફીણને ખપમાં લેવામાં આવે છે. આસામમાં ખપતી વધારે છે. ત્યાં દર હજાર માણસે ૮૦૮ શેર જેટલી થાય છે; મુંબઇમાં તેજ આંકડાને પ્રમાણે ૨૦૪ શેર છે, બીજા પ્રાન્તો અને

બંગાળામાં ૧૦૩ શેર, અને મદ્રાસમાં ૧૦૧ શેર છે. આ વસાણું ગોળીઓના રૂપમાં સાધારણ રીતે તો ખવાય છે. પરંતુ કેટલેક ઠેકાણે સામાજિક અને ક્રિયાને પ્રસંગે કસુંબો કરીને પીવાય છે. ઉત્તર તરફના ઇન્ડિયામાં સાધારણ રીતે ખસખસના ડોડવાને "પોસ્ત" કહે છે તેનો ઉકાળો પીવાય છે. ખુદ ઇન્ડિયામાં અફીણને (હુક્કામાં) પીવાનો મોટો રિવાજ નથી. ત્યાં તેવી આદતને બેઆબરૂભરી ગણવામાં આવે છે. ઘણું અફીણ તો દવાના કામમાં વપરાઇ જાય છે. લોકોમાં તે ઘરે ઘરનું વસાણું છે.

**૧૮૯૩ના અફીણ કમિશનનો રિપોર્ટ.**

આમની સભામાં પસાર થયેલ એક ઠરાવને લીધે ઇન્ડિયામાં થતા અફીણના ખપતા વિસ્તાર અને અસરોનો તપાસ કરવા અને દવા સિવાય બીજા કામ માટે તેની પેદાશ અને વેચાણ અટકાવવાં કે કેમ તેનો નિર્ણય કરવા માટે એક બાદશાહી કમિશન ૧૮૯૩ માં નિમાયું હતું. ચીનના નિકાસ વેપારને સંબંધે તે કમિશને એવો અભિપ્રાય બતાવ્યો કે તેની વસ્તીને અફીણની આયાત નુકશાનકર્તા છે એ કારણસર જો ચાલતા તહનામાને રદ કરવા ચીન ચાહતું હોય તો તે બાબતમાં હિલચાલ કરવી એ તેનું કામ છે. ચીનમાં હાલ ઘણું અફીણ બનાવવામાં આવે છે; જો ઇન્ડિયામાંથી તે જતું બંધ થાય તો ચીનવાળા વધારે અફીણ નીપજાવી ખોટ પૂરી કરે. વધારે એટલું કહેવું જોઇએ કે, કહેવામાં આવે છે તે પ્રમાણે ઇન્ડિયામાં અફીણની પેદાશને વધારવાને ઉત્તેજન આપવા છતાં પણ જ્યાં ફાયદો થાય ત્યાં તે પેદા થયેલું બ્રિટિશ સત્તાધીશોના જોવામાં આવેલું છે. સત્તા અપાયેલા વિસ્તારમાંજ તેની પેદાશ અંકુશમાં રાખવાનો સમગ્ર રીતે તેઓની રાજપદ્ધતિનો હેતુ છે. ઘણાં દેશી રાજ્યોમાં, તેમાં પ્રસિદ્ધ રીતે હૈદ્રાબાદ અને મહેસુર પાસે તેઓએ દેશની અંદરની અફીણની પેદાશ બંધ કરાવી

છે×[1] દેશની અંદરના ખપની સંબંધે તે કમિશને એવો અભિપ્રાય આપ્યો કે તે વસાણાની ખરાબ અસરો કહેવામાં આવે છે તેટલી નથી. સૌથી શ્રેષ્ઠ વજનદાર વૈદિક પુરાવાનો તેઓએ ટૂંક સાર એવો કાઢ્યો કે "ઇન્ડિયામાં અફીણનો મધ્યમ પ્રકારના ઉપયોગની સમાનતા ધરાવતો ગણવો જોઇએ. તે વાપરવાના માપ અને ડહાપણ પ્રમાણે હાનિકારક, અહાનિકારક, કિંવા ફાયદાકારક છે." મનાને વાસ્તે કમિશને સલાહ આપી નહીં. બંગાળાના અફીણને બનાવવાનું એકના હાથમાં રાખેલું હતું તે રીતને જારી રાખવા માટે તેણે ભલામણ કરી. પચ્ચુરણ વેચાણ માટેની ગોઠવણો સામાન્ય રીતે જોઇએ તેટલી અંકુશકર્તા છે એમ તેને માલૂમ પડયું.

**દેશના ખપ માટે "એક્ષાઇસ" અફીણ પૂરૂં પાડવાનું કામ.**

કેટલાક નાના નાના અપવાદ સિવાય બંગાળા ઠરાવેલા એક સ્થળ વગર બીજે ઠેકાણે બ્રિટિશ ઇન્ડિયામાં ખસખસનું વાવેતર બંધ કરવામાં આવેલ છે. પટણા અને ગાઝીપુરના કારખાનાંઓમાંથી બંગાળા, આસામ, જોડીઆ પ્રાન્તો, અને થોડેક દરજ્જે પંજાબ અને સરહદ ઉપરના પ્રાન્તને અફીણ પૂરૂં પાડવામાં આવે છે. માળવા અફીણ મુંબઇ, મદ્રાસ તેમજ પંજાબ તથા સરહદ ઉપરના પ્રાન્તની માગણીના

---

[1] ×૧ હાલના કરતાં ૧૫૦ વર્ષ પહેલાં દેશી રાજસત્તાની નીચે ઇન્ડિયામાં વધારે અફીણ ખપતું તેમાં થોડોજ શક છે; અને આપણી સરકારે સ્થાપિત કરેલ જકાતના સખ્ત ધોરણને લીધે એ વસાણાનો ભાવ એટલો બધો ચડી ગયો છે કે તેનો ખપ કમતીમાં કમતી હદે જઇ પહોંચ્યો છે. આ પદ્ધતિ ઘણીજ હદ ઉપરાંત લંબાવી દેવાનો હવે ડર રહે છે. અફીણને વધારે મોંઘું દુર્લભ્ય કરવાથી આપણે દાણચોરીને ઉત્તેજન આપશું એટલુંજ નહિ, પરંતુ જે લોકો અફીણના મધ્યમ અને લાભકારી ઉપયોગથી સંતુષ્ટ રહ્યા છે તેને દારૂ કિંવા વધારે સસ્તા અગર વધારે હાનિકારક માદક પદાર્થોને વળગવાનું કરાવશું. એનો ઉપયોગ કોઇપણ સરકાર અટકાવી શકશે નહિં.

* સર જ્હોન સ્ટ્રાચીનું ઇન્ડિયા ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૫૪

મોટા ભાગનું પૂરૂં કરે છે. પંજાબ ખુદમાં થોડા ઘણા અફીણની નિપજ થાય છે; કેટલુંક કાશ્મિર અને ડુંગરાઉ રાજ્યોમાંથી આયાત કરવામાં આવે છે. સરહદ ઉપરના પ્રાન્તમાં તે આ ઠેકાણેથી અને અફઘાનીસ્તાનમાંથી કેટલેક અંશે ખેંચી લેવામાં આવે છે.

**દેશમાં ખપતાં "એક્ષાઇઝ" જકાતવાળા અફીણનું ધોરણ.**

બંગાળા, આસામ, ઓડીઆ પ્રાન્તો અને મધ્ય પ્રાન્તોમાં બંગાળાનું અફીણ મુકરર કરેલે ભાવે પરચુરણ સનંદી વેચનારાઓ તથા ગાંધીઓને સરકારી ત્રીજુરીઓએ વેચવામાં આવે છે. બનાવવાના ખર્ચ અને જકાતને કિંમતમાં ગણે છે. ઓડીઆ પ્રાન્તોના ભાગોમાં ત્રીજુરી અમલદારોને મુકરર કરેલે ભાવે લોકોને સીધી રીતે અફીણ વેચાતું આપવાની પરવાનગી છે. અફીણની નિપજવાળા પ્રદેશોમાં ગેરકાયદે થતાં કૃત્યો અટકાવવાને આ ગોઠવણ ઠીક ધારવામાં આવેલી છે. પંજાબમાં સનંદી સામટા વેચનારાઓ ( બંગાળાના અફીણની બાબતમાં ) સરકારી ત્રીજુરીએથી અફીણ લે છે. અથવા તેના પાકના માલેકો પાસેથી કિંવા આયાત કરીને મંગાવે છે; અને પરચુરણ વેચનારાઓને વેચાણ આપે છે. મુંબઈમાં ઉપર દર્શાવેલી મધ્યસ્થ વખારોમાંથી અફીણ પરગણાઓની વખારોમાં લઈ જવામાં આવે છે. ત્યાંથી તેને સનદી વેચનારને આપવામાં આવે છે. વેચનારાઓ (પરવાનો લઈને) અફીણની પેદાશના મુલ્કોમાંથી તે સાધી રીતે આયાત કરી શકે છે. મદ્રાસમાં મુંબઈની વખારમાંથી માળવાનું અફીણ મંગાવી એ વખારોમાં ભરી રાખે છે, અને તે સામટું વેચનારાઓને વેચાણ આપે છે.

ઘણું કરીને પરચુરણ વેચાણ માટે વર્ષ પ્રતિવર્ષ લીલામ ઠરવામાં આવે છે. તે માટે એક કિંવા અધિક મંજુર કરેલી દુકાનો હોય છે. અફીણમાંથી બનતા માદક પદાર્થો કેટલાંક પ્રાન્તોમાં સનદી વેચનારાઓ વેચે છે. બીજા પ્રાન્તોમાં ફક્ત પરવાનાવાળા ગાંધીઓ દવાના કામ માટે વેચે છે. કેટલાક

અમુક અંકુશો રાખી અફીણમાંથી હુક્કામાં પીવાના પદાર્થો ખાનગી રીતે કરવા દેવામાં આવે છે; પરંતુ તે બ્રિટિશ ઇન્ડિયાના કોઈપણ ભાગમાં ખરીદી કે વેચી શકતા નથી. બધી જાતના અફીણના વગર પરવાને ખાનગી કબજા માટે સખ્ત હદ બાંધવામાં આવી છે.

**દેશમાં ખપતા અફીણની એક્ષસાઇસ આમદાની.**

દેશમાં ખપતા અફીણની "એક્ષસાઇસ" આમદાની એ જકાત અને વેચાણ ફી છે. જકાતનો દર સ્થાનોની સ્થિતિ પ્રમાણે ફરતો રહે છે. જ્યાં દાણ-ચોરી કરવાનું મુશ્કેલ હોય ત્યાં સૌથી મોટો દર રાખવામાં આવે છે. એક સેર ઉપર જકાતનો સરાસરી દર આસામમાં રૂ. ૨૮·૫ નો, બંગાળામાં ૨૦·૫, મધ્યપ્રાન્તોમાં ૧૩·૫ મદ્રાસ અને મુંબઈમાં રૂ. ૧૦, જોડીઆ પ્રાન્તોમાં રૂપૈયા ૮·૮ અને પંજાબમાં રૂપૈઆ ૬·૬ નો છે. વળી બનાવવાનું ખર્ચ કાઢવા માટે બંગાળાના અફીણ ઉપર દર શેરે રૂપૈઆ ૮$\frac{1}{2}$ જકાતમાં ઉમેરવામાં આવે છે. જકાતમાં વેચાણ ફી વધારતાં ૧૯૦૨-૩ માં દર શેરે ઉપર સરાસરી કર આસામમાં રૂપૈયા ૩૪·૯ અને પંજાબમાં તેથી જુદીજ રીતે રૂપૈયા ૧૧·૫ આવ્યો હતો.

**બ્રહ્મદેશ.**

ઉપરના અહેવાલમાંથી બ્રહ્મદેશને બહાર રાખેલ છે, કેમકે તે દેશની હકીકતો ખાસ પ્રકારની છે. ત્યાં અફીણ હુક્કામાં પીવાના રૂપમાં ઘણે ભાગે ખપે છે. તેનો ઉપયોગ સામન્ય રીતે બ્રહ્મદેશના વાસીઓ કરતા નથી. તેથી તો તેઓને નુકશાન થાય એવી સમજના લોકો તેઓ છે. તેથી તેઓ ઘણું કરીને તેનો તિરસ્કાર કરતા હોય એમ જણાય છે. બ્રહ્મદેશના ન હોય તેનેજ તેનો ઉપયોગ કરવા દેવામાં આવે છે; નીચેના બ્રહ્મદેશમાં અફીણના બંધાણી તરીકે ખાસ નોંધાયેલા થોડાજ બ્રહ્મદેશીઓને તે વાપરવા દેવામાં આવે છે. ઉપલા બ્રહ્મદેશને નીચલા બ્રહ્મદેશ સાથે જોડી દેવામાં આવ્યો, ત્યારથી ઉપલા બ્રહ્મદેશમાં અમલમાં

હતો તે પ્રમાણે બ્રહ્મદેશના વાસીઓને અફીણનો ઉપયોગ ન કરવાનો સામાન્ય હુકમ લાગુ કરવામાં આવ્યો છે. ત્યારે વળી અફીણના બંધાણ-વાળાઓને વાસ્તે ૧૮૯૩ માં નામ નોંધાવાનું ધોરણ દાખલ થયું. નીચલા બ્રહ્મદેશમાં બંગાળાનું અફીણ વપરાય છે. ઉપલા બ્રહ્મદેશમાં એના ઉપરાંત યુનાન અને શાંનનાં રાજ્યોમાંથી આયાત કરવામાં આવે છે. વળી કેટલુંક કાચીનના દૂરનાં ગામડાંઓમાં થાય છે ત્યાંથી લાવવામાં આવે છે. પરચુરણ વેચાણની દુકાનોની સંખ્યા ટૂંકી હદમાં રાખવામાં આવે છે. દરેક દુકાનમાં વધારેમાં વધારે કેટલું વેચવું તે પણ મુકરર કરી દેવામાં આવે છે. જકાત ઘણી ભારે છે, અને વેચાણ ફી તેમાં વધતાં ૧૫૦૦–૧ માં શેર દીઠ સરાસરી જકાતના રૂપૈયા ૭૨ થયા હતા. ભારે જકાત અને સખ્ત નિયમોને લીધે દાણચોરી વધી તેથી થોડી મુદત પહેલાં નોંધ અને વેચાણના ધોરણમાં કેટલીક સુધારણાઓ કરવાની જરૂર માલૂમ પડી છે. તેમજ આ ખરાબી દૂર કરવા માટે અટકાયતી યોજનાઓમાં પણ કેટલીક સુધારણાઓ કરવામાં આવી છે. આ યોજનાઓને લીધે વેચાણ ફી ઓછી થઇ, પરંતુ ૧૯૦૨–૩ માં સરાસરી જકાત રૂપૈયા ૫૧ જેટલી દર શેર ઉપર થઇ તે પણ ભારે હતી.



## નિમક.

**સામાન્ય (બયાન).** બ્રિટિશ ઇન્ડિયામાં ખપતું સઘળું નિમક જકાતને પાત્ર છે. ૧૮૮૮ અને ૧૮૯૩ ની વચ્ચે શાહનશાહતના વધારે મોટા ભાગમાં જે દર ચાલુ રહ્યો હતો તે ૮૨$\frac{2}{7}$ પાઉન્ડના દર મણે રૂપૈયા ૨–૮–૦ નો હતો. તેને ૧૮૯૩ માં ઓછો કરી રૂપૈયા ૨) ઉપર લાવવામાં આવ્યો હતો; અને ૧૯૦૫ માં દર મણે તેને વધારે કમતી કરીને રૂપૈયા ૧–૮–૦ ના દર ઉપર મૂકવામાં આવ્યો હતો. (તે કમતી કર્યા પહેલાં) ૧૯૦૨–૩ માં એ

કરમાંથી એકંદર આમદાની ૪૦૩ કરોડ અને ચોખ્ખી આમદાની ૮૦૪ કરોડ થઇ. નિમક જેવી જીંદગીને પ્રથમની જરૂરયાતની વસ્તુ ઉપર જકાત લેનાર ધોરણની વિરૂદ્ધ કેટલીકવાર વાંધો લેવામાં આવેલ છે. તોપણ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પાછલા સમય સુધી નિમક સહિત જીંદગીની જુદી જુદી જરૂરયાત વસ્તુઓ માટે રાહદારી દાણુ અને દેશની અંદરની જકાતો વસૂલ કરવામાં આવતી તેના બદલામાં હાલનો કર હલકો છે. બીજી કોઇ રીતે લોકોના સમૂહ ઉપર તાત્કાલિક કર નખાઇ શકે તેમ નથી. વળી તેઓએ રાજકારોબારના ખર્ચનો કાંઇક હિસ્સો ઉઠાવવો જોઇએ એ પણ ખરૂં, તેમજ યોગ્ય બન્ને છે. તે કરનો બોજો હલકોજ છે. ૧૯૦૨-૩ માં માથા દીઠ તેની સરાસરી ફક્ત ૪૦૯ આનાની થઇ હતી. વળી હાલના ઘટારાથી બોજે ચાર આના કરતાં (એટલે ચાર પેન્સ કરતાં કહીએ તો ચાલે) પણ કમતી કરી નાખવામાં આવેલો છે.

**લાવવાનાં ઠેકાણાં.** ૧૯૦૨ મા ઇન્ડિયા ખાતે કુલ ૪૦૦ લાખ મણ નિમક લાવવામાં આવ્યું હતું. તેમાંના લગભગ ૭૦ ટકા દેશી પેદાશનું હતું, અને બાકીનું તરીને માર્ગે આયાત કરવામાં આવ્યું હતું. ઇન્ડિયામાં નિકળતી પેદાશનાં મુખ્ય ઠેકાણાં પંજાબમાં અને સરહદ ઉપરના પ્રાન્તમાં ખારા ડુંગરની અને કોહાટની ખાણો છે; રાજપુતાણામાં સરકાર તરફથી ચલાવાતાં સાંભર તળાવ અને બીજાં ઠેકાણાં છે; કચ્છના નાના રણની સરહદ ઉપર ખારી માટીના ખારાપાટો છે; મદ્રાસ અને મુંબઇના કાંઠા ઉપર અને સિંધુનદીના મુખ આગળ દરીઆના નિમકના કારખાનાઓ (જેને અગર કહેછે) છે. ૧૯૦૨-૩ ની પહેલાંના પાંચ વર્ષમાં ઇન્ડિયાની કુલ પેદાશના ૬૦ ટકા મદ્રાસ અને મુંબઇના દરિયાઈ નિમકના હતા; ૭ ટકા કચ્છના રણના નિમકના હતા, (જે બરાગરના નિમક તરીકે પ્રખ્યાત છે) ૯ ટકા સિંધુ નદીની આ તરફની પંજાબની ખાણોમાંથી આવેલ હતા, અને ૧૮ ટકા સાંભર તલાવ અને રાજપુતાણાના બીજા ઠેકાણાંમાંથી આવ્યા હતા.

ખાસ પર્વતની ખાણોમાં વસ્તુતઃ અખૂટ જથ્થો છે. મેયો ખાણોમાં પાંચ કે તેથી અધિક સાંધાઓ જુદા જુદા દળના છે. તેની વચ્ચે ખારી માટીના થર છે. થરમાં ખંડ કોતરી કાઢીને તેમાં નિમક હોય તે જુદું પાડી લેવામાં આવે છે. તે થરમાં કેટલાક તો ૨૫૦ ફુટ લાંબા, ૪૫ ફુટ પહોળા, અને ૨૦૦ ફુટ ઉંચા હોય છે. રાજપુતાણામાં ખારી જમાવટોને ધૂપમાં સૂકાવા દઇ પાણી ઉડાડી નિમક બનાવાવમાં આવે છે. તેની પેટા વિગતો દરેક ઠેકાણે જુદી જુદી હોય છે. મુંબઇ અને મદ્રાસના કાંઠા ઉપર મોટા મોટા છીંછરા અગરોમાંના દરિયાના પાણીને સૂર્યની ગરમીથી ઉડાવી દઇ નિમક મેળવવામાં આવે છે. પ્રતિકૂલ મોસમના ફેરફારોને લીધે બનાવટ બગડી પણ જાય છે. તેથી પેદાશ ઘણી રીતે વધુઘટુ થતી રહે છે.

**બનાવવાની રીતિ.**

બંગાળા અને બ્રહ્મદેશનો વધારે મોટો ભાગ આયાત કરીને પોતાનું નિમક મગાવે છે. બંગાળામાં આગળ નિમક પાકતું હતું. અને કંપનીના નોકરો મારફત નિમક બનાવવા અને તેનું વેચાણ કરવાનો અંકુશ રાખવાનું ધોરણ ૧૭૬૫–૮૦માં કલાઇવ અને વોર્ન હેસ્ટિંગ્ઝે દાખલ કર્યું હતું; અને ૧૮૬૨ સુધી તે બદલાયેલા રૂપમાં સજીવ રહ્યું × ૧ ૧૮૩૫ના અરસામાં ચેશિયર નિમકનો વેપાર અગત્યનામાં ચઢી આવ્યો. ત્યારથી આયાત થતા નિમકે ધીમે ધીમે તળ બંગાળામાંની દેશી પેદાશને બહાર હાંકી મૂકી. ૧૮૭૩–૪ના અરસામાં સ્થાનિક બનાવટ બંધ પડી હતી, અને સંઘરો ખૂટી ગયો હતો. હવાના ભેજથી અને ગંગા તથા બ્રહ્મપુત્રા બંગાળાના અખાતમાં મીઠા પાણીનો જબરો પ્રવાહ લાવે છે. તેથી બંગાળાના કાંઠા ઉપર બની શકે એટલું નિમક થઇ શકતું નથી. પરંતુ

**ભૂગોળ પ્રમાણે સ્થાનિક વહેંચણી.**

---

× ૧ બંગાળામાં હતું તેના જેવું સરકારનું એકના હાથમાં સોંપેલ નિમકનું ધોરણ ઓગણીસમી સદીના પ્રારંભમાં મદ્રાસ ઇલાકામાં દાખલ કરવામાં આવ્યું હતું. મુંબઇમાં તો ૧૮૩૭ સુધી નિમક, આમદાનીનું મોટું સાધન થયું ન હતું.

ઓરિસામાં ૧૮૯૮ સુધી નિમકની બનાવટ છોડી દેવામા આવી ન હતી. બંગાળામાં આવતું લગભગ અર્ધું નિમક લિવર્પુલ અને મુખ્યત્વે કરીને બાકીનું જર્મનિ, એડન, મસ્કત, જેદ્દા, મુંબઈ, અને મદ્રાસ–માંથી આયાત કરવામાં આવે છે. પૂર્વ કિનારાને લગતી રેલવે બંધાયા પછીથી ખુશ્કીને માર્ગે આવતું મદ્રાસનું નિમક આયાત થતા નિમક સાથે ફતેહમંદીથી હરિફાઇ કરતું થયું છે. સિંધુની પેલી તરફ કોહાટની ખાણો નિમક લાવવાનાં અનન્ય ઠેકાણાં છે. અને કોહાટનું નિમક તો અફઘાનીસ્તાનની અને સરહદ ઉપરના તાયફાઓની વપરાસમાં આવે છે. સિંધુના આ તરફના પંજાબમાં ઘણું કરીને ખારા ડુંગરોની ખાણોનું નિમક આવે છે. પરંતુ અગ્નિકોણના પરગણાંઓમાં રાજપુતાણાનું નિમક પણ વપરાશમાં આવે છે. જોડીઆ પ્રાન્તોમાં પંજાબનું સિંધવ અને રાજપુતાણાનું નિમક હરિફાઇ કરી રહ્યાં છે. અને બદાગરનું (બાડા અગર) નું નિમક પણ વાપરવામાં આવે છે. રાજપુતાણામાં તો મુખ્યત્વે કરીને ત્યાંનીજ સ્થાનિક પેદાશનું નિમક પૂરૂં પાડવામાં આવે છે· તે બડી અગરના નિમકની પણ આયાત કરે છે. મુંબઇમાં નર્મદાની ઉત્તરે બડા અગરનું નિમક વાપરવામાં આવે છે; અને બાકીના મુંબઇ ઇલાકાને માટે મદ્રાસનાં પશ્ચિમ પરગણાંઓ માટે મુંબઇનું દરિયાઇ નિમક પૂરૂં કરે છે.

**એક હસ્તકનું ધોરણ અને એક્સાઇસ ધોરણ.**

૧૮૦૨ માં લગભગ અર્ધોઅર્ધ નિમક સીધી રીતે સરકારની મારફત બનાવવામાં આવ્યું હતું, અને બાકીનું એક્ષાઇસના ધોરણ અનુસારે પરવાનાવાળા સખ્સોએ બનાવ્યું હતું, કોહાટની ખાણો સિવાય ઉત્તરનાં બીજાં ઠેકાણાં સરકાર ચલાવે છે. મુંબઇમાં બડા અગરનું નિમક સરકાર બનાવે છે, અને દરિયાઈ નિમક નિયમિત રીતે ખાનગી સખ્સો બનાવે છે, મદ્રાસમાં બન્ને ધોરણો સાથેજ ચાલે છે. ૬૭ પૈકી ૨૨ કારખાનાં સરકારનાં છે. આ પ્રાન્તના વધારે મોટા ભાગમાં એક્ષાઇસનું ધોરણ ૧૮૮૨ અને ૧૮૮૬ની વચ્ચે દાખલ કરવામાં આવ્યું હતું. ભાવ વધારી

દેવા માટે એક્કો કરવામાંથી ખાનગી બનાવનારાઓને અટકાવવા સારૂ થોડાંક સરકારી કારખાનાં રાખવામાં આવ્યાં હતાં; પરંતુ ૧૮૯૫થી સરકાર એકલાની હસ્તક એ કામ રાખવાના ધોરણ તરફ કેટલેક અંશે પાછું ફરવાની યોજના જણાય છે. આખા ઇન્ડિયામાં આવેલાં સરકારી કારખાનામાં પેદાશ માટે કામદારોને મુકરર કરેલા દરથી મ્હેનતાણું આપવાનો ઘણોખરો પ્રચાર છે, તેનો આંકડો સંગ્રહ કરતી વખત ગણવામાં આવે છે. એક્ષાઇસ ધોરણ પ્રમાણે જકાતની વસૂલાત લેવાની ખાત્રી કર્યા ઉપરાંત બનાવટ અને વેચાણની દરમિયાન આવવાની જરૂરયાત રહેતી નથી. સરકારી અને એક્ષાઇસ ખાતાની વખારોમાં ચોકી, સંગ્રહ, તોલ, અને નિકાસ માટે સંભાળ ભર્યા ધોરણો દાખલ કરવામાં અને ખીલવવામાં આવ્યાં છે.

**અટકાયતી હલાજો.** કુદરતી જમાવટોમાંથી એકઠા કરેલા નિમકના અને ખારા પ્રદેશોની ખારી માટીમાંથી બનાવેલા નિમકના ગેરકાયદે વેપારની ચોકી સારૂં અટકાયત કરનારાં થાણાંઓ રાખવામાં આવેલાં છે. સુરાખારની બનાવટ ઉપર તેમજ સાજી ખાર તથા સાધારણ ક્ષારને વાસ્તે ઉત્તર તરફના ઇન્ડિયામાં બિહારમાં અને કલકત્તામાં દેખરેખ રાખવામાં આવે છે; અને સુરાખારને સુધારી ખાવા લાયક નિમક બનાવવામાં આવે તો તેના ઉપર સામાન્ય કર નાખવામાં આવે છે. ફ્રેંચ અને પોર્ચ્યુગીઝના મુલ્કોમાંથી દાણચોરી થઇ આવે તો ખાસ રીતની કરેલી યોજનાઓનો અમલ કવારમાં આવે છે આમદાનીના રક્ષણ માટે દેશી રાજ્યો સાથે ગોઠવણો કરવામાં આવેલી છે. ઇન્ડિયાના એક બંદરથી બીજે બંદર તરીને માર્ગે નિમક ચડાવી દેવાનું અંકુશમાં રાખવામાં આવેલ છે.

**વહીવટ.** ઉપલા ઇન્ડિયાના નિમક બનાવવાનાં અને રોકાયત કરવાનાં કામકાજે ઉત્તર તરફના ઇન્ડિયાના નિમક ખાતાના અંકુશમાં રાખવામાં આવેલ છે. તે નાણાં પ્રકરણી ખાતામાં ઇન્ડિયા સરકારના સીધા રાજકારોબારની નીચે

રાખવામાં આવેલ છે. મદ્રાસ અને મુંબઈની સરકારો પોતપોતાના પરગણાંમાંની નિમકની રેવેન્યુ (પેદાશ) નો વહિવટ કરે છે, અને ઓરિસાની ખારી પાટો માટે અને બંગાળાના કાંઠાના ભાગો માટે રાખેલ અટકાયતી ખાતું બંગાળાના 'એક્ષાઈસ' ખાતા સાથે જોડી દેવામાં આવેલ છે.

**નિમકની જકાતનો ઇતિહાસ.**

દેશી રાજવહિવટમાં દેશના જુદા જુદા ભાગોની અંદર નિમક ઉપર જુદી જુદી હકિકતોને સંબંધે, અને ઘણા જુદા જુદા દરો પ્રમાણે જકાત લેવામાં આવતી હતી. નિમકની જકાત સાથે વેપારને રસ્તે જુદે જુદે અંતરે ઘણી મોટી રાહદારી જકાતની વસુલાતો લેવાતી હતી તે બધી બ્રિટિશ રાજવહીવટને વારસામાં મળેલી છે. તે બધીને માટે મ્હેનત લઈને જકાતી ગોઠવણો કરવાની અને વેપાર તથા વ્યવહારને અસહ્ય હાનિ દૂર કરવાની પદ્ધતિ બાંધવાની જરૂરયાત રહેતી હતી. ૧૮૪૩ માં રૂ અને ખાંડ સિવાયનાં રાહદારી દાણ કાઢી નાખવામાં આવ્યાં તેનો તોટો પૂરો કરવા માટે પ્રાન્તોના નિમકની જકાતમાં વધારો કરવામાં આવ્યો. ૧૮૫૫ માં રૂ ઉપરની જકાત માફ કરવામાં આવી, અને નિમકની જકાતને ધીમે ધીમે વધારવામાં આવી. ૧૮૬૯ થી ૧૮૭૭ ની મુદત સુધીમાં નિમકની જકાત નીચેના બંગાળામાં દર મણે રૂપૈયા ૩-૪-૦, ઉપરના પ્રાન્તોમાં રૂપૈયા ૩-૦-૦, સિંધુ નદીની પારના દેશમાં થોડાક આના, અને મદ્રાસ અને મુંબઈમાં રૂ. ૧-૧૩-૦ ની થઈ. રાજપુતાણામાં આવેલ નિમકનાં ઠેકાણાં દેશી રાજ્યોનાં હતાં. જ્યારે સરહદ ઓળંગીને નિમક લઈ જવામાં આવતું ત્યારે જેના તાબામાં તે આવેલાં હતાં ત્યાંની તરફથી તેની પેદાશ ઉપરની જકાત લેવાતી હતી. આ ગોઠવણો માત્ર સખ્ત અટકાયતના ઇલાજોથીજ કાયમ રાખી શકાય તેમ હતું. જકાત નહિ ભરાયેલું રજપુતાણાનું નિમક રોકવા માટે, અને તેને તથા દક્ષિણ અને પશ્ચિમ તરફથી ઉત્તર ઇન્ડિયામાં આવતું ઓછી જકાત ભરેલ નિમક અટકાવવા માટે એક જકાતી થાણાની હાર (નાકાબંધી) રાખવાની જરૂર હતી. તે થાણાંઓના

હાર સિંધુ ઉપર આવેલ અટક નજીક ટોર્બેલાથી ઠેઠ બંગાળાના સંબલપુર પરગણા સુધી લગભગ ૨૫૦૦ માઇલના વિસ્તાર ઉપર જોઇ હતી. એ હારબંધ થાણાંઓ ઉપર લગભગ ૧૩૦૦૦ અમલદારો અને માણસો ચોકી રાખતાં હતાં. તેના અંતરના મોટા ભાગમાં જબરી કંટાળાની (hactns) વાડ કરીને પથ્થરાની દિવાલો અને ખાઇઓથી મજબૂત કરવામાં આવી હતી×૧ આ ગોઠવણથી કુદરતી રીતે વેપારમાં વિઘ્ન આવતાં હતાં. તેને પરિણામે ઇન્ડિયાના જુદા જુદા ભાગોમાં નિમકના ભાવમાં અયોગ્ય તફાવત રહેતો હતો. ૧૮૭૦માં ઇન્ડિયા સરકારે જોડીઆ પ્રાન્તોમાં નિમકનો જથ્થો વધારવા અને સસ્તો કરવા માટે સાંભરના તલાવનું ભાડુ ઠરાવી તે લીધો; અને ૧૮૭૪માં એ હારબંધ થાણાંઓના ૭૫૦ કરતાં વધારે માઇલનો પૂર્વ તરફનો ભાગ છોડી દીધો. આ દિશાનો વેપાર રેલવે રસ્તે પોતાની મેળે સ્થાપિત થઇ ગયો. આખું ધોરણ બદલાવી નાખવાની જરૂરયાત તેજ વખતે લોર્ડ નોર્થ બ્રુકે બતાવી દીધી. તે પછી થોડે વર્ષે લોર્ડ લિટ્નની સરકાર રાજપુતાણામાંના નિમકનાં બાકીનાં ઠેકાણાં હાથ કરવાને, અને ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં જકાત સરખી કરી દેવાને શક્તિમાન્ થઈ. લાગતા વળગતા દેશી રાજ્યો સાથે તહનામાંઓ કરવામાં આવ્યાં, અને ૧૮૭૮માં બંગાળાની જકાત કમતી કરીને દર મણે રૂપૈઆ ૧–૧૪ની રાખવામાં આવી. ઉત્તર તરફના ઇન્ડિયામાં તે રૂ. ૨–૮–૦ની રાખવામાં આવી. તેજ વખતે મદ્રાસ અને મુંબઈની જકાત રૂ. ૧–૧૩–૦ હતી તેને વધારી મણ એકે રૂ. ૨–૮–૦ ની કરવામાં આવી. સિંધુ નદીને લગતા ભાગ સિવાય બાકીનાં હારબંધ થાણાંઓને ૧૮૭૯માં છોડી દેવામાં આવ્યાં. સિંધુ નદીને લગતાં થાણાં કાયમ રાખવાનું કારણ એ હતું કે તે નદી ઓળંગીને કમતી જકાતવાળું કોહતનું નિમક દાણચોરીથી આવતું અટકાવવું. ૧૮૮૨ના માર્ચમાં નાણાં પ્રકરણી

---

× ૧ તોપણ સ્મૃતિમાં રાખવું જોઇએ કે દેશના અંદરના ભાગમાં ચો તરફ વિખરાયેલાં જકાતનાં થાણાંના વધારે હેરાન ગતિ કરનારા ધોરણના બદલામાં આ હારબંધ થાણાંઓ કરવામાં આવ્યાં હતાં.

પરિસ્થિતિ આબાદ હોવાથી જકાતના સામાન્ય દરને કમતી કરી દર મણે બે રૂપૈયાનો રાખવામાં આવ્યો. ૧૮૮૮ માં નાણાંની મુશિબતોને લીધે રૂપૈયા ૨-૮-૦ નો દર ફરીને રાખવા જરૂર જણાઇ. ૧૯૦૩ સુધી તે કાયમ રહ્યો. તે સાલની આબાદાનીથી દર પાછો રૂપૈઆ ૨-૦-૦ નો કરવાનું બન્યું. ૧૯૦૫માં તેમાં ફરી ઘટાડો કરી રૂપૈયા ૧-૮-૦ ઠરાવ્યા. ૧૮૯૬માં કોહાટના નિમકનો દર વધારીને દર એક લાહોરી મણે રૂપૈયા ૨-૦-૦નો ઠરાવ્યો×[1] સિંધુ નદીના આ તરફના મુલ્કોમાં વધારે સસ્તુ નિમક દાખલ થઇ જવામાંથી અટકાવવા કાર્યકારક ગોઠવણોની ધારણા બાંધ્યાથી જૂનાં હારબંધ જકાતી થાણાંઓની અંતિમ શેષ અદ્રષ્ટ થઈ. બ્રહ્મદેશમાં નિમકની જકાતનો દર એક મણે+[2] એક રૂપૈયાનો છે. ચાલતા ધોરણને નહીં અનુસરનારો આખા ઇન્ડિઆમાં હવે માત્ર તે દેશ એકલોજ છે. લોર્ડ લિટ્ટનની સરકારે અમલમાં આણેલ ફારફેર કારોબારી રૂપે, તેમજ નાણાં પ્રકરણી રૂપે ફતેહમંદ નિવડયો હતો. ૫૮ દસ લાખ જેટલી વસ્તી માટે જકાત વધારવામાં આવી, તે સાથેજ ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં ૧૪૮ દસ લાખ જેટલી વસ્તીને તે કમી કરી તેઓને (બોજામાંથી) છોડાવવામાં આવી હતી. ૧૮૭૭-૮ ની પહેલાંની ત્રણ સાલોમાં વાર્ષિક ખપતની સરાસરી ૨૪.૨ દસ લાખ મણની થઇ હતી, અને સરાસરી ચોખ્ખી આવક ૫.૮ કરોડની થઇ હતી. ૧૮૭૯-૮૦ માં ખપત વધીને ૨૭.૫ દસ લાખ મણની થઇ, અને ચોખ્ખી આપવાની ૬.૯ કરોડની આવી.

આ પ્રકરણના છેવટના ભાગમાં આપેલા ૧૮૭૧થી ૧૯૦૩ ના

---

+૧ દર ધોરણના મણે એ આશરે રૂપૈઆ ૧-૧૦-૦ ની બરાબર થાય છે, અને ૧૯૦૩માં દર ધોરણના મણે જકાતનો દર રૂપૈઆ ૧-૮-૦ નો મુકરર થયો હતો.

×૨ આ જકાત આયાત થયેલા નિમક ઉપર લેવામાં આવેછે. સ્થાનિક પેદાશ, જે થોડી અને પ્રાથમિક ખાસિયતની છે, તેના ઉપર તો નિમક બનાવવામાં કામે લાગેલાં વહાણો માથે રીનો કર આજ સુધી લેવામાં આવેલ છે; પરંતુ વાર્ષિક પાક ઉપર કર લેવાનું ધોરણ હાલમાં કેટલાંક પરગણાંઓમાં અજમાવવામાં આવેછે.

આંકડા નિમકની આમદાનીની ખીલવણી બતાવે છે.

**સામાન્ય પરિણામો.** માથા દીઠ સરાસરી ખપત ૩.૬ સેર હતી, તે સ્થિરતાથી વધીને ૫ સેરની થઇ છે. આ વધતો દર વધતી વસ્તી અને વધારેના વિસ્તાર ઉપર અસર કરતાં એકંદર ખપત આશરે ૨૬ દસ લાખ મણની હતી તે ૩૭ દસ લાખ મણની થઇ છે. તેજ મુદતની દરમિયાન માથાદીઠ જકાતનો બોજો ૩.૬ આનાનો હતો તે વધીને ૪.૯ આના જેટલો થયો છે; અગર તો ખપતના વધારા કરતાં જરાક ઓછો દરે આવેલો છે. તે સાથે ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં પરચુરણ વેચાણનો ભાવ કમતી થયો છે, અને જકાતને હાલમાં ઓછી કરવામાં આવેલી હોવાથી તે દર કમતી થતો જાય છે.×[1] જકાતનાં થાણાંઓ કાઢી નાખવાથી અને રેલ તેમજ રસ્તાના વ્યવહારોની ખીલવણીથી છેલ્લાં ત્રીશ વર્ષમાં નિમકના ઉપયોગ કરનારને સંપાદિત થયેલ નિમક મેળવવાની અનુકૂળતાઓમાં વિશેષ વધારો થયો છે એ સર્વેથી વધારે નોંધમાં લેવા લાયક બિના છે. દ્રષ્ટાન્ત તરીકે હાલના જમાનામા સાંભર તલાવથી નિમક મગાવવા ઇચ્છતો હોય તો તેણે ફક્ત અનામત રકમ સૌથી નજીકની ત્રિજુરીમાં ભરી દેવી, કિંવા પેટા ત્રીજુરીમાં ભરવી કિંવા મુકરર કરેલ રેલવે સ્ટેશને કે ટપાલ ઓફીસમાં આપી દેવી. તે પ્રમાણે કરવાથી વગર વિલંબે અને વગર પરિશ્રમે તેની મરજી પ્રમાણે તે નામ આપે તે તે રેલવે સ્ટેશને તેનો માલ તેને મળી જશે. મદ્રાસમાં નિમકનો વેપાર ઉધારના ધોરણથી સહેલો થઇ પડયો છે. તેની રૂયે કોઇપણ વેપારી જામીનગિરીની રકમ અનામત મૂકીને (ભાવના ફેરફાર માટે થોડો માર્ગ રાખી) જકાત ભરવા માટે છ મહીનાની ઉધારની મુદત મેળવે છે. તે પ્રમાણે તે

×૧ ઉત્તર ઇન્ડિયાના નિમક ખાતાનો કમિશનર પોતાના ૧૯૦૨-૩ ના તારીખ ઓગષ્ટ ૧૯૦૩ વાળા રિપોર્ટમાં કહે છે કે તે રોજ પંજાબમાં એક આનાનું (એક પેનીનું) ૧ પાઉન્ડ ૧૪ આંઉસ નિમક સરાસરી વેચાણે મળતું હતું અને જોડીઆ પ્રાન્તમાં ૧ પાઉન્ડ ૯ આંઉસ મળતું હતું.

ઉપરા ઉપર કરતો રહી શકે છે. એવુંજ ધોરણ મુંબઇમાં ચાલે છે, પરંતુ ત્યાં ઉધારની મુદત ઓછી છે.

## એક્ષાઇસ જકાત.

બ્રિટિશ ઇન્ડિયાની એક્ષાઇસ જકાત માદક દારૂઓ, ભાંગ, ગાંજો, અને અફીણની બનાવટો તથા વેચાણમાંથી ઉત્પન્ન થાય છે.

**સામાન્ય (બયાન).** એ સઘળા પદાર્થો એવા છે કે જેની વપરાસ, લોકોના હિતની ખાતર, વાજબી હદની અંદર અંકુશિત કરીને રાખવી જોઇએ. તમાકુ ઉપર એક્ષાઇસ જકાત લેવાતી નથી. તમાકુનું વાવેતર ઘણું કરવામાં આવે છે અને તેનો ઉપયોગ પણ જબરો થાય છે. સોપારી (પાન સોપારી) દરેક સ્થળે લોકોનો દરેક વર્ગ વાપરે છે, તેના ઉપર પણ એ જકાત વસૂલ કરવામાં આવતી નથી. તમાકુ ઉપર કર નાખવાની યોગ્યતા માટે એક કરતાં વધારે પ્રસંગે વિચાર કરવામાં આવ્યો હતો; પરંતુ એ વિચાર છોડી દેવામાં આવેલો છે. કારણ કે કાંઇક ભાગે એ છોડના બહોળી રીતે વિખેરાયેલાં વાવેતરો ઉપર જકાતી દેખરેખનું કાર્યદક્ષ ખાતું રાખવું મુસ્કેલ થઇ પડે, અને મુખ્યત્વે કરીને તે જકાત જે લોકો આગળથીજ નિમક ઉપરની જકાત ભરતા આવ્યા છે તે લોકોના વર્ગો ઉપર પડે. નીચલા વર્ગોના લોકોની વધતી જતી આબાદી અને આ જકાતની સુધારણાઓની વૃદ્ધિ સાથે આ પેદાશમાં દરેક મથાળા નીચે વધારો સ્થિરતાની સાથે થતો જારી રહ્યો છે. આ પ્રકરણના છેવટના ભાગમાં આપેલ ત્રીજા પત્રકથી તેની પ્રગતિ પ્રદર્શિત થઇ આવશે. ૧૮૫૦-૧માં આ જકાતનાં સઘળાં સાધનોની કુલ ચોખ્ખી પેદાશ આશરે ૧$\frac{1}{5}$ કરોડ હતી તે વધીને ૭$\frac{4}{5}$ કરોડની ૧૯૦૪-૫માં થઇ અફીણના સામાન્ય બયાનમાં આજ પ્રકરણની અંદર અફીણ ઉપરની જકાત વર્ણન કરવામાં આવેલ છે. આ પરિચ્છેદ માદક, દારૂઓ અને ભાંગ, ગાંજા સાથે સંબંધ ધરાવે છે.

ઘણા ખરા પ્રાન્તોમાં એક્ષાઇસ ખાતું એક કમિશનરના તાબામાં હોય છે. તે નિમક જેવી આવકનાં બીજાં ખાતાંઓ પણ કેટલીક વખત ચલાવે

છે. કલેકટરો પોતપોતાના પરગણાના એક્ષાઈસ કારોબારના મુખી ગણાય છે. મદ્રાસમાં ઘણું કરીને પરચુરણ વેચાણની ગોઠવણ સાથે કલેકટરને નિસ્બત રહે છે. દારૂની ભઠ્ઠીઓ અને અટકાયતી ખાતાંઓ સીધી રીતે તે ખાતાના અંકુશ તળે રાખવામાં આવેલાં છે. બીજા પ્રાન્તોમાં અટકાયતી ગોઠવણો ઘણે ભાગે સાધારણ પોલીસના હાથમાં રાખવામાં આવે છે.

## માદક દારૂઓ.

**હિંદુ અને મુસલમાનના જમાનામાં માદક દારૂનો ઉપયોગ.**

બ્રિટિશ રાજસત્તાની પૂર્વેના જમાનામાં એક્ષાઈસની બાબતમાં આપણા જાણવામાં ઘણામાં ઘણી જુજ હકીકતો છે. પરંતુ દારૂ પીવાનો ચાલ–બલ્કે વધારે પડતો તે પીવાનો ચાલ–અજાણપણામાં નહોતો ગયો તે સાબીત કરવા માટે જોઇએ તેટલો પૂરાવો છે. દેશી રાજકર્તાઓ દારૂમાંથી પેદાશ લેતા હતા તે પણ સાબીત થઈ શકે છે. બંગાળાની એશિયાટિક સોસાઇટિના ચોપાનીઆમાં ડાકટર રાજેન્દ્રલાલ મિત્રે લખાણ આપ્યું હતું. તે ઉપરથી જણાઈ આવ્યું કે ઇન્ડિયાની અંદર સઘળા સમયોમાં અને સઘળા લૌકિક વર્ગોમાં માદક દારૂઓ અને બીજા પીવાના પદાર્થો બહોળી રીતે વપરાતા હતા. આ વિષય ઉપર સંસ્કૃત ગ્રન્થો, પ્રાચીન અને મધ્યકાલિન એ બન્નેમાંથી તેણે ફકરાઓ કાઢી બતાવ્યા હતા. નીતિશાસ્ત્રો તથા ધારાશાસ્ત્રો તેઓનો ઉપયોગ વખોડતા હતા તે વાતનો અંગીકાર કરીને તેણે સાબીત કર્યું કે ચોખ્ખાનો દારૂ વેચાતો અને પીવાતો, તેમજ વેદના શરૂઆતના જમાનામાં તે યજ્ઞોમાં વપરાતો હતો; મહાભારતના અગ્રેસર પુરૂષો સખ્ત દારૂના બંધાણી હતા; રામાયણમાં વારંવાર દેખીતી પસંદગીની સાથ દારૂ પીવાની નોંધ છે; કાલિદાસના જમાનામાં માત્ર પુરૂષ વર્ગમાંજ નહિ, પરંતુ ઉંચી પંક્તિના સ્ત્રી વર્ગમાં પણ દારૂનું પાન ઘણું સાધારણ હતું; પુરાણોમાં મદિરા અને મદિરાપાનનાં પુષ્કળ વર્ણનો છે; અને તંત્રોમાં હિંદુઓનો

મોટો વર્ગ મદિરાપાનમાં અસીમ રમણ કરતો અને તેને અનુરક્ત રહેતો તેની નિર્વિવાદ સાબીતીઓ છે. બૌદ્ધગ્રંથોમાં મદિરાના ઉપયોગ સંબંધે ઘણા હવાલા આપવામાં આવેલા છે; અને તે ધર્મનાં પુસ્તકોમાં તેને માટે અતિ-ભારે નિષેદ્ધ કરેલો છે. કુરાનમાં પણ શરાબ પીવાની મનાઇ છે, અને પેગંબરના જુના મતના અનુયાયીઓ અદ્યાપિ પર્યન્ત એ મનાઈ ઉપર ખ્યાલ રાખે છે. પરંતુ એટલું બતાવવાને તો પુરતો પુરાવો છે કે મોગલ રાજસત્તામાં બાદશાહોના પાયતખ્તોમાં પણ નીશાના શરાબો પીવાનો રિવાજ આમ તોરનો હતો. જો કે તેઓનું ધોરણ સુધરેલી રીતનું ન હતું, તથાપિ ઇન્ડિયાના મુસલમાન રાજકર્ત્તાઓને આવક લાવનારૂ એક્ષસાઇના જેવું સામાન્ય ખાતું હતું ( તેને આબકારી ખાતું કહેતા હતા ). કોઈક પ્રસંગે થોડે સ્થળે બિલકુલ મનાઇ માટે થોડી કોસીસ કરેલી તે નિષ્ફળ જતાં દારૂ બનાવવા અને વેચવા માટેના અંકુશો, માત્ર પેદાશ કરવાના હેતુથી અને ખપને નિયમમાં કે અંકુશમાં રાખવાના ઈરાદા વગર, યોજવામાં આવ્યા હતા. સામાન્ય રીતે જે ધોરણ અમલમાં હતું તે ઈજારાના પ્રકારનું હતું.

**બ્રિટિશ ઇન્ડિયાની એક્ષાઇસ ખાતાની રાજનીતિ.**

ઇજારાનું આ ધોરણ બ્રિટિશ રાજને વારસામાં મળ્યું તેમાં તેણે તુરત-માંજ ફેરફારો કરવા માંડયું. સુધારણાની પ્રગતિનો હેવાલ તુરતમાંજ આપવામાં આવશે. સામાન્ય રાજનીતિ એવી તરેહની ગોઠવવામાં આવી છે કે અતિશય દારૂ પીવાની આદત અટકવવાને માટે દર અને પદ્ધતિની ગોઠવણ કરવી; અને તે સાથે અયોગ્ય રીતના સખ્ત નિયમોનો અમલ કરીને ગેરકાયદે બનાવટ અને વપારને ઉત્તે-જન આપ્યા વગર પેદાશને વાસ્તે સાવચેતી રાખવી. બીજા શબ્દોમાં કહીએ તો ખપની હદ કમતીમાં કમતી રાખવાની સાથે વધારેમાં વધારે પેદાશ થાય એજ લક્ષ્યબિંદુ છે. યુનાઇટેડ કિંગડમમાં ૧૯૦૧ની સાલમાં ૨૪૦ માણસે એક દારૂના પીઠાનું પ્રમાણ હતું તેને ઠેકાણે ઇન્ડિયામાં ૨૪૦૦ માણસે માત્ર એક પીઠાનું હતું.

**પીવાના દારૂના મુખ્ય પ્રકારો.**

ઇન્ડિયામાં ખપમાં આવતા માદક દારૂના નીચે લખ્યા પ્રમાણે પ્રકારો છેઃ—દેશી દારૂ, તાડીનો ગાળેલો દારૂ, અનાજ ગાળીને કાઢેલો બીર જાતનો દારૂ, રમ, તથા બ્રાન્ડી વગેરેના દેશી પ્રકારો, સ્થાનિક રીતે કાઢેલો જવનો બીર, તેમજ આયાત કરેલા દ્રાક્ષના દારૂ, બીર અને કેફી દારૂઓ. પહેલા ત્રણ દેશીઓના ખપને માટે" બનાવવામાં આવે છે. છેવટના ત્રણ મુખ્યત્વે કરીને યુરોપિયનો તથા યુરેઝિયનો વાપરે છે, પરંતુ તેઓજ એકલા વાપરે છે તેમ હરગીજ નથી. ૧૯૦૨-૩ ની સાલમાં દરેકમાંથી કેટલી પેદાશ આવી તેના અંદાજી આંકડાઓ નીચે પ્રમાણે લાખની સંખ્યામાં બતાવેલા છેઃ—

૩૨૫ લાખ દેશી દારૂઓ.
૧૧૧ લાખ તાડીના દારૂ.
૧૭ લાખ અનાજમાંથી કાઢેલો બીર દારૂ.
૧૨ લાખ દેશી રમજાતનો દારૂ, વગેરે
૪ લાખ જવમાંથી કાઢેલો બીર દારૂ.
૧૮ લાખ પરદેશી દારૂ.×[1]

ઉપરના આંકડાઓ ચોકસ નથી, કેમકે જુદા જુદા પ્રાન્તોના દફતરોનું ધોરણ એવું છે કે જુદી જુદી રકમો વચ્ચે એક સરખો ભેદ જણાઈ આવતો નથી,

**ગાળવામાં આવેલા દેશી દારૂ.**

ગાળવામાં આવેલા દેશી દારૂઓ મદ્રાસ ઇલાકાના સિવાય બધે આવકનું મોટું સાધન છે. દારૂઓની આવકમાં તેની આમદાનીનો ભાગ આશરે બે તૃતિયાંશ છે (પંજાબનો દેશી રમ ગણતાં). તે મહુડાના ફળમાંથી ઘણે ભાગે તૈયાર કરવામાં આવે છે. તેમજ ગોળ અને બીજા પ્રકારોની

×૧ આગળ ખુલાસો કર્યા પ્રમાણે પરદેશી દારૂ ઉપરની જકાત મોટી "જકાત" ના ખાતામાં જમે કરવામાં આવે છે.

મેલી ખાંડ, ગાળેલા તાડીના રસ, (ચોખામાંથી ઘણે ભાગે બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં) માંથી પણ તૈયાર કરવામાં આવે છે. બંગાળા, આસામ, અને જોડીઆ પ્રાન્તોમાં દેશી ગાળેલા દારૂને દેશની રીતે તૈયાર કરવામાં આવે છે. મધ્યપ્રાન્તો, સિંધ, સરહદ ઉપરના પ્રાન્તો, તથા બલુચીસ્તાનમાં પણ એજ રીત ચાલે છે. વાસણોમાં તેનો આથો કરી તેમાં ફીણનો ઉભરો થાય તેમ રહેવા દે છે; અને પછી તેને જંગલી બનાવટના નળીવાળા યંત્રદ્વારા ગાળી લે છે. આ ઢબ ઘણીજ કાચી રીતની છે. તેની પેદાશમાં દારૂના તેલના કેટલાક ટકા રહી જવાનો સંભવ છે. મદ્રાસ, મુંબઇ, બ્રહ્મદેશ અને પંજાબમાં દેશી ગાળેલા દારૂ, કિંવા રમ, વ્હિસ્કી વગેરેની બનાવટ નિયમિત રીતે યૂરોપમાં સાહિત્યો વડે ઉંચા પ્રકારની યુક્તિથી ખાનગી દારૂ ગાળવાની ભઠ્ઠીઓમાં કરવામાં આવે છે.

**બહારના દારૂ ગાળવાનાં નળીવાળાં યંત્રોનું અને મધ્યસ્થ દારૂ ગાળવાની ભઠ્ઠીઓનાં ધોરણો.**

ઉપર કહેવામાં આવ્યું છે કે દેશી રાજસત્તા પાસેથી પ્રાપ્ત થયેલ નિરંકુશિત ઇજારાના ધોરણમાંથી એક્સાઇસનું બ્રિટિશ ધોરણ ઉદ્ભવિત થયું છે. પ્રથમ પગલું તો એ ભરવામાં આવ્યું હતું કે ઇજારાના વિસ્તારમાં દુકાનોની હદ બાંધવી. ત્યાર બાદ બીજું પગલું એ હતું કે બહારનાં દારૂ ગાળવાનાં નળીવાળાં યંત્રોનું ધોરણ સ્થાપવું; અને તેની રૂએ દારૂ બનાવવા અને વેચવા ખાસ દુકાનોનેજ પરવાનગી મળે છે. ઇજારાના તથા બહારના નળીવાળાં યંત્રો વડે દારૂ તૈયાર કરવાના બન્ને ધોરણોમાં વાંધો એ આવે છે કે દર ગ્યાલન ઉપર જકાતના દરનો કાંઇપણ અંકુશ રહી શકતો નથી. તેથી ભાવ કમતી રાખીને કિંવા સસ્તે ભાવે વેચીને ઇજારદાર અગર લાઇસેન્સદાર લાભ કાઢી જાય છે; અને દારૂ પીવાના પ્રચારને ઉત્તેજન મળે છે. તેથી એવી જરૂરયાત પ્રત્યક્ષ થઇ આવી કે દરેક ગ્યાલન ઉપરની જકાત મુકરર લેવાય એવું ધોરણ થઇ શકે કે નહિ તેનો વિચાર કરવો. કેટલેક ઠેકાણે તો આના જેવી રીતનું કાચુ ધોરણ દાખલ

કરી બહારના નળીવાળાં યંત્રોએ કેટલો દારૂ કાઢવો તેની હદ બાંધી આપવામાં આવી છે; એક માસમાં એક ભઠ્ઠી માત્ર અમુક ગ્યાલનની પેદાશ તૈયાર કરે તો તેણે દર માસે અમુક જકાત આપવી એમ થાય તો દારૂના દરેક ગ્યાલન ઉપર પ્રમાણમાં જકાત નખાય તે તે ઉપાડે. તેથી તેને અમુક ભાવ કરતાં ઓછે ભાવે વેચી શકાય નહિ. આ નતીજો લાવવામાં પ્રચલિત અને વ્યાવહારિક વાંધો એ હતો કે લાઇસેન્સ વગરની ભઠ્ઠી વાપરવાની લાઇસેન્સદારોને સહેલાઇ થઇ જાય. તેના કરતાં વધારે પૂર્ણતાવાળું ધોરણ તો એ છે કે મધ્યસ્થ ભઠ્ઠીઓનું ધોરણ દાખલ કરવું. તેની રૂયે બનાવટ અને સંગ્રહ બન્ને સરકારની દેખરેખ નીચે રહે, અને દારૂને વેચાણ વાસ્તે બહાર કાઢયા પહેલાં દરેક ભઠ્ઠી ઉપર જકાત વસૂલ થઈ જાય. કમનસીબે ઘણાં વર્ષોના અનુભવ, અને ઘણા પ્રયોગોના પરિણામોથી જણાઈ આવ્યું છે કે ઇન્ડિયાના બધા ભાગોમાં આ ધોરણનો અમલ કરવો અશક્ય છે. દૂરના અને પાતળી વસતીવાળા પ્રદેશોમાં મધ્યસ્થ ભઠ્ઠીઓનું ધોરણ ઘણુંજ ખર્ચવાળું થઈ પડે; અને ગેરકાયદાની બનાવટો અને દાણચોરીઓ ગોતી કાઢવાનું અને દબાવી દેવાનું એટલું બધું મુશ્કેલ થાય કે ઉંચી કિંમતના કાયદેસર દારૂથી ઉત્પન્ન થતી મજબૂત લાલચ છતાં તેઓને દબાવી દેવાનું કામ વ્યાવહારિક રીતે અશક્ય થઇ પડે. પ્રાન્તિક સરકારોએ સ્થાનિક હકીકતોની ખાશિયતોને અનુકૂળ હોય એવા જુદા જુદા રસ્તાઓ ગ્રહણ કરીને કામ ચલાવ્યું છે, અને બ્રિટિશ ઇન્ડિયાના જુદા જુદા ભાગોમાં એક્સાઇસના સંખ્યાબંધ અને ગુંચવણ ભર્યા ધોરણોની ચાવી એ છે કે ઇજારાના અને મુકરર જકાતના ધોરણોને એકત્ર કરવાના પ્રયત્નો વડે સાદામાં સાદા રૂપમાં મુકરર કરેલ જકાતના ધોરણથી જ્યાં જ્યાં કામ લેવાનું શક્ય નથી ત્યાં ત્યાં ગાળેલા દારૂ ઉપર અમુક જકાત લેવાનો હેતુ રાખવો. એ ધોરણ હવે ધીમે ધીમે વધતું જાય છે; અને જ્યાં યૂરોપની પદ્ધતિ પ્રમાણે મોટી મોટી ભઠ્ઠીઓ સ્થાપવામાં આવી છે ત્યાં કામ ઘણી સહેલાઇથી થવા લાગ્યું છે. બ્રિટિશ ઇન્ડિયાના વધારે મોટા ભાગમાં હાલમાં મધ્યસ્થ ભઠ્ઠી-

ઓના જેવી ભઠ્ઠીઓનું ધોરણ વર્ત્તે છે; અને આસામ×[1] આખામાં તો બરારની ભઠ્ઠીઓનું ધોરણ અદ્યાપિ અસ્તિત્વમાં છે. તેમજ બંગાળા અને મધ્યપ્રાન્તોના ઘણાખરા ભાગોમાં, અને બીજા પ્રાન્તોનાં નાનાં નાનાં પરગણાંઓમાં પણ એ ધોરણ હજી સુધી અમલમાં છે. વળી બ્રહ્મદેશના ભાગોમાં પણ તેને સખ્ત અંકુશ સાથે યોજિત કરેલ છે. ગાળેલા દેશી દારૂનો પ્રકાર સુધારવા માટે ખાસ કરીને બરારની ભઠ્ઠીઓના પ્રદેશોમાં હાલમાં (૧૯૦૬માં) ઈલાજો લેવાના રહે છે.

બરારની ભઠ્ઠીઓના ધોરણ પ્રમાણે અમુક સ્થળે દેશી દારૂ બનાવવાનો અને વેચવાનો હક્ક નિયમિત રીતે લીલામ કરી દરસાલ આપી દેવામાં આવે છે. જોડીઆ પ્રાન્તોના કેટલાક ભાગોમાં એ હક્કનો પ્રદેશના વિસ્તાર પ્રમાણે ઇજારો આપવામાં આવે છે. બંગાળા અને બ્રહ્મદેશમાં ભઠ્ઠીની દારૂ તૈયાર કરવાની પ્રમાણ શક્તિને લાઈન્સસની અંદર મુકરર કરવામાં આવે છે. બંગાળા, તેમજ જોડીયા પ્રાન્તો, અને મધ્ય પ્રાન્તોમાં સરકાર તરફની મધ્યસ્થ ભઠ્ઠીઓ રાખવામાં આવે છે, પરંતુ કલાલો ભઠ્ઠીનાં જે યંત્રો વાપરે છે તે પોતાનાં હોય છે. આ પ્રાન્તોમાં અને પંજાબમાં પરચુરણ વેચાણનો હક્ક જુદો અપાય છે. કેટલાં અને કયાં કયાં પીઠાંઓ રાખવાં તે કલેક્ટર નક્કી કરે છે; અને અમુક વિસ્તારમાં એક્કી દુકાન કિંવા વેચાણ હક્કનું (નિયમિત રીતે દરસાલ) લીલામ કરવામાં આવે છે. વાર્ષિક લીલામના ધોરણમાં ફાયદા છે તે એ છે કે સુધારણાઓ કરવામાં સરકારને હરકત કર્ત્તા પ્રામ હક્કોને ઉત્પન્ન થવાનું અટકે છે, અને દરેક ભઠ્ઠી ઉપરની જકાત પૂરતી છે કે નહિ તેને સંબંધે પુરાવો મળવાનું બને છે. સામાન્ય પદ્ધતિ એવી છે કે થોડી પણ મોટી ભઠ્ઠીઓમાં જ દારૂ બનાવવાનું રાખવું, અને સામટા લાઇસેન્સો કાઢીને અને લેખના કરારવાળી વખારોને ઉત્તેજન આપી દારૂ પૂરો પાડવાની સરળતા રાખવી. મદ્રાસમાં અમુક પ્રદેશ માટે દારૂ બનાવવાનો અને વેચવાનો ઇજારો માગણીઓ

---

×૧ આસામના સિબ્સાગર પરગણામાં અજમાયશ તરીકે મધ્યસ્થ ભઠ્ઠીનું ધોરણ શરૂ કરવામાં આવેલ છે.

લઇને આપી દેવામાં આવે છે. દારૂનો બનાવનારો પોતાની ભઠ્ઠીમાંથી નિકળતા દારૂના દરેક ગ્યાલન ઉપર જકાતનો મુકરર કરેલ દર આપે છે; અને પરચુરણ વેચનારાઓને ઠરાવેલી કિંમતે દારૂ વેચાતો આપે છે. પરચુરણ વેચવાના હક્કનું દરસાલ લીલામ થાય છે. ઘણું કરીને તે એકેક પીઠાવાળાને આપવામાં આવે છે. મુંબઈ ઈલાકાના વધારે મોટા ભાગની અંદર અમુક વિસ્તાર નક્કી કરી ઇજારદારોને દારૂની બનાવટ અને વેચાણનો હક્ક આપવામાં આવે છે. તેઓ પોતાની દારૂની દુકાને જેટલો માલ વેચવા લઈ જાય છે તેટલા ઉપરની તે મુકરર કરેલ દરથી જકાત ભરે છે. એ ઇજારો ચડાચડીથી દેવામાં આવતો નથી, પરંતુ એક્ષાઇસ કમિશનર અને સ્થાનિક સરકારને યોગ્ય લાગે તે પ્રમાણે ઇજારદારને પસંદ કરવામાં આવે છે. કમમાં કમ કેટલી રકમ સરકારને ભરવી તેની તેણે જામીનગિરી આપવી જોઇએ છીએ. બીજા બોલોમાં કહીએ તો અમુક હદ સુધી તે દારૂ વેચે કે નહિ તોપણ તેણે અમુક જથ્થા ઉપરની જકાત તો ભરવી જ જોઇએ. મધ્યસ્થ ભઠ્ઠીની બહાર ઇજારદાર ગેરકાયદે દારૂ ન બનાવી શકે, કિંવા વગર જકાતે તે ભઠ્ઠીની બહાર દારૂ લઈ જવાને અટકાયતી ખાતાવાળા સાથે મળી દગો ન કરે એ આ કરારનો ઉદ્દેશ છે. નિયમસર માગણી ઉપર જેટલી જકાત આવવાની વકી રહેલી હોય તેટલો દારૂ પ્રમાણભૂત ગણવા માટે કોશીસ કરવામાં આવે છે. જો એમાં ફતેહ થાય તો ગેરકાયદે આચરણો થવાનો જોખમ ઘણે દરજ્જે દૂર થઇ જાય છે.

**મધ્યસ્થ ભઠીઓના રકબાની આવકના આંકડા.**

ભઠ્ઠીના તપાસેલા દર ગ્યાલને જકાતનો સરાસરી બોજો ૧૯૦૨-૩માં રૂપૈયા ૪-૬-૮ હતો, રૂપૈયા ૩-૪-૬ ભઠ્ઠી દીઠ લીધેલ જકાતમાંથી, અને રૂપૈઆ ૧-૨-૨ વેચાણ ફીમાંથી આવ્યા હતા. મોટા પ્રાન્તોમાં પંજાબની સરાસરી સૌથી મોટી (રૂ. ૬-૧-૦) હતી; અને બ્રહ્મદેશમાં રૂપૈયા ૭ ઉપરાન્ત વેચાણ ફી ઉપજી હતી. મધ્યમ પ્રાન્તોમાં તે સૌથી કમતી થઇ હતી (૩-૮-૪). ભઠ્ઠીવાળા પ્રદેશોમાં

એક હજાર વસ્તીના પ્રમાણમાં સરાસરી ખપત પંજાબ ખાતે ૧૪ ગ્યાલનની, બ્રહ્મદેશ ખાતે (આશરે) ૧૦ ગ્યાલનની, અને તળ મુંબઇ ઇલાકામાં ૧૨૭ ગ્યાલનની થઇ હતી.

**તાડી.** ખજૂરી, તાડી, નાળીયેરી, એનો રસ તાજે તાજો, કિંવા રાખી મૂકી ખાટો થાય ત્યારે પીવામાં વપરાય છે. ૧૯૦૨–૩માં આ સાધનમાંથી કુલ એક્ષાઇસ આવક એક કરોડ કરતાં વધારે થઇ હતી. તેમાં ૭૨ ટકા મદ્રાસના, ૧૨ ટકા મુંબઇના, ૧૦ ટકા બંગાળાના, અને ૫ ટકા બ્રહ્મદેશના હતા. મદ્રાસ અને મુંબઈમાં દારૂ કાઢવા માટે ધારેલા દરેક થડ દીઠ નક્કી કરેલ ફી લઇ આવક કરે છે. તે એક જાતની અંદાજી જકાત છે. પરચુરણ વેચાણના હક્કનું લીલામ કરી તેમાંથી આવક ઉભી કરે છે. બંગાળા અને બ્રહ્મદેશમાં દુકાનોના લાઇસેન્સોનાં વેચાણો એજ જકાતનું એક જ રૂપ છે. દરેક દુકાન દીઠ કિંવા ચોકસ કરેલ ક્ષેત્રફળ માટે પરચુરણ વેચાણ હક્કોની હરરાજી કરવામાં આવે છે. બંગાળામાં અને મુંબઇમાં તાજા રસ માટે કર લેવામાં આવે છે, પરંતુ બ્રહ્મદેશ કિંવા મદ્રાસમાં તે લેવામાં આવતો નથી.

**ચોખા અને જુવારમાંથી બનતો બીર દારૂ.** ચોખા અને જુવારમાંથી બનતા બીર દારૂની આમદ ૧૯૦૨–૩માં બંગાળા ખાતે આશરે ૬ લાખની, અને બ્રહ્મદેશ ખાતે આશરે ૧૧ લાખની થઇ હતી. અન્ય સ્થળોમાં તે જુજ થઇ હતી. બંગાળામાં ચોખા અને જુવારમાંથી પંચવાઈ કાઢીને અસલની કોમો તેનો ઉપયોગ કરે છે. અમુક પરગણાંઓમાં હલકી જાતો તેનો સામાન્ય રીતે ઉપયોગ કરે છે. તે જુસ્સો લાવનાર અને ખોરાક તરીકેની બન્ને રીતે કિંમતી ગણાય છે. તેની મોટા ભાગની આમદાની બનાવટ અને પરચુરણ વેચાણનાં લાઈસેન્સોમાંથી આવે છે. કેટલી કેટલી દુકાનો ક્યાં ક્યાં કરવી તે પ્રથમ નક્કી કરી પછી દર સાલ હરરાજી કરવામાં આવે છે. પંચવાઈ ઘેર બનાવવા માટેનાં લાઇસેન્સો ઘર વપરાસ માટેજ આપવામાં આવે છે. અસલી

કોમોથી વસાયેલા ગામડાંના પ્રદેશોને તે અમુક પરગણાંઓમાંજ આપવામાં આવે છે. દરેક ઘર માટે મુકરર કરેલી ફી વસૂલ લેવામાં આવે છે. બ્રહ્મદેશમાં ચોખામાંથી બીર તૈયાર કરવામાં આવે છે. ઘણું કરીને ઉપરના બ્રહ્મદેશની ડુંગરમાં વસનારી અમુક કોમો તેનો ઉપયોગ કરે તો તેના ઉપરનો કર માફ કરવામાં આવે છે, નહિતો બંગાળાના એક્ષસાઇઝ ધોરણ પ્રમાણે વર્તવામાં આવે છે. આ બીર બનાવવાનું કામ લગભગ ચાહને કીટલીમાં તૈયાર કરીએ છીએ તેના જેટલું સહેલું છે; અને તેમાં આવતો મુખ્ય પદાર્થ ખોરાકની મુખ્ય વસ્તુ છે. તેથી તેની ખાનગી બનાવટ અટકાવવી એ ઘણે દરજ્જે અશક્ય છે.

**દેશી રમ દારૂ ઇત્યાદિ.**

રમની, અને કહેવાતી બ્રાન્ડિઓ અને વ્હિસ્કીઓની દેશી જાતો શેરડીના રસ વગેરેમાંથી બનાવવામાં આવે છે. તેના જુદા જુદા રંગો અને લિજ્જતો કરવામાં આવે છે. ઇન્ડિયાના જુદા જુદા ભાગોમાં તેની બનાવટો ખાનગી રીતે કરવામાં આવે છે. જોડીઆ પ્રાન્તો અને પંજાબમાં આ પ્રકારના દારૂ ઉપર દર તપાસેલા ગ્યાલને ચાર રૂપૈયા મુજબ જકાત લેવાય છે. મધ્ય પ્રાન્તોમાં પાંચ રૂપૈયા પ્રમાણે અને અન્ય સ્થળોમાં જકાતના દરના પત્રકને, એટલે છ રૂપૈયાને, ભાવે લેવાય છે. જકાત વસૂલ થવાને માટે તેની પેદાશ ઉપર જોઇએ તેટલી સરકાર દેખરેખ રાખે છે. સર્વથી મોટું કારખાનું જોડીયા પ્રાન્તોમાં આવેલ શાહજહાનપુર ખાતે રોઝા નામની ભઠ્ઠી છે. તે પ્રાન્તોનું પૂરૂં કર્યા ઉપરાંત તે પંજાબ, મધ્ય પ્રાન્તો, બંગાળા અને ઇન્ડિયાના બીજા ભાગોમાં રમ દારૂ મોકલે છે. મદ્રાસ, મુંબઈ, જોડીઆ અને મધ્ય પ્રાન્તોમાં યૂરોપના આયાત થતા દારૂની સરતેજ દેશી રમ દારૂ વેચાય છે. બંગાળામાં દેશી કિંવા પરદેશી એ બન્ને દારૂ માટે લાઇસેન્સ ધરાવનારી દુકાનોમાંજ તે વેચી શકાય છે; અને પંજાબમાં, જેમ અન્ય સ્થળોમાં સાધારણ દેશી ગાળેલો દારૂ વેચાય છે, તેવીજ રીતે દેશી રમ દારૂ માટે રહે છે, ફોજના ઉપયોગ માટે કામીસારિયટ ખાતાને તેનો મોટો જથ્થો

પૂરો પાડવામાં આવે છે. અગાઉ તેના ઉપર જકાત લેવાતી નહિ, પરંતુ ૧૮૯૭માં સરકારે એવો ઠરાવ કર્યો કે જકાતનો ચાલતો ભાવ આવી જાય ત્યાં સુધી લશ્કર માટેની વેચાણ કિંમતમાં ધીમે ધીમે વધારો કરે જવું, આજ સુધી જે વધારે પહોંચી જવામાં આવ્યું છે તે દરેક તપાસેલા ગ્યાલનને રૂપિયા બે જેટલું છે.

**જવનો દારૂ.** યુરોપિયનો અને યુરેશ્રિયનોના ખપને માટે હલકો બીર દારૂ બનાવવા માટે ઇન્ડિયામાં, તેમાં ખાસ કરીને ડુંગરાઉ મુલ્કોમાં કેટલાંક કારખાનાં સ્થાપવામાં આવેલાં છે. સોજર લોકોની સ્થાનિક ઘરાકીને લીધે પરદેશથી આયાત થના બા.ર કરતાં આનો જથ્થો વધારે બનાવવામાં આવે છે. તેને મોકલતી વખત દર ગ્યાલન ઉપર એક આનાની એક સરખી ફી વસૂલ લેવામાં આવે છે. આયાત તથા દારૂ માટે ઘણું કરીને લાઇસેન્સ આપી પરચુરણ વેચાણ કરવામાં આવે છે; પરંતુ કેટલાક પ્રાન્તોમાં ખાસ રીતની વધારાની ગોઠવણો કરવામાં આવે છે.

**આયાત થતો દારૂ.** પરદેશી દારૂ ઉપર જકાતોના પત્રકો પ્રમાણેના દરથી આયાત દાણ લેવાય છે, તેમાં સૌથી અધિક અગત્યના ધરાવનાર દર તપાસેલો ગ્યાલન દારૂનો હોય તેના રૂપૈયા ૭×[1] પ્રમાણે અને બીરના દર ગ્યાલને એક આનો લેવાય છે. તે લાઇસેન્સ લઇનેજ વેચી શકાય છે. ૧૯૦૨-૩માં આયાત જકાતના ૯૬ લાખ ઉપજ્યા હતા. ને જકાત (મોટી) "જકાત" ના ખાતામાં જમે થાય છે. વેચાણના લાઇસેન્સોની ફી "એક્સાઇસ" ખાતામાં જમે કરવામાં આવે છે, લાઇસેન્સ ફી ત્રણ મુખ્ય પ્રકારની છે. સામટી, પરચુરણ, અને ખાસ. છેલ્લા વર્ગમાં હોટલો, ધર્મશાળાઓ, આરામ ગૃહો, નાસ્તાગૃહો, ગમતના મકાનો, રેલવેના ખોરાક પૂરો પાડનારાં ખાતાઓ, આગગાડીની ટ્રેનો તથા સ્ટીમરો (આગબોટો) સાથેનાં ભોજન ગ્રહોના લાઇસે-

×[1] ૧૯૦૬માં સાત રૂપૈયા કરવામાં આવ્યા છે.

-સોનો સમાવેશ થાય છે. ફીનો દર મુકરર કરીને લાઇસેન્સો આપવામાં આવે છે; પરંતુ કેટલાક પ્રાન્તોમાં (મદ્રાસ, બંગાળા, બ્રહ્મદેશ અને પંજાબમાં) તે પૈકીના અમુક તો હરરાજીથી આપવામાં આવે છે.

## ભાંગના છોડમાંથી ઉત્પન્ન થતા પદાર્થો.

**ભાંગના છોડમાંથી ઉત્પન્ન થતા પદાર્થો.**

ઇન્ડિયામાં ખપતા ભાંગના છોડમાંથી ઉત્પન્ન થતા ઘેન યાને નિદ્રા-જનક, પદાર્થોના મુખ્ય ત્રણ વર્ગો છે, સામાન્ય રીતે તેઓની વ્યાખ્યા નીચે પ્રમાણે થાય છે. ગાંજો એ સ્ત્રી જાતીય ભાંગના વાવેતર કરેલા છોડની ટોચોનાં ફુલો છે. છુટી રીતે બીજો નહિ આવી શકવાથી તે છોડ ઉપર રાળના જેવા તેલનું પડ બાઝી જાય છે. સરસ કહેવાય છે તે રાળના તેલ જેવો એક પદાર્થ છે. તેને જુદો કાઢવામાં આવે ત્યારે તે એક ક્રિયાકારક તત્ત્વનું રૂપ ધારણ કરે છે. ભાંગ કહેવાય છે તે વાવેતર કરેલ, કિંવા જંગલી, પુંછોડ કે સ્ત્રી-છોડનાં સૂકવેલાં પાદડાં છે. ઇન્ડિયાના ઘણા ભાગમાં તે વગર વાવે ઉગે છે. હિમાલયની તળેટીના પ્રદેશોમાં તે વિશેષે કરીને થાય છે.

**ઉપયોગ અને એક્ષાઇસની ગોઠવણ.**

ભાંગના છોડમાંથી ઉત્પન્ન થતા પદાર્થો ઇન્ડિયામાં સનાતનકાળથી વપરાય છે તે હિંદુઓની ધાર્મિક અને સામાજિક ક્રિયાઓમાં વપરાય છે. ભાંગનો છોડ શિવજીને ઘણો પ્રિય છે એમ માનવામાં આવે છે. તેની પૂજાના સઘળા પ્રસંગે ઘણું કરીને ગાંજો તે દેવને ધરવામાં આવે છે; અને કેટલાક વર્ગના પૂજારીઓ તેને ખપમાં લે છે. થોડા વર્ષો ઉપર ભાંગના છોડમાંથી બનતા પદાર્થોના બિન-વૈદિક ઉપયોગો વિષે (લોકોમાં) થોડું જ્ઞાન હતું; અને થોડાજ પ્રાન્તોમાં તેની પેદાશ માટે ચોકસ અંકુશ, અને તેના જથ્થા ઉપર જકાત લેવાનું રાખવામાં આવતું હતું. ૧૮૯૩માં ભાંગના છોડમાંથી ઉત્પન્ન થતા પદાર્થોની,

તેના ઉપયોગથી લોકોની શારીરિક અને નૈતિક સ્થિતિ ઉપર થતી અસરની, અને તે ઘેનજનક (નિદ્રાજનક) પદાર્થોનું વેચાણ અને ભાંગના છોડનું વાવેતર બંધ કરવાની યોજનાની તપાસ કરવા માટે એક કમિશન નિમવામાં આવ્યું હતું. તેના તપાસને અંતે એવું જણાયું કે ભાંગ જો મધ્યમ રીતે વાપરવામાં આવે તો કાંઇ પણ અપવાદ વગર ઘણું કરીને તે હાનિકારક નથી; તેનો ગેરઉપયોગ પણ દારૂના અમિત વ્યસન જેટલો નુકશાનકર્તા નથી. ગાંજા અને ચરસનો અત્યન્ત ઉપયોગ તેના કરતાં અધિક હાનિકારક છે, પણ ઘણે ભાગે મધ્યમપણે વપરાય છે, અને કોઈ રીતે જાણવામાં આવે તેવી હરકત થતી નથી. તે કમિશને તેની બંધી કરવા માટે સલાહ આપી નહિ, પરંતુ અંકુશ અને મર્યાદા માટે સિફારસ કરી; એથી તે રાજ પદ્ધતિનો તેની સૂચના પ્રમાણે અમલ કરવામાં આવ્યો છે. ચાલતા ધોરણની બાબતો એ છે કે મર્યાદાવાળી (તેની) વાવણી રાખી તેની દેખરેખનો બંદોબસ્ત કરવો, લેખથી બંધનમાં આવેલ વખારોમાં માલ સંઘરવો, માલ આવ્યા પહેલાં તેના ઉપરની જકાત જથાબંધ વસૂલ કરી લેવી, પરચુરણ વેચાણ લાઇસેન્સો આપી કરવું. અને ખાનગી લોકો પાસે નિયમિત થયા પ્રમાણે તે તેઓના કબ્જામાં રહે. ભાંગના છોડને સ્વતઃ ઉગતો બંધ પાડવા કાંઇ પણ કોશિસ કરવામાં નથી આવતી તેમજ તેના જંગલી છોડવા લીલા ને લીલા વાપરવામાં કે તેના તાંતણામાંથી થતી બનાવટ સારૂ તેનાં વાવેતર કરવામાં હદ બાંધી દેવામાં આવતી નથી. ભાંગનો ઉપયોગ અંકુશમાં રાખવા માટે ખેતીની મનાઇ કરવા સારૂ, તેનાં વાવેતર ઉપર કર નાખવા સારૂ, લાઇસેન્સ લઇને તેનો સંગ્રહ કરવા સારૂ, અને તે પરદેશમાં મોકલવાના નિયમો બાંધવા સારૂ કોશીસો ચાલુ છે. બ્રહ્મદેશમાં (વૈદિક કામ સિવાય) ભાંગમાંથી ઉત્પન્ન થતા પદાર્થો બનાવવા અને ઉપયોગમાં લેવાની બિલકુલ મનાઇ છે. તેનો હેતુ એ છે કે હાલમાં જે પ્રાન્તમાં જે વસ્તુનું બંધાણ નથી તે ત્યાં પેદા થતું અટકાવવું. બંગાળા, આસામ, મધ્યપ્રાન્તો, મદ્રાસ અને મુંબઇમાં ભાંગના છોડવામાંથી થતા પદાર્થો પૈકી ગાંજાની આમદાની ઘણી મોટી છે. ચરસનો ખપ તો ઉત્તર

તરફના ઇન્ડિયામાંજ મુખ્યત્વે કરીને થાય છે. ભાંગ તો ઘણાખરા પ્રાન્તોમાં વપરાય છે.

**જથ્થો અને જકાત.**

રાજશાહી (પૂર્વ બંગાળા) માંથી ગાંજો મુખ્યત્વે કરીને આવે છે. ત્યાં નાના નાના ખેતરોમાં ભાંગના છોડનું વાવેતર કરવામાં આવે છે. તેમજ મધ્ય પ્રાન્તોમાં આવેલ નિમારમાં તેનું વાવેતર થાય છે, અને ત્યાંથી પણ ગાંજો આવે છે. મદ્રાસને જોઇએ તેટલો ગાંજો ત્યાંજ પેદા થાય છે. મુંબઇ વાસ્તે તેના પોતાના ઇલાકામાંથીજ તેમજ કેટલેક ભાગે નિમારથી આયાત કરીને ચલાવી લેવામાં આવે છે. રાજશાહી ગાંજા ઉપરની જકાત પૂર્વ બંગાળા અને આસામમાં દર સેરે રૂપૈયા ૧૧ છે. ઓરિસામાં નવ રૂપૈયા છે. તે સિવાયના બંગાળામાં ૧૧ રૂપૈયા છે. જોડીઆ પ્રાન્તોમાં હાલમાં જકાતનો દર સેરે ૬ થી ૯ રૂપૈયા સુધી ફરતો રહે છે. ભાવનો આધાર એ વસાણુના પ્રકાર ઉપર આધાર રાખે છે. પરંતુ ૧૧ રૂપૈયાનો એક સરખો દર લેવાનો ઇરાદો છે. બીજા પ્રકારના ગાંજાની જકાતનો દર સેરે ચાર રૂપૈયાનો છે; પરંતુ મધ્ય પ્રાન્તોમાં, અજમેર-મેરવાડામાં અને બલુચિસ્તાનમાં સને ૧૯૦૬ ના અપ્રિલ માસમાં એ દરને વધારી પાંચ રૂપૈયાનો કરવામાં આવેલ છે. બીજાં સ્થળોમાં પણ એવોજ વધારો કરવાનો વિચાર ચાલી રહ્યો છે.

ચરસ તો ઘણે ભાગે મધ્ય એશિયામાંથી આવે છે. નક્કી કરેલે રસ્તે થઇને તે પંજાબમાં દાખલ થાય છે. તેને લખતથી બંધાયેલી સરકારી વખારોમાં સંઘરી રાખવામાં આવે છે. આગળ જ્યારે તે પંજાબમાં અને અમુક દેશી રાજ્યોમાં ખપ માટે મોકલવામાં આવતો, ત્યારે તેના ઉપર દર સેરે બે રૂપૈયાની જકાત લેવામાં આવતી. ૧૯૦૪ માં તે વધારીને છ રૂપૈયાની કરવામાં આવી છે. તોપણ ઘણો ભાગ જોડીઆ પ્રાન્તોમાં કરારવાળાં લખતો કરાવી નિકાસ કરવામાં આવે

છે. ત્યાં તેના ઉપર ૭ રૂપૈયાની જકાત લેવાય છે. થોડો ઘણો ચરસ બંગાળામાં મોકલવામાં આવે છે. ત્યાં જકાતનો દર એક સેરે રૂપૈયા ૧૨ નો છે.

મદ્રાસ, મુંબઇ, બંગાળામાં, અને મધ્ય પ્રાન્તોમાંના ભાગ ઉપર દર સેરે આઠ આનાથી તે એક રૂપૈયા સુધીની ફરતી જકાત વસૂલ કરવામાં આવે છે. પંજાબમાં તેમજ હાલમાં જોડીઆ પ્રાન્તોમાં નાના દરથી આયાત અને નિકાસ જકાત લેવાય છે. વળી લાઈસન્સ લઇ કરેલા વાવેતર ઉપર દર એકરે કર લેવામાં આવે છે. આસામની વસ્તી છૂટક છૂટક છે. ત્યાં આ છોડ એની મેળે પાર વગરનો ઉગે છે. વગર લાઇસેન્સે ત્યાં તે ઠરાવેલી હદ ઉપરાંત પાસે રાખી શકાતો નથી એટલોજ માત્ર અંકુશ રાખવાનું ત્યાં ખાતે શક્ય માલમ પડયું છે.

**વેચાણ લાઇસેન્સની ફી.** ભાંગના છોડની સઘળી બનાવટોના ઉપર જે પરચુરણ વેચાણ ફી લેવાય છે તેની નિયમિત રીતે હરરાજી થાય છે. ઘણે ભાગે એકેકી દુકાનોને તે અપાય છે. કેટલીક વખત અમુક ક્ષેત્રફળવાળા પ્રદેશ માટે ઇજારા અપાય છે. એ વસાણાની બરાબર વહેંચણી દેશમાં થઈ જવા પામે તે માટે સામટા વેચાણ અર્થે લાઇસેન્સો અને અનુકૂળ સ્થળોમાં વખારો ખોલવાનું રાખવામાં આવે છે.

**ખપ અને આમદાની.** ૧૯૦૨–૩ માં મોટા પ્રાન્તોમાં ભાંગના પદાર્થોનો ખપ દર હજાર વસ્તીના પ્રમાણમાં સરાસરીએ જે થયો તેમાં જોડીઆ પ્રાન્તમાં ૯ સેર, મુંબઈમાં ૭.૫ સેર, મધ્ય પ્રાન્તોમાં ૨.૯ સેર, અને મદ્રાસમાં ૧.૨ સેર એવી રીતે જુદા જુદા જથ્થામાં થયો હતો. તેના ઉપરના કરમાંથી જે એકંદર આવક થઇ તેમાં વધારો થયો છે. ૧૮૯૦–૧ માં જે ૧૧ લાખ હતી તેના બદલામાં ૧૯૦૨–૩ માં તે ૬૬ લાખ થઇ. કમિશનના રિપોર્ટ ઉપરથી, જે સુધારણાઓ દાખલ કરવામાં આવી, તેને પરિણામે જણાઇ આવે તેવો

વધારો થવા પામ્યું છે. ૧૮૯૪-૫ માં ખતમ થતી ત્રણ સાલોમાં સરાસરી આવક ૪૬ લાખની થઈ હતી; ૧૯૦૨-૩ માં ખતમ થતી ત્રણ સાલમાં તે વધીને ૬૨ લાખની થઈ.

## જકાતો.

**સામાન્ય (વર્ણન.)** તરીને માર્ગે બ્રિટિશ ઇન્ડિયામાં આયાત થતા માલ ઉપરની કિંમત પ્રમાણે દર સેંકડે પાંચ ટકાની સામાન્ય રીતે જકાત વસૂલ કરવામાં આવે છે. આ કર નાણાં પ્રકરણી અર્થે વસૂલ થાય છે; તે કાંઇ દેશી ઉદ્યોગોના રક્ષણાર્થે લેવાતો નથી. કેટલીક બાબતમાં સામાન્ય કરને બદલે અમુક કારણો માટે ખાસ જકાત લેવામાં આવે છે. રાજકારોબારી હેતુઓ માટે હથિયારો અને યુદ્ધ સામગ્રી પર કર નાખવામાં આવે છે. દારૂ ઉપરના આવક દાણનો ખુલાસો કરવાની જરૂર રહેતી નથી. અફીણની આયાત ઉપર એવો કર રાખવામાં આવ્યો છે કે તેના દરથી (તેનો ખપ) બંધ થવા સંભવ રહે, અને વળી તેનો હેતુ પણ એજ છે. નિમકની આયાત ઉપરનું દાણ, તે નિમકની જકાતના વહીવટી ધોરણનો ભાગ છે, અને તેની આમદાની રાજ્યના હિસાબના "નિમક ખાતામાં" જમે થાય છે. આ પ્રકરણમાં પણ એજ ધારણાને અનુસરવામાં આવ્યું છે. જાવક દાણ જેને માટે વસ્તુતઃ વસૂલ કરવામાં આવે છે એવો માલ તો માત્ર ચોખાજ છે. ૧૯૦૪-૫ માં જકાતની ચોખ્ખી એકંદર આમદાની છ કરોડ કરતાં વધારે થઇ હતી. આવક દાણ તે કરતાં લગભગ ચોગણું વસૂલ થયું હતું.

**૧૮૭૬ સુધી આવક દાણ.** નાણાંની જરૂરયાતો મુજબ આવક દાણનો વિસ્તાર અને દર વખતો વખત બદલાતા રહ્યા છે. બળવાની પહેલાં હાલના પાંચ ટકાના દરથી આવક માલ ઉપર દાણ લેવાનું સામાન્ય રીતે ચાલતું હતું. ૧૮૫૯-૬૦ માં નાણાં પ્રકરણી પરિસ્થિતિ પ્રતિકૂળ હોવાના સબબથી દરને વધારીને દસ ટકાનો કરવામાં આવ્યો હતો. અને કેટલાક અગત્યના

માલના પ્રકારો ઉપર તો તે થોડો વખત વીશ ટકે જઈ પહોંચ્યો હતો. ૧૮૬૪ ના અપ્રિલમાં તેને સાડાસાત ટકાએ ઉતારી નાખવામાં આવ્યો હતો. ૧૮૬૭ સુધી ખાસ કરીને બાતલ કરેલી વસ્તુઓ સિવાય બીજી બધી ઉપર જકાત વસુલ કરાતી હતી તે સાલમાં નાની નાની વસ્તુઓ ઉપરની જકાત માફ કરવામાં આવી હતી; અને જકાત દેવા પાત્ર બાકી રહેલી ચીજોનું એક પત્રક તૈયાર કરવામાં આવ્યું હતું. ૧૮૭૫ માં જકાતના તમામ પત્રકોને ફરીથી કરવામાં આવ્યાં હતાં. કિંમત પ્રમાણે જકાત લેવાની જરૂર ન રહે એમાં નહિ સમાવેશ થતી જુદી જુદી જાતોની વસ્તુ ઉપર કિંમતો બેસાડવાનું ફરીને કરવામાં આવ્યું. જકાતના સામાન્ય ધોરણને ઓછું કરીને પાંચ ટકા ઉપર લાવવામાં આવ્યું. ૧૮૭૬–૭ માં આવક દાણની આમદાની ૧૦૭ કરોડની થઇ હતી. તેમાંની લગભગ અર્ધ તો સુતરાઉ માલમાંથી આવી હતી.

**આવક દાણનો ઉચ્છેદ. ૧૮૭૮–૮૨.**

આ પ્રસંગે જકાતના ઉચ્છેદના પ્રશ્નની ચર્ચાનો પ્રારંભ થયો. ઇન્ડિયા સરકારની ઇચ્છા એવી હતી કે છૂટા વ્યાપારના ધોરણને પૂર્ણ અવકાશ આપવો, અને લાન્કેશિયરના સુતરાઉ માલ બનાવનારાઓને એમ માલૂમ પડયું કે ઇન્ડિયાનો વૃદ્ધિંગત થતો ઉદ્યમ અમારી સામે ગંભીર સ્પર્ધામાં આવી પહોંચ્યો છે. તેથી તેઓ ઇન્ડિયાના ઉદ્યોગને પાંચ ટકાની જકાતનો ચાતુર્યોપ્સિત (artificial) લાભ હતો તે રદ કરાવવા આગ્રહ કરતા હતા. ઘણું કરીને સ્થાનિક સુતરના પ્રકારને લીધે ઇન્ડિયાના સુતરાઉ માલ બનાવનારાઓ ઘણે ભાગે જાડો બરજ કાઢી શકે છે. ૧૮૭૮માં ઇન્ડિયામાં બનતા માલ જેવો માલ હોય તો ત્રીશના (કાંઉંટ) ×[1] નંબર કરતાં વધારે ઝીણું

×૧ ૮૪૦ વાર લંબાઇની એક સરખી દડીઓ કિંવા આંટીઓ એક સેર તોલમાં હોય અને વધારે ન હોય તે ઉપર કાઉન્ટનો હિસાબ છે. એવી વીશ દડીઓ વાળા સુતરને વીશ કાંઉંટ (નંબર) નું, અને ત્રીશવાળાને ત્રીશ નંબરનું કહે છે.

ન હોય એવા સુતરાઉ માલના ઉપરની જકાત કાઢી નાખવાનું પ્રથમ પગલું ભરવામા આવ્યું. દેશી ઉદ્યમને રક્ષણ આપતી કોઈપણ જકાત હયાતીમાં ન રાખવી એવો તે વખત નિશ્ચય કરવામાં આવ્યો હતો. તે ઉદ્યોગમાં વપરાતો કાચો માલ, અને તેની બનાવટમાં મદદ કરનારી ચીજોને કરમાંથી છૂટી રાખવી; અને વસૂલાત એકઠી કરનાર ખાતાથી થતી દરમિયાનગિરી વાજબી ગણાવા માટે પૂરતી અગત્યની ચીજો ઉપરજ માત્ર જકાત નાખવી એમ પણ ઠરાવ્યું. આ નિયમો અનુસાર રેલવેના સામાનને જકાતમાંથી મુક્ત કરવામાં આવ્યો હતો, અને જકાતના પત્રકોમાંથી નાનાં દસ મથાળાં કાઢી નાંખવામાં આવ્યાં હતાં. સુતરાઉ માલને સંબંધે જે કાપડને મુક્ત કરવામાં આવ્યું હતું, અને જકાત આપનારાં બીજાં નામનાં બાકી રહેલાં જથ્થાબંધ કાપડો વચ્ચે અગત્યને તફાવત ઘણોજ ન્યૂન હતો. તેથી જકાતનાં પત્રકોમાં ફેરફાર કરવાથી કાંઇ મોટું પરિણામ હાંસલ થયું નહિ. તે પછીની સાલ (૧૮૭૯) માં એક એથી પણ વધારે પગલું ભરવામાં આવ્યું. અને ત્રીસના નંબરથી ઝીણાં નહિ હોય એવા સુતરના બધી જાતના કાપડોને મુક્ત કરવામાં આવ્યાં. તેથી લગભગ ૨૦ લાખનો તોટો થયો. જકાત કાઢી નાખવા માટે સરકાર શક્તિમાન્ થાય કે તુરત જ એ ઇલાજ લેવાશે એમ આ અપવાદોથી પૂર્વછાયા પડવા લાગી. જે સુતરાઉ માલ ઉપર જકાત લેવાતી હતી તેને જોખમે જકાતને પાત્ર નહિ હતો એવા સુતરાઉ માલની પેદાશ અને ખપને ઉત્તેજન મળ્યું. બીજા પ્રકારોના માલને સંબંધે સવાલ એ રહ્યો કે જ્યારે આમદાનીનું મુખ્ય સાધન મુક્ત થયું તો પછી જકાતની ગોઠવણો કાયમ રાખવાનું યોગ્ય છે કે કેમ? ૧૮૮૨માં નાણાંપ્રકરણી પરિસ્થિતિ આબાદ હોવાથી સુતરાઉ માલ ઉપરની બાકીની જકાત અને બાકીની બધી સામાન્ય આયાત જકાત કાઢી નાખવાને સરકાર શક્તિમાન્ થઈ. ૧૮૮૮માં પ્રથમ દર ગ્યાલન પેટ્રોલિયમ ઉપર જકાત નાખવામાં આવી હતી તેને અરધા આનાની કરી. તે સિવાય ૧૮૯૪ સુધી બીજી કોઇ પણ ચીજ ઉપર વધારે આયાત દાણ નાખવામાં આવ્યું નહતું.

૧૮૯૪માં વિલાયતની હુંડીનો ભાવ ઉતરી જવાથી સરકાર ઉપર ભારે બોજો આવી પડવાથી સરકારનાં સાધનો કેમ વધે તેનો

**આયાત દાણનું પુનઃ સ્થાપન, ૧૮૯૪-૬.**

વિચાર કરવા ફરજ પડી. ૧૮૯૩ના મેમાં ચલણના સવાલ વિષે લોર્ડ હર્શેલની કમિટીએ રીપોર્ટ કરી એવો અભિપ્રાય બતાવ્યો કે આમદાની વધારવા માટે સૂચવેલી રીતિઓમાં આયાત દાણ ફરીને નાખવાથી ઘણોજ કમતી વાંધો લેવામાં આવશે. ૧૮૯૪-૫નું બજેટ તૈયાર કરતાં સરકારને માલમ પડયું કે ખર્ચમાં બને તેટલો ઘટાડો કર્યા બાદ ૧૫૮ લાખનો તોટો સામે આવી ઉભો રહે તેમ છે. તેથી પેટ્રોલિયમ ઉપરની જકાત બમણી કરવાનો ઠરાવ કર્યો, તે સાથે આયાત માલ ઉપર પાંચ ટકાની ફરીને સામાન્ય જકાત નાખવી એમ પણ ઠર્યું. આ બે સાધનોથી ૧૨૦ લાખની વધારે આમદાની થશે એવી અટકળ બાંધવામાં આવી હતી. તોપણ સુતર અને સુતરાઉ કાપડને જકાતને માત્ર ચીજોમાંથી મુક્ત રાખવામાં આવ્યાં હતાં. આથી કરીને ઇન્ડિયામાં ભારે મોટો વાંધો ઉત્પન્ન થયો. સ્ટેટ સેક્રેટરીના હુકુમથી આ થયું હતું. થોડા આંતરા પછી જો નાણાંની પરિસ્થિતિ સુધરે નહિ તો તે બાબતનું બીજું લખાણ લેવા તેણે કબૂલ કર્યું. ૧૮૯૪ના અરસામાં તે એવી તો બગડી ગઈ કે બે પાછાં સરખાં કરવા માટે ઓછામાં ઓછા એક કરોડ રૂપૈયાની વધારે આમદાનીની જરૂરયાત જણાઈ. ત્યારે નક્કી થયું કે સુતરાઉ બર ઉપર ફરીને જકાત નાખવી. તે સાથે ઇન્ડિયામાં એક એક્ષાઇસ જકાત એવી નાખવી કે જેથી તે જકાતથી મળતું રક્ષણ બંધ થાય. સુતર અને સુતરાઉ બર ઉપર ૫ ટકાની સામાન્ય જકાત લેવાય એમ રાખ્યું, અને બ્રિટિશ ઇન્ડિયામાંની મીલોમાં કાંતેલા ૨૦ નંબરના સઘળા સુતર ઉપર એજ દરની એક્ષાઇસ જકાત નાંખવામાં આવી. આખા દેશમાં ગામડાંઓની અંદર આવતા હાથના રેંટીઆથી કાંતેલા સુતર ઉપર જકાત નાખવાનું મુશ્કેલ અને અયોગ્ય લાગત તેથી મિલોમાં થતા બર ઉપ-રજ એક્ષાઇસ લેવાનું રાખવામાં આવ્યું. તોપણ લેન્કેશિયરવાળા કારખાનાંના

માલેકોએ એવી વાત મૂકી કે આ ગોઠવણોથી એ જકાત બિન-રક્ષણ કરનારી થતી નથી. વીશ (કાઉન્ટ) નંબરના કરતાં વધારે ન હોય એવા સુતરનો અમુક જથ્થો, અને એવા સુતરમાંથી બનાવેલાં કાપડ ઇન્ડિયામાં નિકાસ કરવામાં આવતાં હતાં; અને જકાત લેવા લાયક નંબરના સુતરાઉ કાપડને સંબંધે મીલો સુતરની કિંમત ઉપરજ જકાત ભરતી હતી. આયાત થતા માલ ઉપર તો તે પૂરો તૈયાર કર્યા બાદ કિંમત થાય તે પ્રમાણે જકાત લેવાતી હતી. આ વાંધાઓ દૂર કરવા માટે વળ ચઢાવેલ સુતર અને સુતરની બધી જાતોને ૧૮૯૬ના ફેબ્રુઆરીમાં જકાત અને એક્ષાઇસમાંથી મુક્ત કરવામાં આવી; અને આયાત થતા કિંવા ઇન્ડિયાની મિલોમાં બનતા બધા નંબરના સુતરમાંથી વણેલા માલ ઉપર સાડા ત્રણ ટકાની જકાત નાખવામાં આવી. આ ફેરફારથી આમદાનીમાં કેટલોક તોટો આવ્યો. ૧૮૯૫-૬ માં સુતરાઉ માલ ઉપરની જકાતમાંથી ૧૧૬ લાખ પેદા થયા. તે પછીનાં પાંચ વર્ષોમાં સરાસરી આમદાની ફક્ત ૮૭ લાખની થઇ. (૧૯૦૨-૩માં ૯૫ લાખ). ૧૮૯૫-૬માં સુતરાઉ માલ ઉપરની એક્ષાઇસ જકાત ૬ લાખની ઉપજી; અને ૧૯૦૨-૩માં ૧૮ લાખની ઉપજી. એ ઉદ્યોગનું મુખ્ય સ્થળ મુંબઇ છે, ત્યાં હમેશા પ્લેગના ઉપદ્રવ ચાલુ રહેવાથી વેપારની મંદી ચાલી છે છતાં (મિલના કાપડની) બનાવટ અને વેપાર બન્નેમાં સંતોષકારક વૃદ્ધિ થવા પામી છે.

**જકાતમાંથી મુક્ત થયેલો તથા કમતી દરે જકાત આપતો માલ.**

૧૮૯૪માં સામાન્ય જકાતી પત્રકો દાખલ કરવામાં આવ્યાં હતાં તેનો આધાર ૧૮૭૫ વાળા પત્રકો દર્શાવેલા દર ઉપર હતો. કેટલોક ફારફેર કિંમતને સંબંધે ફરીને વિચારમાં લઇ કરવાનું તેમાં રાખમામાં આવ્યુ હતું. ૧૮૭૮માં કર્યું હતું તે પ્રમાણે નાની નાની વસ્તુઓને મુક્ત કરવા સરકારે દુરસ્ત ધાર્યું નહિ. માલ આયાત કરવામાં જે અનેક ક્રિયાઓ કરવી પડે છે તેમાં જકાત વસુલ આપવી એ તો એકજ ક્રિયા છે; અને માલનાં ભરતીયાંને મુકરર કરેલ

મારફતનાં દ્વારોના ક્રમમાં થઇને પાછળથી આવવાનું થાય છે. માટે જકાત નક્કી કરવાનું અધિક કામ પ્રથમની નજરે દેખાય તે કરતાં ઓછું છે. સામાન્ય જકાતમાંથી મુક્ત થયેલ અગત્યની વસ્તુઓ, ખાવાનાં અનાજો, સાંચા, રેલવે બાંધકામની ચીજો, અને કોલસા છે. લોઢા અને ગજવેલની ઘણીખરી • જાતો ઉપર એક ટકાના ઓછા દરથી જકાત વસૂલ કરવામાં આવે છે.

**ખાંડ ઉપર નાખેલી ખંગ વાળનારી જકાત.**

૧૮૯૯ ના માર્ચથી પરદેશી તથા બક્ષીસથી લાલચ મળતી (Bounty) બીટની (એક જાતનું કંદ) ખાંડ ઉપર ખંગ વાળનારી જકાત નાખવામાં આવી હતી. ખાસ કરીને જર્મની અને ઓસ્ટ્રિયામાંથી એની ત્વરિત અને મોટી આયાતને લીધે ઇન્ડિયાનો ખાંડનો ઉદ્યોગ ભારે નુકશાનમાં આવતો હતો એમ માનવામાં આવ્યું હતું. પર રાજ્યો તરફથી સીધી કે આડકતરી રીતે બક્ષીસોથી લાલચ અપાતી હતી તેની ખંગ વાળવા માટે ઇરાદા પૂર્વક એ જકાત ગોઠવવામાં આવી હતી. ૧૯૧૧-૨માં તેની પેદાશ ૩૭ લાખની થઈ હતી. તે, જો કે જણાઈ આવે તેટલી રકમની હતી, તોપણ તેથી યુરોપની સસ્તી ખાંડની જથ્થાબંધ આયાત અટકી નહિ; યુરોપની બીટની ખાંડ પેદા કરનારાને પોતાના દેશની બજારોમાં ઉંચો ભાવ આવતો હતો. તેનું કારણ એ હતું કે રક્ષણ કરનારી જકાતો અને નિકાસ ઉપર વળતર મળતાં હતાં. તેથી તેઓ ખર્ચથી ઓછે ભાવે વધારેનો માલ વેચી નાખવાને શક્તિમાન્ થતા હતા. તેથી ૧૯૦૨-૩માં પરદેશમાંથી આયાત થતી ખાંડ ઉપર વધારે જકાત નાખવામાં આવી. તે પર પરદેશોમાં ખાંડનો ભાવ ચડાવી રાખવા માટે જકાતના રક્ષિત ધોરણથી વેપારીઓ એકત્ર થઇ વેપાર માટે એકસંપ બાંધતા હતા. આ જકાતનો તાત્કાલિક નતીજો એ આવ્યો કે યુરોપમાંથી આયાત થતી ખાંડ ઓછી થઈ, અને નવા ધારાની હદની અંદર નહિ આવતા બીજા દેશો તરફ જર્મની અને ઓસ્ટ્રિયાનો ઇન્ડિયા સાથેનો આગલો વેપાર ઘસડાઈ ગયો. ૧૯૦૨-૩મા બીટમાંથી બનાવેલી

ખાંડની આયાત ૧૯૦૧-૨માં હતી તેથી લગભગ અર્ધ થઈ. અને ઘણે ભાગે મોરીસિયસ, જાવા અને ચીનથી આવતી શેરડીની ખાંડની આયાત ૪૦ ટકા કરતાં પણ અધિક વધી.

૧૯૦૩ના ડિસેંબરમાં ખાંડ ઉપરની ખંગ વાળનારી જકાત કાઢી નાખવાનો હુકુમ બહાર પડયો. તે સાલના ઓગસ્ટ માસ પછી બનાવેલી ખાંડને તે હુકુમ લાગુ કર્યો. જે દેશોએ ખાંડ ઉપર સીધી કિંવા આડકતરી લાલચ આપનારી બક્ષીસો હદમાં રાખી હતી, તથા ૧૯૦૨ના બ્રુસલ્સ શહેરમાં થયેલા કરારો પ્રમાણે કમમાં કમ ઠરાવેલ રક્ષણ કરનારી જકાતો જાગતી રાખી હતી તેઓને સદહું હુકુમનો લાભ મળનાર હતો.

**આયાત જકાતની આવક.** આ પ્રકરણની છેવટે આવેલ પત્રક નંબર ચોથું મુખ્ય આયાતોની આવક બનાવે છે. સુતરાઉ કાપડના તાકાઓમાંથી એકંદરના એક-પંચમાંશ કરતાં વધારે આમદ આવે છે. તે પછી અનુક્રમે દારૂ, ધાતુઓ, સામાન્ય બનાવટી ( કારીગિરીની ) ચીજો, પેટ્રોલિયમ, અને ખાંડ આવે છે.

સામાન્ય જકાત ફરીને નાખી તે પહેલાં ૧૮૯૨-૩ માં આયાત જકાતની એકંદર પેદાશ ૮૨ લાખની હતી. તે જકાત નાખ્યા પછી ૧૮૯૪-૫ માં તે ૨૮૨ લાખની થઇ. તે પછીની સાલમાં સુતરાઉ માલ ઉપરની જકાત સુદ્ધાંત તે વધીને ૩૮૮ થઇ. ૧૮૯૬-૭ માં સુતરાઉ કાપડ માટે ગોઠવણ બદલાતાં તે ઓછી થઇ અને ૩૪૭ લાખે ઉતરી. ૧૯૦૨-૩ માં તે ફરીને વધીને ૪૨૬ લાખની થઇ હતી.

**જાવક માલ ઉપરની જકાત.** ૧૮૬૦ સુધી નિકાસ વેપારના મોટા ભાગ ઉપર જકાત વસુલ કરવામાં આવતી હતી; અને તે સાલમાં કિંમત ઉપર સામાન્ય રીતનો ત્રણ ટકાનો દર હતો. ૧૮૬૦ અને ૧૮૬૭ ની વચ્ચે ઘણી ચીજોને મુકત કરવામાં આવી હતી; અને ૧૮૭૪ માં

દાણના પત્રકમાં માત્ર સુતરાઉ માલ, અનાજ, ચામડાં, ગળી, લાખ, (જાત જાતનાં) તેલો, બીયાં, અને કરિયાણાં રહ્યાં. ૧૮૭૫ માં તેમાંથી પણ કમી કરી તેલ, ચોખા, ગળી અને લાખને કાયમ રાખ્યાં. જકાતની આ પ્રમાણે હદ બાંધવામાં નિકાસ દાણ પરદેશો સાથેની હરિફાઇને વધારી વેપારને ગંભીર હાનિ કરે એ ધોરણ ઉપર ખ્યાલ આપવામાં આવ્યો હતો. ૧૮૭૦ માં લાખ અને ગળી ઉપરની જકાત કાઢી નાખી, અને તે તારીખથી જાવક દાણ×[1] માત્ર ચોખામાંથી જ આવે છે. એક મણ ચોખા ઉપર ત્રણ આનાની જકાત વસૂલાત થાય છે. (૮૨ પાઉન્ડ ઉપર ત્રણ પેન્સ). ઇન્ડિયાનો પાક ઉતરવાના પ્રમાણમાં એકંદર વસૂલાતમાં વધઘટ થયા કરે છે, પરંતુ તેનું વલણ વધારા તરફ છે. બ્રહ્મદેશમાંથી (ચોખાની) ઘણી નિકાસ થાય છે.

## મુકરર કરેલા કરો.

**સામાન્ય (બચાન).** હાલનો ઇનકમટાક્ષ નામનો કર ૧૮૭૬ માં શરૂ કરવામાં આવ્યો હતો. ૧૯૦૨-૩ માં તેની ચોખ્ખી આમદાની ૨૦૭ લાખની હતી. નાની કમાઇઓને મુક્ત કરવાથી ૧૯૦૪-૫ માં તે ઓછી થઇ ૧૮૬ લાખ ઉપજ્યા હતા. એજ પ્રકારના કરો વખતોવખત ઉઘરાવવામાં આવેલા છે; અને અમલમાં લાવેલા નિયમ પ્રમાણે તેની ઉપજ વધુઘટુ થતી રહી છે.

ઇન્ડિયામાંની પૂર્વેની રાજ સત્તાઓ સીધા કરો લેવાના કામથી સારી

×[1] ૧૮૯૩ માં ચાહના ધંધાવાળાની અરજ ઉપરથી તરીને માર્ગે જતા ચાહ ઉપર જુજ જકાત નાખવામાં આવી હતી. કરાર એવો હતો કે તે ખાતાની કમિટીએ તેમાંથી થતી આવક ઇન્ડિયાના ચાહની ખપત અને વેચાણ વધારવામાં ખર્ચવી. આ ચાલતા દ્રષ્ટાંત પ્રમાણે આ જકાતને સંબંધે સરકાર તો માત્ર દાણ વસૂલ લેનાર તરીકેજ કામ કરે છે.

**દેશી રાજસત્તાની દરમિયાન સીધા કર લેવાનું કામ.**

રીતે માહેતગાર હતી. તે કરો નામથી અને સરતો પ્રમાણે જુદા જુદા હતા, પરંતુ તે આપનાર બિન—ખેતીકાર કુટુંબોની સ્થિતિની સાથેના નિકટના સહચાર ઉપર આધાર રાખતા હતા. નિયમિત રીતે આ સીધા કરોને બ્રિટિશ સરકારે છોડી દીધા. તે સાથે અનેક પરચુરણ નાકા દાણો, (ઝાંપા દાણ પણ કહેવાય છે,) રાહદારી દાણો, (ચીલો), ૧૮૪૩ માં નિમક ઉપરનો કર નાખતી વખતે, કાઢી નાખવામાં આવ્યા હતા. કેટલાક જૂના કરો કાયમ રાખ્યા, તેમાં મધ્ય પ્રાન્તોમાં પણ ધારી નામના કરને કાયમ રાખ્યો. છેવટે ૧૯૦૨–૩ માં તેને પણ કાઢી નાખ્યો. મરેઠાઓ એ કર ઘર વેરા તરીકે નાના નાના કારીગરો, દુકાનદારો અને ઉભડો (બિન–ખેતીકારો) પાસેથી ઉઘરાવી લેતા હતા. ૧૮૬૦–૧ સુધી તે જમીનની વસૂલાત સાથેજ એકઠા કરી લેવામાં આવતા હતા. ત્યારે તેને મુકરર દરના કરના રૂપમાં બદલાવી નાખવામાં આવ્યો. નાની નાની ઉભડ લોકોની કમાઇઓ ઉપર તે નાખવામાં આવ્યો, તેથી ઇનકમટાક્ષ, જે સર્વની પાસેથી કમાઈ ઉપર લેવામાં આવતો હતો, તેમાં પૂરતી થઇ.

**૧૮૬૦–૫નો ઇનકમટાક્ષ (કમાઇ ઉપરનો કર).**

આવા સ્થાનિક કરો ઉપરાંત પ્રથમનો સામાન્ય ઇનકમટાક્ષ (કમાઇ ઉપર નોકર) બળવા પછી દેશને આવી પડેલી નાણાંની મુશ્કેલીઓ દૂર કરવા માટે સને ૧૮૬૦ માં નાખવામાં આવ્યો. ઇગ્લાન્ડના નમુના પ્રમાણે પાંચ વર્ષની મુદત સુધી અમલમાં રહેવા માટે એ સાલમાં એક ધારો દાખલ કરવામાં આવ્યો. મિલ્કત, ધંધા, વેપાર, હોદ્દો અને જમીનમાંથી ઉત્પન્ન થતી દર સાલ ૨૦૦ રૂપૈયાથી અધિકની કમાણીઓ ઉપર તે કર લેવામાં આવ્યો. રૂપૈઆ ૨૦૦ અને ૫૦૦ની વચ્ચે બે ટકાનો દર રાખ્યો. સ્થાનિક બાંધકામ માટે એક ટકાનો તેમાં વધારો કર્યો. ૧૮૬૨માં કર લેવા લાયક રકમની કમમાં કમ

હદ હતી તેને વધારીને ૫૦૦ની કરવામાં આવી; અને ૧૮૬૩માં દરને ઓછો કરી ત્રણ ટકાનો કર્યો. દર સાલની એ કરમાંથી સરાસરી પેદાશ ૧૫૪ લાખની થઇ.

ધારણા પ્રમાણે એ ધારો ૧૮૬૫માં અમલ થતો બંધ કરવામાં આવ્યો.

**૧૮૬૭–૬૯ના લાઇસેન્સ અને ઈન્કમ ટાક્ષો.**

પરંતુ સીધો કર લેવાનું બંધ કરવું નાણાં પ્રકરણી પરિસ્થિતિને અનુકૂળ પડે તેવું ન હતું. ૧૮૬૭માં એક ધારો પસાર કરીને ધંધા અને વેપારો ઉપર જે કર નાખવામાં આવ્યો તે લાઇસેન્સ ટાક્ષ હતો. તે બિન–ખેતીકારો ઉપરનો હતો, પરંતુ દર સાલ રૂપૈયા ૨૦૦થી જેની કમાણી કે લાભ ઓછા ન હતા તેવા દરેક ધંધા અને વેપાર ઉપર તે નાખવામાં આવ્યો. એ કર આપનારા લોકોના ત્રણ વર્ગ કરવામાં આવ્યા હતા. દરેક વર્ગની કમમાં કમ હદવાળી કમાઈ ઉપર તેઓ બે ટકાનો મુકરર કરેલો દર ભરતા હતા. તેની એકંદર પેદાશ ૬૫ લાખની આવી. તે જમાનો ભારે નાણાંભીડનો હતો, ઉપરા ઉપર વર્ષો એવાં આવ્યાં હતાં કે તેની દરમિયાન સામાન્ય પેદાસ કરતાં સામાન્ય ખર્ચ વધી ગયાં હતાં. તેથી આવી પડેલી તે વખતની અડાકડી દૂર કરવા માટે એ કરનો વિસ્તાર અને દર ફરતાં રહેતાં હતાં. ૧૮૬૭માં એક સર્ટિફિકેટનો (પ્રમાણ પત્રનો) ધારો બાંધીને કેટલોક છૂટકારો આપવામાં આવ્યો હતો. તેની રૂએ એ કર માટેની કમતીમાં કમતી જે હદ હતી તેને વધારી રૂપૈયા ૫૦૦ની કરવામાં આવી, અને દરેક વર્ગની કમમાં કમ કમાઇ ઉપર દર ઓછો કરી ૧¾ જેટલા ટકાનો રાખવામાં આવ્યો. તે પ્રમાણે વસૂલ કરતાં તેની આવક અંદાજે ૫૧ લાખની થઇ. ૧૮૬૯માં ભારે ખોટ રહેવાનો પ્રથમથીજ ખ્યાલ થયો. એટલે "સર્ટિફિકેટ" વાળા કરને સામાન્ય ઇનકમટાક્ષ (કમાઇ) ના રૂપમાં બદલી નાખ્યો. તેની અંદર ખેતીવાડી કરનારાઓનો સમાસ કર્યો કર લેવાની રકમની હદને બદલાવવામાં આવી ન હતી; અને મુકરર કરેલા દર પ્રથમતઃ દરેક વર્ગમાં ઓછામાં ઓછી કમઇના એક ટકા ઉપરાંત

કાંઇક થયા. આવકને વધારવા માટે કર વસૂલ કરવાનું કામ વધારે સખ્ત કરવામાં આવ્યું. તે સાલના પછવાડેના ભાગમાં નાણાં પ્રકરણી પરિસ્થિતિ વધારે ખરાબ થઇ. તેથી કરમાં સામાન્ય રીતે ૫૦ ટકાનો વધારો કર્યો. એકંદર આમદાની ૧૧૧ લાખની થઇ. કર આપનારા લોકોની સંખ્યા આશરે ૫૨૧૦૦૦ની હતી. ૧૮૭૦માં એમ ધારવામાં આવ્યું કે આવક કરતાં હજી પણ ખર્ચ વધી જાય તેમ છે. તેથી રૂપૈયા ૨૦૦૦ સુધીની દરેક વર્ગની કમમાં કમ હદ ઉપર આશરે ૩⅛ ટકાનો દર કરવામાં આવ્યો. તે હદ ઉપરાંતની કમાણીઓ ઉપર બરાબર ૩⅛ ટકા વસૂલ લેવામાં આવ્યા. પરંતુ આગલી સાલની વસૂલ લેવાની સખ્તાઇએ પ્રતિક્રિયા ઉત્પન્ન કરવાથી કર આપનારાઓની સંખ્યા ઘટીને ૩૮૬૦૦૦એ આવી ગઇ; અને દર વધાર્યા છતાં આવક માત્ર ૨૦૭ લાખનીજ થઇ. ૧૮૭૧–૨માં કર નાખવાની કમતી હદને વધારીને રૂપૈયા ૭૫૦ની કરવામાં આવી; અને એક રૂપૈયે બે પાઇનો, એટલે સેંકડે એક ટકા કરતાં જરાક વધારે, દર વસૂલ કરવામાં આવ્યો. રૂપૈયા ૨૦૦૦થી ઓછી કમાણી ઉપરના નક્કી કરેલા દર છોડી દીધા. આ કારણોને લીધે તે કરની આવક ૮૨ લાખની થઈ. તે પછીની સાલમાં કરની હદને વધારી રૂપૈયા ૧૦૦૦ની કરવામાં આવી, બીજા બોજાને આગળ પ્રમાણેજ રાખ્યા. તેથી એકંદર આવક ઓછી થઇ ને ૫૮ લાખે આવી ઉભી રહી. ૧૮૭૨–૩ને અંતે નાણાં પ્રકરણી હાલત એટલી બધી સુધરી ગઈ કે એ કર હવે ફરીને નાખવામાં નહિ આવે એમ જાહેર કરવા સરકાર શક્તિમાન્ થઈ. આ અજમાયશ કમનસીબવાન નિવડી ચૂકી હતી. તે ઘણા અંસતોષનું કારણ થઇ હતી. યૂરોપની રીતના કમાણી ઉપરના કરની કેટલીક અજાણી અને ગુંચવણ ભરી ગોઠવણો લોકોની સમજમાં ઝટ દઇને આવી નહિ. ટૂંક મુદ્દત માટે રાખેલા કર મુકરર કરનારાઓએ તથા વસૂલ કરનારાઓએ કેટલોક જુલમ અને બળાત્કાર પણ કર્યા હતા. વખતો વખતની નાણાં સંબંધી પરિસ્થિતિને અનુકૂલ થવા માટે દરમાં નિરંતર ફારફેરો કર્યા તે પણ વળી ઇન્ડિયાની અંદર ચાલતી હકીકતોથી પ્રતિકૂળ હતું.

દુષ્કાળનું વિમા ખર્ચ દરસાલ થાય તે પૂરૂં કરવા માટે વેપારીઓ અને કારીગરો ઉપર લાઇસેન્સ ટાક્ષ નાખવા માટે ૧૮૭૭ માં નક્કી થયું, ત્યાં સુધી બીજા કોઈ પ્રકારનો સીધો કર નાખવામાં આવ્યો ન હતો. ૧૮૭૮ માં ઇન્ડિયા સરકારે જોડીઆ પ્રાન્તો તથા પંજાબ માટે આ હેતુથી એક ધારો પસાર કર્યો; અને બંગાળા, મદ્રાસ અને મુંબઈ માટે સ્થાનિક સરકારોએ એવાજ ધારા ગ્રહણ કર્યા. ૧૮૮૦માં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા. તે પછી સામાન્ય પરિસ્થિતિ નીચે વર્ણવ્યા પ્રમાણે થઇ. બિન ખેતીકારવેપાર અને તમામ ધંધામાંથી આવતી કમાણીઓને તે કર લાગુ કરવામાં આવ્યો, પરંતુ મોટા મોટા ધંધા અને તે સાથે સરકારી ચાકરીના ઉપર એ કર નાખવામાં આવ્યો નહિ. ૧૮૭૮ના ધારાની રૂએ કર નાખવાની કમતીમાં કમતી હદ દર સાલની રૂપૈયા ૧૦૦ કિંવા ૨૦૦ની સામાન્ય રીતે રાખી હતી. આ બહુજ થોડી હતી એમ જણાવ્યું. ૧૮૮૦માં તે સામાન્ય હદને ૫૦૦ની કરવામાં આવી. મુકરર દર આપનારાના વર્ગો કરવામાં આવ્યા હતા. જુદા જુદા પ્રાન્તોમાં વર્ગ પાડવાની રીતિઓનાં ધોરણો જુદાં જુદાં હતાં. પરંતુ કમાણી ઉપર બે ટકા કરતાં વધારે ન લેવાય માટેની સરત રાખી હતી. તેથી સઘળાની બાબતમાં કમમાંકમ કર રૂપૈઆ દસ થતો હતો. મુંબઈ સિવાય કરની વધારેમા વધારે હદ રૂપૈયા ૫૦૦ની રાખી હતી. કેમકે (પ્રથમ તો) તે ત્યાં રૂપૈયા ૨૦૦ નીજ હતી. આ ગોઠવણો ૧૮૮૬ સુધી અમલમાં રહી. ૧૮૬૦થી ૧૮૭૩ સુધીના ધારાઓ કરતાં વહીવટ વધારે સારો અને નિયમસર હતો; અને એ કર ભરી દેવાની લોકોને આદત પડી ગઇ. નાણાં પ્રકરણી પરિણામો કાંઈ ફેરબદલ થયા વગર રહ્યા નહિ. ૧૮૭૮-૯માં ૯૦ લાખની એકંદર આવક કમતી થઇ. ત્યારબાદ કરવામાં આવેલ ફેરફારોને લીધે આવક કમતી થઈ. ૧૮૮૨-૩ અને ૧૮૮૫-૬ની વચ્ચેની સાલોમાં તે ૫૦ થી ૫૨ લાખ સુધી આવતી રહી. તોપણ ધોરણમાં ઘણી ખામીઓ હોવાને લીધે કામ

**૧૮૭૭—૮૬ નો લાઇસેન્સ ટાક્ષ.**

બગડી ગયું. વર્ગો અને દરની સમાનતામાં ખામીઓ હતી તે વ્યાજબી ન હતી. હોદ્દેદારો અને (મોટા) ધંધાવાળાને બાતલ કરેલ તેથી પક્ષપાતના આરોપો જન્મ પામ્યા; અને ખાસ કરીને મુંબઇમાં મોટામાં મોટી કર લેવાની હદ નીચી રાખી હતી તેથી વધારે ગરીબ લોકોના વર્ગો ઉપર અયોગ્ય સખ્તાઈનું દબાણ થવા પામ્યું.

**૧૮૮૬નો ઇનકમટાક્ષ. (કમાણી ઉપરનો કર).**

સુધારણા માટેની જુદી જુદી સૂચનાઓની ચર્ચા ચાલી; પરંતુ સરકારને આગલા અનુભવથી ચેતવણી મળેલી હોવાથી સકારણ સારી રીતે અમલમાં આવતા ધોરણમાં દરમિયાનગિરી કરવાની ખુશી ન હતી; અને ૧૮૮૬-૭ માં વિલાયતની હુંડીનો ભાવ ગગડી ગયો અને લશ્કરી ખર્ચ વધ્યું, ત્યાં સુધી નવો કર નાખવાનું પગલું ભરવા જરૂર પડી નહિ; અને કાંઇ પણ ઇલાજ લેવામાં આવ્યો નહિ. ત્યારે આખા ઇન્ડિયાને એક ધારો લાગુ કરીને લાઇસેન્સ ટાક્ષને ફેરવી નાખી એક સામાન્ય ઇનકમટાક્ષનું રૂપ આપ્યું, તે અદ્યાપિ અમલમાં ચાલુ છે. બિન ખેતીકાર તમામ કમાણીઓ ઉપર તે કર નાખવામાં આવ્યો. તેના આ પ્રમાણે વિભાગો કર્યા; (૧) પગારો અને પેન્શનો, (૨) કંપનીઓના નફા, (૩) સરકારી જામીનગિરીવાળી સિક્યુરિટિઝ) નાણાંની રકમો પ્રોમિસરી નોટો, વગેરે, કાગળના રૂપમાં હોય તે, અને (૪) બીજાં (કમાણીનાં) સાધનો. દર સાલની રૂપૈયા ૨૦૦૦ ઉપરની કમાણીએ દર રૂપૈયે પાંચ પાઈ (એટલે ૨$\frac{1}{2}$ ટકાંથી કાંઈ વધારે) નો સામાન્ય દર વસૂલ કરવાનું રાખ્યું. ૫૦૦થી ૨૦૦૦ સુધીની પગાર અને વ્યાજમાંથી આવતી કમાણીઓ ઉપર ચાર પાઇનો દર રાખ્યો. (બે ટકાથી કાંઈ વધારે); અને બીજી એવી કમાણીઓના વર્ગ પ્રમાણે લેવાના મુકરર થયેલા દર રાખ્યા. આવા છ વર્ગો હતા. સૌથી નીચા ત્રણ માટે તે વર્ગની કમમાં કમ કમાણી ઉપર બે ટકા જેટલો મુકરર કરવામાં આવ્યો હતો; અને બાકીના માટે મોટામાં મોટી હદના બે ટકા કરતાં કાંઇક વધારે હતો. રૂપૈયા ૫૦૦ કરતાં ઓછી કમાણીઓ ઉપર તે કર નાખવામાં

આવ્યો ન હતો. તેનું પરિણામ એ આવ્યું કે લોકોના ઘણા ઓછા પ્રમાણ પાસેથી એ કર વસૂલ આવ્યો. જમીન અને ખેતીમાંથી આવતી કમાણીઓ મુક્ત હતી; કેમકે ૧૮૭૭–૮માં દુષ્કાળ અર્થે નાખેલા કરના ધોરણને લીધે તેઓના ઉપર તેનો સમાન બોજો પડી ચૂક્યો હતો. પરંતુ જમીનમાંથી આવતી કમાણીઓના ઉપર કર નાખવાની ભવિષ્યને માટેની સરકારની વિવેક શક્તિને નિરંકુશિત રાખવામાં આવી છે. ધર્માદા અને ખેરીયાત ખાતાંઓની સંસ્થાઓ, તેમજ દર માસે રૂપૈયા ૫૦૦ ના કરતા ઓછા પગારવાળા લશ્કરી નોકરોને એ કર ભરવામાંથી મુક્ત રાખવામાં આવેલા છે તે સિવાય પણ બીજા કેટલાક અપવાદો રાખવામાં આવેલા છે. એકંદર રીતે જોતાં એ ધારાનો અમલ સારી રીતે અને સરતાથી ચાલ્યો છે. મોટાકાનાં શહેરોની બહાર પરગણાનાં સામાન્ય સરકારી માણસો તેની વસુલાત ઉઘરાવે છે. જોડીઆ પ્રાન્તો જેવામાં બિન–અમલદાર આસેસરો તેઓને કોઈ કોઈવાર મદદ આપે છે. આગલા ધોરણની પીડાઓ દૂર થઇ ગઇ છે, અપીલો કરવા માટે પણ યોગ્ય સરળતાઓ આપવામાં આવે છે.

૧૯૦૩માં નાણુંની હાલત સાનુકૂળ હોવાથી રૂપૈયા ૫૦૦થી ૧૦૦૦ સુધીની વાર્ષિક કમાઇઓને તે કરમાંથી મુક્ત કરવાનું બની આવ્યું. તે કાર્યથી આશરે પાંચ લાખની એકંદર સંખ્યામાંથી ૨૧૫૦૦૦ જેટલા આગળ કર આપનારા સખ્સો છૂટા થયાની ગણતરી કરવામાં આવી હતી. આ કાર્ય દ્વારા આમદાનીમાં તોટો ખમવો પડ્યો, તે ૧૯૦૩–૪માં આશરે ૨૯ લાખ જેટલો હતો; એટલે કે એ કરમાંથી આગળ જે રકમ ઉપજી હતી તેનો એ એકસમમાંશને અંદાજે હતો.

૧૮૮૬–૭ અને ૧૯૦૨–૩ની વચ્ચે એ કરની પ્રગતિ થઇ તે આ પ્રકરણની છેવટમાં આપેલ પત્રકમાં દર્શાવેલ છે.

**આંકડાની હકીકતો.** સાલોસાલ આવક સ્થિરતા પૂર્વક વધતી ગઇ છે. સક ટકા જેટલો એકંદર વધારો થવા પામ્યો છે. કર આપનારા લોકોની સંખ્યામાં પણ ૩૨ ટકાનો વધારો થયો છે. કમાણીના

ચાર વર્ગોમાં પગારો અને પેન્શનો (ઘણે ભાગે સરકારી નોકરોનાં) માંથી ૧૯૦૦–૧માં એકંદરના લગભગ ૩૦ ટકા આવ્યા; કંપનીઓના નફામાંથી ૭ ટકા, સિક્યુરિટિઓના વ્યાજમાંથી આશરે ૫ ટકા, અને "બીજાં સાધનો" માંથી લગભગ ૫૯ ટકા આવ્યા. ધારો અમલમાં આવ્યો ત્યારથી આ પ્રમાણોમાં માત્ર નજીવા ફેરફારો થયા છે. બીજા મથાળા નીચે સુતર કાંતવાનું કામ, રેલવે અને બેન્કો ચલાવનારી કંપનીઓ આમદાનીનાં મુખ્ય સાધનો છે. "બીજાં સાધનો"ના મથાળા નીચે નાણું ધીરનારા, અને સરાફો (નાણાંવટીઓ) મલીને (૨૯ ટકા), સાધારણ વેપારીઓ (૮ ટકા), અનાજના વેપારીઓ (૬ ટકા), કાપડના તાકા વેચનારા વેપારીઓ, ઘરધણીઓ, અને કાયદાના હિમાયતીઓ (દરેક આશરે પાંચ ટકા), અને બેન્કરો (આશરે ૪½ ટકા) છે. રૂપૈયા ૫૦૦ અને ૧૦૦૦ વચ્ચેની કમાઇઓને તાજેતર મુક્ત કરવામાં આવી હતી તે પહેલાં રૂપૈયા ૨૦૦૦ કરતાં ઓછી કમાઇઓવાળા વર્ગોમાં ૮૪ ટકા કરતાં વધારે કર ભરનારાઓ હતા; પરંતુ એ વર્ગો પાસેથી એકંદર વસૂલાતના ૩૫ ટકા કરતાં ઓછી રકમ આવતી હતી. જે કમાઇઓ ઉપર કર આવતો હતો તેનો એકંદર આંકડો ૧૯૦૦–૧માં આશરે ૭૯ કરોડનો હતો. મુંબઇમાં ૨૦૯ સખ્સે રૂપૈયા ૫૦૦ થી ઓછી આવકવાળો એક બીન–ખેતીકાર નિકળે છે, મદ્રાસમાં ૪૧૭ ઉપર એક, પંજાબમાં ૪૪૪ એ એક, બંગાળામાં ૫૮૦ એ એક, જોડીયા પ્રાન્તોમાં ૬૩૭ એ, એક, આસામમાં ૬૮૧ એ એક, અને મધ્યપ્રાન્તોમાં ૧૦૭૭ એ એક નિકળે છે. અને કરના આપનારાઓ ઉપર સરાસરી બોજો ગણતાં મુંબઇ પહેલું આવે છે; તે પછી બંગાળા (રૂ. ૪૧), મધ્ય પ્રાન્તો (રૂ. ૩૯), આસામ (રૂ. ૩૫), જોડીઆ પ્રાન્તો (રૂ. ૩૯), મદ્રાસ (રૂ. ૩૦), અને પંજાબ (રૂ. ૨૯), એ પ્રમાણે દરેક માથે બોજો આવે છે. ઇલાકાનાં શહેરો પૈકી મુંબઇ ઇલાકાની વસૂલાતના ૪૭ ટકા ખુદ મુંબઈના છે, તેમજ મદ્રાસનીના ૨૦ ટકા અને બંગાળાના ૩૩ કરતાં વધારે ટકા છે.

યુનાઇટેડ કિંગડમમાં દર એક પાઉન્ડે એક પેનીનો ઇન્કમટાક્ષ આશરે

૨½ દસ લાખ પાઉન્ડ લાવે છે, અને ઇન્ડિયામાં હાલમાં કર કાઢી નાખ્યો તે પહેલાં છ પેન્સના ઇનકમટાક્ષથી એકંદર પેદાશ ફક્ત આશરે ૧૪૦૦૦૦૦ પાઉન્ડની આવી તે ઉપરથી યુનાઇટેડ કિંગડમ અને ઇન્ડિયા વચ્ચેનો વ્યાપારી દોલતમાં રહેલો તફાવત બાળાત્કારે બહાર પડી આવે છે. અલબત્ત એટલું તો યાદ રાખવું જોઇએ કે ઇન્ડિયાની "પુંજી" મુખ્યત્વે કરીને ખેતીવાડીમાં સમાયેલી છે; અને ખેતીવાડીથી થતા નફા એ કરમાંથી મુક્ત છે.

**બ્રહ્મદેશનો માથાવેરો અને થથમેદ.**

બ્રહ્મદેશમાં દેશી રાજ્યથી પ્રાપ્ત થયેલા સ્થાનિક કરો ઘણે દરજ્જે ઇનકમટાક્ષનું કામ સારે છે. ત્યાં ઇનકમટાક્ષ તો માત્ર સરકારી અને રેલવેના નોકરો પાસેથી નીચલા બ્રહ્મદેશમાંજ લેવામાં આવે છે.×[1] ઉપલા બ્રહ્મદેશમાં તો તે માત્ર માંડલેમાંથીજ વસૂલ થાય છે. ૧૯૦૦-૧માં બ્રહ્મદેશની બધી વસૂલાત એકંદર પૈકી રંગૂન એકલાએ ૪૬ ટકા આપ્યા હતા. નીચલા બ્રહ્મદેશમાં ખાસ રીતનો એક માથાવેરો છે. ૧૮થી ૬૦ વર્ષની ઉપરના મરદો તે આપે છે. પરણેલો હોય તે પાંચ રૂપૈયાના દરથી અને વાંઢા અને વિધુરો (રંડાયેલા પુરૂષો) અઢી રૂપૈયા લેખે આપે છે. જે સખ્સો ઇનકમટાક્ષ ભરતા હોય તેની પાસેથી તે લેવાતો નથી. ૧૯૦૨-૩ માં તે કરમાંથી ૪૮ લાખ આવ્યા. ઉપલા બ્રહ્મદેશમાં થથમેદ કરીને એક જંગલી રીતનો કર છે. તે ખેતીવાડી કરનાર અને ન કરનાર બન્ને પાસેથી લેવાય છે. તેનો આંકડો ગામડાની વસૂલાત સાથે ઉઘડો નક્કી થાય છે. દરેક ઘર ઉપર આશરે દસ રૂપૈયાનો દર રાખવામાં આવે છે. હવે પછી જેમ જેમ બ્રહ્મદેશનાં પરગણાંઓમાં જમીનની વસૂલાત ફરીને બંધાતી જશે; અને મોટાં મોટાં મધ્યસ્થ સ્થળોમાં તેના બદલામાં જમીનનું મ્હેસૂલ અને ઇનકમટાક્ષ દાખલ થતાં જશે. તેની આમદાની ૧૯૦૨-૩ માં તો ૧૫૦ લાખ જેટલી

---

× ૧ ૧૯૦૫ ના અપ્રીલ સુધી માત્ર પસંદ કરેલા શહેરોમાં અને ગામડાઓમાં નીચેના બ્રહ્મદેશ ખાતે ઇનકમટાક્ષ ઉઘરાવવામાં આવતો હતો.

થવા પામી હતી. માથા વેરો અને થથ મેદ બન્ને હિસાબમાં જમીનના મ્હેસૂલના મથાળા નીચે જમે કરવામાં આવે છે.×[1]

## પ્રાન્તિક વરાડો

આ વરાડો સુધારા વરાડોથી જુદા છે. ઘણે ભાગે તેઓ રસ્તાઓ બાંધવા તથા સમારવા, નિશાળો અને દવાખાનાં નિભાવવાં, ગામડાની સુખાકારી માટે અને બીજાં સ્થાનિક ખર્ચો માટે ઉઘરાવી લેવામાં આવે છે. વાર્ષિક "પુંજી" કિંવા જમીનની ભાડા કિંમત પ્રમાણે તેના આંકડા ઘણું કરીને નક્કી થાય છે. જમીનના હકકના ચાલતા ધોરણના પ્રકાર મુજબ જુદા જુદા પરગણુંઓમાં તે જુદી જુદી રીતે ગણાય છે. ૧૯૦૪–૫ માં ચોખ્ખી આમદાની ૪૧૮ લાખની થઈ હતી, તેમાંથી આશરે અર્ધ રકમનો વહીવટ લોકલ બોર્ડોએ કરેલો હતો.

**જમીન ઉપરના સેસ (વરાડ) નો ઇતિહાસ.**

જમીનના ગણોત ઉપરના સ્થાનિક સેસ વસૂલ કરવાનો અખત્યાર આપનારા ધારાઓ ૧૮૬૫ અને ૧૮૬૯ ની વચ્ચે મુંબઈ અને મદ્રાસ ખાતે પ્રથમ પસાર કરવામાં આવ્યા હતા. લોર્ડ મેયોના નાણુંપ્રકરણી અમધ્યસ્થીકરણ ધોરણ અનુસાર આ નિયમને વિસ્તૃત કરવામાં આવ્યું હતું. ૧૮૭૧ માં બંગાળા, જોડીઆ પ્રાન્તો, અને પંજાબમાં એવા જ સેસો (વરાડો) વસૂલ કરવા માટે ધારા પસાર કરવામાં આવ્યા. પંજાબ અને આઉધમાં રસ્તા, નિશાળો, પરગણુંની ટપાલ માટે, જમીનની મ્હેસૂલ ઠરાવતી વખત જ વરાડો મુકરર કરવામાં આવેલા તેને નવો સામાન્ય વરાડ લેવાતો હતો તે સાથે જ જારી રાખવામાં આવ્યા હતા. એવીજ રીતના સેટ્લમેન્ટ સેસો (વરાડો) મધ્ય પ્રાન્તો, બ્રહ્મદેશ (૧૮૬૫ થી) અને આસાગ (૧૮૭૪ થી) માં ઉઘરાવી લેવામાં આવતા

× ૧ પરચૂરણ આવકનાં બીજાં અગત્યનાં સાધનો સ્ટાંપ અને રજિસ્ટ્રેશન છે, પરંતુ એ વિષે (આગળ) છઠ્ઠા પ્રકરણમાં પૂરતું ધ્યાન કરેલ છે.

હતા. ઘણે ભાગે સામાન્ય જમીન-ઉપરના વરાડોવાળા પ્રાન્તોના તમામ વરાડોનો એકંદર આંકડો ૧૮૭૨-૩ માં ૧૮૪ લાખનો, અને ૧૮૭૬-૭ માં ૧૮૨ લાખનો થયો હતો.

૧૮૭૭-૮ માં લોર્ડ લિટ્નની સરકારની દુષ્કાળ નિવારણ પદ્ધતિ અમલમાં લાવવા માટે જોઇતી વધારે આમદાની પૂરી કરવા સારૂ કેટલાક પ્રાન્તોમાં સ્થાનિક કરો નાખવામાં આવ્યા હતા. બંગાળામાં દરેક રૂપૈયે અરધા આનાના મોટામાં મોટા દરથી જાહેર બાંધકામ માટે વરાડ નાખવામાં આવ્યો હતો. પ્રથમથી રસ્તા માટેનો સેસ લેવાતો હતો તેનો પણ એજ દર હતો. આ વરાડ તે વરાડના વધારા તરીકે ગણીને વસૂલ કરવાનું ચાલ્યું. જોડીઆ પ્રાન્તો, પંજાબ અને મધ્ય પ્રાન્તોમાં ચાલતા વરાડોને વધારવામાં આવ્યા હતા. આસામમાં સેટ્લમેન્ટ વરાડના બદલામાં એક સામાન્ય વરાડ દાખલ કરવામાં આવ્યો હતો. ૧૮૭૬ માં બ્રહ્મદેશમાં પણ એવી જ રીતે કરવામાં આવ્યું હતું. મદ્રાસ અને મુંબઈના દરમાં વધારો કરવામાં આવ્યો ન હતો; કેમકે તે વખતે તે પ્રાન્તોમાં વસ્તુતઃ દુષ્કાળ સંકટ ચાલી રહ્યું હતું. ૧૮૭૯-૮૦ માં સામાન્ય જમીનના વરાડોમાંથી એકંદર ૨૩૩ લાખ વસૂલ થયા હતા.

૧૮૮૩-૪ માં લોર્ડ રિપનની સરકારે અમલમાં આણેલ સ્થાનિક સ્વરાજ્યના ધોરણના વિસ્તારથી એ ફન્ડના અંકુશ અને નિકાલ ઉપર અસર કરી, પરંતુ વરાડો લેવાના દરને નવા ધારાથી અગત્યની અસર કોઇ પ્રકારે થઇ નહિ તેથી તે બદલાયા વગર કાયમ રહ્યા; તથાપિ કેટલાક પ્રાન્તોમાં સામાન્ય અને સેટ્લમેન્ટ વરાડોને એકત્ર કરી દીધા છે.

૧૯૦૫ માં નાણાં પ્રકરણી ખાતું આબાદીમાં આવતાં લોકલ ફન્ડોને સજ્જડ મદદ આપવા ઇન્ડિયા સરકાર શક્તિમાન્ થઈ. પ્રથમતો ૧૮૭૭-૮ માં જોડીઆ પ્રાન્તોમાં, પંજાબમાં (વાયવ્ય સરહદ તરફના પ્રાન્તોમાં જોડી દીધેલાં પરગણાંઓ સહિત), અને મધ્ય પ્રાન્તોમાં ખાસ દુષ્કાળ નિવારણ વરાડો નાખ્યા હતા તેને કાઢી નાખ્યા; અને બીજું એ કર્યું કે ઇન્ડિયાનાં

બધાં લોકલબોર્ડોને થોડી આમદાનીમાંથી રકમો આપી. તે રકમો જમીનના વરાડની આવકના ચોથા ભાગ જેટલી આશરે હતી.

**ચાલતા વરાડો, તેઓનું મુકરર થવું અને વસૂલાત.**

સ્થાનિક કાર્યો માટે આખા બ્રિટિશ ઇન્ડિયામાં હાલમાં જમીનની વાર્ષિક કિંમત ઉપર સામાન્ય વરાડ લેવામાં આવે છે. તેનો દર સામાન્ય રીતે કિંવા લગભગ એક રૂપૈયે એક આનાનો છે.* વાસ્તવિક રીતે જે દર ઉઘરાવવામાં આવે છે તે સ્થાનિક સરકાર તરફથી નક્કી થાય છે; પરંતુ મદ્રાસ અને બંગાળામાં રસ્તાઓ માટેનો વરાડ તો કેટલીક સરતો સાથ ડિસ્ટ્રિક્ટ બોર્ડો નક્કી કરી આપે છે. તે નક્કી કરવાનું કામ જરાતરા ગુંચવણ ભર્યું છે, કેમકે જુદી જુદી જમીનના મ્હેસૂલો પ્રમાણે તે જુદી જુદી રીતનું છે. તેના મુખ્ય નિયમો નીચે પ્રમાણે છે. જે પ્રાન્તોમાં રૈયતવારી ધોરણ છે ત્યાં સરકારને ખેડૂતો જે વાર્ષિક મ્હેસૂલ ભરતા હોય તેને જમીનની કિંમત ગણે છે. જોડીઆ પ્રાન્તો અને પંજાબમાં આવલા જમીનદારી ધોરણવાળા પ્રદેશોમાં જમીનની મ્હેસૂલને બમણી કરીને જમીનની વાર્ષિક કિંમત ગણે છે. આ પ્રમાણે ચોખ્ખી કિંમત, કિંવા જમીનદારો રાજને આપતા હોય તે ગણોતના હિસ્સાને ઉદ્દેશીને મુકરર કરવામાં આવે છે. જાથુની જમાબંધીવાળી જાગીરોમાં જમીનના મ્હેસૂલને તેની "કિંમત" સાથે થોડો સંબંધ રહે છે. તેથી સ્થાનિક વરાડો ગણોતની મુદ્દતી કિંમત થવા ઉપર કિંવા દરેક એકર ઉપરના દર ઉપરથી ઠરાવવામાં આવે છે. કેટલાક પ્રાન્તોમાં જમીનદારોને ખેડૂતો પાસેથી વરાડનો કેટલોક હિસ્સો લેવા હક્ક છે. ઘણું કરીને જમીનના મ્હેસૂલ સાથે જ વરાડ ઉઘરાવી લેવાય છે; અને લોકલ બોર્ડોને ઉઘરાત કિંવા તેનો મુકરર કરેલો ભાગ આપતાં પહેલાં ઉઘરાત ખર્ચ બાદ કરી લેવામાં આવે છે. બંગાળામાં જાથુકની જમાબંધીવાળી જાગીરો સાથે કામ પડતું હોવાથી

* મદ્રાસમાં સ્થાનિક સરકારની મંજૂરી લઇને સ્થાનિક રેલવે કિંવા ટ્રામવે બાંધવાના કામ માટે ડિસ્ટ્રિક્ટ બોર્ડ દર વધારીને એક રૂપૈયે ત્રણ પાઇનો કરી શકે છે.

કરીને ખાસ રીતની કિંમત કરવા સારૂ માણુસો રાખવાની જરૂર પડતી હોવાથી ત્યાં કુલ ખર્ચના ચાર-પંચમાંશ લગભગ બેસે છે.

મદ્રાસ, મુંબઈ, અને આસામમાં સઘળી ચોખ્ખી ઉપરાતનો વહીવટ લોકલબોર્ડો તરફથી ચલાવવામાં આવે છે. બંગા-

**વરાડનો વહિવટ.**

ળામાં રસ્તા માટેનો વરાડ તમામ રીતે ડિસ્ટ્રિક્ટ બોર્ડનો જમે થાય છે; અને જાહેર બાંધકામ ખાતાનો વરાડ સામાન્ય આમદાનીમાં જમે કરવામાં આવે છે; પરંતુ હાલમાં સ્થાનિક સરકારનો હુકુમ થયો છે તે અનુસાર તેમાંથી કેટલોક હિસ્સો પણ લોકલબોર્ડને આપવામાં આવે છે. આગ્રા પ્રાન્તમાં વરાડનો કાંઇક ભાગ ગામની ચોકીને માટે ખર્ચવામાં આવે છે. બીજા ભાગોમાં તે બીજા મુકરર કરેલા વરાડમાંથી (જે ખાસ રીતે સામાન્ય વરાડથી જુદો લેવાય છે) અપાય છે. પંજાબમાં તે વરાડના ચાર-પંચમાંશ લોકલબોર્ડને આપવામાં આવે છે, અને એક-પંચમાંસ સ્થાનિક બોર્ડના ધારા પ્રમાણેનાં કાર્યો માટે સરકાર અલગ રાખી શકે છે. મધ્ય પ્રાન્તોમાં ૧૮૭૮ માં (ગણોત ઉપર એક ટકાનું) દાખલ કરેલ સામાન્ય વરાડનો વહીવટ ચીફ કમિશનર કરે છે; અને રસ્તા તથા નિશાળ ખાતાં માટેના વરાડો લોકલબોર્ડોને સોંપરત કરવામાં આવે છે.

**ગામડાંના ચાકરીયાતો માટેના વરાડો.**

સ્થાનિક સ્વરાજ્યના કાર્યાર્થે નખાયેલા જમીન ઉપરના વરાડ ઉપરાંત જાથુની જમાબંધી સિવાયને ઠેકાણે ગામડાંઓના ચોકીયાતો તથા પટેલોના મ્હેનતાણા માટે વરાડો ઉઘરાવાય છે. "ગામડાંઓના આ ચાકરીયતોનો નિભાવ સનાતનકાળથી લોકો જ રાખતા આવ્યા છે. અન્ય સ્થળોમાં કેટલાક પ્રાન્તોના બિન-ખેતીકારો વ્યાજબી રીતે ભરતા વરાડની ઉપજમાંથી તેઓનો નિભાવ ચાલે છે, પરંતુ મુંબઇમાં તેમજ મધ્ય પ્રાન્તોમાં તો અધ્યાપિ તેઓને જમીનના રૂપમાં મ્હેનતાણું આપવામાં આવે છે, કિંવા તેઓ લોકો પાસેથી પરબારો વરાડ ઉઘરાવી તેવું મ્હેનતાણું વસુલ કરે છે. જમીનદારી ગામડાંઓનાં કરતાં રૈયતવારી ગામડાં-

ઓમાં પટેલ એ એક મહત્ત્વતાનો કાર્યકર્તા છે; અને મદ્રાસ, સિંધ, અને કુર્ગ સિવાય રૈયતવારી પ્રાન્તોમાં તેનું મ્હેનતાણું તે જે જમીનનું મ્હેસૂલ ઉઘરાવે છે તેમાંથી પૂરેપૂરૂં કિંવા કેટલેક અંશે તેને તેના લવાજમ તરીકે મળે એમ સ્વીકાર થયો છે. જમીનદારી પ્રાન્તો (જોડીયા પ્રાન્તો, મધ્ય પ્રાન્તો, અને પંજાબ) માં ગામડાંનો માલેક એજ પટેલ હોય છે. પરંતુ જ્યાં ગામડાંના ધણીપણામાં ઘણા હિસ્સા હોય છે ત્યાં તેમાંનો એક કિંવા અધિક બાકીનાના તરફથી કામ કરે છે; અને તેઓને ઘણું કરીને પાંચ ટકાના દરથી તેઓ મારફત ઉઘરાવાતા મ્હેસૂલમાંથી લવાજમ મળવાનો હક્ક છે. આ ઘણા દીર્ઘકાળની સ્થાયી ગ્રામ્યમંડળની યોજના છે." ગામડાંના તલાટીઓનાં કામકાજોમાં ઘણી રીતનો ફેરફાર થવા પામ્યો છે; કેમકે તેને પોતાના તાબાના ગામની જમીન સંબંધી આંકડાઓવાળી હકીકતોનું ગુંચવણ ભર્યું ધોરણ ચલાવવામાં રોકાવું પડે છે. ઘણે ભાગે તેનું મ્હેનતાણું જમીન ઉપર વરાડ ઉઘરાવી લેવાતું હતું; કેટલેક સ્થળે રાજની વસૂલાતમાંથી રકમ આપી તેમાં પૂરતી કરવામાં આવતી હતી; પરંતુ ૧૯૦૬ માં તે વરાડને સઘળે ઠેકાણેથી કાઢી નાખવામાં આવ્યો છે. માત્ર જૂજ અપવાદો જ કાયમ રાખવામાં આવ્યા છે.

**ગામડાંઓની ટપાલનો વરાડ, ઇત્યાદિ.** બંગાળામાં માજીસ્ટ્રેટો અને પોલીસની વચ્ચે ચાલતા કાગળપત્રોના વ્યવહાર માટે રાખેલ પરગણાની ટપાલના નિભાવ સારૂ ૧૮૬૨ માં એક ધારો કરેલો તેની રૂએ એક જૂજ વરાડ ઉઘરાવવામાં આવતો હતો. કેટલાક પ્રાન્તોમાં જમીનના સામાન્ય વરાડમાંથી નાની રકમ બાદ કરી એવી રીતના ખાતાને પગાર આપવામાં આવતો હતો; અને નોર્મલ સ્કૂલો, સ્થાનિક કાર્યો માટેની સરકારી કચેરીઓ, અને એવાં બીજાં ખાતાંઓનું ખર્ચ પૂરૂં કરવા સારૂ બીજી જૂજ બાબતો ઉઘરાવાતી હતી. ૧૯૦૬ માં આ સઘળાંને કાઢી નાખવામાં આવેલ છે.

---

૧ જમીનની જમાબંધી મુકરર કરવાની બાબતમાં ઈન્ડિયા સરકારનો ઠરાવ, તારીખ ૧૬ મી જાન્યુઆરી ૧૯૦૨.

# આધાર લીધેલાં પુસ્તકોની ટીપ.

અફીણ બાબતના બાદશાહી કમિશનના રિપોર્ટો, ૧૮૯૩; બંગાળાનું અફીણને લગતું કમિશન ૧૮૮૩, ઇન્ડિયાનું ભાંગના છોડમાંથી થતા પદાર્થો બાબતનું કમિશન, ૧૮૯૧; અને મદ્રાસનું નિમક બાબતનું કમિશન, એ સઘળાના રિપોર્ટો.

ઇન્ડિયાના એક્ષસાઇસ વહીવટના કાગળપત્રો તારીખ ૧ લી માર્ચ ૧૮૯૦ના ઇન્ડિયા ગેઝેટના પરિશિષ્ટમાંથી ફરીને પ્રસિદ્ધ કરેલા.

બંગાળા, જોડીઆ પ્રાન્તો અને આસામના એક્ષસાઇસ વહીવટને લગતા કાગળપત્રો, ૨૭મી ડિસેમ્બર ૧૮૯૦ના ઇન્ડિયા ગેઝેટના પરિશિષ્ટમાંથી ફરીને પ્રસિદ્ધ કરેલા.

આસામના એક્ષસાઇસ વહીવટને લગતા કાગળ પત્રો, તારીખ ૨૩ મી જુલાઈ ૧૯૦૪ના ઇન્ડિયા ગેઝેટના પરિશિષ્ટમાં પ્રસિદ્ધ થયેલા.

ઇન્ડિયાના વ્યાપારના વાર્ષિક રિવ્યુઓ.

બંગાળા અને મુંબઈનાં અફીણ ખાતાં અને ઉત્તર તરફના ઇન્ડિયાના અને દરિયાઇ પ્રાન્તોના નિમક ખતાના પ્રાન્તિક એક્ષસાઇસ ડિપાર્ટમેન્ટોએ કરેલા વાર્ષિક રિપોર્ટો.

## પત્રક ૧, અફીણ. (કેટલા લાખ રૂપૈયા તે બતાવનારૂં.)

| | ૧૮૫૦–૧ | ૧૮૬૦–૧ | ૧૮૭૦–૧ | ૧૮૮૦–૧ | ૧૮૯૦–૧ | ૧૯૦૦–૧ | ૧૯૦૨–૩ | વિશેષ હકિકત. |
|---|---|---|---|---|---|---|---|---|
| બંગાળાના પ્રાન્તો. | | | | | | | | |
| અફીણ.* | | | | | | | | |
| આમદાની. | ૩૦૯ | ૪૨૦ | ૫૬૪ | ૭૯૫ | ૬૧૩ | ૬૪૦ | ૫૭૫ | |
| ખર્ચ. | ૧૦૩ | ૮૮ | ૨૦૧ | ૨૦૩ | ૨૧૮ | ૨૬૮ | ૨૪૭ | |
| ચોખ્ખી આમદાની | ૨૦૬ | ૩૩૨ | ૩૬૩ | ૫૯૨ | ૩૯૫ | ૩૭૨ | ૩૨૮ | |
| માળવામાંથી નિકાસ. | | | | | | | | |
| આમદાની. | ૭૦ | ૨૪૮ | ૨૪૦ | ૨૫૩ | ૧૭૫ | ૧૨૫ | ૧૦૦ | |
| ખર્ચ. | ૧ | ૪ | ... | ... | ... | ... | ૧ | |
| ચોખ્ખી આમદાની | ૬૯ | ૨૪૪ | ૨૪૦ | ૨૫૩ | ૧૭૫ | ૧૨૫ | ૯૯ | |
| એકંદર માળવા તથા બંગાળા. | | | | | | | | |
| આમદાની. | ૩૭૯ | ૬૬૮ | ૮૦૪ | ૧૦૪૮ | ૭૮૮ | ૭૬૫ | ૬૭૫ | |
| ખર્ચ. | ૧૦૪ | ૯૨ | ૨૦૧ | ૨૦૩ | ૨૧૮ | ૨૬૮ | ૨૪૮ | |
| ચોખ્ખી આમદાની | ૨૭૫ | ૫૭૬ | ૬૦૩ | ૮૪૫ | ૫૭૦ | ૪૯૭ | ૪૨૭ | |
| એક્ષાઇસના મથાળા નીચે જમે કરવામાં આવેલી અફીણની આમદાની. | ,, | ૧૬ | ૩૬ | ૭૪ | ૯૭ | ૧૦૩ | ૧૧૦ | |

*એક્ષાઇસ ખાતામાં વેચાતા અફીણની મૂળ કિંમત આમદાનીમાં ગણેલ છે; અને તેનું ખર્ચ એકંદર ખર્ચમાં લીધુંછે.

## પત્રક ૨, નિમક. (કેટલા લાખ રૂપૈયા તે બતાવનારૂં.)

| | ૧૮૭૧-૨ | ૧૮૮૦-૧ | ૧૮૯૦-૧ | ૧૯૦૦-૧ | ૧૯૦૨-૩ | વિશેષ હકિકત. |
|---|---|---|---|---|---|---|
| આમદાની રૂપૈયા કેટલા લાખ. | ૫૯૭ | ૭૧૨ | ૮૫૨ | ૮૯૫ | ૯૨૮ | |
| ખર્ચ. | ૫૬ | ૯૦ | ૮૮ | ૮૯ | ૯૦ | |
| ચોખ્ખી આવક. | ૫૪૧ | ૬૨૨ | ૭૬૪ | ૮૦૬ | ૮૩૮ | |
| ખપતી કેટલા લાખ મણની. | ૨૨૮ | ૨૭૪ | ૬૩૩ | ૩૫૮ | ૩૬૯ | |
| દરેક માણુસે સરસરી ખપતી સેર. | ૩.૬ | ૪.૩ | ૪.૬ | ૪.૯ | ૫.૦ | |
| " " " બોજો આના. | ૩.૬ | ૪.૨ | ૪.૪ | ૪.૭ | ૪.૯ | |
| દર મણે નિમકની સરાસરી પરચુરણ કિંમત રૂપૈયામાં. | ૧૮૭૧ | ૧૮૮૦ | ૧૮૯૦ | ૧૯૦૦ | ૧૯૦૨ | |
| મદ્રાસ. | + | ૩.૨ | ૩.૨ | ૩.૨ | ૩.૨ | |
| મુંબઇ. | ૨.૭ | ૩.૫ | ૩.૪ | ૩.૫ | ૩.૩ | |
| બંગાળા. | ૫.૦ | ૪.૫ | ૪.૧ | ૩.૮ | ૩.૮ | |
| આગ્રા. | ૪.૬ | ૪.૨ | ૩.૭ | ૩.૭ | ૩.૭ | |

* ઘણાંખરાં દેશી રાજ્યોના વાસીઓ બ્રિટિશ નિમક વાપરે છે તેથી આ આંકડાઓમાં આખા ઇન્ડિયાની વસ્તી આવી જાય છે. તોપણ કેટલાંક રાજ્યોમાં મિઠાનો સ્થાનિક પાક થાય છે એટલે દરજ્જે સરાસરી ખપત અને કરનો બોજો ઉપર બનાવ્યા કરતાં જરાક વધારે છે. રાજપુતાણાનાં નિમકના ઠેકાણાંઓ હાથ કર્યા બાદ ઘણોજ જુજ તફાવત પડેલો છે.

+મળી શકતા નથી.

## પત્રક ૩, એક્ષાઈસ જકાત. (કેટલા લાખ રૂપૈયા તે બતાવનારૂં.)

| | ૧૮૬૦–૧ | ૧૮૭૦–૧ | ૧૮૮૦–૧ | ૧૮૯૦–૧ | ૧૯૦૦–૧ | ૧૯૦૨–૩ |
|---|---|---|---|---|---|---|
| | ૫૧ | ૧૫૬ | ૨૧૨ | ૩૪૯ | ૪૨૭ | ૪૮૬ |
| માદક દારૂઓ. | ૧૬ | ૩૬ | ૭૪ | ૭૭ | ૧૦૩ | ૧૧૦ |
| અફીણુ તથા તેમાંથી બનતા પદાર્થો. | ૧૧ | ૨૨ | ૩૦ | ૪૨ | ૫૯ | ૬૬ |
| ભાંગ તથા છોડમાંથી બનતા પદાર્થો. | ,, | ,, | ૩ | ૪ | ૨ | ૨ |
| પરચુરણુ. | ૧૧૮ | ૨૧૪ | ૩૧૯ | ૪૮૨ | ૫૯૧ | ૬૬૪ |
| | ૬ | ૧૦ | ૧૦ | ૧૮ | ૩૧ | ૩૫ |
| ખર્ચ. | ૧૧૨ | ૨૦૪ | ૩૦૯ | ૪૭૪ | ૫૬૦ | ૬૨૯ |
| ચોખ્ખી આવક. | | | | | | |

## પત્રક ૪, જકાત. ( કેટલા લાખ રૂપૈયા તે દર્શાવનારૂં. )

| | ૧૮૯૨–૩ | ૧૮૯૪–૫ | ૧૮૯૭–૮ | ૧૯૦૦–૧ | ૧૯૦૨–૩ |
|---|---|---|---|---|---|
| **ખાસ આયાત જકાતો.** | | | | | |
| હથિયાર, યુદ્ધ સામગ્રી અને લશ્કરી સામાન. | | ૨ | ૨ | ૧ | ૨ |
| દારૂ. | ૬૦ | ૬૧ | ૬૬ | ૬૯ | ૭૬ |
| પેટ્રોલિયમ. | ૨૦ | * | * | ૪૯ | ૫૩ |
| ખાંડ ( ખંગ વાળનારી જકાત ) | ... | ... | ... | ૨૧ | ૧૧ |
| **સામાન્ય આયાત જકાત.** | | | | | |
| ખાવા પીવાની ચીજો. | ... | ૨૭ | ૩૭ | ૧૫ | ૧૪ |
| ખાંડ ( ચાલતી જકાત. ) | ... | + | + | ૨૯ | ૨૫ |
| રસાયણી પદાર્થો, કરિયાણું, ઘેન લાવનાર પદાર્થો, રંગો | ... | ૯ | ૧૧ | ૧૧ | ૧૨ |
| સુતરાઉ કાપડ વગેરે. | ... | ૩૮ | ૭૮ | ૯૩ | ૯૫ |
| ધાતુઓ અને તેમાંથી બનેલી ચીજો. | ... | ૫૫ | ૬૫ | ૩૩ | ૬૯ |
| તેલ. | ... | ૩૨ | ૫૫ | ૨ | ૧ |
| બીજી કાચી વસ્તુઓ અને બનાવેલી ચીજો. | ... | ૫૮ | ૫૩ | ૬૮ | ૬૮ |
| કુલ આયાત | ૮૨ | ૨૮૨ | ૩૬૭ | ૩૯૧ | ૪૨૬ |
| સુતરાઉ માલ ઉપર એક્ષાઇસ જકાત. | ,, | ૧ | ૧૧ | ૧૨ | ૧૮ |
| નિકાસ જકાત. | ૭૩ | ૮૯ | ૭૧ | ૮૩ | ૧૨૩ |
| ખુશ્કીની જકાત અને પરચુરણ. | ૧ | ૫ | ૬ | ૭ | ૯ |
| એકંદર કુલ. | ૧૫૬ | ૮૭૭ | ૪૫૫ | ૪૯૩ | ૫૭૬ |
| ખર્ચ. | ૧૭ | ૧૯ | ૨૨ | ૨૬ | ૨૫ |
| ચોખ્ખી આવક. | ૧૩૮ | ૩૫૮ | ૪૩૩ | ૪૬૭ | ૫૫૧ |

* તેલના મથાળા નીચે આવી ગઇ છે.    * ખાવા પીવાની ચીજોની અંદર આવી છે.

પત્રક ૫, મુકરર કરેલા કરો (ઇનકમ ટાક્ષ. કમાણીઓ ઉપરનો કર) કેટલા લાખ રૂપૈયા તે દર્શાવનારૂં.

| | ૧૮૮૬-૭ | ૧૮૯૦-૧ | ૧૮૯૫-૬ | ૧૯૦૦-૧ | ૧૯૦૨-૩ |
|---|---|---|---|---|---|
| જમા કરેલી વસૂલાતો. | ૧૩૬ | ૧૬૨ | ૧૮૩ | ૧૯૮ | ૨૧૨ |
| ખર્ચ. | ૮ | ૫ | ૪ | ૪ | ૫ |
| ચોખ્ખી વસૂલાત | ૧૨૮ | ૧૫૭ | ૧૭૯ | ૧૯૪ | ૨૦૭ |

પત્રક ૬, પ્રાન્તિક વરાડો. ( કેટલાક લાખ રૂપૈયા તે દર્શાવનારૂં. )

| | ૧૮૭૨–૩ | ૧૮૭૬–૭ | ૧૮૭૯–૮૦ | ૧૮૯૦–૧ | ૧૯૦૦–૧ | ૧૯૦૨–૩ | વિશેષ હકિકત. |
|---|---|---|---|---|---|---|---|
| જમીનનો વરાડ. | મળી આવતા નથી. | | ૨૩૩ | ૨૬૨ | ૨૯૭ | ૩૧૪ | |
| ગામની ચાકરી અને પટવારીનો વરાડ. | | | ૫૦ | ૭૭ | ૭૩ | ૮૧ | |
| ગામડાની ટપાલનો વરાડ. | | | ૩ | ૪ | ૪ | ૫ | |
| પરચુરણ. | | | ૨ | ૬ | ૧૦ | ૧૨ | |
| એકંદર. | ૧૮૯ | ૧૯૩ | ૨૮૮ | ૩૪૯ | ૩૮૪ | ૪૧૨ | |
| ખર્ચ. | ૫ | ૧૧ | ૫ | ૬ | ૫ | ૭ | |
| ચોખ્ખી આવક. | ૧૮૪ | ૧૮૨ | ૨૮૩ | ૩૪૩ | ૩૭૯ | ૪૦૫ | |

# ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલાં ઇતિહાસનાં પુસ્તકો.

**ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ**—કર્ત્તા રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ. "વાંચનારને વિચાર કરવાની ટેવ પડી છે તેને તો આ ગ્રંથ ઘણો રસિક લાગ્યા વિના રહેશે નહિ." લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૭૩૬. કીંમત **રૂપિયા બે.**

**ગ્રીસ દેશનો ઇતિહાસ**—( મી. સ્મીથના ઇંગ્રેજી પુસ્તક પરથી. ) કર્ત્તા, રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ. સી. આઈ. ઇ. પૃ. ૩૮૦ ( નકસા સહિત ) કીંમત **ચૌદ આના.**

**ગુજરાતનો ઇતિહાસ—પ્રાચીન અને અર્વાચીન**—( મુંબઇ સરકારે રચાવેલાં ગેઝીટીઅર અને બીજાં વિવિધ સાધનો પરથી તૈયાર કરનાર. ) કર્ત્તા, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઈ, બી. એ. એલ. એલ. બી.

ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર, આવૃત્તિ બીજી ભાગ—૧ કીંમત **બાર આના.** આવૃત્તિ બીજી ભાગ—૨ કીંમત **એક રૂપિયો.**

**જગતનો અર્વાચીન ઇતિહાસ**—કર્ત્તા, રા. સા. જમીઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી બી. એ. ઇનામ અને લાયબ્રેરી માટે મંજૂર પૃ. ૬૫૬. કીંમત **રૂ. બે.**

**દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ**—( સુપ્રસિદ્ધ સાક્ષર વિદ્વાન ડૉકટર ભંડારકરના કીંમતી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ ) કર્ત્તા, રા. રા. નવનિતરાય નારાયણભાઇ મહેતા, બી. એ. એલ. એલ. બી., પૃ. ૨૬૦ કીંમત **દશ આના.**

**પ્રાચીન ભારત**—ભા. ૧ લો—( બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત Ancient India એ નામના ઇંગ્રેજી પુસ્તક ભાગ ૧ નો અનુવાદ. ) કર્તા, રા. રા. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ, બી. એ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર, પૃ. ૨૭૨ કીંમત **બાર આના.**

**પ્રાચીન ભરતખંડનો મહિમા**—કર્તા, સ્વ. નારાયણ હેમચંદ્ર. પૃ. ૨૨૪. કીંમત **આઠ આના.**

**ફ્રેન્ચ રેવોલ્યુશન યાને ફ્રાન્સ દેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ.** ( મરાઠી પરથી ભાષાંતર ) કર્તા રા. રા. ચુનીલાલ બાપુજી મોદી, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. આવૃત્તિ બીજી. પૃ. ૨૦૦ કીંમત **બાર આના.**

**બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થીક ઈતિહાસ ( ભાગ ૧ લો.** અને **ભાગ ૨ જો. )**—કર્ત્તા, રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ., એલ. એલ. બી. પાકું સોનેરી પુઠું, પુસ્તક ૧ લું. પૃ. ૩૯૬. કીંમત **બાર આના.** પુસ્તક ૨ જું. પૃ. ૫૬૪ **એક રૂપિયો.**

**બ્રિટિશ રિયાસત** પૂર્વાર્ધ—( સરદેસાઇ કૃત મરાઠી પુસ્તક હિંદુસ્તાનનો આર્વાચીન ઇતિહાસ ભાગ ૩ જાનો અનુવાદ ) કર્ત્તા, રા. રા. ચંપકલાલ લાલભાઈ મહેતા, બી. એ એલ. એલ. બી. આ પુસ્તકમાં ઇસ્ટ ઈંડિયા કંપનીની શરૂઆતથી તે બ્રિટીશ રાજ્ય સ્થાપનાનો આરંભ–સન ૧૭૭૩ સુધીનો અહેવાલ આપેલો છે. પૃ. ૭૦૪ કીમત **દોઢ રૂપિયો.**

**મરાઠી સત્તાનો ઉદય** ( જસ્ટીશ રાનાડેના સુપ્રસિદ્ધ ગ્રંથનો અનુવાદ. ) મી. કરીમઅલી રહીમભાઈ નાનજીઆણી, બી. એ. પૃ. ૨૨૪. કીંમત **દશ આના.**

**મુસલમાનોની રાજકીય તથા વિદ્યાસંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો** ( ઉર્દૂ પરથી ) કર્તા મી. મહેબુબમીયાં ઈમામબક્ષ કાદરી, બી. એ. એલ. એલ. બી. ઈનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૭૦ કીંમત **બે આના.**

**રાસમાળા ભા. ૧ અને ભા. ૨** ( ગુજરાતના ઇતિહાસનું એક અપૂર્વ પુસ્તક ) કર્તા, રા. રા. રણછોડભાઇ ઉદયરામ. ( બીજી આવૃત્તિ પુનઃ શોધિત તથા વૃદ્ધિત–રા. મનઃસુખરામ કૃત ફાર્બસ જીવન ચરિત્ર સહિત, )

ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. બીજી આવૃત્તિ. કીંમત **રૂપિયા બે.**
( દરેક ભાગના )

**રૂશિયા**—( રૂસરાજ્યનું સંક્ષિપ્ત ઐતિહાસિક વર્ણન, બંગાળીપરથી ) કર્તા રા. રા. કૃપાશંકર દોલતરામ. પૃ. ૧૦૮. કીંમત **છ આના.**

**લંકાનો ઇતિહાસ**—( મરાઠીપરથી ભાષાંતર. ) કર્તા રાવસાહેબ પરમાનંદભાઈ ભોળાભાઈ પારેખ, પૃ. ૧૩૬. કીંમત **ત્રણ આના.**

**વિક્રમાંકદેવ ચરિત્ર**—( કાસ્મીરક ભટ્ટ બિલ્હણ કવિકૃત ઐતિહાસિક કાવ્ય ગ્રંથ. ) કર્તા, સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્ય. પૃ. ૧૯૨. કીંમત **બાર આના.**

**સુરત માંડવીનું દેશી રાજ્ય યાને માંડવીનો પુરાતન ઇતિહાસ.** કર્તા, મી. રહેમાનખાં કાલેખાં તલાટી ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૧૧૭. કીંમત **આઠ આના.**

**હિંદની રાજ્યવ્યવસ્થા અને લોક સ્થિતિ,** કર્તા. રા. રા. બળવંતરામ મહાદેવરામ મહેતા. પ્રાણી વર્ણન, વેણી સંહાર વગેરેના લેખક, પૃ. ૭૧૬. કીંમત **સવા રૂપિયો.**

**હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય**—( મી. લાયલ કૃત " Rise of the British Dominion in India " એ નામના પુસ્તકોનો અનુવાદ ) કર્તા, રા. રા. ચંપકલાલ લાલભાઈ મહેતા બી. એ. એલ. એલ..બી. પૃ. ૧૪૪ કીંમત **છ આના.**

આ સિવાય સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની વિસ્તારથી હકીકત **મોટા કેટલોગમાં** આપવાનાં આવી છે-તે **આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, ભદ્ર, અમદાવાદ** એમને એક પત્ર લખેથી મફત મોકલી આપવામાં આવશે.

